# આત્મકથા

## ભાગ પાંચમો

## કિસાનકથા

ઇન્દુલાલ યાજ્ઞિક

કિંમત : રૂ. ૧૬-૦૦



પ્રકાશક :
કાંતિલાલ ગોવિંદલાલ શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
મહાત્મા ગાંધી માર્ગ,
ફુવારા, અમદાવાદ-૧

મુદ્રક :
ઠાકોરલાલ ગોવિંદલાલ શાહ
શારદા મુદ્રણાલય,
પાનકોરનાકા, ગાંધી માર્ગ,
અમદાવાદ-૧

स्वामी सहजानंद सरस्वती

जन्म :
महाशिवरात्रि सं. १९४५

अवसान :
अषाड कृष्ण ११, संवत २००७

જે દંડા-સ્વામીના વજ્રસમા
દિલમાંથી સૌ જમીનદારી સિતમ સામે
તાતાં તીર છૂટતાં
અને
જે કિસાનો પર અપાર પ્રેમ વરસાવતા
તે કિસાન નેતા અને જનનાયક
**સ્વામીજી સહજાનંદ સરસ્વતીને**

અર્પણ

# પ્રસ્તાવના

સન ૧૯૩૫ની આખરે વિલાયતથી દેશમાં આવતાં રાષ્ટ્રીય ભાષા, રાષ્ટ્રીય વ્યાયામ અને કિસાનપ્રવૃત્તિ — એ ત્રણ વિષય પર એકાગ્ર થવાનો નિર્ણય કરેલો. તેમાં સરદારશ્રી વલ્લભભાઈના પીઠબળથી રાષ્ટ્રીય સાહિત્ય સંઘની સ્થાપના કરી, અને થોડા મહિના ચલાવ્યો. ગુજરાતની વ્યાયામશાળાઓના અગ્રણીઓ સાથે મળીને ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ સ્થાપવામાં મેં સાથ આપ્યો અને કૉંગ્રેસના ચુસ્ત કાર્યકરોના પ્રોત્સાહનથી જ માતરના ખેડૂતોની મારફત કિસાન પ્રવૃત્તિમાં ખેંચાયો અને થોડા જ મહિનામાં અખિલ હિન્દ કિસાન સભા લખનૌમાં સ્થાપવામાં હું સામેલ થયો.

નવાઈની વાત એ હતી કે સન '૩૭ની આખર સુધી મને સરકારે ગુજરાતમાં પ્રવેશબંધી ફરમાવી હતી તેથી મુંબઈમાં જ થાણું નાંખીને કિસાન નેતા સ્વામી સહજાનંદ અને આચાર્ય રંગાજીની પ્રેરણાથી મહારાષ્ટ્ર, દિલ્હી, બિહાર, આંધ્ર વગેરે પ્રદેશના કિસાનોમાં ઘૂમતો રહ્યો. સન ૧૯૩૮માં નેતાજીના પ્રમુખપણા નીચે કૉંગ્રેસની બેઠક હરિપુરામાં (બારડોલી) મળી ત્યારે મેં પાંગારકર જેવા જૂના સાથીઓના સહકારથી ગુજરાતમાં પહેલો કિસાન મોરચો કાઢ્યો અને કિસાન સભાની સ્થાપના કરી. પછી દેશભરમાં તેમ ગુજરાતના માંડવી–માંગરોળ તાલુકામાં પણ કિસાન સભાનો પ્રચાર અને જંગ જામી ગયો. સન ૧૯૩૯માં મેં અમદાવાદમાં કિસાન કાર્યાલય સ્થાપીને ઉત્તર ગુજરાતમાં લડત જમાવવા માંડી. તેવામાં ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું, સ્વામીજી સાથે હું નેતાજી સુભાષબાબુની યુદ્ધ વિરોધી જેહાદમાં ખેંચાયો અને બીજા ઘણા સાથીઓ સાથે અમે જેલમાં ગયા.

આમ સન ૧૯૩૬થી ૧૯૪૦ સુધી એકધારી કિસાનોની અને રાજકીય પ્રવૃત્તિ ચલાવી તેમાં મારા કારાવાસથી નવો વળાંક આવ્યો.

પહેલાંની માફક આ વખતે પણ યરોડા જેલમાં ગયો ત્યારે રાજકારણથી વિરક્ત થઈને સાહિત્ય અને ઇતિહાસની દુનિયામાં મુક્ત વિહાર કરતો ગયો. મારા મન ઉપર રોજિંદી પ્રવૃત્તિના આવેશનું ભારણ હળવું થયું ત્યારે તે કિસાનોના મૂળભૂત માનસ અને દિલને ખીલવવાની યોજનામાં લીન થયું. તેથી સન ૧૯૪૧ની આખરે જેલમાંથી હું છૂટયો ત્યારે કંઈક હળવી રાજકીય નીતિ અપનાવીને સ્વામીજી અને રંગાજીને પણ જેલમાંથી છોડાવવાને સરકાર સાથે પત્રવ્યવહાર કર્યો, અને સન ૧૯૪૨માં હું બીહટાના સંમેલનનો પ્રમુખ થયો ત્યારે દેશને સત્વર આઝાદી આપવાનો સરકારને આગ્રહ કર્યો: તેમજ એ શરતે હિટલર વિરોધી સંગ્રામમાં સહકાર આપવાની ખાતરી આપી.

મારા નવા માનસનું સ્પષ્ટ પ્રતિબિંબ પંદરેક દિવસમાં વલસાડમાં મળેલી ગુજરાતની પરિષદમાં દેખાયું. તેમાં પહેલી જ વાર કિસાનોને અને તેમનાં બાળકોને માફકસરની તાલીમ આપવાને રચનાત્મક કાર્યક્રમ અપનાવવાની મેં ઘોષણા કરી અને તે મુજબનો ઠરાવ પસાર થયો. પછી એ જ મહિનામાં "અંગ્રેજો! હિન્દ છોડો" એ ગાંધીજીની ઘોષણા કોંગ્રેસે બુલંદ બનાવી ત્યારે ગાંધીજીના જ રચનાત્મક કાર્યક્રમને અપનાવીને મેં સન ૧૯૪૩માં હરિજન અને આદિવાસી બાળકોને તાલીમ આપવાને એક પછી એક ચાર આશ્રમ ખોલી નાંખ્યા. સાથે સાથે વતન નડિયાદમાં રહીને અનાજની ખરીદી અને વેચાણ માટે જિલ્લા સહકારી સંઘમાં સામેલ થયો. તેમાંથી પણ વિરક્ત થઈને સન ૧૯૪૪થી મારા નેનપુર આશ્રમમાં સતત બાર વરસ રહીને આશ્રમપ્રવૃત્તિ કરતો રહ્યો.

સન ૧૯૪૭માં ભારત આઝાદ થયું ત્યારે વળી મારી પ્રવૃત્તિમાં નવો વળાંક આવ્યો. આઝાદીના દિવસથી જ કોંગ્રેસી અગ્રેસરોની શુભેચ્છા સાથે મેં "ગ્રામવિકાસ" – એ નામનું અઠવાડિક પ્રકટ કરવા માંડયું. તે જ વખતે ગુજરાતનાં દેશી રાજ્યો ભારત સરકાર સાથે

જોડાયાં. તેથી તેમાં કિસાન પ્રવૃત્તિ આદરવાની જે તક સાંપડી તે ઝડપવાને મેં ફરીથી પ્રચારકાર્ય પુરપાટ ચલાવ્યું. સંખેડામેવાસ, મહુઆ, પાટડી, રાજકોટ, સાવરકુંડલા વગેરે અનેક સ્થળે મેં કિસાનોની અને યુવાનોની પરિષદોમાં ભાગ લીધો.

મારી આવી પ્રવૃત્તિ તરફ હિન્દ શાંતિ સમિતિના અગ્રણીઓનું ધ્યાન ખેંચાયું તેથી તેમણે મને વિયેનામાં ભરાયેલા જગતના શાંતિ સંમેલનમાં અને પછી મોસ્કોમાં જગતની વેપારી પરિષદમાં મને મોકલ્યો. મોસ્કોમાં થોડાં અઠવાડિયાં રહ્યો તે દરમ્યાન ચીનના બિરાદરો તરફથી પહેલી મેના પેકિંગના સંમેલનમાં હાજર રહેવાનું આમંત્રણ મળ્યું તેથી ચીનના અઢી મહિનાના પ્રવાસે જઈ આવ્યો. ત્યાંથી પાછો આવ્યો ત્યારે જૂની હિન્દી કિસાન સભા તરફથી મને ૧૯૫૩ અને ૧૯૫૪માં દેશના કિસાન સંમેલનમાં પ્રમુખસ્થાને નીમવામાં આવ્યો. આવી રીતે એક નાના ગામડામાં રહેતા જૂના સેવકને અનેક પરદેશમાં પ્રવાસ કરવાની અને મોટાં કિસાન સંમેલનમાં ભાગ લેવાની અણમોલ તક મળી.

પણ આ બધી બાહ્ય પ્રવૃત્તિ થોડા દિવસ જ ચાલતી. મોટે ભાગે તો હું નેનપુર આશ્રમમાં રહીને તેનો વહીવટ કરતો અને નાનાં નાટક, લેખ વગેરે લખતો. સન ૧૯૫૪માં હું વધારે સ્થાનબદ્ધ અને અંતર્મુખ બનીને આત્મકથા લખવા બેઠો અને સન ૧૯૫૬માં ત્રીજો ભાગ પૂરો કર્યો ત્યાં સુધી ત્યાં જ અદ્દભુત શાંતિમાં રહ્યો.

આ ભાગમાં મારી લાંબી રઝળપાટનો, આશ્રમના શાંત જીવનનો તેમ દેશદેશાંતરના પ્રવાસનો ૨૧ વરસનો વિશાળ પટ આવરી લીધો છે. સ્વામી જેવા કિસાન સભાના અગ્રણી અવસાન પામ્યા છે અને રંગાજી અળગા થઈ ગયા છે. છતાં દેશની અને ગુજરાતની કિસાન પ્રવૃત્તિની બને તેટલી સળંગ હકીકત મારા પોતાના સંગ્રહને આધારે જ મેળવી છે. આશ્રમોની પ્રવૃત્તિનાં દફતરો મારી પાસે સચવાયેલાં છે.

અને રૂસ–ચીનની સફરના તેમજ નવા કિસાન સંમેલનના હેવાલ મારી પાસે મોજૂદ હતા. તેથી એકંદર આ પુસ્તક માટે ભરપૂર રસપ્રદ માહિતી મળવાથી તેનું કદ જરા વધ્યું છે, તેને વાચકો વધાવી લેશે એવી આશા રાખું છું.

સન ૧૯૫૬ના ચોમાસામાં હું ત્રીજો ભાગ પ્રકટ કરવાના કામમાં રોકાયો હતો ત્યારે કંઈક સાહિત્યના ભારણથી, કંઈક અંગત અનુભવથી અને કંઈક પ્રચલિત જડમાનસના દર્શનથી મારા દિલમાં જે ઊંડી નિરાશા વ્યાપી હતી તેનું નિરૂપણ મેં આ પુસ્તકના છેલ્લા પ્રકરણમાં કર્યું છે. છતાં તેના નિવારણ માટે કદી નેનપુર છોડીને અમદાવાદ જેવા મોટી ગિરદીવાળાં મોટાં શહેરમાં વસવાનો વિચાર સરખો નહોતો કર્યો. બધાં ગામડાંથી દૂર લાખેક વારના મોટા ખેતરમાં રહી સવારે અને સાંજે સૂર્ય અને ચંદ્રના દર્શનથી હું આહ્લાદક આનંદ મેળવતો અને આશ્રમનાં બાળકોને ક્વચિત કંઈક બોધ આપીને ક્વચિત નિર્દોષ પ્રમોદ કરીને આનંદ મેળવતો. આવી રીતે માત્ર આશ્રમની અને સાહિત્યની પ્રવૃત્તિ પર જ હું મુસ્તાક હતો અને તેમાં જ મસ્ત બનીને વિહરતો.

ગાંધીજીની રાજકીય કંઠી છોડી તે પછી દુનિયામાં અનેક ચકરાવા લેતાં કદી બીજી કોઈ કંઠી બાંધી નહોતી. જીવનના પ્રભાતે કોંગ્રેસનું ઊંચું સ્થાન છોડ્યું ત્યારે કે તે પછી કોઈ રાજકીય સત્તા કે પ્રતિષ્ઠાની ખેવના મેં રાખી નહોતી.

મેં સન ૧૯૨૧માં તેમ ૧૯૪૩માં અનેક આશ્રમો સ્થાપ્યા હતા. તે આત્મનિર્ભર થયા પછી તેનો વહીવટ યોગ્ય સંસ્થાઓને સોંપતાં તેના તંત્રનો મોહ કદી મેં રાખ્યો નહોતો. હવે મારા નિવાસ બનેલા એક જ આશ્રમનું તંત્ર સંભાળીને હું સંતોષ માનતો. મારો આહાર-વિહાર આશ્રમ પર નિર્ભર હતો, અને માંદો પડું તો ભૂતકાળમાં તેમ ભવિષ્યમાં ઈસ્પિતાલમાં જ પથારી કરવાનું ધારતો. તેથી છેલ્લાં

બાર વરસમાં તેમ ભવિષ્યમાં મારી જીવનચર્યામાં તલમાત્ર પણ ફેરફાર કરવાનું સ્વપ્નેયે ધાર્યું નહોતું.

એક વાતનો વસવસો ક્વચિત ઊંડે ઊંડે દિલને કોરતો. રૂસ અને ચીનમાં કિસાનોની અને સંપૂર્ણ ક્રાંતિનાં દૃશ્ય જોઈને હું પાછો આશ્રમમાં આવ્યો ત્યારે મને ચોખ્ખું દેખાયું કે ગરીબ કિસાનોનાં બાળકોને બાર વરસથી નવી તાલીમ આપવાની કોશિશ કરતો, પણ તેમના જીવનમાં કંઈ નવી ઝલક આવતી નહિ; તેઓ તો મોટે ભાગે શાળાના શિક્ષકો કે સરકારી નોકર થઈને જ જીવન ગાળતા. તેમાંથી કોઈ ક્રાંતિકારી કિસાન બનતા નહિ. સ્વામીજી અને નેતાજી સાથે મળીને મેં ક્રાંતિનાં જે સ્વપ્નાં રચેલાં તે અધૂરાં જ રહ્યાં તેનો મને ક્વચિત રંજ થતો. પણ વળી પાછો રોજિંદા શાંત લેખનકાર્યમાં પ્રવૃત્ત થતો.

સન ૧૯૫૬ના ઑગસ્ટની આઠમી તારીખે મહાગુજરાતની સ્થાપનાને અંગે અમદાવાદમાં કોંગ્રેસ હાઉસ આગળ ગોળીબાર થયા અને સંખ્યાબંધ નવજુવાનો શહીદ થયા તેની ખબર તે દિવસે આશ્રમમાં નહોતી પડી. પણ નવમીએ સવારે 'આત્મકથાના' કામ અંગે નેનપુર સ્ટેશને હું ગયો ત્યારે છાપામાંથી આગલા દિનના ગોઝારા દમનકાંડની ખબર પડતાં જ હું ચમકી ગયો. તે દિવસથી મારા જીવનમાં નવો યુગ શરૂ થયો. તેની કથા હવે આ આત્મકથાના છઠ્ઠા અને છેલ્લા ભાગમાં રજૂ કરીશ.

અમદાવાદ

ઇન્દુલાલ યાજ્ઞિક

# —: અનુક્રમણિકા :—

# ખંડ ૧ લો

## ૧. પાંચ વરસે દેશમાં

**સન** ૧૯૩૦માં અંગ્રેજી પી. એન્ડ ઓ. કંપનીની બાદશાહી આગબોટ "નારકુંડા"ના બીજા વર્ગમાં હું મુંબઈથી લંડન જવા નીકળેલો. પાંચ વરસે પાછો ફરતાં ઈટલીની લૉઈડ ટ્રીસ્ટીની કંપની-ની પ્રમાણમાં નાની આગબોટના સસ્તા વર્ગમાં હું પાછો આવ્યો. કુદરતી જિજ્ઞાસાથી તેમાં ચોપાસ હરતાં ફરતાં અને સવાર-સાંજ નાસ્તો ને ભોજન લેતાં ખરેખર બધું પ્રમાણમાં સસ્તું અને હલકું લાગ્યું. રહેવાની ઓરડી, બધી સાધનસામગ્રી, ફરવાની મોકળાશ, ભોજનના પ્રકાર અને વાનીઓ બધુંયે પ્રમાણમાં ઊતરતું લાગ્યું. આ પ્રવાસમાં પૂરી સહાય કરનાર મિત્ર મનસુખલાલ માસ્તર અને તારાબેન આ જ વહાણના પહેલા વર્ગમાં પ્રવાસ કરતાં. તેમને કોઈક વાર મળતો ત્યારે મારી વ્યવસ્થાની ઊતરતી કક્ષાનું ભાન થતું. થોડા દિવસમાં આ સાદા વહાણથી હું ટેવાઈ ગયો અને મારી આગવી ધૂનમાં જ હું લીન થયો.

આગબોટ ભૂમધ્ય મહાસાગરમાં ધસતી હતી ત્યાં સુધી તો યુરોપના જેવું હવામાન હતું. ક્વચિત્ સૂરજ દેખાય ને તડકો પડે; વળી વાદળ ચડી આવે અને બધું ધૂંધળું થાય. તેથી મારું દિલ પણ યુરોપનાં પાંચ વરસનાં સ્મરણોથી ઘેરાયેલું રહ્યું. પણ સુએઝની સામુદ્રધૂની પસાર થયા પછી એકદમ એશિયાનું હવામાન જામી ગયું. સ્વચ્છ આકાશમાં સૂરજનો પ્રકાશ આખો દિવસ ઝળ-

હળતો, વળી સખત ગરમીથી તપતાં મારું હૈયું અનેરા આનંદથી નાચી ઊઠતું. હવે મારા અંતરના ઊંડાણમાંથી કુમારકાળમાં જપેલો ગાયત્રીમંત્ર ફૂટી નીકળ્યો. ભગવાન સૂર્યનારાયણનો પ્રકાશ મારી બુદ્ધિને જાગૃત કરે છે એવી ભાવના રોમરોમમાં પ્રકટી રહી. ઊછળતાં મોજાંના સાન્નિધ્યમાં હું સપાટાબંધ ફરતો જાઉં અને ગાયત્રીમંત્રનું રટણ કરતો જાઉં.

આગબોટ મુંબઈ બંદરે દશેરાની સવારે લાંગરી ત્યારે લોકોની મેદનીમાં દા. સુમંતના બે પુત્રને–મોટા રમેશને અને અશોકને–મેં દીઠા. આ ભાઈઓ સાથે તેમનાં માતા–પિતાના કુશળ વર્તમાનની વાતો કરી, પછી વિલેપાર્લેમાં રહેતા જે મિત્ર દશરથલાલને ઘેરથી હું પરદેશ સીધાવેલો તેમને ત્યાં સીધો પહોંચી ગયો.

મારા યજમાનનાં કુટુંબીઓ સાથે હળીમળીને અને નાહી–ધોઈને હું હીંચકા પર બેઠો તેવું જ મને રાષ્ટ્રીય આદેશનો પ્રચાર કરવાનું પૂરું ભાન થયું. પહેલાં તો સમગ્ર મિત્રમંડળ સાથે દેશ-પરદેશની વાતો કરતો ગયો, તેમાં રાષ્ટ્રભાષાના સિદ્ધાંત મુજબ એક પણ અંગ્રેજી શબ્દ ન આવે તેની મેં કાળજી રાખી. વળી પરદેશમાં તો પરદેશી સિગારેટ હું પીતો. તે ટાળીને મેં અમારા પડોશી નરસીંભાઈ[1] તરફથી મળેલી તેમની બનાવટની શુદ્ધ સ્વદેશી સિગા-રેટ–નેશનલ ગોલ્ડ ફ્લેક–પીવા માંડી. આમ ભાષા અને ચીજવસ્તુ-ઓના ઉપયોગમાં શુદ્ધ સ્વદેશીવ્રત પાળીને મેં સર્વની આગળ નવો દાખલો બેસાડ્યો.

છાપાની દુનિયામાં મારા પાછા આવવાની ખબર ફેલાઈ

---

૧. આ મિત્રના પુત્ર ભાઈ ચતુર્ભુજ હાલ ગોલ્ડન ટોબેકો કંપની મારફત 'તાજ' અને 'પનામા' નામની શુદ્ધ સ્વદેશી સિગારેટ બનાવે છે, તે પણ ઘણાં વરસ સુધી મેં શોખથી પીધી હતી.

એટલે મારા જૂના મિત્ર અમૃતલાલ શેઠના પત્ર 'જન્મભૂમિ'[1] અને મારા જૂના સાથી ખંડુભાઈના 'જયભારત'ના[2] પ્રતિનિધિઓ મને મળવા આવ્યા. આ બંને નવાં પત્રો આગળ મારા પરદેશ-પ્રવાસનો સાર મેં ઘણા જ ઉત્સાહથી રજૂ કર્યો : આઝાદીની ચાલુ લડતના સંદર્ભમાં, ઉત્કટ દેશાભિમાન, દેશપ્રેમ અને દેશભક્તિ જગાવવાની મેં હિમાયત કરી; હાલના શિક્ષણ અને રોજિંદા વહેવાર-માંથી પરદેશી અંગ્રેજી ભાષાને હઠાવીને માતૃભાષા અને રાષ્ટ્રભાષાને જ સર્વોપરી સ્થાન આપવાની ભલામણ કરી; ક્રીડાંગણમાંથી પરદેશી રમતગમત હઠાવીને જૂની દેશી રમતો અપનાવવાનો આગ્રહ કર્યો; દેશમાં જે કરોડો ખેડૂતો જંગી બહુમતી ધરાવે છે તેમનું જ સંગઠન કરીને સાચું સ્વરાજ હાંસલ કરવાની ઘોષણા કરી. મારી મુલાકાતો બંને છાપાંમાં પ્રકટ થયા પછી, તેના સંચાલક મિત્રોને જાતે મળીને મેં દેશની ઘણી ખબર મેળવી લીધી. વળી 'બે ઘડી મોજ'ના જૂના મિત્ર શયદાને, 'હિન્દુસ્થાન' પત્રના શેઠ લોટવાલાને અને તંત્રી રવિભાઈને મળતાં મને ઘણો આનંદ થયો.

વિલેપાર્લેમાં ગોકળીબાઈ હાઈસ્કૂલના સંચાલક ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ' તરફથી આમંત્રણ મળતાં ત્યાં વિદ્યાર્થીઓને બે બોલ કહેવા ગયો. ત્યાં શિક્ષણના વાહન તરીકે અને શાળાઓના વહેવારમાં અંગ્રેજી ભાષાના સામ્રાજ્ય સામે હું ખૂબ તડૂક્યો. મારા

1. અમૃતલાલભાઈ લંડનમાં મારી સાથે રહેતા. ત્યાંથી પૂર્વ આફ્રિકામાં કંઈક મદદ મેળવીને તેમણે સન ૧૯૩૩માં મુંબઈમાં 'જન્મભૂમ' નામે સાંજનું દૈનિક શરૂ કરેલું.
2. ખંડુભાઈ સન ૧૯૨૪થી 'હિંદુસ્થાન' પત્રમાં મારા સાથી હતા. સન ૧૯૩૫માં તેમણે એક કંપની કાઢીને વરસેક પર જ 'જયભારત' નામે સાંજનું દૈનિક પત્ર પ્રકટ કરવા માંડેલું.

પ્રમાણરૂપે એક અંગ્રેજી ઉક્તિ[1] મેં રજૂ કરીને તેનો સાર સમજાવ્યો : 'પરદેશી રાજકર્તાઓની ભાષા, કોઈ દેશીઓ બોલે ત્યારે તે ગુલામની જ ભાષા હોય છે.' આવા કડક બોલ પરથી ઘણા સવાલો પૂછાયા. તેના જવાબ મેં જોશીલી જબાનમાં આપ્યા.

એક બે દિવસમાં જ હું પરમ મિત્ર માસ્તરને ઘેર ગયો ત્યારે મને મળવાને જામેલા વિશાળ કુટુંબપરિવારમાં હું સહેજે ભળી ગયો. દેશપરદેશની રંગબેરંગી વાતોની છોળો ઊડી; છાપામાં પ્રગટ થયેલી મુલાકાતની કંઈક કદર થઈ – કંઈક ટીકા પણ થઈ. કુસુમે, કપિલાએ અને તેમની નણંદ અકાબેને પોતપોતાને ઘેર જમવાનાં નોતરાં આપ્યાં. માસ્તરે વહાણવટાના ધંધા વિષે કંઈક ઇશારો કરીને વિગતવાર વાત મુલતવી રાખી. એકંદર ખૂબ આનંદ માણીને હું પાછો વિલેપાર્લે ગયો.

તેવી જ રીતે રમેશ ને અશોકને, તેમના કાકા ભાસ્કરભાઈને અને ઊર્મિલાબેનને, તેમજ જૂના સાથી કેશવપ્રસાદ દેસાઈને પણ મળી આવ્યો. આ બધા મિત્રો સાથે મારા ભાવિ કાર્યની વાત થઈ ત્યારે અમદાવાદ જઈ ગુજરાતમાં નવો પ્રચાર કરવા નિશ્ચય જણાવ્યો. દુનિયાનાં મોટાં શહેરોમાં વરસો સુધી રહ્યા પછી હવે મુખ્યવે ખેડૂતોનું જ સંગઠન કરવાને માટે ગુજરાતમાં જ રહેવું પડે.

આમ ગુજરાતનાં સમણાંમાં હું રાચતો હતો તેવામાં એક દિવસ દશરથલાલનું ઘર શોધીને મારા એક જૂના લહેણદાર મને મળવા આવ્યા. 'હરવન મોટર્સ'–એ નામે પેટ્રોલનો વેપાર કરનાર આ ગૃહસ્થનું આશરે રૂ. ૧૫૦૦નું લહેણું ઘણાં વરસથી ખેંચાતું

---

૧. અંગ્રેજી ઉક્તિ નીચે મુજબ છે :
"The language of the rulers in the mouth of the ruled is the language of the slave."

હતું. ફિલમનો ધંધો કરતાં બીજાં ઘણાં દેવાંની માફક આ દેવું નહોતું અપાયું. હવે જ્યારે ઉઘરાણી કરવાને તે આવ્યા, ત્યારે થોડી વાતો કર્યા પછી મેં સાફ કહી દીધું કે બધો નોકરી–ધંધો છોડીને હવે હું દેશસેવા કરવાને ગુજરાત જાઉં છું, તેથી હું કંઈ આપી શકું તેમ નથી. તેમણે સામું પૂછ્યું કે તમે તો દેશસેવામાં પડ્યા પણ અમારે શું કરવું? આ ચર્ચા ચાલ્યા પછી છેવટે મેં પરખાવ્યું કે દેવું વસૂલ કરવાને કોર્ટનો રસ્તો તો ખુલ્લો જ છે. ત્યારે વળી ચિડાઈને તેમણે કહ્યું કે, તમારા જેવા સારા માણસ પાસે આવા જવાબની આશા નહોતી રાખી. છેવટે તે રવાના થયા ત્યારે સમજી ગયા કે આ તલમાંથી તેલ નીકળે એમ નથી.

અમદાવાદની તૈયારી કરતાં મેં ફરીથી ખાદીનાં કપડાં પહેરવાનું નક્કી કર્યું. સદ્‌ભાગ્યે થોડા જ દિવસમાં દોહદના ભીલ સેવા મંડળના સન્નિષ્ઠ સેવક લક્ષ્મીદાસ શ્રીકાંતનો મારે તાજો પરિચય થયો. ઠક્કરબાપાની વાતો પરથી દોહદના મારા જૂના કાર્યથી તે પરિચિત હતા, ને મારા તરફ ઘણો ભાવ રાખતા. હું વિલાયતનાં ગરમ કપડાં પહેરીને મુંબઈમાં ફરતો ત્યારે ઑક્ટોબરની સખત ગરમીથી રેબઝેબ થઈ જતો. આ બધું જોઈને તેમણે જ મારે માટે ખાદીના થોડા લેંઘા અને પહેરણ શીવડાવી આપ્યાં. દરમ્યાન ભીલ મંડળની અને ઠક્કરબાપાની બધી પ્રવૃત્તિઓથી હું માહિતગાર થયો અને તેમનો જીવનભરનો મિત્ર બન્યો.

મુંબઈ છોડતાં પહેલાં મારે આયર્લેન્ડની વ્યાયામપ્રવૃત્તિ[1] વિષે લખેલી એક અંગ્રેજી પુસ્તિકા છપાવવી હતી. લંડનના મારા મિત્ર સુંદર કબાડીના મોટા ભાઈ વામન કબાડીને મેં આ લખાણ સીધું છાપવાને લંડનથી મોકલેલું, પણ ચોક્કસ વાતચીતના અભાવે

---

૧ 'Irish Athletic Movement.'

તે એમ ને એમ પડી રહેલું. હવે વામનભાઈ ને મળીને તેમને પહેલી આવૃત્તિ પ્રકટ કરવાના સંપૂર્ણ હક્ક સોંપી દીધા એટલે તે કામ તરત હાથમાં લેવાને તૈયાર થયા.

ધરતીનો છેડો ઘર. દુનિયાનો પ્રવાસ કરતાં જે કામનાઓ અધૂરી રહી હોય તે ઘેર પાછાં ફરતાં દિલમાં જાગે. મારા જેવા એકલવાયા પ્રવાસીને પરદેશમાં વિચરતાં કોઈ સોહામણી અને સુશિક્ષિત યુવતીઓને જોતાં અને, મળતાં સહચારની ભૂખ જાગે અને થોડા મહિના તેનાં સોનેરી સમણાંમાં પસાર થાય. વળી, નિષ્ઠુર દુનિયાનો પરચો મળે કે સ્વભાવ કે વ્યવસાયના ભેદ ખડા થાય ત્યારે વળી એ કામનાઓ શમી જાય. આમ મારું દિલ ભુલભુલામણીમાં વખતોવખત થોડી વાર ભમે અને પાછું તેમાંથી નીકળી જાય.

બર્લિન, ડબ્લિન અને લંડનમાં લાંબો વખત રહેતાં કુદરતી રીતે મને આવા કંઈક અનુભવ થયેલા. વચગાળામાં કપિલા પણ લંડનમાં અને ડબ્લિનમાં મળેલી ત્યારે તેના પર દિલ ફરીથી ઠરેલું. પછી પરદેશી સખીઓને ભૂતકાળમાં શમાવીને હું મુંબઈ પાછો ફર્યો ત્યારે વળી કપિલાને મળતાં તેના સહચારની તાલાવેલી જાગી ઊઠી.

કમનસીબે મને ભાન ન રહ્યું કે પહેલાંના સંયોગો ઘણા બદલાયા હતા. હવે કપિલા અમેરિકાની મીશીગન યુનિવર્સિટીની ડિગ્રી લઈને વનિતા વિશ્રામની સંસ્થામાં સારી નોકરી પર હતી. અને તેના શિક્ષણ મુજબ તેને આગળ વધવાના ઘણા કોડ હતા. બીજી પાસ મેં વિલાયતથી પાછા ફરીને નવેસર દેશસેવાનું જીવનવ્રત લીધું હતું. અગાઉ છાપામાં નોકરી કરતો અને ફિલમનો ધંધો કરતો, તે વખતે કમાણી કરીને સુખી જીવન ગાળવાની જે આશાઓ હતી તે હવે નષ્ટ થઈ હતી. વળી કપિલા મુંબઈમાં સ્થાનબદ્ધ હતી ત્યારે સારા ગુજરાતનું મારું કાર્યક્ષેત્ર મેં નિશ્ચિત કર્યું હતું.

આવી પરિસ્થિતિમાં કપિલાએ તેના સાંતાક્રુઝના નાના બંગલામાં આમંત્રણ આપ્યું, ત્યારે નવા સંજોગોમાં જે સ્વપ્નતરંગો માટે કંઈ જ સ્થાન નહોતું રહ્યું તે પાછા મારા દિલમાં ઊછળી રહ્યા. એ ત્રણ વાર અમે મળ્યાં ત્યારે મારો ઉન્માદ વધતો ગયો. પણ પુરુષની સરખામણીમાં સ્ત્રી વધારે વાસ્તવદર્શી હોય છે. તેણે ઘણીયે લાગણીની સામે ટક્કર ઝીલી ને નક્કર હકીકતે સર્જેલો જવાબ સંભળાવ્યો ત્યારે મારું દિલ ફરીથી ઘવાયું. છેલ્લી વાત થઈ ત્યારે મધરાત વીતી ગઈ હતી. છતાં ભારે ગુસ્સાના આવેશમાં હું છેક વિલેપાર્લે સુધીના નિર્જન માર્ગ પર સપાટાબંધ ચાલીને લીબર્ટી લોજ પહોંચી ગયો.

અંગત જીવનમાં ઘેરી નિરાશા છવાતાં સને ૧૯૧૫માં જુવાની-ના પ્રભાતે મેં દેશસેવાનું જીવનવ્રત લીધું હતું. ફરીથી એકવીસ વરસ પછી પ્રૌઢ વયે જૂનું દર્દ ઊભરતાં વધારે ઉત્કટ આવેશથી અમદાવાદ જઈ મારા નિશ્ચિત માર્ગે મેં કૂચ શરૂ કરી.

ગાંધીજીની છત્રછાયા નીચે ગુજરાતમાં મેં જાહેર સેવાનાં પહેલાં પગલચાં માંડ્યાં હતાં. હવે એ જ કર્મભૂમિ પર પગ મૂકતાં મને દેશનું નવું દર્શન થયું. ચોમાસાનાં થોડાં અઠવાડિયાં સિવાય બારે માસ આપણાં સ્વચ્છ આકાશમાં સૂરજનો પ્રકાશ સારો દિવસ પથરાય. એ યુરોપના કાયમના ઘનઘોર આકાશ, ધુમ્મસ અને વરસાદને મુકાબલે કેટલું બધું રળિયામણું લાગતું! જે પૂર્ણ પ્રકાશ માટે યુરોપના લોકો વરસભર ઝંખે તે અહીંયાં રોજ ને રોજ મળે તેથી આપણને હોંસભેર પૂરી શક્તિથી કામ કરવાની કેવી સ્ફૂર્તિ મળે! બર્લિન કે લંડનનાં લોકો અંધારી સવારથી તે વહેલી પડતી રાત સુધી ઝપાટાભેર મહેનત કરે, ત્યારે આપણાં લોકો

કુદરતના આવા બહારમાં પણ કેવાં આળસ મરડીને કેવાં મોડાં કામે લાગે અને કેવી ધીમી ગતિથી તેમનાં હાથપગ હલાવવા માંડે?

દેશમાં આવી સુંદર હવામાં આપણું આળસ મારું ધ્યાન ખેંચતું. તેમ લોકોનાં શરીરને જોતાં યુરોપની પ્રજાને મુકાબલે તે સુકલકડી અને વામણાં લાગતાં. અલબત્ત સદીઓના વહેમ, શોષણ, ગરીબાઈ અને ગુલામીથી આ પરિસ્થિતિ સરજાએલી છે. છતાં વિલાયતથી તાજા આવેલા માણસ પર ચોપાસ દેખાતા આળસ ને કંગાલિયતની નવી છાપ પડી.

અમદાવાદમાં આવતાંવેંત હું મારા જૂના મિત્ર દા. સુમંત ને શારદાબહેનનો મહેમાન થયો. તેમની સાથે વિલાયતના અનુભવની અને દેશની તાજી સ્થિતિની વાતો પેટ ભરીને કરવા માંડી. ઘરમાં તેમની નાની દીકરી કૉલેજની વિદ્યાર્થિની–ઇન્દિરા જ હતી. તે અમારી વાતો ઘણા રસથી સાંભળતી. કોઈ વાર કોઈ મિત્રનું ઘર દેખાડવા કે સાથે જરા ફરવા આવતી. એક બે દિવસમાં રસિકભાઈ પરીખ, નંદલાલ શાહ, હીરાલાલ પારેખ,[1] દા. હરિપ્રસાદ દેસાઈ વગેરે મળતા ગયા. ઘણા જૂના ને નવા મિત્રો મળવા આવતા ત્યારે ઘરમાં ખાસ્સો મેળો જામતો અને અમારી વિવિધરંગી વાતોથી ઘર ગાજી ઊઠતું.

ઘણા મિત્રો સાથે ખૂબ વિચારવિનિમય થયો ત્યારે મારી પલટાયેલી મનોદશાનો સ્પષ્ટ ખ્યાલ મને આવ્યો. હવે હું ગાંધીજીનો ટીકાકાર નહોતો રહ્યો. પણ ફરી તેમનો ચેલો પણ નહોતો બન્યો. આયર્લૅન્ડમાં રાષ્ટ્રવાદની જે ભાવનાઓથી હું રંગાયો હતો તે

---

૧. હીરાલાલ પારેખ મને અમદાવાદમાં મળ્યા તે પહેલાં તેમણે 'ગાંધીજી-ના સહવાસમાં' એ મથાળાનું મારું પુસ્તક વાંચ્યું હતું. જ્યારે વાત નીકળતાં તેમણે મુક્ત કંઠે તેની પ્રશંસા કરી ત્યારે હું બહુ નવાઈ પામેલો.

ગાંધીવાદ કરતાં ઘણી વધારે કડક હતી. તેથી જ અંત્યજો અને આદિવાસીઓ, કામદારો અને ખેડૂતો વગેરે સર્વ શ્રમજીવીઓને અંગે ગાંધીજીનો કાર્યક્રમ મને છેક મોળો લાગ્યો. તેમના શોષકોના હૃદયનો પલટો કરીને નહિ પણ તેમનું લડાયક સંગઠન કરીને જ તેમની ઉન્નતિ કરવા હું તૈયાર થયો.

તેવી રીતે રાષ્ટ્રીય ઇતિહાસ અને ભૂગોળ, શિક્ષણ અને સંસ્કૃતિ, વીરો અને શહીદો સર્વ વિષે હું વધારે ઉગ્ર ભાવ સેવતો. તેથી ગાંધીવાદી રાષ્ટ્રીય શાળાઓનો અભ્યાસક્રમ અને જીવનચર્યા મને પ્રોત્સાહક નહોતાં લાગતાં. અશોક અને હર્ષ, શિવાજી અને રાણા પ્રતાપ, સત્તાવનના સંગ્રામના સિતારાઓ—આ સર્વને વિદ્યાર્થીઓમાં ઝળકાવવામાં ન આવે તો તેમની કેળવણી રાષ્ટ્રીય કેમ કહી શકાય ? વળી, સ્વભાષાનાં, સ્વદેશીનાં ગુણગાન કરીએ અને છતાં પરદેશી ભાષા, સંસ્કાર, રમતગમત ને મોજશોખનો સખત વિરોધ કેળવવામાં ન આવે તો પરદેશી શાસનને ખતમ કરવાની પ્રેરણા કેમ થાય ?

મારી સાથે ઘણી વાતો કર્યા પછી દા. સુમંતે ખેડૂતોના કાર્યક્રમમાં ખાસ રસ લીધો. છતાં ખેડૂતોના કંઈક ચર્ચાસ્પદ સવાલને જરા બાજુએ રાખીને રાષ્ટ્રભાષાનો પ્રેમ જગાવવાથી જ શરૂઆત કરવાનું વિચાર્યું તેથી રાષ્ટ્રભાષાનો પ્રચાર કરવાને હિન્દી સાહિત્ય સંઘ રચવાના મારા સૂચનને મિત્રમંડળ તરફથી સારી પુષ્ટિ મળી. તરત તે વિષે એક હળવું નિવેદન મેં કેટલાક દૈનિક પત્રોમાં પ્રકટ કરીને મારા ભાવિ કાર્યનો પરચો બતાવ્યો.

હવે અમદાવાદમાં કાયમ રહીને મારી પ્રવૃત્તિ ચલાવવાને મારે સગવડ જોઈતી હતી, તે મારા જૂના સાથી નંદલાલે કરી આપી. તરત જ ભારતી સોસાયટીમાં તેમના મકાનના ભોંયતળિયાની ઓરડીમાં મેં થાણું જમાવ્યું. ત્યાં વળી આચાર્ય રામનારાયણ

પાઠક, પ્રસ્થાનના તંત્રી રણછોડજી મિસ્ત્રી, સાહિત્ય સભાના પ્રણેતા ચૈતન્યપ્રસાદ દીવાનજી વગેરે ઘણા મિત્રોનો મેળાપ થતો. થોડા જ દિવસોમાં સરદાર વલ્લભભાઈ અમદાવાદ આવવાના હતા એટલે તેમના પ્રમુખપણા નીચે રાષ્ટ્રીય સાહિત્ય સંઘની રચના માટે જાહેર સભા યોજવાનું નક્કી થયું.

સરદાર સાથે મારે લંડનથી ઘણો પ્રેમાળ પત્ર-વહેવાર થયો હતો. તે અમદાવાદ પધાર્યા તે દિવસે સવારે ગુજરાત મેલ પર તેમનું સ્વાગત કરવા હું સ્ટેશન પર ગયો. પછી દા. કાનુગાને ઘેર તેમને મળીને નિરાંતે વાતો કરી. તેમણે ફરી વાર ઘણા વહાલથી મને અપનાવી લીધો. થોડા જ દિવસમાં હંસરાજ પ્રાગજી હૉલમાં સાહિત્ય સંઘની સ્થાપના કરવાને તેમના પ્રમુખપણા નીચે ભરચક સભા ભરાઈ ત્યારે તેમણે કહ્યું: છેલ્લાં કેટલાંક વરસમાં વિઠ્ઠલભાઈ[1] ગયા, ફૂલચંદ બાપુજી[2] ગયા અને મોહનલાલ કામેશ્વર પંડ્યા[3] પણ ગયા; પણ ઇન્દુલાલ ધારે તો આ બધાની ખોટ પૂરી શકે એમ છે. આવી અણધારી અને અસાધારણ પ્રશંસાથી હું ખૂબ જ પ્રભાવિત થયો. હું બોલવા ઊભો થયો ત્યારે આંસુભરી આંખે અને ગદ્ગદ કંઠે સરદાર સાથે મતભેદને લીધે મેં સન ૧૯૨૧માં

---

૧. સરદારના મોટા ભાઈ વિઠ્ઠલભાઈ પટેલ અંગ્રેજો નાકાળમાં દિલ્હીની વડી ધારાસભામાં કોંગ્રેસ પક્ષના પીઠબળથી પહેલા પ્રમુખ ચૂંટાયા હતા. તેમના સ્મરણાર્થે નડિયાદની કન્યાશાળાને 'વિઠ્ઠલ કન્યા વિદ્યાલય' નામ અપાયું છે.

૨. ફૂલચંદ બાપુજી નડિયાદના. સન ૧૯૦૫ની બંગભંગના કાળથી આઝાદીની લડતમાં જોડાયા હતા અને અંત સુધી ગાંધીજીની લડતોમાં સામેલ હતા.

૩. બંગભંગના કાળથી દેશભક્ત તરીકે પંકાએલા મોહનલાલ કામેશ્વર પંડ્યાએ સન ૧૯૧૮માં ખેડાની લડતમાં સત્યાગ્રહ કરેલો. જપ્ત થયેલા ખેતરમાંથી ડુંગળી લણીને તે ડુંગળીચોરનું બિરુદ પામ્યા હતા. ગાંધીજીની લડતોમાં છેવટ સુધી કાયમ રહ્યા હતા.

પ્રાંતિક સમિતિના મંત્રીપદનું રાજીનામું આપેલું તે યાદ કરીને તેમની અપ્રતિમ ઉદારતા માટે તેમનો આભાર માન્યો. વળી આ રાષ્ટ્રભાષાના પ્રચારના કામમાં સરદારની શુભેચ્છાથી પ્રોત્સાહિત થઈને હવે સર્વેને આ કામમાં શ્રદ્ધાપૂર્વક સહાય આપવા મેં વિનંતી કરી. આ સભાની સફળતાથી ખુશખુશાલ થઈને મારા સર્વાંગી રાષ્ટ્રીય કાર્યમાં હું જોશભેર મચી પડયો.

આ માટે સરદારે જ મને થોડા દિવસમાં અણમોલ તક આપી. ધર્મજની વ્યાયામશાળાની વાર્ષિક ઉજવણીમાં સરદારને પ્રમુખસ્થાન સ્વીકારવાની વિનંતી કરવાને તેના આગેવાનો અમદાવાદ આવેલા. તરત તેમણે મારા પર નજર ઠેરાવીને કહ્યું : 'આ ઈન્દુલાલ હમણાં જ તાજા વિલાયતથી આવ્યા છે, ને તેમને ઘણું કહેવાનું છે; માટે તેમને જ લઈ જાઓ.' આથી નવેમ્બરના આરંભમાં ધર્મજના વિશાળ મેદાન પર બેસીને મેં નવજુવાનોને અંગ કસરત-ના ખેલ કરતા—ખાસ તો નેતરના મલખમ પર દાવ કરતા જોયા ત્યારે હું પણ આશ્ચર્યમાં લીન થયો. ઘણે વરસે આવા ઘણા પ્રયોગો જોઈને હું એટલો ખુશ થયો! પછી મારા પ્રવચનમાં આયર્લૅન્ડની વ્યાયામપ્રવૃત્તિનો દાખલો ટાંકીને વ્યક્તિગત વ્યાયામ ઉપરાંત સમૂહગત દેશી રમતોની રમઝટ ઉડાવવા સર્વને વિનંતી કરી. વળી ક્રિકેટ જેવી પરદેશી રમતની ટીકા કરીને તેને બદલે ગેડીદડા જેવી દેશી રમત અપનાવવા આગ્રહ કર્યો.[1]

૧. આયર્લૅન્ડમાં સન ૧૮૮૪માં એક નાના ગામડામાં સાત માણસોએ ભેગા થઈને રાષ્ટ્રીય વ્યાયામ મંડળની સ્થાપના કરેલી. તેને શુભેચ્છા-નો સંદેશો મોકલતાં કેથોલિક ધર્મગુરુ પોપે લખ્યું કે જો આપણે અંગ્રેજી ભાષા, અંગ્રેજી કાપડ, અંગ્રેજી રમતો, અંગ્રેજી નૃત્ય ને મોજશોખ અપનાવવાં હોય તો તો પછી બે હાથે તાળીઓ પાડીને અંગ્રેજ રાજ્યનો પણ શા માટે જયજયકાર ન પોકારીએ? આ મંડળ ક્રિકેટ, હોકી, ટેનીસ જેવી પરદેશી રમતોનો બહિષ્કાર કરીને આઈરીશ ગેડીદડા–હાથદડા, ગોફણ, કુસ્તી વગેરે રમતને ઉત્તેજન આપતું.

ધર્મજથી પાછો ફર્યો તે પછી થોડા જ દિવસોમાં વળી ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમે અને ધૂમકેતુના પ્રમુખપણા નીચે મેં વીરસાહિત્ય વિષે વ્યાખ્યાન આપ્યું. આયર્લૅન્ડમાં વીરપુરુષો અને શહીદોની જયંતીઓ વરસોવરસ ઊજવાતી અને તેમને વિષે દર સાલ અભ્યાસપૂર્ણ વ્યાખ્યાન થતાં. આવી કંઈક પ્રણાલિકા આપણા દેશમાં પાડવાનો મારો આશય હતો. અહીંયાં તો નાના-સાહેબ કે ઝાંસીની રાણી, ભગતસિંગ કે જતીન દાસની જયંતી ઊજવાતી જ નહોતી અને તેમને વિષે કડીબંધ પુસ્તક પ્રચલિત નહોતાં. આવી ઉજવણી થાય તો જ દેશને માટે ફના થવાની તમન્ના જુવાનોમાં જાગૃત થાય

થોડા જ દિવસમાં અમદાવાદમાં ગુજરાત કૉલેજના મેદાન પર ક્રિકેટ રમાવાની હતી, તેની સામે મેં એક નિવેદન પ્રકટ કર્યું. વળી તાજા સ્થપાયેલા હિન્દી સાહિત્ય સંઘ તરફથી ક્રિકેટના બહિ-ષ્કાર વિષે કેવળ હિન્દી ભાષામાં જાહેર ચર્ચા યોજવામાં આવી. તે દિવસે હંસરાજ પ્રાગજી હૉલ શ્રોતાઓ અને વિદ્યાર્થીઓથી ભરચક ભરાઈ ગયો. ક્રિકેટનો બહિષ્કાર કરવાની દરખાસ્ત મેં રાષ્ટ્રીય દૃષ્ટિથી જોશીલી હિન્દીમાં રજૂ કરી. પ્રોપ્રાયટરી સ્કૂલના દીવાન માસ્તરે, ભાઈ નંદલાલે અને બીજાએ મારો સખત વિરોધ કર્યો. બેએક કલાક સુધી કાલીઘેલી હિન્દી જબાનમાં આ ચર્ચા ચાલ્યા પછી મત લેવાતાં ક્રિકેટનો બહિષ્કાર કરવાનો ઠરાવ જંગી બહુ-મતીથી પસાર થયો.

ત્યાં સુધીમાં ભારતી સોસાયટીમાં રહેતા ને પ્રસ્થાનના સંચાલક રણછોડજી મિસ્ત્રી લંડનમાં 'શહીદનો સંદેશ' એ નામે તૈયાર કરેલું મારું પુસ્તક જોઈ ગયા. તે તેમને પસંદ પડ્યું તેથી તેમણે યોગ્ય શરતો નક્કી કરીને તે છાપવાનું કામ હાથમાં લીધું. તેથી 'શહીદનો સંદેશ' એ નામથી આયર્લૅન્ડના અમર શહીદ પૅટ્રીક

પેટ્રીક પીઅર્સ

[ આયર્લૅન્ડનો શહીદ : ૧૯૧૬ ]

પિયર્સના[1] જીવન અને લેખનના સારરૂપ લઘુ પુસ્તક સન ૧૯૩૬ના આરંભમાં પ્રકટ થયું.

દેશના ભૂતકાળના વિરલાઓને આ પુસ્તક અર્પણ કરતાં મેં લખ્યું : 'હિન્દુસ્થાનના જે નરકેસરીઓએ રાષ્ટ્રીય સંસ્કૃતિ ને શિક્ષણની ઝળહળતી જ્યોત સદીઓના ઝંઝાવાત દરમ્યાન સતત જલતી રાખી છે, તેમના ચરણકમળમાં આ લઘુ પુસ્તક પ્રેમભક્તિ-પૂર્વક અર્પણ કરું છું.'

જૂના કાળમાં મારી સ્થાપેલી ગુજરાતી શાળામાં પણ નવો પ્રચાર કરવાનો અવસર મને મળ્યો.[2] નાના બાળકો આગળ ગૂર્જર-રાજના સંસ્થાપક વનરાજ ચાવડાને આદર્શ ગૂર્જરવીર તરીકે મેં રજૂ કર્યો. તે રાજકુંવર હોવા છતાં જંગલમાં ભીલકુમારો સાથે ઊછરતાં તીરકામઠું ચલાવતાં શીખ્યો; તેણે ચાંપા વાણિયાની મદદ લીધી અને તેના નામે ચાંપાનેર ગામ વસાવ્યું; જૈન આચાર્ય શીલગુણ-સુરિ પાસેથી ધર્મના સંસ્કાર મેળવ્યા; લડાઈમાં અણહિલ ભરવાડનો સાથ લઈ તેણે શત્રુઓ પર વિજય મેળવ્યો તેથી રાજધાનીને 'અણહિલવાડ પાટણ' નામ આપ્યું; અને ભીલ, ભરવાડ વગેરેના બાહુબળ અને પીઠબળની નિશ્ચલ ભૂમિકા પર ગુજરાતનું રાજ સ્થાપ્યું. આવી રીતે ગરીબ ને શ્રમજીવી જનતાની મહોબ્બત કરવાનો અને વિદ્વાનો પાસેથી વિદ્યા મેળવવાનો બોધ મેં બાળકોને આપ્યો.

---

૧. આ પુસ્તકના આરંભમાં 'આઈરીશ ભાષાની લડત' વિષે જે લેખ પ્રકટ કર્યો છે તેના સારરૂપ ભાગ માટે જુઓ પરિશિષ્ટ-૧.

૨. આ શાળાના હેડ માસ્તર તરીકે સન ૧૯૨૦માં મેં નીમેલા પાનાચંદ-ભાઈ તે વખતે નિવૃત્ત થઈને પાસેના ઘરમાં જ રહેતા. તેમને અને બીજા શિક્ષકોને મળતાં શાળાની મુલાકાત ગોઠવાઈ.

તેવી જ રીતે જૂન ૧૯૨૦માં શારદાબહેનના સહકારથી સ્થાપેલા મહિલા વિદ્યાલયનું આમંત્રણ મળતાં ત્યાં ભણતી વિદ્યાર્થિનીઓને સંબોધવાની તક મળી. ત્રણ કુમારિકાઓથી તેની શરૂઆત કરેલી ત્યાં હવે સાઠને ભણતી જોઈને હું ખુશી થયો. પછી પરદેશી-ઓએ રચેલા કેળવણીના સમગ્ર તંત્રની ટીકા કરીને તેને રાષ્ટ્રીય રંગે રંગવાને અને સ્ત્રી-ઉપયોગી બનાવવાને આ સંસ્થામાં પ્રયાસ થાય છે તેને હજી આગળ ધપાવવાની ભલામણ કરી.

નવેમ્બરની આખરે હંસરાજ પ્રાગજી હૉલમાં રાષ્ટ્રીય તાલીમ વિષે મેં ભાષણ આપ્યું. તેમાં આયર્લૅન્ડના આદર્શ મુજબ સ્વદેશાભિમાન, સ્વાશ્રય, સ્વદેશી અને રાષ્ટ્રીય સ્વતંત્રતાની ભાવના કેળવવાનો મેં આગ્રહ કર્યો. ઉપરાંત સારા યુરોપની શાળાઓના વિદ્યાર્થીઓને સાથે મળીને ગીત ગાવાની, કસરત કરવાની, નૃત્ય કરવાની, તળપદા રાસ રમવાની તાલીમ અપાતી હતી તેનો આદર્શ પણ મેં રજૂ કર્યો. કમનસીબે આપણા દેશના જીવનમાં વ્યક્તિવાદે ઘર કર્યું છે તેને બદલવાને સંઘજીવનનું શિક્ષણ શાળાઓમાંથી જ અપાય તો વિદ્યાર્થીઓ પર સારી અસર થાય અને રાષ્ટ્રીય લડતમાં પણ તેજી આવે.

સન ૧૯૩૫ની આખરમાં નડિયાદની જૂનામાં જૂની દલાલ વિઠ્ઠલદાસ સોમચંદ સાર્વજનિક વ્યાયામશાળાના[1] વાર્ષિક મેળાવડામાં હાજર થવાનું આમંત્રણ મને મળ્યું. તે પ્રસંગે જે દેશી રમતોની ઉપેક્ષા થઈ રહી છે તેને ખાસ ઉત્તેજન આપવાનો બોધ મેં આપ્યો. વળી ત્યાં છોટુભાઈ પુરાણી અને ગુજરાતના વ્યાયામપ્રવૃત્તિના ઘણા અગ્રેસરો હાજર હતા તેથી સૌની આગળ ગુજરાતની સર્વ વ્યાયામ-

---

૧. સન ૧૯૨૭ની આખરમાં શ્રી અંબુભાઈ પુરાણીની ખાસ પ્રેરણાથી જે વ્યાયામશાળા સ્થપાઈ હતી તેને સારું ધન મળતાં તેનું આ નવું નામ પાડ્યું હતું.

શાળાઓનું સંગઠન કરવાને નવું તંત્ર રચવાની વાત રજૂ થઈ. મધરાત સુધી ચર્ચા ચાલ્યા પછી ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ સ્થાપવાનું નક્કી થયું અને તેનું બંધારણ ઘડવાને છોટુભાઈની જ આગેવાની નીચે એક કમિટી નીમાઈ.

એ જ શહેરમાં ભંગી કામદારોના હક્ક વિષે પહેલી ઘોષણા કરવાનો અવસર મેં ઝડપી લીધો. મારા મિત્ર ચીમનલાલ નરખી મારફત ભંગી ભાઈઓને તેમની જ ધર્મશાળામાં મળવાનું થયું. તેમણે તેમના હલકા પગાર, ભારે વૈતરું, કામના કલાક, રજાના હક, સુવાવડની સવલત વગેરે વિષે પોતાના હક હાંસલ કરવાને ત્રણેક મહિના પહેલાં એક યુનિયન રચાવ્યું હતું. મેં તેમના હક અને માગણીને પૂરું સમર્થન આપ્યું. વળી મેં તેમને વિલાયતમાં સફાઈ કામદારોને રૂા. ૨૦૦ થી વધારે પગાર અને બીજી સગવડ મળે છે તેની માહિતી આપી. હવે બધા હક મેળવવાને સંગઠન સાધીને લડત આપવાની સલાહ આપી. પછી પીજ ભાગોળે સરિયામ રસ્તા પર આવેલાં ભંગી ભાઈઓનાં ઝૂંપડાંમાં ધોળે દિવસે ઘોર અંધારું નિહાળીને મેં તેની પણ ઝાટકણી કાઢી. ગાંધીજીએ જેમને હરિજનો કહીને બિરદાવ્યા તેમની, ગાંધીજીના અનુયાયી ઓતરફથી થતી આવી ગુનાહિત બેદરકારીની મેં સખ્ત ટીકા કરી તેથી કોંગ્રેસના કબૂતર-ખાનામાં થોડો ફફડાટ થયો.

'૩૫ના આખરે ભીલ સેવામંડળના જૂના મિત્રો તરફથી દાહોદ શહેર અને તાલુકામાં મારા કાર્યક્રમ રાખવામાં આવ્યા. દાહોદની જાહેર સભામાં હું ભીલ–હરિજનો વગેરેના ઉદ્ધાર વિષે બોલ્યો. પાસેના રેલવેના કારખાનાના વિસ્તારમાં મૂડીવાદને નમા–વવાને રેલવેના કામદારોનું સંગઠન કરવાની હાકલ કરી. જેસાવાડાનો ભીલ આશ્રમ જોવા ગયો ત્યારે ત્યાં બાળકોને ગેડીદડાની જૂની રમત રમવાનો આદેશ આપ્યો, દોહદના વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય

ભાષાનું અને શિક્ષણનું ગૌરવ સમજાવ્યું. દોહદથી પાછો ફરતાં ગોધરામાં રોકાયો ત્યારે ત્યાં ધર્મવીર વ્યાયામમંદિરના પ્રયોગો જોઈ ને શૂરાતન અને શક્તિ ખીલવવાને વીરોનાં ચરિત્રોનો અભ્યાસ કરવાની સૂચના આપી.

તેવી જ રીતે દક્ષિણ ગુજરાતમાં નીકળ્યો ત્યારે વલસાડમાં વ્યાયામશાળામાં દેશી રમત વિષે બોલ્યો. પછી સુરતની જાહેર સભાઓમાં રાષ્ટ્રીય ઇતિહાસ અને સાહિત્ય વિષે વ્યાખ્યાન આપ્યાં. બીજી પાસ થોડા કલાક રાણપુર રોકાઈને જૂના સૌરાષ્ટ્રના નવા ફૂલછાબના કાર્યાલયમાં કકલભાઈને મળ્યો. ત્યાંથી ભાવનગર જઈને સ્થાનિક હાઈસ્કૂલમાં અને દક્ષિણામૂર્તિ ભવનમાં મારો નવો સંદેશ આપ્યો. કૉલેજમાં સાચો રાષ્ટ્રવાદ કેળવવા માટે ફ્રેંચ ક્રાંતિમાં પ્રચલિત થયેલાં સ્વતંત્રતા, સમાનતા ને ભ્રાતૃભાવનાં સૂત્રો દિલમાં ઉતારવાની શિખામણ આપી. સ્ત્રીઓની સભામાં આયર્લૅન્ડની વીરાંગનાઓનાં પરાક્રમનો આદર્શ રજૂ કર્યો.

અમદાવાદ તરફ પાછો વળતાં મારા જૂના મિત્ર માણેકલાલ વલ્લભજી કોઠારીને મળવા હું જોરાવરનગર રોકાયો. ત્યાં અદમ્ય પ્રેરણાથી શૂરી સતી રાણકદેવીની સમાધિ જોવા ગયો અને રાતે વઢવાણની જાહેર સભામાં આવાં શૂરાં સ્ત્રી–પુરુષોનાં જીવનમાંથી પ્રેરણા મેળવી નવાં બલિદાન આપવાની ભાવના કેળવવાનો પૈગામ આપ્યો.

આવી રીતે હું ચોપાસ રાષ્ટ્રીય પ્રચાર કરતો હતો ત્યારે મને ઓચિંતી ખબર પડી કે આણંદમાં મારા મહૂમ મિત્ર મોતીભાઈ અમીને સ્થાપેલી ચરોતર હાઇસ્કૂલના વિદ્યાર્થીઓની બૅંડની એક ટુકડીને કોઈ ખાસ પ્રસંગે ખેડાના કલેકટરની કચેરીએ વાજિંત્ર વગાડવાને મોકલવાની છે. આ સાંભળીને મારો પિત્તો ઊકળી ઊઠ્યો. મારા જૂના મિત્ર રાવજીભાઇ મણિભાઈ સાથે વાત

કરીને તેમનો સાથ મેળવ્યો. પછી અમે બંનેએ આણંદ જઈને ચરોતર હાઈસ્કૂલના સંચાલકો તેમજ વિદ્યાર્થીઓને ઉદ્દેશીને એક પત્રિકા છપાવી અને તેમના વિસ્તારમાં વહેંચાવી. તેમાં ખેડા જઈ પરદેશી સરકારના કલેકટરને ત્યાં બેન્ડ વગાડવાની પ્રવૃત્તિનો બહિષ્કાર કરવાની હાકલ કરી. અમારા આ પ્રચારથી છેક મુંબઈના "જન્મભૂમિ" પત્રમાં પણ અમારા રાષ્ટ્રવાદી પ્રચારના લાંબા હેવાલ પ્રકટ થયા.

આ વખતે આણંદમાં વયોવૃદ્ધ દેશસેવક નરસિંહભાઈ ઈશ્વરભાઈને ત્યાં હું ઊતરતો. તે તો હંમેશાં ઉદ્દામ વિચારના હોવાથી મારા સમગ્ર પ્રચારમાં હાર્દિક ટેકો આપતા. વળી નવરાશને વખતે તેમના લાંબા જીવનની ઘણી કહાણીઓ કહેતા.[1] 'ઈશ્વરનો ઇન્કાર' નામનું પુસ્તક હિંમતભેર લખી અને પ્રકટ કરીને તેમણે મોટી નામના મેળવી હતી. અંતપર્યંત તેઓ ઉદ્દામ વિચાર સેવતા. તેમની આસપાસ તે વખતે આણંદમાં રહેતા નવલકથાકાર ઈશ્વર પેટલીકર અને બીજા મિત્રોનું એક જૂથ રચાયું હતું.

૧. બંગભંગની લડત દેશમાં ચાલી તે વખતે જુવાન નરસિંહભાઈ ક્રાંતિકારી પ્રવૃત્તિમાં જોડાયા. અમદાવાદના કૃપાશંકર પંડિત અને કઠલાલના મોહનલાલ કામેશ્વર સાથે મળીને તેમણે બૉંબ બનાવવા વિષે એક પુસ્તિકા પ્રકટ કરેલી. પોલીસની તપાસ શરૂ થઈ ત્યારે તે પોન્ડીચેરીથી આગબોટમાં બેસી પૂર્વ આફ્રિકા ગયા. ત્યાં અંગ્રેજોથી સ્વતંત્ર જર્મન વિસ્તારમાં તે રહેતા. તે પ્રદેશ લડાઈ પછી અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો ત્યારે તે પાછા દેશમાં આવ્યા. આણંદમાં રહી 'પાટીદાર' માસિક ચલાવતા.

ચાલુ ચીલાના કૉંગ્રેસી આગેવાનો સાથે સખ્ત મતભેદ થવાથી તેમણે તે વખતે નડિયાદની વિઠ્ઠલ વિદ્યાલયમાંથી રાજીનામું આપેલું; મારા નવા પ્રચારમાં હું સાદા ને ખડતલ જીવનનો ઘણો આગ્રહ કરતો તેથી તેમણે પોતાની કેટલીક રીતભાતનો બોધ આપ્યો; તેઓ ટૂંકી તંગડી જ પહેરીને કાપડનો બચાવ કરતા. વળી પહેરણ સવળું અને અવળું કરીને

દેશમાં હું પાછો ફર્યો ત્યારથી જ હું રાષ્ટ્રભક્તિની સ્પષ્ટ સમજૂતી આપતો કે રાષ્ટ્ર એટલે માત્ર તેના પહાડ કે નદીઓ જ નથી, પણ તેનાં ગામડાં કે શહેરમાં વસતાં કરોડો માનવીઓ છે. તેમાંયે જે ગરીબ ખેડૂત, મજૂર કે મધ્યમ વર્ગના લોકો કચડાયેલા છે તેમની જ પડખે રહેવું જોઈએ. આવા મારા વિચારો વખતોવખત પ્રકટ થતા તે વાંચીને ધ્રાંગધ્રામાં રાજાશાહી સામે લડતાં હદપાર થયેલા કશળચંદભાઈ મને મળવા આવ્યા. તે વખતે અમદાવાદના ગુમાસ્તાઓ અને ઘર-દુકાનના ભાડૂઆતોની હાડમારીઓનું નિવારણ કરવાને તેમનાં મંડળ તેઓ ચલાવતા. ગુમાસ્તાઓ પર તેમના શેઠનો અને ભાડૂતો પર મકાનમાલિકોનો ભારે સોટો ચાલતો. બર્લિનમાં મકાનભાડાં પર તેમજ તેના વહિવટ પર મ્યુનિસિપાલિટીનો સખ્ત અંકુશ મેં જોએલો. વળી સારા યુરોપમાં દુકાનોના વહીવટ અને ગુમાસ્તાના કામ વિષે સખત કાયદાકાનૂન હતા તેથી અહીં આ બંને વર્ગના રક્ષણ માટે કાયદાનો સદંતર અભાવ મને છેક અમાનુષી અને જંગલી લાગ્યો. તેથી કશળચંદભાઈના સૂચનથી આ બેવડી લડતમાં મેં પૂરી તાકાતથી ઝંપલાવ્યું. તે વિષે બને તેટલી સભાઓમાં હાજરી આપીને હું મધરાતે મારા વાસ પર પાછો ફરતો.

આ બે વર્ગ જુદા હોવા છતાં તેમાં ઘણે ભાગે એકના એક જ માણસો શોષાતા હતા. મુનીમો, નોકરો, મહેતાજીઓ, મજૂરો વગેરે બધા મધ્યમ વર્ગના લોકો કામના કલાક અને વેતનમાં માલિકોની આપખૂદીથી રીબાતા. વળી મોટે ભાગે તેઓ ભાડૂત તરીકે ઘરમાલિકનો જુલમ પણ વેઠતાં. તે વખતે ચઢતે પગારે,

---

પહેરાય તેમજ આગળનો ભાગ પાછળ અને પાછળનો આગળ રાખીને કુલ ચાર રીતે પહેરાય એવી રીતે તે સીવડાવતા. કૂતરાં હેરાન ન કરે માટે લાંબો દંડો લઈને રોજ સવારે લાંબે સુધી ફરવા જતા ત્યારે લોકો તેમને ઘણા ભાવથી નમસ્કાર કરતા.

રવિવારે કે કોઈ દિવસે રજા ન મળે. તેથી બધા મહાજનના ગુમાસ્તાઓ સવારે તેમનાં બાળક ઊઠે તે પહેલાં વહેલા નોકરી પર જાય; બપોરે જમવા આવે ત્યારે બાળકો નિશાળે હોય; મોડી રાતે ઘેર આવે ત્યારે ઊંઘી જાય. આવા ગુમાસ્તાઓ રવિવારે પણ કામ પર હોય તેથી ખાસ તહેવારને દિવસે જ તેમનાં બાળકોનાં મોં જોઈ શકતા. આવા સંયોગોમાં આ ભાઈઓની સભાઓ કશળચંદભાઈના ડહેલામાં રાત્રે દશેક વાગ્યે મળતી અને બાર વાગ્યા પછી પૂરી થતી. અલબત્ત અમારા સાથીમાં કોઈ નાના દુકાનકારો પણ હતા અને તેઓ આ સભાઓમાં સારો ભાગ લેતા.

ગુમાસ્તા કરતાં ભાડૂતોનો સવાલ વધારે ગુંચવાયેલો ને વધારે ગંભીર હતો. કશળચંદને પરાવિસ્તારની ગંદી ચાલીઓનો પૂરો ખ્યાલ હતો તેથી તેમણે મને અમદાવાદની જીવતા દોજખ જેવી કાળી કોટડીઓ તેમજ ઘણાં ભંગાર મકાન પણ બતાવ્યાં. કંઈક પર સરકારે કાળી લીટી મારીને વસવાટ માટે અયોગ્ય જાહેર કરેલાં. આમ છતાં તેમાં પણ નોધારાં માણસ જીવનના જોખમે પણ રહેતાં! મુંબઈના આવા કંઈ વસવાટ યુવક પરિષદના સાથીઓ સાથે દશેક વરસ પર મેં જોયેલા. હવે ઘરઆંગણે અમદાવાદમાં તેને ટપી જાય એવી નળ, જાજરૂ, ગટર વિનાની ધોળે દિવસે સેંકડો અંધારી કાળી કોટડીઓ મેં જોઈ ત્યારે મારું કાળજું કંપી ઊઠ્યું.

એકંદરે ગુમાસ્તાનો સવાલ પ્રમાણમાં કંઈ સરળ હતો. તેમાં તો સરકારને મિલોની માફક દુકાનો અને પેઢીઓના કામના કલાક અને રજાના દિવસો વિષે નવા કાયદા જ ઘડવાના હતા. તે વિષયને આવરી લેતો એક કાયદો હિન્દ સેવા સમાજના સભ્ય શ્રી બખલેએ ઘડીને મુંબઈ ધારાસભામાં રજૂ કર્યો હતો. તેને મુંબઈનાં ગુમાસ્તા મંડળોએ તેમ અમારી સભાએ પણ ટેકો આપેલો. હવે આ વિષે પ્રજામત જાગૃત કરવાને અમદાવાદમાં ગુમાસ્તા પરિષદ ભરવાનું ઠરાવવામાં આવ્યું.

ગુજરાતમાં રહીને થોડા જ વખતમાં હું રાષ્ટ્રીય ભાવનાને કંઈક પ્રચાર કરી શક્યો વળી મધ્યમ વર્ગની મુક્તિની લડતમાં હું સામેલ થયો તેનો મને સંતોષ હતો. પણ મારી મોટામાં મોટી ખ્વાએશ તો સારા દેશમાં નવું કિસાન આંદોલન જગાવવાની હતી. તે કામની ગમે તેવી નાની શરૂઆત કરવાની જે તકની કાગને ડોળે હું વાટ જોતો હતો તે સહેજે મને મળી ગઈ. વરસની આખરે એક દિવસ ગાંધીજીના આશ્રમમાં નરહરિભાઈ વગેરે મિત્રોને મળવા ગયો હતો ત્યારે મને માતર તાલુકાના કૉંગ્રેસના પીઢ કાર્યકર માધવલાલ શાહ,[1] રાવજીભાઈ[2] નાથાભાઇ અને બીજા સાથીઓ અચાનક મળી ગયા. તેમણે તેમના વિસ્તારમાં ચોમાસું નિષ્ફળ ગયેલું હોવા છતાં સરકારે ભારે આનેવારી આંકી છે, ને પૂરું મહેસૂલ ઉઘરાવવાનો ભારે તગાદો કરે છે, તેથી ૧૯૧૮ના ખેડા સત્યાગ્રહના જૂના સાથી તરીકે ખેડૂતોની મદદે આવવાની મને ભલામણ કરી. મેં તેમની વાત ઝડપી લીધી અને થોડા જ દિવસમાં માતર તાલુકામાં પહોંચી ગયો.

ત્યારથી ખેડા જિલ્લામાં અને પછી પંચમહાલના દાહોદ વિભાગમાં મેં શરૂઆત કરી તેથી જ સારા દેશમાં કિસાન આંદોલન જગાવવાનો મારો માર્ગ ખુલ્લો થયો.

---

૧. માધવલાલ શાહ વરસોથી માતર તાલુકામાં લીંબાસી ગામે થાણું નાખીને કૉંગ્રેસનું કાર્ય કરતા. પછી તે ખેડા જિલ્લા કૉંગ્રેસના પ્રમુખ હતા. આજે ગુજરાત વિધાન સભામાં ચૂંટાયા પછી ખેતીવાડી ખાતાના નાયબ મંત્રીનો હોદ્દો ધરાવે છે.

૨. રાવજીભાઈ જૂના કૉંગ્રેસી કાર્યકર હતા પણ ખાસ તો ખાદી અને ગ્રામોદ્યોગના રચનાત્મક કાર્યમાં જ વધારે ધ્યાન આપતા. પછીનાં વરસોમાં તેઓ ઔદ્યોગિક સહકારી મંડળીઓના સરકારી નિરીક્ષક હતા. તેમના અકાળ અવસાનથી ગુજરાતે એક પીઢ ગાંધીવાદી કાર્યકર ગુમાવ્યા હતા.

## ૨. ગામડાંમાં પ્રવેશ

**મા**તર તાલુકામાં મારા જાણીના લીંબાશી ગામે જઈને મેં પ્રસ્થાન કર્યું. ત્યાં જઈને નવા કૉંગ્રેસ કાર્યકરોને મળ્યો તેમ ખેડા સત્યાગ્રહના જૂના સાથી ઈશ્વરભાઈ અને બીજા વડીલોને બહુ ભાવથી મળ્યો. આ સર્વની તાલુકાના સંકટની વાતો સાંભળતો ગયો તેમ મારા દિલમાં કિસાનનો રંગ જામી ગયો. ફરીથી ખેડૂતોની ખોટી આનેવારી સામે લડવાને હું તૈયાર થયો.

રાતે હું ગામની સભામાં પહોંચ્યો ત્યારે આખું ચોગાન ભરચક ભરાએલું હતું. પોલીસ પણ ખેડૂતોની મારી પહેલી સભામાં પૂરી તાકાતમાં હાજર હતી. ઈશ્વરભાઈએ અને બીજા ભાઈઓએ મારી ઓળખાણ આપી અને પરિસ્થિતિ સમજાવી. તે પછી મેં કલાકેક સુધી ખેડૂતોની લડત વિષે મારું દિલ ઠાલવ્યું.

ખેડૂતો જ તેમની જમીનના માલિક છે તેથી સરકારને ભાડા-પેટે કંઈ રકમ લેવાનો હક્ક જ નથી; સરકાર બીજા ધંધાદારીઓ પાસે આવકવેરો લે છે તેવી જ રીતે, એટલે કે બધો ખર્ચ અને પોતાની ને કુટુંબની મજૂરી બાદ કરતાં જે ખેડૂતની પાસે ત્રણેક હજાર રૂપિયા બચે તેની પાસેથી જ આવકવેરો લઈ શકે; જેમ બીજા સુધરેલા દેશમાં તેમ આપણે ત્યાં સરકારને પોતાની જમીનની ખેતી પેટે કંઈ જ રકમ લેવાનો હક્ક નથી; આ રીતે જમીન મહે-સૂલનો આખો કાયદો દેશના કરોડો ખેડૂતોને ગુલામીની જંજીરથી

જકડવાને પરદેશી સરકારે ઘડયો છે તેથી તે રદ કરવો જ જોઈએ. વળી સરકારી કાયદા મુજબ પણ આ વરસે ચોમાસું નિષ્ફળ ગયું તે છતાં વધારે પડતી આનેવારી તલાટીઓએ કરી છે, તે રદ કરવી જોઈએ. આ માગણી પર કલેકટર અને સરકાર છેલ્લો નિર્ણય ન આપે ત્યાં સુધી ખેડૂતોએ સરકારધારો આપવાનું મુલતવી રાખવું જોઈએ.

આ બધું બહુ જ સ્પષ્ટ અને નિશ્ચયાત્મક શબ્દોમાં મેં સમજાવ્યું. આવી રીતે મેં કામચલાવ ના–કરની લડત જાહેર કરી છે એવો અહેવાલ સરકારને પહોંચાડવામાં આવ્યો, છતાં હું તો '૩૬ના જાન્યુઆરીના પહેલા અઠવાડિયામાં ત્રાજ, ખાંધલી, નાયકા વગેરે ઘણાંએ ગામે ફરી વળ્યો ને ખેડૂતોને પાકું સંગઠન કરીને સરકારની ગુલામીનો સામનો કરવાને સમજાવતો ગયો.

માતર તાલુકાની પહેલી મુલાકાત દરમ્યાન રાવજીભાઈએ મને સમજાવ્યું કે સન ૧૯૨૯માં ગુજરાત વિદ્યાપીઠ તરફથી માતર તાલુકાના ખેડૂતોની આર્થિક સ્થિતિની તપાસ કરવાને સરદાર વલ્લભભાઈના પ્રમુખપણા નીચે એક ખાસ કમિટિ નીમવામાં આવી હતી, અને તાલુકામાં ફરીને અહેવાલ ઘડવાનું કામ ગાંધીવાદી અર્થશાસ્ત્રી શ્રી જે. સી. કુમારપ્પાને સોંપ્યું હતું. આ અધ્યાપકનો અહેવાલ સન ૧૯૩૧માં પ્રકટ થયો હતો. તે મિત્રોની સૂચનાથી હું વાંચી ગયો ત્યારે તેમની ભલામણોમાં મારા સિદ્ધાંતોનું પૂરું સમર્થન મળી ગયું. તેમણે તાલુકાનાં ૫૪ ગામનાં ૧૨૧૫ કુટુંબોના આવક–ખર્ચની તપાસ ત્રણ માસ સુધી કરીને એવો ચુકાદો આપ્યો હતો કે ખેડૂતોને જીવનના નિર્વાહ માટે જોઈએ તેથી ઓછી આવક મળે છે; તેથી આ ઉડાઉ સરકારનો ભારે ખર્ચ નભાવવાને જે જુલમી મહેસૂલ નિયત થયું છે તે બળજબરીથી વસૂલ થાય છે; ખેડૂતોની આવકના ૫૦ ટકાથી ૨૦૦ ટકા સુધીનો

જજિયાવેરા જેવો આ કર અંકાય છે; તેથી આ અન્યાયનું નિવારણ કરવાને ઇંગ્લાંડ જેવા દેશની માફક ખેડૂતોની કુલ આમદાનીમાંથી તેનો બધો ખર્ચ બાદ કરીને ચોખ્ખી આવકના અમુક ટકા જ કર તરીકે લેવા જોઈએ; અને જો મહેસૂલની આવી જ પદ્ધતિ બીજા ઈલાકામાં હોય તો જમીન મહેસૂલનો આખો કાયદો રદ કરીને નવું તંત્ર રચવું જોઈએ. આ બધું વાંચ્યું એટલે હવે બેવડા ઉત્સાહથી મેં આ લડતમાં ઝુકાવ્યું.

સીંજીવાડા ગામે હું પ્રચાર માટે ગયો ત્યારે ભાગોળે ખેડૂતોએ જૂના રિવાજ મુજબ ગોળ પાકો ચોતરો બાંધેલો જોયો. તેનું ચણતર સરકારી પરવાનગી સિવાય કરેલું ગણીને તે તોડી નાંખવાનો હુકમ ડેપ્યુટી કલેકટરે આપેલો. આ વાત સાંભળીને હું લાલપીળો થઈ ગયો. મેં કહ્યું કે આ અમલદાર તો આજે છે ને કાલે નથી. પણ આ ગામ સેંકડો વરસથી વસેલું છે અને રહેશે; પણ તેથી સરકારની કોઈ તાકાત નથી કે ચોતરાનો એક કાંકરો તે ખેરવી શકે. તરત આખું ગામ આ બાબતમાં મક્કમ થઈ ગયું. છેવટે અધિકારીને તેનો હુકમ રદ કરવો પડ્યો.

નવા ગામની ધર્મશાળામાં હું સન ૧૯૧૮ માં સત્યાગ્રહની લડત વખતે મુકામ કરતો તેમાં ૧૬ જાનેવારીના રોજ મેં વાસો કર્યો ત્યારે છાપું વાંચતાં દેશની આઝાદી માટે પરદેશમાં ફનાગીરી વહોરનાર સકલાતવાળાના દુઃખદાયક અવસાનની ખબર પડી. તે જ વખતે ગામના આશાસ્પદ તેજસ્વી જુવાન ગોરધનભાઈ શંભુભાઈ પટેલ[1] મળ્યા ત્યારે તેમની સાથે મેં ઘણી વાતો કરી. ગામની સભામાં મેં શરૂઆતમાં સકલાતવાળાને હાર્દિક અંજલિ આપી.

---

૧. પછી માધવલાલભાઈ સાથે વરસો સુધી કામ કરતે કરતે ગોરધનભાઈ તાલુકામાં અને જિલ્લામાં કોંગ્રેસના આગેવાન થયા છે. હાલ તેઓ ખેડા જિલ્લા પંચાયતના પ્રમુખનો હોદ્દો સંભાળે છે.

પછી આગલા ડુંગળી સત્યાગ્રહમાં થયેલી જેલજાત્રાનો અને ગાંધીજીની મુલાકાતોની યાદ આપીને સરકારી આનાવારીના જુલમનો હિંમતથી મુકાબલો કરવાની હાકલ કરી.

કૉંગ્રેસના જૂના મિત્રો સાથે મળીને માતર તાલુકામાં પ્રવૃત્તિ કરતો હતો તેવામાં તે વખતે કૉંગ્રેસ સમાજવાદી પક્ષમાં ભળેલા કમળાશંકર પંડ્યા, હરિભાઈ શાહ વગેરેની સહાયથી મીરાખેડી[1] ગામમાં ૨૬ મી જાન્યુઆરીના આઝાદીના દિને ભીલોની એક પરિષદમાં પ્રમુખપદ સ્વીકારવાનું મેં નક્કી કર્યું. ત્યાં પણ નજીવા વરસાદથી ભીલોનો પાક નિષ્ફળ થયેલો તેથી સરકારના અને શાહુકારોના તગાદાથી ઘણી વિષમ પરિસ્થિતિ પેદા થઈ હતી.

જાન્યુઆરી માસ આગળ વધતો ગયો તેમ ભીલોની પરિસ્થિતિ બગડતી ગઈ. સાથે પરિષદનો પ્રચાર પણ વધારે આકરો થતો ગયો. તેમાં મારી સામેલગીરીની ખબર પડતાં ભીલ સેવા મંડળના મારા જૂના મિત્રો ઘણા નારાજ થયા. તેમના વતી સુખદેવભાઈ માતર તાલુકામાં ખાંધલી ગામે મારી સભા હતી ત્યાં મને મળવા આવ્યા. મને આ ભીલ પરિષદનો છાલ છોડવા ઘણું સમજાવ્યું પણ મને મારી જૂની આશ્રમપ્રવૃત્તિ અને ભીલ–ખેડૂતોની મુક્તિની લડત વચ્ચે કંઈ અસંગતિ દેખાઈ નહિ તેથી હું પરિષદમાં ભાગ લેવા વિષે મક્કમ રહ્યો. તેની સાથે દાહોદ આવીશ ત્યારે ભીલ સેવા મંડળનો જ મહેમાન થવાનું મેં કબૂલ કર્યું.

માતર તાલુકાનું આંદોલન ઊંચી કક્ષા પર ચઢાવવાને તાલુકાના ખેડૂતોની એક પરિષદ નડિયાદના દેસાઈ કુટુંબના રાજપુરુષ દાદુ-

---

૧. ઝાલોદ તાલુકાના આ ગામે મેં સન ૧૯૨૧-૨૨ માં ભીલ વિદ્યાર્થી આશ્રમ સ્થાપ્યો હતો તે વખતે તેની વ્યવસ્થા ભીલ સેવા મંડળ તરફથી ઠક્કરબાપા, સુખદેવભાઈ, ડાહ્યાભાઈ નાયક, લક્ષ્મીદાસ શ્રીકાન્ત વગેરે મિત્રો કરતા હતા.

ભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે માતરમાં ૨૧ તારીખે ભરવામાં આવી. દાદુભાઈ તો અધ્યાપક કુમારપ્પાની કમિટિના સભાસદ હતા. તેથી તેમણે પોતાના ભાષણમાં જમીનમહેસૂલના કાયદાને ખેડૂતોની ગુલામીની જંજીર સમાન ગણીને તેને રદ કરવાની માગણી કરી. તે ઉપરાંત જમીનમહેસૂલ અડધું કે પૂરું માફ કરવાના સરકારી અને સહકારી મંડળીઓની લોનનું વ્યાજ હળવું કરવાના, કલમબંધી ગામોની આકાશીયા હિમાયત માફ કરવાના, અને જમીન-મહેસૂલનો કાયદો રદ કરી ખેડૂતોની ચોખ્ખી આવક પર કર લેવાના ઠરાવ પરિષદમાં પસાર થયા. વળી ખરાબા, ગોચર સુદ્ધાંત બધી જમીનનો વહીવટ ગ્રામ પંચાયતને જ સોંપવાની માગણી કરવામાં આવી.

પરિષદ પૂરી થયા પછી થોડા દિવસમાં અમદાવાદનું જરૂરી કામ પતાવીને મીરાખેડીની પરિષદમાં હાજરી આપવાને હું ગયો. ત્યાં બજારમાં આવેલા ભીલ સેવા મંડળના કાર્યાલયમાં સામાન મૂકીને ભીલ સંમેલનના કાર્યક્રમની ચર્ચા કરવાને મારા જુવાન મિત્રોને મળવા ગયો.

અગાઉ મેં ભીલોની સેવાનું અને રાહતનું કામ ઉપાડેલું. હવે તેમના સંગઠન અને આંદોલનનું કામ સામે આવીને ઊભું રહ્યું. તેમની મુસીબતો બધા ચુસાતા દલિત કિસાનોના જેવી જ હતી. તેમની જમીન વેચાય નહિ તેથી કોઈ લહેણદારને નામે ચઢેલી નહિ. છતાં તે બધાયે શાહુકારના દેવામાં ડૂબેલા હતા. દિવાળીએ તેમનો પાક દેવા પેટે શાહુકારો લઈ જાય અને હોળીથી નવરા થઈને જીવારા માટે તેમના જ ગુલામ થાય. ને ગુલામ હોય તેને શાહુકાર વેઠ કરાવે ને પોલીસ, જંગલખાતાનો અમલદાર, મામલતદાર, અવલકારકુન વગેરે બધાયે સરકારી માણસો ગુલામી કરાવે તેમાં શી નવાઈ ?

ભીલ છોકરો હોય ત્યારથી તે સ્મશાનમાં પોઢે ત્યાં સુધી બધા

ઉપરી વર્ગનો અને સત્તાધીશનો પરાધીન ગુલામ જ રહે, તેથી તેના દુઃખનો પાર નહિ ને તેની મુક્તિ માટે કોઈ માર્ગ નહિ. વળી ભીલોમાં પણ કોઈ ઠાકોર કે નાયક હોય તેની સત્તાને તો તાબે થવું જ પડે. ભીલ કે તેનાં ઢોરઢાંખર જંગલમાં દેખાય તો તેના પર ડંડો પડે, ને ડબામાં પુરાય. વળી દારૂ ગાળતો ન હોય તેને પણ પોલીસ કરતુક કરીને ફસાવે તેથી પીટાય ને જેલમાં જાય. આવી બધી વાસ્તવિક પરિસ્થિતિનું ભાન થતાં અમે બધાએ બેસીને ભીલોના હક્ક અને માગણીઓનું વિગતવાર જાહેરનામું તૈયાર કર્યું.

દાહોદમાં સુખદેવભાઈને મળતાં તેમણે મને જણાવ્યું કે, ઇજારદારો અને શાહુકારો સાંથ ઉઘરાવવા ગામડે જાય છે પણ કંઈ પાકેલું ન હોવાથી ખાલી હાથે પાછા ફરે છે. કમળાશંકરના કાર્યાલયમાં બધાં છાપાં જોતાં માલુમ પડયું કે, ચાલુ માસ દરમ્યાન ભીલો પર જુલમની અનેક કહાણીઓ છાપામાં પ્રકટ થઈ છે. ઝાલોદથી ભીલો પરના થતી વેઠની અને ભારે ગણોતની ઉઘરાણીની ફરિયાદો જોઈ લીમડીના ઠાકોરના જુલમની વિગતવાર કહાણી પણ વાંચી; તેમાં નજીવાં દેવા પેટે ઠાકોર કેટલોય માલ પડાવ્યા પછી ચાલુ સાલનો બધો પાક ઉઠાવી ગયો; લીમડી ગોલાના, લીલવા વગેરે ગામના ઈનામદારોના ભારે તગાદાના ખબર વાંચ્યા; ડુંગરીના ખેડૂતોનો ઠરાવ પણ જોયો કે જ્યાં સુધી ઇનામદાર અડધું ગણોત નહિ સ્વીકારે ત્યાં સુધી તેને કંઈ આપવું નહિ. આ બધાની સાથે મેં પણ એક લેખ પ્રકટ કરીને સન ૧૯૨૨ની ગયાની કોંગ્રેસે કામદારો અને કિસાનોના સંગઠન કરવાનો જે ઠરાવ કરેલો અને સન ૧૯૧૮થી ખેડૂતોની જે લડતો ચાલેલી તેનો સાર રજૂ કર્યો. આ બધું ધ્યાનમાં લઈને હવે ભીલ ખેડૂતોનું સંગઠન કરવાને અમે કૃતનિશ્ચયી બન્યા.

આ પરિષદ માટે ઠરાવો ઘડીને અમે બધા મીરાખેડી ગયા.

અમારી સહાનુભૂતિમાં ગોધરાથી અંત્યજ સેવક અને મારા જૂના સાથી મામાસાહેબ ફડકે સંમેલનમાં ખાસ પધાર્યા. ભીલસેવા મંડળની અને નવયુવાનોની પેઢી વચ્ચે પડતું અંતર ટાળવાને તે ખાસ આવી પહોંચ્યા. તેમણે બધા ઠરાવો પહેલેથી વાંચીને સંતોષ દર્શાવ્યો.

પરિષદમાં ઘણે દૂર દૂરથી હજારો ભીલ સ્ત્રી-પુરુષો તેમનાં તીર-કામઠાં લઈને હાજર થયા. જુવાન ટોળીમાં રમણલાલ શેઠે તેમના સ્વાગત પ્રવચનમાં ભીલ મુલકનો ઇતિહાસ રજૂ કર્યો. તેમજ ડુંગર અને જંગલોથી છવાએલા આ ગરીબ મુલકમાં તાલુકદારો-ઇનામદારોના ભારે કરવેરા, સરકારી મહેસૂલ અને શાહુકારોના ભારે દેવાના ત્રાસનું વિગતવાર બયાન આપ્યું.

એક પુરાણા સેવક તરીકે મારી ઓળખાણ અપાયા બાદ હજારો ભીલોની આવડી મોટી મેદની આગળ પ્રમુખસ્થાનેથી પૂરી એકદિલીથી કલાકેક સુધી મેં જોશીલું ભાષણ પહેલીવાર કર્યું. શરૂઆતમાં આ પરિષદ યોજનારા રાષ્ટ્રવાદી, સમાજવાદી તેમજ નિષ્પક્ષ ભાઈઓના સારા મંડળને મેં શાબાશી આપી. પછી સન ૧૯૧૭માં ઠક્કરબાપા સાથે હું પહેલો દાહોદ આવેલો; સન ૧૯૧૯માં અહીં આ દુષ્કાળની રાહતનું કામ કરેલું અને અનેકવાર રાહત કામ કર્યા પછી ભીલોની સ્થિતિ સુધારવાને માટે આ ગામમાં જ વિદ્યાર્થી આશ્રમની સ્થાપના કરેલી; હવે ખેડૂતોને સરકાર, ઠાકોરો, ઇનામદારો, શાહુકારો અને અમલદારો તરફથી થતા જુલમનું વર્ણન કરીને મેં કહ્યું કે, તે બધાનું નિવારણ કરવાને બીજા ખેડૂતોની માફક ભીલ ભાઈઓએ પોતાનું લડાયક સંગઠન કરવું જ પડશે. વળી મેં ભીલોની આઝાદીના જૂના ઇતિહાસમાં ડૂબકી મારીને ઉત્તરથી ધસી આવેલા ગુર્જરો-રાજપૂતો વગેરેએ તેમને પૂર્વના જંગલના વિસ્તારમાં કેવા ધકેલી મૂકયા અને તેમાં પણ પહેલાં જમીન, શિકાર, દારૂ વગેરેની જે છૂટ હતી તે પરદેશી રાજના કાળમાં કેમ નાશ

પામી, તે સમજાવ્યું. છેવટે દયાધર્મથી આજ સુધી કરેલા કામને ઉપયોગી ગણાવીને, પણ નવા જમાનામાં હવે ભીલોને બધા ત્રાસમાંથી મુક્તિ મેળવવાને મેં કેડ બાંધીને સંગઠિત થવાની હાકલ કરી.

પરિષદમાં કમળાશંકર, હરિભાઈ વગેરે જુવાનોએ જુગતાં ભાષણ કર્યાં. તેમણે બધા ઠરાવો વાંચી સંભળાવ્યા. વચ્ચે વચ્ચે રમણભાઈ અસલ ભીલોડી ભાષામાં મહત્ત્વના ઠરાવ સમજાવતા ત્યારે ભીલભાઈએ। તાળીએ। પાડીને વધાવી લેતા.

આ પરિષદે બિરાદર સકલાતવાળાના અવસાન વિષે શોકનો ઠરાવ કર્યા પછી ખેડૂતોની મહત્ત્વની વિગતવાર માગણીએ। રજૂ કરવામાં આવી. માતરની પરિષદમાં તેમ અહીંયાં પણ જમીનમહેસૂલનો કાયદો રદ કરીને મહેસૂલ અને ગણોતમાં અડધો અડધ કાપ મૂકવાનો ઠરાવ થયો. ઉપરાંત આ મુલકના ખાસ સંયોગોને લીધે ઠાકોરો વગેરેના ખાનગી કરવેરા અને લાગા રદ કરવાના, ખેડૂતોને જમીન પર કાયમના હક્ક આપવાના, તગાવીનું વ્યાજ હળવું કરવાના અને શાહુકારોના જૂના દેવામાં કાપ મૂકવાના, તાલુકદારી અને ઇનામદારી પ્રથા નાબૂદ કરવાના, જંગલોના ઘાસ અને લાકડા પર જાતઉપયોગના જૂના હક્ક મંજૂર કરવાના વગેરે ઠરાવો ઘણા ઉત્સાહથી પસાર કરવામાં આવ્યા. છેવટે આ ઠરાવોમાં રજૂ કરેલા હક્ક હાંસલ કરવાને ભીલ ખેડૂતોનો કાયમનો સંઘ સ્થાપીને તેનો વહીવટ કરવાને એક કમિટી સ્થાપવાનું ઠરાવવામાં આવ્યું. આ બધું કામ પતાવીને મોડી સાંજે "ખેડૂત સંઘ"નો જયજયકાર પોકારતા હજારો ભીલ પોતાના ગામ તરફ પાછા વળ્યા.

આટલાં વરસમાં ભીલોની આવી સભા મેં જોઈ નહોતી. અઢાર વરસથી મેં અપનાવેલાં નાગાંભૂખ્યાં ભીલ સ્ત્રી–પુરુષોની વિરાટ શક્તિ પિછાનીને હું ખુશ થયો. પહેલી વાર ગુરુ ગોવિંદે[1] તેમને ઘણાં વરસ

[1]. સન ૧૯૦૯-૧૦ ના અરસામાં સંતરામપુર તાલુકાની વણઝારા

પર સશસ્ત્ર લડતનો રાહ દેખાડેલો. તેનાં માઠાં પરિણામથી હેબતાઈ તે છેક જ રાંક થયેલા. હવે આ હજારો ભાઈ-બહેનોને નવા જુસ્સાથી થનગનતાં જોઈને હું પ્રોત્સાહિત થયો.

---

જાતિના ગુરુ ગોવિંદ નામના સંતે નામના જમાવી અને બંડમાં આગેવાની કરી.

તે પહેલાં સન ૧૮૫૭ના બળવા પછી સંખેડાના રૂપા અને કેવળ નામના બે નાયકોએ બંડ કરેલું. '૫૭ની લડતના એક સેનાપતિ તાત્યા ટોપીએ અંગ્રેજોનાં હથિયારો લૂંટીને આ નાયકોને આપેલાં. તેના વડે એક નાની ટુકડી જમાવીને તેમણે અંગ્રેજ લશ્કર સામે લડીને છેવટે તેનું શરણું લીધું.

સન ૧૯૦૯-૧૦ના અરસામાં ગુરુ ગોવિંદે શરૂઆતમાં ભીલોને સ્વચ્છતા રાખવા, માંસાહાર ન કરવા, દારૂ ન પીવા, ભજન કરી ઝંડી રોપવા વગેરે ઉપદેશ આપી ભક્તિનો પ્રચાર કર્યો: વાંસવાડા, કુશળગઢ, ડુંગરપુર, પ્રતાપગઢ, સંતરામપુર, સંજેલી વગેરે દેશી રાજ્યોના આદિવાસી તેમના તરફ ખેંચાયા. થોડા વખતમાં સંતરામપુર, વાંસવાડા અને ડુંગરપુર એમ ત્રણ રાજ્યના ત્રિભેટા પર આવેલા માનગઢ ડુંગર ઉપર ગોવિંદ ગુરુએ ભક્તિની ધૂણીનું પવિત્ર સ્થાન સ્થાપ્યું. ત્યાં દર સાલ હજારો ભીલો વરસમાં એકવાર માનગઢ ડુંગર ઉપર જાત્રાએ ભેગા થતા અને તેમને પવિત્ર જીવનનો ઉપદેશ અપાતો. પરિણામે દેશી રજવાડા અને ખાલસા પ્રદેશમાં ચોરી-લૂંટફાટનો ઉપદ્રવ ઓછો થયો, તેમ દારૂના પીઠાની આવક પણ ઘટી ગઈ.

સને ૧૯૧૨-૧૩ની સાલમાં દર વરસની માફક માનગઢ ડુંગર ઉપર હજારો ભીલ સ્ત્રી-પુરુષો ગોવિંદ ગુરુની હાજરીમાં ભેગા થયા. એ અરસામાં ગુરુ ગોવિંદની જાણ બહાર કેટલાક ભક્તોની ગેરદોરવણીથી ભીલોએ તીરકામઠાં, ચીપિયા, ભાલા વગેરે સાથે સંતરામપુર રાજા વિરુદ્ધ બંડ પોકારીને તેની સત્તા ગુરુને સોંપી દેવાનું કહેણ મોકલ્યું.

સંતરામપુરના રાજાએ અંગ્રેજ સરકારની પલટનની મદદ લીધી. શરૂઆતમાં પલટને હવામાં બાર કર્યા, એટલે ભીલ ભક્તો પોતાની અંધશ્રદ્ધાને વશ થઈ વધુ આવેશમાં આવ્યા. જ્યારે ખરેખરો ગોળીબાર થયો ત્યારે કેટલાક માર્યા ગયા અને ગુરુ ગોવિંદને પકડવામાં આવ્યા. તેમના ઉપર કેસ ચાલતાં તેમને જન્મટીપની સજા થઈ. સાત

રાતે દાહોદ પાછો ફરીને ભીલ સેવા મંડળના મિત્રો સાથે જમીને પરિષદની વાતો કરતો હતો તેવામાં નીચેથી કોઈ સખત અવાજ સંભળાયો. થોડીવારમાં મારી પૂછપરછ કરતો એક પોલીસ જમાદાર ધમધમ કરતો દાદરો ચઢી આવ્યો. તેણે મને કહ્યું કે, આસિસ્ટન્ટ કલેકટર સાહેબ તમને બોલાવે છે. તેમણે તૈયાર રાખેલી ઘોડાગાડીમાં બેસીને હું સરકારી બંગલે ગયો. ત્યાં મને ખુરશીમાં બેસાડીને ગોરા અધિકારીએ મારી ખેડા જિલ્લાની પ્રવૃત્તિ વિષે પૂછપરછ કરવા માંડી. ત્યારે જવાબમાં મેં કહ્યું કે, માતર તાલુકામાં આનેવારી છેક ખોટી અને અન્યાયી લાગવાથી અમે તેમાં સુધારો કરવાને સરકારને વિનંતી કરી છે; અને તેનો છેલ્લો નિકાલ આવે ત્યાં સુધી સરકારધારો

---

વરસની સજા ભોગવ્યા પછી તેમને પહેલી લડાઈ બંધ થઈ તેની ઉજવણીને અંગે દેશી રાજ્યોમાં ન જવાની શરતે છોડી મૂકયા.

દાહોદમાં શ્રી સુખદેવભાઈએ સન ૧૯૨૧માં એક ભીલ પરિષદ મૌલાના શૌકતઅલીના પ્રમુખપણા હેઠળ ભરી હતી. તેમાં ગુરુ ગોવિંદને બોલાવવામાં આવ્યા હતા. પણ શરતનો ભંગ થવાથી સરકારે તેમને ફરી પકડયા. તેમની માંદગીને કારણે સન ૧૯૨૩માં સરકારે તેમને જેલમુક્ત કર્યા. ભીલ સેવા મંડળે સંવત ૧૯૨૩માં ઝાલોદ આશ્રમની શરૂઆત કરી અને ગુરુ ગોવિંદના ભક્તો તેમનાં દર્શને આવવા લાગ્યા. ભીલ સેવા મંડળે તેમના ઉપદેશના પ્રચાર માટે જોગવાઈ કરી આપી.

પાછળથી તેમણે સ્વતંત્ર ધાર્મિક પ્રચાર શરૂ કર્યો.

વૃદ્ધાવસ્થાને લીધે તેઓ મરણ પામ્યા, તે પછી વાંસવાડા, ડુંગરપુર, કુશળગઢ, ઝાલોદ, સંતરામપુરના કેટલાક ભીલ ભગત તરીકેનું પોતાનું વ્રત પાળી રહ્યા છે. દર વરસે ભીલ ભગતો માનગઢ ડુંગર પર પોતાના *ગુરુએ સ્થાપેલી ધૂણીની જાત્રાએ જાય છે અને પોતાના ગુરુને શ્રદ્ધાંજલિ અર્પણ કરે છે.*

ગુરુ ગોવિંદની સમાધિ ઝાલોદ તાલુકાના કારઠ ગામના કમોઈ ફળિયામાં મંદિરરૂપે છે. ત્યાં ઘણા ભક્તો એકઠા થાય છે.

ભરવાનું મોકૂફ રાખવાની સલાહ અમે ખેડૂતોને આપી છે. મેં ઉમેર્યું કે અમે કોઈ પણ વખતે સરકારી હુકમ કે કાનૂનનો ભંગ કરવાનું કહ્યું જ નથી અને આનેવારીની આંકણી ફરીવાર ચોકસાઈથી કરવાની માગણી જ કરી છે. વળી અમે ગઈ ૨૧ મી તારીખે માતરમાં ખેડૂતોની પરિષદ ભરીને જે ઠરાવો કર્યા છે તેમાં અમારી નીતિ અમે જાહેર કરી છે.

આ બધું સાંભળીને અમલદારે તો જાણે મારા પર ના–કરની લડત ચલાવવાનું તહોમત મૂકીને મુંબઈ સરકારનો છેવટનો હુકમ ન આવે ત્યાં સુધી મને પોલીસની કાચી જેલમાં રાખવાનો હુકમ કર્યો. તરત હું પોલીસ થાણામાં પહોંચ્યો તે પહેલાં મારે માટે પાથરવા અને ઓઢવાનો બધો સામાન ત્યાં પહોંચી ગયો. પહેરાવાળા પોલીસે પણ ઘણી મીઠાશ દાખવી. તેથી બધા મેળાપીઓ સાથે થોડા ગપાટા મારીને હું ઘસઘસાટ ઊંઘી ગયો.

સવાર પડી ત્યારે મેં જેલની ઓરડીની બહાર પાથરેલી ગાદી પર બેસીને બધા મિત્રો સાથે ચાપાણી કર્યાં. સવારનાં છાપાં વાંચતે વાંચતે અમે મુક્ત ચર્ચાઓ કરવા માંડી. લોકોને મારી ધરપકડની ખબર પડતી ગઈ તેમ મુલાકાતીઓની સંખ્યા રોજબરોજ વધતી ગઈ. બેએક દિવસમાં તો બધાં છાપાંમાં મીરાખેડીની પરિષદના લંબાણ અહેવાલ મોટાં મથાળાં નીચે પ્રકટ થયા. મુંબઈના "જન્મભૂમિ" પત્રમાં તો "મીરાખેડીનો ઢંઢેરો"[1] એ મથાળાં નીચે મજાનો અગ્રલેખ જોયો ત્યારે મારું શેર લોહી ચઢ્યું. હું ભલે

૧. આ બધા છાપાંના અહેવાલનું શ્રેય પરિષદનાં અમારા સાથી હરિભાઈને ફાળે જાય છે. તેમણે મીરાખેડીથી જ બધાં ભાષણો અને ઠરાવોની એકી સાથે સાત સાત નકલો તૈયાર કરી રાખી અને દાહોદ આવતાં-વેંત ટપાલમાં છાપાંઓને રવાના કરી. તેથી જ થોડા દિવસમાં પરિષદના અહેવાલથી છાપાં ભરાઈ ગયાં.

જેલમાં ગયો; પણ ભીલોની દર્દભરી કહાણીઓ અને વાજબી માગણીઓ બધાં અખબારોમાં ઝળકી રહી.

થોડા દિવસમાં મને જે હુકમ ફરમાવવાનું ધારેલું તેનો ખ્યાલ મને આપવામાં આવ્યો. તે મુજબ મારાથી અમદાવાદ જિલ્લા સિવાયના બ્રિટિશ ગુજરાતના કોઈ જિલ્લામાં દાખલ થઈ શકાય નહિ અને અમદાવાદમાં પણ કાંઈ પ્રવૃત્તિ કરી શકાય નહિ. આ હુકમને કવશે તાબે થવાની મેં તૈયારી બતાવી એટલે છઠ્ઠી ફેબ્રુઆરીના દિવસે બપોરે મને પાકો હુકમ રીતસર પહોંચાડીને સાંજની જ દહેરાદુન એકસપ્રેસમાં રવાના થવાનું સૂચવવામાં આવ્યું. તેથી બધા મિત્રોની વિદાય લઈને હું વડોદરા થઈને અમદાવાદ પહોંચી ગયો.

દાહોદમાં કોંગ્રેસ સમાજવાદી પક્ષના ભાઈઓ સાથે પૂરો સહકાર કરીને હું ભીલ પરિષદનો પ્રમુખ થયો; અને તેમાં આવા યાદગાર ઠરાવ થયા તેથી તે જ પક્ષના દિનકરભાઈ, રણછોડભાઈ વગેરે અમદાવાદના જુવાન મિત્રો પર સારી છાપ પડી. મારા કેવળ રાષ્ટ્રીય પ્રચારથી કે માતર તાલુકાના કોંગ્રેસીઓ સાથે સહકારથી મારે વિષે પડેલી કંઈક એક તરફી છાપ જરા સુધરી ગઈ. હવે તેમની સાથે વધારે ગાઢ સહકાર સાધવાની ઘડી આવી તે જ વખતે મારે અમદાવાદ છોડવાની જરૂર પડી તેથી તે મિત્રો જરા ખિન્ન થયા. એક દિવસ રાત્રે રાયપુર ચકલામાં એક નાની હોટલમાં આ જુવાન મિત્રો મને વિદાય આપવાને ભેગા થયા ત્યારે ઉદ્દામ પ્રવૃત્તિ મારી ગેરહાજરીથી જરા ઝાંખી પડશે એવી ચિંતા વ્યક્ત થઈ. પણ "ઘોડાનું ગજ કપાળ" એ કહેવત પ્રમાણે મુંબઈ જઈ કંઈક નવો પુરુષાર્થ કરવાની તમન્ના મારા દિલમાં વ્યાપી રહી.

અમદાવાદ છોડવાનો દિવસ નજીક આવ્યો ત્યારે દેશી રમતને નામે ગેડીદડાનો કાર્યક્રમ શાળાઓ અને વ્યાયામશાળાઓમાં દાખલ કરવાનો મને લોભ લાગ્યો. તે માટે હું ખાડીઆમાં ભારતી

વિદ્યાલયમાં જઈને કે. ટી. દેસાઈને,[1] નીરુભાઈને અને બીજા વ્યાયામના શોખીનોને વખતોવખત મળતો. કોઈવાર એ વિદ્યાલયમાં જઈને વિદ્યાર્થીઓને નવી રમત રમવાનો આગ્રહ પણ કરતો. મુંબઈ ગયા પછી હું જાણીને ઘણો ખુશી થયો કે હોળીના તહેવારોમાં ખાડીઆના રાજમાર્ગ પર ગેડીદડાની રમત પૂરબહારમાં છોકરા રમેલા અને પ્રીતમનગરની વ્યાયામશાળાના સુશિક્ષિત જુવાનીઆઓએ પણ તેના પ્રયોગ કરેલા. પણ બંને ઠેકાણે કોઈ છોકરાને કંઈક વાગ્યું તેથી બધાનો ઉત્સાહ ઓસરી ગયો.

ગુમાસ્તા અને ભાડૂતોની લડતને પૂરો ટેકો આપવાને હું બંધાયેલો હતો. ભાડૂતોની વધારે કપરી લડત તો મારે મુંબઈમાં પણ બરાબર જમાવીને પછી જ આગળ કંઈ પગલાં ભરવાનાં હતાં. પણ ગુમાસ્તા પરિષદ તો તરત જ ભરવાનું ઠરાવેલું હતું તેથી તે વિષે કશળચંદને મળીને મેં ઘણી ચર્ચા કરી. મેં તેમને ખાતરી આપી કે મારી ગેરહાજરીમાં પણ સારી પરિષદ ભરી શકાશે, અને જે યોગ્ય પ્રમુખ મુંબઈથી મેળવીશું તેમની સંમતિ હું જરૂર મેળવી આપીશ. મેં ફરી ફરીને સર્વ મિત્રોને ખાતરી આપી કે મુંબઈ જઈશ તેથી ગુમાસ્તા કે ભાડૂતની લડતમાં જરાયે ઓટ નહિ આવે, પણ ભરતી જ થશે.

ભીલ પરિષદ માટે હું દાહોદ ગયો તે પહેલાં મને નીરુભાઈએ કહેલું કે, ૧૬ મી જાન્યુઆરીના રોજ દેશના કોંગ્રેસીઓ અને

૧. કે. ટી. દેસાઈ નજીકમાં એક ધોબીની દુકાન ચલાવતા. તેના પર "વોશિંગ કંપની"નું પાટિયું મારેલું. તેમાં પરદેશી શબ્દો મને ખૂંચતા. તેને બદલે "વસ્ત્રશુદ્ધિકરણ કાર્યાલય"–કે એવું કંઈ લખવાની વાત હું વારંવાર જૂની ખાડીઆ ચોકી પાસે ઓટલા પર બેસીને કરતો ત્યારે બધા ખડખડાટ હસતા.

કોંગ્રેસ સમાજવાદી કાર્યકરો મીરતમાં સંપૂર્ણાનંદના પ્રમુખપણા નીચે મળ્યા હતા. એપ્રિલ માસમાં કોંગ્રેસની બેઠક મળે ત્યારે ત્યાં જ અખિલ હિન્દ કિસાન પરિષદની પહેલી બેઠક મેળવવાનું આ મિલનમાં નક્કી થયું હતું.

કોંગ્રેસ સમાજવાદી પક્ષની કમિટીએ એક કિસાન પેટા સમિતિ નીમી હતી. તેના તરફથી મળેલી આ સભામાં કમલાદેવી, જયપ્રકાશ અને મોહનલાલ ગૌતમ ઉપરાંત ગુજરાતના પ્રતિનિધિ તરીકે નીરુભાઈ દેસાઈ હાજર રહ્યા હતા. તેમાં ખાસ આમંત્રણથી પ્રો. એન. જી. રંગા પણ સામેલ થયા હતા.

આમ સારાયે દેશમાં નવું કિસાન સંગઠન શરૂ કરવાને સાંપડેલી અણમોલ તક ઝડપી લેવાને હું ફેબ્રુઆરીની અધવચમાં મુંબઈ ઊપડી ગયો તે પહેલાં આયર્લેન્ડના બીજા એક શહીદ—જેમ્સ કોનોલી વિષે એક પ્રેરણાત્મક પુસ્તક પ્રકટ કરવામાં મેં મદદ કરી. સન ૧૯૩૫–૩૬ના ગાળામાં હું રાણપુરના ફૂલછાબ કાર્યાલયમાં કકલભાઈ કોઠારીનો મહેમાન હતો એ વખતે એ શહીદની પુત્રી નોરા કોનોલીએ[૧] તેના પિતા વિષે લખેલા પુસ્તકની કાચી છાપેલી પ્રત તેમને બતાવી. એ લખાણ ઉપર કકલભાઈ મુગ્ધ થયા અને તેનો ગુજરાતી અનુવાદ પ્રકટ કરવાને તૈયાર થયા. પછી તેમણે

૧. "આ બાઈ મધ્યમ વયની, આશરે ૩૫ વરસની હતી. પણ તેના મુખડા પર ઉત્સાહ ને સ્મિત હમેશાં તરવરતાં તેથી તે પ્રમાણમાં જુવાન લાગતી. તેના પિતાના ગાઢ સંસ્કારને લીધે તેમજ આયર્લેન્ડની અનેકરંગી લડતોના પ્રત્યક્ષ અનુભવને લીધે તે મારા વિચાર અને વલણને સપાટાબંધ સમજી જતી. તેથી જોતજોતામાં એક બહેનની માફક તે મારી સાથે હળી ગઈ, તેમ તેની સાથે સહકાર કરતાં મને ગમ્મત સાથે જ્ઞાન મળવા માંડ્યું." — "બળવાખોર પિતાની તસવીર" પુસ્તકની લેખકની પ્રસ્તાવના, પાન ૬.

રાણપુર છોડીને અમદાવાદમાં નવસૌરાષ્ટ્ર સાપ્તાહિક ચલાવવા માંડ્યું. તેથી સન ૧૯૩૯માં "બળવાખોર પિતાની તસવીર" એ નામથી આ પુસ્તક ત્રીજી ભેટ તરીકે ગ્રાહકોને આપવાને પ્રકટ કરવામાં આવ્યું હતું.

નોરા કોનોલી હિન્દી–આઈરિશ સંઘની પત્રિકા પ્રકટ કરવામાં મને મદદ કરતી. તે વખતે તેણે મને કહેલું કે અમેરિકામાં ઉત્તમ જીવનચરિત્ર લખવાને માટે ઇનામ જાહેર કરવામાં આવ્યું છે તેથી મેં મારા પિતાની કહાણી લખી મોકલી છે. સન ૧૯૩૫ના આખરે હું દેશમાં આવ્યો ત્યારે તેણે મને પુસ્તકની કાચી છાપેલી નકલ મોકલીને જણાવ્યું કે તેને ઉત્તમ ગણીને ઇનામ આપવામાં આવ્યું છે. આ પુસ્તક કકલભાઇએ ગુજરાતી ભાષામાં પ્રકટ કર્યું ત્યારે તેમણે કોનોલી અને તેની લેખિકા-પુત્રી–બંને વિષે ટૂંકી નોંધ લખવાનું કામ મને સોંપ્યું તે મેં તરત ઉપાડી લીધું.

સમાજવાદી કોનોલી[1] અને રાષ્ટ્રવાદી પિયર્સ સન ૧૯૧૬ના વિગ્રહકાળના આયર્લૅન્ડના સશસ્ત્રી બંડના આગેવાન હતા. સન ૧૯૧૬માં ઈસ્ટરના સોમવારની સવારે બંને સેનાપતિઓએ માત્ર ૭૦૦ લોકસૈનિકોની સાથે, ડબ્લિનની પોસ્ટ ઑફિસ પર કૂચ કરીને અને તેના પર રાષ્ટ્રીય ઝંડો ફરકાવીને ઇંગ્લૅન્ડના સામ્રાજ્યને પાંચ દિવસ સુધી હંફાવ્યું. બંને હસતે વદને શહીદી વહોરી લઇને ઇતિહાસમાં અમર થયા છે. પણ કોનોલી તો કામદારોની અને સમાજવાદી પ્રવૃત્તિનો પિતા હતો. તેથી તેમનાં મંડળોમાં તેનું નામ ઘણું જ માનીતું રહ્યું. વળી દુનિયામાં સામ્યવાદી પક્ષનો સીતારો રશિયાએ ઝળકાવ્યો તે પહેલાં કોનોલી શહીદ થયા. છતાં

---

૧ કોનોલીના કાવ્ય અને આખરી નિવેદનની કંડિકાઓ માટે જુઓ. પરિશિષ્ટ–૨.

સામ્યવાદી પક્ષની કોઠીને હવે 'કોનોલી હાઉસ' નામ આપ્યું છે. આ નરવીરો પૈકી પાકેલા પિયર્સ વિષે મારા પુસ્તકના અને પછી કોનોલી[1] વિષે તેની પ્રિય પુત્રીના ગ્રંથના પ્રકાશનની વ્યવસ્થા કરીને હું સન '૩૬ના ફેબ્રુઆરી માસમાં મુંબઈ ગયો.

"અત્યાર સુધી અમે અમીર-ઉમરાવોની અને પછી મધ્યમ વર્ગની આગેવાની નીચે લડયા. પણ તેમણે અમને પોતાના સ્વાર્થ ખાતર હોમ્યા છે—અમને હંમેશાં દગો દીધો છે. હવે અમે જાતે જ અમારા હકની ને સ્વતંત્રતાના સંગ્રામની આગેવાની લઈએ છીએ. બીજા બધા વચમાંથી આમ તેમ ખસી જાઓ! અમે જ સાચા દેશાભિમાની છીએ. અમે જ પરદેશી સરકારને ને તેના દેશી સાથીઓને અમારાં કાંડાના જોરથી હરાવીને હઠાવીશું—અમે જ જમીન અને જાગીરનો, રેલવે અને કારખાનાંનો કબજો લઈને ખરેખર આઝાદ બનીશું. દેશભરમાં ચક્રવર્તી રાજ અમેય સ્થાપીશું ને ભોગવીશું.' 'બળવાખોર પિતાની તસવીર'ની પ્રસ્તાવનામાં કોનોલીના બોલ, પાન. ૨૯

## ૩. કિસાનસભાની સ્થાપના

**સ**રકારી હુકમને વશ થઈને મારે ગુજરાત છોડીને મુંબઈ જવું પડ્યું. પણ જરાક વારમાં માલમ પડ્યું કે વિલાયતમાં બેસીને સારા દેશમાં કિસાન આંદોલન જમાવવાનાં જે સમણાં સેવેલાં તેની સિદ્ધિ માટે અમદાવાદ કરતાં મુંબઈ જ વધારે અનુકૂળ હતું. આ ખ્યાલ દિલમાં ઠરતાં હું મુંબઈના મિત્રોને મળીને કિસાન પરિષદની તૈયારીઓ કરવા પ્રવૃત્ત થયો.

તે વખતે ડા. સુમંતનો મોટો પુત્ર રમેશ, નાના ભાઈ અશોક સાથે સાંટાક્રુઝ સ્ટેશન પાસે કેથોલિક કોલોનીમાં રહેતો હતો. મારા કુટુંબી જેવા આ જુવાનો સાથે રહેવાનું તરત ગોઠવાઈ ગયું. વળી મારા જૂના મિત્ર રણછોડદાસ લોટવાળાએ વિલાયતની ખટમીઠી વાતો બાજુએ મૂકીને બહુ રાજીખુશીથી તેમના હિન્દુસ્તાન પત્રના કાર્યાલયમાં મારા કામ માટે હવાઉજાસવાળો સરસ ખંડ કાઢી આપ્યો. મારી જૂની ઑફિસમાં હું ગયો એટલે ત્યાંના બધા મિત્રોને મળીને ઘણો જ આનંદ થયો. લોટવાળાએ અંગ્રેજીમાં લઘુલિપિ અને ટાઈપ કામનો જાણકાર યુવાન મારા કામ માટે સોંપી દીધો. તેમણે અહીં કામ કરવાની બધી સગવડ કર્યા પછી મને સાનમાં સમજાવ્યું કે તેમને માફક આવે એવા કંઈ લેખ હું લખીશ તો તે પેટે કંઈ પુરસ્કાર મળશે. તરત તેમના પત્રોમાં કંઈ

ને કંઈ લખીને મારા સાદા જીવન માટે જરૂરી રકમ હું પામતો ગયો.

આમ કાર્યાલયની જરૂરી વ્યવસ્થા કરીને હું સપાટાબંધ નવા મિત્રોને મળવા લાગ્યો. ગુજરાતમાં તેમ મુંબઈમાં ધીમે ધીમે હું કૉંગ્રેસ સમાજવાદી ભાઈઓ તરફ વધારે ખેંચાતો ગયો. આ પક્ષના મહેરઅલી, બાટલીવાલા વગેરે ભાઈઓને હું મળતો. વળી કમળાદેવી, મસાણી વગેરે આગેવાનોએ મને જણાવ્યું કે હજી રાષ્ટ્રીય સંગઠન છેક જ પ્રાથમિક દશામાં છે ત્યારે અંગ્રેજોની છત્ર-છાયા નીચે કોઈ પણ હોદ્દા સ્વીકારવાથી દેશના સ્વાભિમાન અને પ્રતિષ્ઠાને ભારે નુકસાન થશે. તેથી જ્યારે સમાજવાદી પક્ષે ભવિ-ષ્યમાં હોદ્દા સ્વીકારવાની નીતિનો વિરોધ કર્યો ત્યારે આયર્લૅન્ડની જહાલ નીતિને અનુસરીને હું તેમાં સંમત થયો.

આ વિરોધ સકારણ હતો. કૉંગ્રેસમાં ગાંધીજી સુદ્ધાંત સર્વોચ્ચ આગેવાનો—અંગ્રેજ સરકારે ઘડેલા સારાયે રાજબંધારણનો સખ્ત વિરોધ ચાલુ રાખીને—આવતી સાલની ચૂંટણીમાં રાજ્યોની ધારા-સભામાં વધુમતી મેળવી તેમાં રાજસત્તા હાથ કરવા ચાહતા હતા. ગાંધીજીએ લંડનમાં કહેલું કે સાચું પ્રાંતિક સ્વરાજ મળે તો તેથી સંતોષ માનીશું. આવી રીતે દેશને ગુલામીમાં રાખનાર અંગ્રેજ સરકાર સાથે રાજ્યોના વહીવટમાં આવો મીઠો સહકાર કરવાની યોજનાનો સમાજવાદી ભાઈઓએ સખ્ત વિરોધ કર્યો.

મુંબઈ પહોંચ્યા પછી થોડા જ દિવસમાં સેન્ડહર્સ્ટ રોડ પર મારવાડી વિદ્યાલયના સભાગૃહમાં આ હેતુસર વિરોધસભા ભરાઈ ત્યારે મેં પણ બીજા વક્તાઓની સાથે સૂર પુરાવ્યો. આ વાત જાહેર થતાં સ્વાભાવિક રીતે કૉંગ્રેસના રૂઢીચુસ્ત મુરબ્બીઓએ મારા નામ પર છેકો મૂકી દીધો. પહેલાં ગુજરાતમાં તેમ હવે મુંબઈમાં ઘણાયને હું કહેતો કે આ સમાજવાદીઓ તો કૉંગ્રેસના

શ્રી અમૃતલાલ શેઠ ( ૧૯૩૬ )

વિશાળ કુટુંબનાં જ સંતાન છે; કૉંગ્રેસની પચાસ વરસની લોક-શાહી પ્રવૃત્તિના પરિપાકરૂપે વિકસેલા સમાજવાદના ઝંડાધારી છે. પણ આ ડહાપણની વાત જે નહોતા માનતા તેમણે મારી સાથે પણ પૂર્વગ્રહ રાખવા માંડયો.

તે વખતે ભાઈ નિમ્બેકર, મીરજકર, રણદીવે વગેરે સામ્યવાદી બિરાદરોને મળતો ત્યારે તેઓ કિસાનસભાના કાર્યમાં પૂરો સહકાર આપવાની ખાતરી આપતા. તેવી રીતે એમ. એન. રૉયના અનુયાયીઓ—મણિબેન કારા, વી. બી. કર્ણિક વગેરે મારી ઉદ્દામ નીતિરીતિ પર ખુશ હતા. ગાંધીજીના[1] વિષે પ્રકટ થયેલા મારા પુસ્તકથી આ મિત્રો પરિચિત હતા. તેમના તરફથી મારા સત્કાર માટે એક સમારંભ થયો તેમાં મને ઘણા ઉત્સાહથી વધાવી લીધો.

મુંબઈમાં રહેવા આવ્યો ત્યારથી જૂના મિત્ર અમૃતલાલ શેઠને વખતોવખત મળતો. છેલ્લો તેમને લંડનમાં મળેલો. ત્યાર પછી દેશી રાજ્યો સંબંધી નીતિને અંગે સરદાર વલ્લભભાઈ સામે તે ખૂબ વીફર્યા હતા.[2] ગાંધીજીની રાજ્યો સંબંધી નીતિમાં પણ તેમને સરદારનો જ વાંક દેખાતો, તેથી કૉંગ્રેસની મર્યાદામાં રહીને અનેક ઉદ્દામ પક્ષ અને જૂથના પ્રચારને તેઓ ટેકો આપતા. તેમણે કૉંગ્રેસ સમાજવાદી પક્ષને પોતાના કાર્યાલયમાં એક વિભાગ કાઢી આપેલો અને તેનું અંગ્રેજી અઠવાડિક પત્ર તેઓ છાપી આપતા.

૧. હું વિલાયતમાં હતો ત્યારે ગાંધીજીનાં સંસ્મરણો વિષે એક લેખમાળા મેં અંગ્રેજી 'સન્ડે એડવોકેટ'માં અંગ્રેજીમાં અને 'હિન્દુસ્થાન-પ્રજામિત્ર' અઠવાડિકમાં ગુજરાતીમાં પ્રકટ કરેલી. તે બધા લેખો અંગ્રેજીમાં અને ગુજરાતીમાં પુસ્તક આકારે પ્રકટ થયેલા.

૨. આ સાલમાં જ અમૃતલાલભાઇએ 'જન્મભૂમિ'માં એક લેખમાળા પ્રકટ કરી તેમાં જાહેર કર્યું : વલ્લભભાઈ અમારા સરદાર નથી અને અમે તેમના સિપાઈ નથી.

અમારી મીરાખેડીની પરિષદને તેમણે સરસ તંત્રીલેખ પ્રકટ કરીને ખૂબ બહેલાવેલી. હવે લખનૌમાં મળનારી કિસાન પરિષદ તરફ પણ તેમણે સહાનુભૂતિ દાખવી. જરાક વાતમાં કોંગ્રેસને ટાણે લખનૌમાં મને તેમના મુકામમાં રહેવાનું આમંત્રણ આપ્યું તે મેં બહુ જ ખુશીથી સ્વીકારી લીધું.

મારી બીજી એક મહત્ત્વની યોજના પણ તેમણે ઉત્સાહથી અપનાવી લીધી. અગાઉ ભાવનગર જતાં રાણપુરમાં મેં વિલાયતના ધોરણે ગુજરાતમાં ઉનાળાની રજાના દિવસોમાં એક ગ્રીષ્મશાળા યોજવાની વાત કકલભાઈ સાથે કરેલી. તેમાં જુવાનોને સાચી રાષ્ટ્રીય તાલીમ આપવાને વિવિધ વિષયના વિદ્વાનોને બોલાવવાની યોજના હતી. હવે તે વિષે વધારે વિગતવાર વાત થતાં તેમણે આવતી જ રજા દરમ્યાન અમરેલીમાં આવો ગ્રીષ્મવર્ગ ચલાવવાની વ્યવસ્થા કરવાનું બીડું ઝડપ્યું.

આમ મારા બધા પાસા સવળા પડતા જોઈને હું ઘણો આનંદમાં રહેતો. રાતે મોજ માણવાને કવચિત વિલેપાર્લેમાં દશરથલાલનો, તો કોઈ દિવસ સાંતાક્રુઝમાં માસ્તર કુટુંબનો, તો વળી કોઈ વખત ખારમાં ભાસ્કરભાઈ ને ઊર્મિલાબેનનો મહેમાન થતો અને મોડે સુધી મારી નવી પ્રવૃત્તિની વાતો કરીને રમેશને ઘેર આરામ કરતો.

દેશના કરોડો કિસાનોની લડતને જ મેં મારું જીવનકાર્ય માન્યું હતું તેથી તેમાં સક્રિય સાથ આપનાર કોંગ્રેસી સમાજ-વાદીઓનો જ મારે વધારે પરિચય રહેતો. વખતોવખત મહેરઅલી મને મળતા ત્યારે મને તેમના પક્ષમાં જોડાવાને સમજાવતા. પણ મારો જવાબ સ્પષ્ટ હતો : હું સમાજવાદી ખરો પણ મૂડીવાદી કોંગ્રેસ સાથે સંકળાએલા તમારાં પક્ષમાં હું ન ભળું. તેવી રીતે જન્મભૂમિ કાર્યાલયમાં તે પક્ષના બીજા ભાઈઓ મળતા તેમને

પણ એવો જ નન્નો પરખાવતો.[1]

છતાં આ ભાઈઓના નિકટ પરિચયને લીધે મારું એક કામ સહેલાઈથી પતી ગયું. મુંબઈ આવ્યો ત્યારથી જ અમદાવાદથી કશળચંદભાઈ ત્યાંની ગુમાસ્તા પરિષદ માટે યોગ્ય પ્રમુખ મેળવી આપવાને મને લખતા. કિસાનોના સંગઠનમાં આગેવાની લેનાર કમળાદેવીનું નામ મને સૂઝ્યું અને સમાજવાદી ભાઈઓની મારફત તેમનો સંપર્ક સાધતાં તેમણે મારી વિનંતિ સ્વીકારી. કશળચંદભાઈ અને તેમના સાથીઓ પણ આ પ્રમુખની પસંદગીથી ખુશ થયા. તેથી અમદાવાદમાં ગુમાસ્તા પરિષદની શાનદાર બેઠક માર્ચની ૧૨–૧૩ તારીખે કમળાદેવીના પ્રમુખપણા નીચે મળી. તેમણે ગુમાસ્તાઓના પગાર, તહેવાર, રજાના કલાક વગેરે માગણીઓ વિષે જોરદાર પ્રવચન કર્યું. તેનો અમલ કરવાને 'બખલે બિલ'ને પૂરી તાકાતથી ટેકો આપવાને તેમણે સારીય ગુમાસ્તા આલમને હાકલ કરી. આ પરિષદની સફળતાથી મુંબઈમાં પણ આ પ્રવૃત્તિને વેગ મળ્યો.

સમાજવાદી સાથીઓ મારફત જાણવામાં આવ્યું કે તેમના મહારાષ્ટ્રના આગેવાન અચ્યુત પટવર્ધન સાથે પૂનાની કોંગ્રેસના પ્રમુખ શંકરરાવ દેવ બહુ ગાઢ સંબંધ રાખે છે. તેથી તેમની ભલામણથી ખેડૂતોથી હાલત વિષે તપાસ કરી તેમની પ્રગતિ સારુ ભલામણ

૧. આગલી સાલમાં કોંગ્રેસને પચાસ વરસ પૂરાં થતાં તેની સુવર્ણ જયંતી ઊજવાઈ, ત્યારે એક લેખમાં મેં એવું વિધાન કરેલું કે કોંગ્રેસનો ખરેખરો જન્મદાતા તો મોટો અંગ્રેજી અધિકારી એ. ઓ. હ્યુમ હતો. તેણે ૧૮૫૭ના જેવાં બંડ દેશમાં ફરી ન ફાટી નીકળે તે માટે પ્રજાના વિરોધને શાંત દિશામાં વાળવાને જ આ સંસ્થા સ્થાપી હતી તેથી જ ગાંધીજી કોંગ્રેસના આગેવાન થયા ત્યાં સુધી કોંગ્રેસમાં પહેલો સરકાર તરફ વફાદારીનો ઠરાવ પસાર થતો હતો.

કરવાને પટવર્ધનની આગેવાની નીચે એક કમિટી નીમાઈ છે. આમ મહારાષ્ટ્ર સમિતિ સમાજવાદીઓના સહકારથી કિસાનોનો સવાલ ઉકેલવાનું વિચારે એ જાણીને મને તેના પ્રમુખ શંકરરાવને તરત મળવાનું મન થયું. થોડા જ દિવસમાં પૂનામાં તેમને મળીને તેમની ખેડૂત કમિટી વિષે બધી હકીકત મેળવી લીધી. વળી ત્યાં સમિતિના આગેવાન કાર્યકર્તા સાથે મારી મુલાકાત યોજવામાં આવી. આયર્લેન્ડના ખેડૂતોની ઐતિહાસિક લડતની વાત ત્યાં કરી ત્યારે સર્વ બહુ પ્રસન્ન થયા. પછી લખનૌથી કિસાન પરિષદની તૈયારીરૂપે મુંબઈ ઇલાકાના ખેડૂતોના કાર્યાલય તરફથી એક પત્રિકા પ્રકટ કરવાની મારી યોજના રજૂ કરી તે તેમણે પસંદ કરી.

પૂનાની મુલાકાત દરમ્યાન મને અચાનક સામ્યવાદી આગેવાન ડાંગેનો ભેટો થયો. વિલાયત જતા પહેલાં તેમને હિન્દુસ્થાન કાર્યાલયમાં કોઈ વાર હું મળતો; કામદારોની લાંબી હડતાલ દરમ્યાન પણ ક્વચિત તેમને મળેલો. હમણાં મીરત કેસમાં લાંબી સજા ખાધા પછી તે તાજા જ છૂટીને આવેલા ને પૂનામાં થોડી નિવૃત્તિ લઈ પ્રકૃતિ સુધારતા હતા. તેમણે દેશના કામદારોની લડતની તવારીખ લખવાની વાત કરી ત્યારે હું ઘણો ખુશ થયો. સાથે સાથે આવતા ઉનાળામાં અમરેલીમાં ગ્રીષ્મશાળા ચલાવવાની હતી તેમાં વ્યાખ્યાન આપવાને મેં તેમને આમંત્રણ આપ્યું તે તેમણે સ્વીકાર્યું.

હવે મેં સળંગ કિસાનોની અને બીજી જાહેર પ્રવૃત્તિમાં ઝુકાવ્યું ત્યારે મારા અંગત જીવનમાં જે નવા ફેરફાર થયા તેથી મારું ખમીર નવા કામ માટે સાનુકૂળ બની ગયું. ઇંગ્લેન્ડ–આયર્લેન્ડમાં ઘરના છાપરા નીચે લખવા–વાંચવાનું શાંત જીવન ગાળતો. ત્યારબાદ દેશમાં આવીને સારા ગુજરાતમાં ચોપાસ રાત-દિવસ ત્રીજા વર્ગના ડબ્બામાં દોડધામ શરૂ કરી. છતાં અમદાવાદમાં હું એક ગૃહસ્થી ઘરમાં નિયમસર જમતો અને રહેતો. ત્યારે

મુંબઈ આવીને તો કોઈ મિત્રને ત્યાં રાતે મોડોવહેલો જમીને આરામ કરતો. પણ હિન્દુસ્થાનના કાર્યાલયમાં સવારથી તે રાત સુધી પૂરી કડકાઈથી મારો ભોજનવહેવાર[1] ચલાવવો પડતો. મારા ચાપાણીનો ખરચ તો જે મિત્રો મળવા આવતા તેમના પર નાંખતો અને કોઈ વાર તો સવારથી જે બિલ ચઢતું હોય તે સાંજે બારોબાર ચૂકવાઈ જતું.[2] હું સાંજે કોઈ મિત્રને ઘેર જમવા જતો ત્યારે પેટમાં પૂરી શાંતિ થતી. તેની સાથે મીરાખેડીમાં જોયેલા હજારો નાગાભૂખ્યા ભીલને યાદ કરીને તેમના અવતાર-રૂપ એક વિરાટ શક્તિવાળા જગત-પિતા કિસાનની કલ્પના કરી તેની સાથે હું એકરૂપ થતો તેથી જાણે હું કિસાનનું વિરાટ સ્વરૂપ ધારણ કરતો, મારું માથું આકાશમાં પહોંચતું અને મારા પગ ધરતીમાં ઊંડા ઊતરતા. આવા મિજાસમાં હું લાંબાં પગલાં ભરીને મારા યજમાનને ઘેર જતો અને ત્યાં કિસાનોની વાતોમાં સૌને ખેંચતો.

આમ હું પાકો કિસાની બનીને કિસાનોનું કાર્ય કરવાને તૈયાર થયો. શંકરરાવ દેવ પાસેથી તેમની ખેડૂત કમિટી વિષે બધું

૧. સન ૧૯૨૪માં અમદાવાદ છોડ્યું ત્યારથી મુંબઈમાં તેમજ વિલાયતમાં બપોરે સંયોગો મુજબ સાદો નાસ્તો કરતો અને રાતે જ પૂરું ભોજન લેતો. એટલે અમદાવાદનું ચાર દિવસનું ચાંદરણું હું સહેલાઈથી ભૂલી ગયો.

૧. પ્રો. કે. ટી. શાહના પુત્ર શરદચંદ્ર શાહ સાથે મારે તે વખતે ઠીક બનતું. ઘણુંખરું તે સાંજે આવતો ત્યારે સવારનું બિલ પણ તે જ ચૂકવતો. પહેલાં તેનો તેને ખ્યાલ નહોતો આવ્યો. પણ એક દિવસ મોટી નોટનું જે પરચૂરણ પાછું આવ્યું તે ચાના હિસાબે ઓછું લાગ્યું ત્યારે તેણે ઇરાનીના છોકરાને સવાલ કર્યો. તેણે જવાબ આપ્યો: "સબ બિલ લે લીયા."

સાહિત્ય મળી ગયું, એટલે મેં ખેડૂત પત્રિકા પ્રકટ કરવાની તૈયારી કરી. એપ્રિલના પહેલા અઠવાડિયામાં લખનૌમાં કિસાન પરિષદ મળવાની હતી. તેથી મુંબઈ રાજ્ય ખેડૂત કાર્યાલયના[1] નામે મેં એપ્રિલના આરંભ સુધીમાં ચાર પત્રિકા અંગ્રેજીમાં પ્રકટ કરી. દરેકમાં આશરે પાંચેક પાનાં જેટલું લખાણ ટાઈપ કરાવીને તેની પંદરેક નકલ તૈયાર કરાવતો. તે મુંબઈના કોંગ્રેસ-સમાજવાદી પક્ષને, રોયવાદીઓને, મહારાષ્ટ્ર કોંગ્રેસ કમિટીને, તેમ અચ્યુત પટવર્ધન વગેરેને મોકલવાનું કામ તો સહેલું હતું. લખનૌમાં ભરાવાની કિસાન પરિષદના મંત્રી મોહનલાલ ગૌતમ, બિહારના કિસાન આગેવાન સ્વામી સહજાનંદ સરસ્વતી, આંધ્રના આગેવાન પ્રો. એન. જી. રંગા વગેરે અજાણ્યા કિસાન નેતાઓનાં સરનામાં થોડી તપાસ કરી મેળવ્યાં અને તેમને આ પત્રિકા મોકલવા માંડી.

અમદાવાદમાં જ મારા રાષ્ટ્રભાષાના શોખને લીધે મને બિહારનાં કેટલાંક હિન્દી સાપ્તાહિક પત્રો મળેલાં. તેમાં સ્વામીજીનાં કંઈક ભાષણો વાંચતાં તે કંઈક ઓર ખોપરીના સંન્યાસી લાગ્યા. તેમના એક ભાષણમાં વાંચ્યું: ભાત (ચોખા) બડા હૈ કે ભગવાન? ભગવાન બડા નહિ હૈ; ભાત બડા હૈ; કારણ કે ચોખા-ખોરાકની એક બે ટંક પડી હોય તો ભગવાન પણ ચોખાના રૂપે જ દેખાય! આવા વિરલ સ્વામીને મળવાનું મને પણ મન થયું. તેમ રંગાજી પણ આંધ્રમાં દૂર દૂર ગામડેથી શહેરની કચેરીઓ સુધી ઘણા માઈલની લાંબી કૂચ કાઢતા, તેથી તેમના પર પણ મુગ્ધ થયો.

કિસાની વિષયો પર બને તેટલી વિગતવાર ખબર મોટે ભાગે છાપાંમાંથી ને પત્રવહેવારથી મેળવીને મેં આ પત્રિકામાં રજૂ કરવા માંડી. પહેલી પત્રિકા માર્ચની અધવચમાં પ્રકટ થઈ તેમાં ૧૧મી

૧. Bombay Presidency Peasants' Bureau--એ અંગ્રેજી નામથી આ પત્રિકાઓ મેં પ્રકટ કરી.

એપ્રિલે મળવાની પહેલી પરિષદની મળેલી વિગતો રજૂ કરી. વળી મહારાષ્ટ્રની કિસાન કમિટીની જે ખબર પૂનામાં મળેલી તે જાહેર કરી. ગુજરાતમાં ધોળકા, માતર અને મીરાખેડીમાં મહેસૂલની વસૂલાતની સામે જે લડત ચાલતી તેનો સાર આપ્યો. દિલ્હીની વડી ધારાસભામાં રંગાજીના પ્રયાસથી કિસાનસભ્યોના જૂથની રચનાનો નિર્દેશ કર્યો. છેવટે મહારાષ્ટ્ર અને કર્ણાટકના ખેડૂતોએ સભાઓ ભરીને મહેસૂલમાં પચાસ ટકાના કાપની માંગણી કરેલી તે રજૂ કરી.

પછીને અઠવાડિયે બીજી પત્રિકા મેં પ્રકટ કરી તેમાં આવતી કિસાન પરિષદની વધારે વિગતો આપી. ઉપરાંત સ્વામીજી અને રંગાજી તરફથી જે પ્રોત્સાહક સંદેશા મળ્યા હતા તેનો સાર આપ્યો. વિશેષમાં મહારાષ્ટ્રની કિસાન કમિટીની ભલામણો ટૂંકમાં મેં રજૂ કરી. મહિનાની આખરે ત્રીજી પત્રિકા પ્રકટ થઈ તેમાં કર્ણાટકની કોંગ્રેસ સમિતિએ નીમેલી કિસાન કમિટીની હકીકત આપી અને બિહારમાં સ્વામીજીની આગેવાની નીચે યોજાયેલા કિસાન મોરચાનો વૃત્તાંત આપ્યો. એપ્રિલના આરંભમાં પ્રકટ થયેલી મારી છેલ્લી પત્રિકામાં લખનૌની પરિષદની વધુ વિગત આપીને મહારાષ્ટ્રમાં ચાલતી મુલ્શી પેઠાના લડાયક ખેડૂતોની તાજી સભામાં પસાર થયેલી માગણીઓ રજૂ કરી. વળી મહારાષ્ટ્રમાં કોલાબા જિલ્લામાં અને થાણા જિલ્લાના કોઈ ભાગમાં જમીનદારોના ભારે ગણોતની સામે લડત શરૂ થયેલી તેનો સાર આપ્યો. તેમ મલબાર અને ઉત્કલના ખેડૂતોની ફરિયાદો રજૂ કરી.

એપ્રિલના આરંભમાં લખનૌ જવાનો દિવસ નજીક આવ્યો ત્યારે પરિષદ માટે મેં વિગતવાર ઠરાવોનો ખરડો તૈયાર કરવા માંડ્યો. લંડનમાં કિસાનો માટે જે મૂળભૂત ભૂમિકા તૈયાર કરી હતી તેને ગુજરાતના અનુભવથી ઘણું સમર્થન મળ્યું હતું. જમીન-

મહેસૂલની પ્રથાને ખેડૂતો માટે ગુલામીની જંજીર સમાન ગણીને તેનો કાયદો રદ કરવો જ જોઈએ; સરકાર અને ખેડૂતો વચ્ચે જામેલા તાલુકાદારો, ઈનામદારો, જમીનદારો વગેરેના હક્કની પ્રથા સદંતર નાબૂદ થવી જ જોઈએ; અને ખેડૂતોને ગળે ફાંસીરૂપ બનેલા શાહુકારોનાં જૂનાં દેવાં ખતમ કરવાં જ જોઈએ. આ ત્રણ સૂત્રો યથોચિત ભાષામાં મૂકીને મેં ખરડો તૈયાર કર્યો.

ગઈ સદીમાં દખ્ખણમાં જે બંડ થયેલાં તેની તપાસ કરવાને નીમાયેલી કમિટીએ જમીનમહેસૂલની પ્રથાની અને શાહુકારોની ભયંકર વ્યાજખોરીની સખત જડતી લીધી હતી. સ્વામીજી બિહારમાં જમીનદારી પ્રથાની સામે પિસ્તાલ પાડતા અને તેનો ભયંકર ત્રાસ હમણાં જ મેં ભીલ મુલકમાં જોયો હતો. તેથી પૂરી સમજદારીથી અને શ્રદ્ધાથી કિસાનસભાના પાયારૂપ કંડિકાઓ મેં તૈયાર કરી.

પણ આવી મોટી માગણીઓ કિસાનો સામે ધરીને જ સંતોષ માની શકાય નહિ; રોજબરોજની લડત ચલાવવા માટે દરેક પ્રાંત અને પરિસ્થિતિને માફક આવે એવી તાકીદની માગણીઓ પણ તૈયાર કરવી જોઈએ. સરકારી તગાવી, સહકારી મંડળીઓનું ધિરાણ, નહેર અને જંગલ ખાતાનો વહીવટ, આદીવાસીઓના હક, સરકારી અધિકારીઓના જુલમ—વગેરે અનેક વિષય પર તાકીદની સંખ્યાબંધ માગણીઓનો ખરડો, જૂના ને નવા અનુભવને ધ્યાનમાં રાખીને મેં ઘડી કાઢ્યો. માત્ર કિસાનોના સ્વરાજના ધ્યેયની થોડી રૂપરેખા જ તૈયાર કરી અને બધા અગ્રેસરોને મળીને તેને આખરી રૂપ આપવાનું રાખ્યું. પછી મારા મુસદ્દામાં ફરી ફરીને સુધારાવધારા કરીને અને તેની પાંચ સાત નકલો સાથે લઈને હું દશમી એપ્રિલ પહેલાં લખનૌ પહોંચી ગયો અને અમૃતલાલભાઈનો મહેમાન થયો.

સન ૧૯૨૪ પછી બાર વરસે હું કોંગ્રેસની બેઠકમાં ગયો,

ત્યારે થોડા જ જુવાન કોંગ્રેસીઓને ને સમાજવાદીઓને પિછાનતો. સદ્‌ભાગ્યે મુંબઈથી જ મારી સાથે પરિચિત થયેલા બિરાદર જમાલુદ્દીન બુખારીએ[1] મારી સાથે ફરીને ઘણાની સાથે ઓળખાણ કરાવ્યું અને કોઈની સાથે નાસ્તો લેવાની પણ ગોઠવણ કરી. કોંગ્રેસના ટોચના આગેવાનો સમાજવાદીઓના મારા સંબંધને લીધે નાખુશ હતા તેથી તેમનાથી દૂર રહ્યો. પણ કિસાન પરિષદને અંગે મહેરઅલી, બાટલીવાલા વગેરે મુંબઈના મિત્રોને મળ્યો તેમ તેમની સાથે જઈને કિસાનસભા બોલાવવામાં પહેલ કરનાર કમળાદેવીને પણ મળ્યો. તેમને વરસો પર મુંબઈના એક્સેલ્સીઅર થિયેટરની રંગભૂમિ પર હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય સામે એક નાટકની ભૂમિકા ભજવતાં જોએલાં. પછી થોડા વખત પર મુંબઈની હોદ્દા-સ્વીકાર વિરોધી સભામાં પણ મળેલો. હવે કિસાનો વિષે નિરાંતે વાતો કરતાં એ ધીર ગંભીર છતાં જોશીલી સન્નારીના વ્યક્તિત્વથી હું પ્રભાવિત થયો.

લખનૌમાં બિહારના સ્વામી સહજાનંદ સરસ્વતીને મળતાં મને બહુવાર ન લાગી. તેમની તેજસ્વી આંખો સાથે મારી આંખો મળી ત્યારથી જ જમાનાથી તેઓ પરિચિત હોય એમ લાગ્યું. બોલ-ચાલમાં અને કામકાજમાં જલદ સ્વભાવના સ્વામી સહેજે એક ઘાથી બે કકડા કરતા. કશીયે ઢીલીપોચી વાત કે નીતિ સામે તે લાલ આંખ કરતા. બિહારમાં જમીનદારોના ગુંડાઓ કિસાનોનાં ખેતરમાં કે ઘરમાં ઘૂસીને ધોળા દિવસે લૂંટ ચલાવતા કે મારપીટ કરતા. કિસાનોને હાથમાં દંડો લઈને પોતાનો બચાવ કરવાની હાકલ

---

૧. બુખારી અસલ અમદાવાદના વતની હતા. નાની વયે તેમણે કામદારોની લડતમાં ઝંપલાવ્યું. પછી મુંબઈમાં સામ્યવાદીઓ સાથે જ કામ કરતા. મુંબઈની હિન્દુસ્થાન ઑફિસમાં તે મને મળેલા ને ત્યારથી મારા કિસાનકાર્યમાં મદદ કરતા.

કરતા, તેથી તે 'દંડા સ્વામી' કહેવાતા. છતાં સાથીઓ તરફ મીઠાશ રાખતા અને જેના પર શ્રદ્ધા બેસે તેને મુદ્દાની સલાહ આપીને બધું કામ નિરાંતે સોંપી દેતા.

સ્વામીજીએ કુમારકાળમાં ઘર છોડીને ઈશ્વરની શોધમાં ઘણા પહાડ અને જંગલો ખૂંદેલાં. ધર્મગ્રંથોનો ઘણો અભ્યાસ કર્યો. ઘણા ગુરુની સેવા કરી પણ તેમના મનનું સમાધાન ન થયું. છેવટે જ્યારે રસ્તામાં જતાં, દેશ માટે અનાજ પકવનાર કિસાનના શબ પર કફન ન જોયું ત્યારે સ્વામીજીના દિલને ચોટ લાગી. ત્યારથી કિસાનની ઝૂંપડીમાં જ તેમને ભગવાનનું દર્શન થયું. પછી બિહારના દુખિયારા અને પીસાતા કંગાલ કિસાનોને રાહત આપવાને માટે તેમના મહારાજા કહેવાતા જમીનદારોને તેમણે વિનંતિ કરી ત્યારે તેમણે તેમની વસૂલાતમાં એક દમડીની છૂટ મૂકવાનો ઇન્કાર કર્યો. ત્યારથી સ્વામીજી સારીયે જમીનદારી પ્રથાને જડમૂળથી ઉખાડીને ખતમ કરવાનો નિર્ધાર કર્યો અને તેમની જીભેથી આગ ઝરતી વાણી વહેતી થઈ.

થોડા વખત પહેલાં રંગાજી જેવા કૉંગ્રેસી આગેવાને સ્વામીજીને આખા દેશની કિસાન પરિષદ ભરવાની વાત કરેલી, ત્યારે તેમણે સાફ કહેલું કે કિસાનોનું સંગઠન તો બધાં રાજ્યોની જુદી જુદી પરિસ્થિતિ મુજબ અલગ અલગ જ થઈ શકે. પણ સ્વામીજીને મારી ચાર પત્રિકા ઉપરાઉપરી મળી અને તેમાં જુદાં જુદાં રાજ્યોની કિસાન પ્રવૃત્તિ એકત્ર કરીને રજૂ કરેલી જોઈ ત્યારે તેમાં સ્વામીજીને સારા દેશના કિસાન આંદોલનનું આબેહૂબ ચિત્ર દેખાયું. હવે અખિલ હિન્દ કિસાનસભા સ્થાપવાની વાતમાં અમારી સાથે તેઓ પૂરેપૂરા સંમત થયા.

દક્ષિણ ભારતમાં અને દિલ્હીની વડી ધારાસભામાં કિસાનોની સતત પ્રવૃત્તિ કરનાર અધ્યાપક રંગા મળ્યા ત્યારે તેઓ પણ

પ્રો. એન. જી. રંગા

[ પ્રમુખ : કિસાનસભા : ૧૯૩૬ ]

તરત જ જાણે મારા ચિરપરિચિત સાથી બની ગયા. રંગાજી વિલાયતમાં શિક્ષણ મેળવીને દેશની કૉલેજમાં અધ્યાપક થયા હતા. અર્થશાસ્ત્રી તરીકે કિસાનોના સવાલના પ્રખર અભ્યાસી હતા. તેઓ ગામડાના જ વતની હોવાથી અને ખેતીના અનુભવી હોવાથી તેઓ કિસાનો સાથે એકતાર થયા હતા. આવી અનેક સિદ્ધિઓ તેમણે મેળવેલી હોવાથી તેઓ દિલ્હીની વડી ધારાસભામાં ચૂંટાયા હતા. વળી સ્વામીજીની માફક રંગાજી પણ કૉંગ્રેસની મહાસમિતિના સભ્ય હતા. આ બંને અગ્રેસર એકબીજાના ગુણની પૂર્તિ કરી શકે એમ હતું. રંગાજી કિસાનોની હાલતના આંકડાના અને તેમના સંબંધી કાયદા–કાનૂનના જાણકાર હતા, ત્યારે કિસાનોનાં દુઃખદર્દને બાળીને ભસ્મ કરવાને જરૂરી આગ સ્વામીજીના દિલમાં જલતી હતી. હવે આ બંનેની સાથે મળીને આખા દેશમાં કિસાનોનું સારું સંગઠન રચવાની મને પૂરી શ્રદ્ધા બેઠી.

તે વખતે જયપ્રકાશ નારાયણ, આચાર્ય નરેન્દ્ર દેવ અને સંપૂર્ણાનંદ કૉંગ્રેસના ઉચ્ચ કક્ષાના રાજકારણમાં ગુંચવાયેલા હોવાથી તેમની નિકટની પિછાન મને થઈ નહિ. પણ યુક્ત પ્રાંતના મોહનલાલ ગૌતમ આ પરિષદના મુખ્ય સૂત્રધાર હતા. તેથી બધા પ્રાંતોમાંથી આવનાર પ્રતિનિધિઓનો પરિચય મેળવવાને ગૌતમજીને ખાસ મળવાનું થતું. તે ઘણા શાણા અને મળતાવડા સ્વભાવના હોવાથી તેમની સાથે મને તરત ગોઠી ગયું. વળી બંગાળથી લંડનમાં મારા જૂના મિત્ર દત્ત મજમુદાર આવી પહોંચ્યા. આ સર્વે મિત્રોએ મળીને કિસાન પરિષદનું પ્રમુખસ્થાન સ્વામીજીને આપવાનું નક્કી કર્યું. વળી કૉંગ્રેસના પ્રમુખ જવાહરલાલ નેહરુની સહાનુભૂતિથી કિસાન પરિષદ કૉંગ્રેસના મંડપમાં મળવાની હતી. તેથી તેમને, અમારી પરિષદનું ઉદ્ઘાટન કરવાની વિનંતિ કરી તે તેમણે ખુશીથી સ્વીકારી.

કૉંગ્રેસની મહાસમિતિ જવાહરલાલજીના પ્રમુખપણા નીચે મળી તે વખતે જ નેતાજી સુભાષબાબુને મુંબઈ બંદરે ઊતરતાં જ પકડવામાં આવ્યા, તેથી ઓચિંતી ચોપાસ ગરમી ફેલાઈ. વળી સ્વામીજી અને રંગાજી પણ આ બેઠકમાં હોવાથી તેમાં હાજર રહેવાની મને તક મળી. જવાહરલાલજીએ આ સમિતિનો આરંભ કરતાં જ નેતાજીની ઓચિંતી અને અકારણ ધરપકડ કરવા માટે સરકારની સખ્ત ટીકા કરી. બાકી તો પહેલાંની માફક જે રાજકીય પ્રવચન કર્યું અને પછી ઠરાવોની ચર્ચા થઈ તેમાં મને ઝાઝો રસ ન પડ્યો. માત્ર ચોપાસ ચાલતી વાતો પરથી જાણવા મળ્યું કે કોઈએ ગાંધીજીની ઉપરવટ કરીને સમાજવાદની દિશામાં કંઈ થોડા દોડાવવાનું સૂચન જવાહરલાલને કર્યું હતું; તેનો વિરોધ કરીને જવાહરલાલજીએ કહ્યું કે, ગાંધીજીની ઉપરવટ કરીને હું કંઈ કરવા માગતો નથી. આ સાંભળેલી વાત સાંજે અમૃતલાલભાઈને મેં કહી ત્યારે તેમણે તાર કરીને આ ખબર તેમના પત્રને પહોંચાડી. થોડા દિવસમાં સાત કૉલમના મથાળા નીચે તે 'જન્મભૂમિ'માં ઝબકી.

મહાસમિતિ પૂરી થયા પછી અમે થોડા ભાઈઓ કિસાન પરિષદના ઠરાવ ઘડવાને એક નાના તંબુમાં ભેગા થયા. તેમાં સ્વામીજી, રંગાજી, ગૌતમજી, મહેરઅલી, દત્ત મજમુદાર વગેરે જે થોડા મિત્રો હાજર થયા તેમની આગળ મારા ચાર પાંચ પાનાંના ખરડાની નકલ મેં રજૂ કરી. તેમાં પહેલી ચર્ચા તો કિસાન-સભાના અંતિમ ધ્યેય પર જ કેન્દ્રિત થઈ. કૉંગ્રેસના સ્વરાજના ગોળમટોળ ધ્યેયથી અમને કોઈને સંતોષ થયો નહોતો તેથી અમે ઘણી ચર્ચા કરીને આર્થિક અને શાહીવાદી શોષણમાંથી કિસાનોની સંપૂર્ણ મુક્તિનું ધ્યેય સ્વીકાર્યું; અને તે સિદ્ધ કરવાને કિસાનો, કામદારો અને બીજા શોષિત વર્ગની સંપૂર્ણ આર્થિક અને રાજકીય સત્તા હાંસલ કરવાને અખિલ હિન્દ કિસાનસભા

સ્થાપવાનો નિર્ણય જાહેર કર્યો. અમે જાણતા હતા કે જુનવાણી કૉંગ્રેસીઓને આવું ધ્યેય ખૂંચશે. પણ અમે તો આગળ ફાળ ભરવાને કૃતનિશ્ચયી હતા. સમાજવાદીઓ, સામ્યવાદીઓ અને કિસાની ખમીરના કૉંગ્રેસીઓ–સર્વેએ આ ધ્યેયને ઉત્સાહથી સ્વીકારી લીધું.

પછી મારો ખરડો સાથે રાખીને અમે પહેલી મૂળભૂત હક્કની વિચારણા શરૂ કરી, ત્યારથી મોટે ભાગે રંગાજી જ દરેક લીટી અને શબ્દ તપાસીને કંઈક કંઈક સુધારાવધારા સૂચવતા ગયા. ખાસ તો તેમની સૂચના મુજબ દેશભરમાં લાખો એકર જમીન કુંવારી પડી રહી છે તે જમીનવિહોણા ખેતમજૂરોમાં આપવાની કલમ ઉમેરવામાં આવી. સ્વામીજીએ તો મારું લખાણ વાંચીને એકંદર પસંદ કરેલું તેથી તે તો બીજા કામમાં પ્રવૃત્ત થયા. દત્ત મજમુદાર અને મહેરઅલી પણ સંખ્યાબંધ તાકીદની માગણીઓની ચર્ચા શરૂ થઈ ત્યારે ખસતા ગયા. છેવટે મેં અને રંગાજીએ મળીને કિસાનોની તાકીદની માગણીઓ પૂરી ઘડી કાઢી. પછી નવી સભાના બંધારણને અભાવે કિસાન પ્રવૃત્તિમાં રસ લેતા અનેક પ્રાંતના ભાઈઓની અવિધિસરની સભામાં થોડીઘણી ચર્ચા થયા પછી આ બધા ખરડા મંજૂર થયા અને બીજા તાકીદના ઠરાવ પણ પસાર થયા.

આવી રીતે તૈયારી થયા પછી કૉંગ્રેસના મહાસમિતિના મંડપમાં જ કિસાન પરિષદની પહેલી બેઠક મળી; ત્યારે તેનું ઉદ્‌ઘાટન કરવાને જવાહરલાલજી પધાર્યા. સન ૧૯૨૧માં અસહકારની લડત દરમ્યાન ઉત્તર પ્રદેશના કિસાનોએ જમીનદારોના જુલમમાંથી સ્વરાજ મેળવવાને એકા (ઐક્ય) નામે સંગઠન કરીને ના–કરની લડત ચલાવેલી તેમાં તેમણે ઘણો રસ લીધેલો. આમ કિસાનોની વાસ્તવિક સ્થિતિનો તેમને ખ્યાલ હોવાથી તે વિષે સારું પ્રવચન કર્યું. તેની સાથે સારા દેશના સ્વરાજ માટે કૉંગ્રેસ ભારે

લડત ચલાવે છે, તેથી તેને મજબૂત કરવાની સલાહ આપી. અમારે કિસાનો માટે નવું પ્રસ્થાન કરવું હતું, તેમાં જવાહરલાલજીનું પીઠબળ મેળવવાની અમારી મકસદ પાર પડી.

પ્રમુખસ્થાનેથી સ્વામીજીએ કિસાનોની દુનિયાના પોતાના નક્કુર અનુભવ કડક ભાષામાં રજૂ કર્યા. જમીનદારો અને તેમના લાઠીધારી માણસો તરફથી કિસાનો પર જે સીતમ વરસે છે તેનું સ્વામીજીએ આગ ઝરતી ભાષામાં વર્ણન કર્યું. તે અસહ્ય ત્રાસનું નિવારણ કરવાને એક ટચલી આંગળી ઊંચી કરવાનો જમીનદારોએ નન્નો સંભળાવ્યો છે; તેથી હવે જમીનદારોની રાક્ષસી પ્રથાને ધરમૂળથી ખતમ કરવાને તેમણે કિસાનોને અને કોંગ્રેસને હાકલ કરી. વળી કોંગ્રેસે પણ કરાંચીના ઠરાવોના કિસાનોના કરબોજામાં સંગીન કાપ મૂકવાની માગણી કરી છે તેથી હવે આવતી સાલ દેશભરમાં સામાન્ય ચૂંટણીઓ આવી રહી છે ત્યારે કિસાનોના હકનામાને કોંગ્રેસના ઘોષણાપત્રમાં યોગ્ય સ્થાન આપવાની માંગ ઉઠાવી. ઉપરાંત અમારા ઘડેલા ઠરાવોમાં સમાવેલી ખેડૂતોની તાકીદની માગણીઓની તેમણે ચર્ચા કરી. છેવટે બધાએ હક હાંસલ કરવાને દેશભરમાં કિસાનસભાનું લોખંડી સંગઠન કરવાને સૌને હાકલ કરી.

રંગાજીએ અને બીજા જાણીતા આગેવાનોએ તૈયાર થયેલા બધા ઠરાવો રજૂ કર્યા અને તે સર્વાનુમતે પસાર થયા. કિસાનસભાની સ્થાપના કરવાનો ઠરાવ થયા પછી તેનું બંધારણ ઘડવાને અને રોજબરોજનું કામ આગળ ચલાવવાને બધા પ્રાંતના થોડા પ્રતિનિધિઓની એક સંયુક્ત મધ્યસ્થ કમિટી નીમવામાં આવી.[1]

---

૧. બંધારણને અભાવે જે અગ્રેસર કાર્યકરોની કારોબારી કમિટી નીમવામાં આવી તેમાં પ્રાંતવાર મુખ્ય નામ નીચે મુજબ હતાં:
**યુક્ત પ્રાંત**: સંપૂર્ણાનંદ, દા. અશરફ, કે. ડી. માલવિયા, મોહનલાલ ગૌતમ (પ્રયોજક).

સ્વામીજી, રંગાજી અને મોહનલાલ ગૌતમ કિસાનસભાના મંત્રી નિમાયા અને મને સભાનો પ્રકાશનમંત્રી નીમવામાં આવ્યો.

છેક કેરલથી પંજાબ સુધી અને બંગાળથી મુંબઈ સુધીના બધા પ્રાંતના થોડા થોડા કોંગ્રેસીઓએ અને સમાજવાદીઓએ બધાયે ઠરાવની ચર્ચામાં ઘણો રસ લીધો અને પૂરા ઉત્સાહથી તેને વધાવી લીધા. તે પરથી મને સમજાયું કે સારોયે દેશ કિસાનપ્રવૃત્તિ માટે તૈયાર થઈ ગયો છે અને જોતજોતામાં તેને લાખો-કરોડો કિસાનોનું પીઠબળ મળી રહેશે.

કિસાનસભાના બધા ઠરાવો પૂરેપૂરા મારે તરત પ્રકટ કરવાના હતા તેથી બધાની ચોખ્ખી નકલો મેં સાથે લીધી. તેમજ મધ્યસ્થ

**બિહાર** : સ્વામી સહજાનંદ, એ. પી. સિંહ, જયપ્રકાશ નારાયણ, યદુનંદન શર્મા
**પંજાબ** : કે. એસ. માન (પ્રયોજક), સોહનસીંગ જોશ, અહમદદીન.
**દિલ્હી** : સત્યવતી દેવી
**બંગાળ** : મહમદ ફઝુલ્લા (પ્રયોજક), દત્ત મજમુદાર, સુધીર પ્રમાણિક
**સૂર્માવેલી** : સુરેશચંદ્ર દેવ (પ્રયોજક)
**આસામ** : બિપિન ચક્રવર્તી (પ્રયોજક)
**આંધ્ર** : રંગા (પ્રયોજક), એ. કાલેશ્વર રાવ
**તામીલનાડ** : કુમાર સ્વામી રાજુ
**ગુજરાત** : ઇન્દુલાલ યાજ્ઞિક (પ્રયોજક), દિનકર મહેતા, નીરુ દેસાઈ, કકલભાઈ કોઠારી
**કેરલ** : ઈ. એમ. એસ. નામ્બુદ્રીપાદ
**કર્ણાટક** : કમલાદેવી ચટ્ટોપાધ્યાય, દા. હાર્ડીકર
**મહારાષ્ટ્ર** : આર. કે. ખાડીલકર (પ્રયોજક), આત્મારામ પાટિલ
**નાગપુર** : જી. એમ. મોટે
**વરાડ** : દા. કાશીકર
**દેશી રાજ્યો** : શ્રી બળવંતરાય મહેતા

કમિટીના બધા સભ્યોનાં પૂરાં નામ-સરનામાં પણ મેં મેળવી લીધાં. વળી કોંગ્રેસ સમાજવાદી ભાઈઓ સાથે નક્કી થયું કે દર પખવાડિયે તેમનાં પત્રનાં બે પાનાં ભરાય એટલું લખાણ આપું તે છાપીને તેની સોએક નકલ કારોબારીના સભ્યો માટે મને કાઢી આપશે. કિસાન પત્રિકાના પ્રકાશન માટે આવી તૈયારીઓ કરીને અને સર્વ પ્રાંતના અગ્રેસરોને તેમજ સ્વામીજી અને રંગાજીને પોતાના પત્ર, નિવેદન કે હેવાલ નિયમિત રીતે મને મુંબઈ મોકલવાની વિનંતિ કરીને હું રવાના થયો.

આખા દેશનું કિસાન સંગઠન મેં શરૂ કર્યું તેનું ઐતિહાસિક મહત્ત્વ તે વખતે સૌને પૂરું સમજાયું નહિ. પણ આશરે એક સાલ પર લંડનમાં બેસીને જે સભા સ્થાપવાના મનોરથ મેં સેવેલા તે દેશમાં આવ્યા પછી માત્ર છ માસમાં જ સિદ્ધ કરવાનો આરંભ થયો તે જોઈને હું બહુ જ ખુશી થયો. હવે દેશના કિસાનોની વિરાટ શક્તિ સંગઠિત કરવાના મનસૂબા કરતો હું રેલગાડીમાં મુંબઈ તરફ ધસતો હતો ત્યારે એક છાપામાં ભરૂચના ભંગી કામદારોની હડતાલના સમાચાર વાંચીને હું મારી ફરજ વિષે જાગૃત થયો. દેશમાં આવીને નીચેમાં નીચેની કોટિના આ કામદારોના હક વિષે મેં ઘોષણા કરી હતી. કમનસીબે મારા પરના મનાઈ હુકમને લીધે હું સીધો આ હડતાલમાં ઝુકાવી શકું નહિ. તોપણ મુંબઈનાં અખબારોની મારફત તેને પુષ્ટિ આપવાનો મેં નિશ્ચય કર્યો.

મુંબઈના કાર્યાલયમાં બેસીને તરત હિન્દુસ્થાન પત્રના ભરૂચના જૂના ખબરપત્રી ભાઈ દા. સૈયદ અહમદઅલીને કાગળ લખીને હડતાળના આરંભ વિષે વિગતવાર હેવાલ મોકલવા મેં વિનંતિ કરી. જવાબ મળતાં માલમ પડયું કે આગલે મહિને ભંગી કામદારોએ યુનિયન બનાવીને બે રૂપિયાના પગારવધારાની અને બીજી માંગણીઓ મ્યુનિસિપાલિટીને મોકલી હતી. એ વિષે તેમનું

આંદોલન જામતાં શહેરમાં હડતાલની હવા ફેલાઈ ત્યારે સત્તાધીશોએ નોકરીની શરતો પર સહી કરીને પગાર લેવાની નોટિસ મૂકી. કામદારોએ આવી શરતે પગાર લેવાનો ઈન્કાર કર્યો. આમ બરાબર ઝઘડો જામતાં એપ્રિલની દશમીથી ઘણાખરા ભંગીઓ હડતાલ પર ઊતરી ગયા. તરત સત્તાવાળાએ બહારથી ભંગીઓ બોલાવવાની તજવીજ કરી. બીજી પાસ તેમણે કામદારોને નોટિસ આપી કે થોડા દિવસમાં જે કામ પર નહિ આવે તેમને બરતરફ કરીને તેમની જગ્યા પૂરવામાં આવશે. વળી થોડા દિવસમાં એક ભંગી પર કોઈ અધિકારીનો હુમલો થતાં તેણે કોરટમાં ફરિયાદ કરી. દરમ્યાન કલેકટરે સમાધાન માટે પ્રયાસ કર્યા અને ભંગીઓએ લવાદીથી નિકાલ કરવાની માગણી કરી. પણ મ્યુનિસિપાલિટી તરફથી તેનો ઈન્કાર કરવામાં આવ્યો.

આ વખતે મુંબઈનાં ઘણાંખરાં છાપાંમાં ભંગીઓના પક્ષમાં ભારોભાર હેવાલ અને નિવેદન પ્રકટ થતાં ગયાં. તેનો જવાબ આપવાને મ્યુનિસિપાલિટીના પ્રમુખ દિનકરરાય દેસાઈએ લાંબું નિવેદન કર્યું તેનો મેં કડીતોડ જવાબ આપ્યો. વળી મારી ખાસ ભલામણથી મુંબઈથી સોરાબ બાટલીવાલા અને જયંતી પરીખ, અમદાવાદથી દિનકર મહેતા અને નીરુભાઈ દેસાઈ—વગેરે મિત્રોએ ભરૂચમાં બનતી તપાસ કરીને ભંગીઓની માગણીઓને પૂરો ટેકો આપ્યો. ચોપાસથી મળતા પીઠબળથી હડતાલ મે માસમાં લંબાઈ. તરત ગુજરાત પ્રાંતિક સમિતિએ આ હડતાલનો નિકાલ કરવાને ઠક્કર બાપાને લવાદ તરીકે નીમવાની ભલામણ કરી. પ્રમુખ દિનકરરાયે અંગત રીતે આ સૂચનને ટેકો આપ્યો પણ મ્યુનિસિપાલિટીએ તે વિષે કંઈ ઠરાવ કર્યો નહિ. છેવટે દલિત જનતાની આ લડતનો નિકાલ કરવા મેં કોંગ્રેસપ્રમુખ જવાહરલાલજીને વિનંતિ કરી. મહિનાની આખરે જવાહરલાલજી મુંબઈ આવ્યા ત્યારે તેમના

સૂચનથી હું અને દિનકરરાય તેમને મળ્યા; પરિણામે ભંગી ભાઈ-ઓની લડતના બધા સવાલનો નિકાલ કરવાનું કામ ઠક્કર બાપાને લવાદ નીમીને સોંપાયું. તરત જ ભરૂચમાં હડતાલ પાછી ખેંચાઈ અને શહેર સફાઈનું કામ નિયમિત ચાલવા લાગ્યું.

ભરૂચમાં બધી તપાસ કરીને ઠક્કર બાપાએ એક મહિનામાં ચુકાદો આપ્યો કે કામદારોના માસિક પગારમાં એક રૂપિયાનો વધારો કરવો, તહેવારની અને અઠવાડિક રજાઓ ચઢતે પગારે મંજૂર કરવી અને તેમને બીજા નોકરોના ધોરણે પ્રોવિડંટ ફંડના હક્ક પણ આપવા. આ ચોખ્ખી ભલામણનો અમલ કરવામાં મ્યુનિસિપાલિટીએ અસહ્ય વિલંબ કર્યો તેથી ત્યાં થોડોઘણો ઉકળાટ ઘણા મહિના સુધી ચાલુ રહ્યો.[1]

હવે કિસાન પ્રવૃત્તિનો હેવાલ રજૂ કરતાં પહેલાં મારા ફિલ્મી કામના એક લહેણદારના દીવાની કેસની કહાણી રજૂ કરવી જોઈએ. અગાઉ પેટ્રોલનાં નાણાંના લહેણદારે તો મને મળીને જ સંતોષ માનેલો. ફિલ્મી જીવન દરમ્યાન ફોટાના બ્લોક તૈયાર કરીને આર્ટ પેપર પર છાપવાનું કામ લક્ષ્મી આર્ટ લીથો પ્રેસે કરેલું. મેં એ ધંધો બંધ કર્યો ત્યારે તેનું હજારેક રૂપિયાનું દેવું રહી ગયેલું. હવે કંપનીની બધી ઇસ્કામત બીજી એક કંપનીને વેચાઈ ગઈ હતી.

[1] આ હડતાલ પડતાંવેંત જ ભંગીઓનું સંગઠન કરનાર જયંતી ઠાકોરને ભરૂચમાંથી રવાના કરવા માટે દા. ચંદુભાઈના સેવાશ્રમના દાંતના દવાખાનામાંથી તેમને બરતરફ કરવામાં આવ્યા. પરિણામે તેમણે અમદાવાદ આવીને નવી કારકિર્દી શરૂ કરી અને સન ૧૯૪૨ની હિન્દ છોડોની લડત દરમ્યાન અમદાવાદની લોકલડતમાં શહેર સુબાનું બિરુદ પામ્યા.

તેમના તરફથી મુંબઈની હાઈકોરટમાં કરેલા દાવાનો સમન અને પછી હુકમનામાની નકલ મને મળેલાં ત્યારે તેની પરવા કરેલી નહિ. હવે મુંબઈ આવીને મેં હિન્દુસ્થાનમાં મારી ઑફિસ કરી ત્યારે મારા પર આશરે અગિયારસો રૂપિયાનું હુકમનામું બજાવવાની દાનત લહેણદારે રાખી. ખૂબીની વાત એ હતી કે પાકા કોંગ્રેસી પૂર્ણાનંદ જસુભાઈ જેવા તેના વકીલે વસંતઋતુમાં હુકમનામાની અમલબજાવણી કરવાને મારી ધરપકડ કરી હાઈકોરટના ન્યાયાધીશ સમક્ષ મને રજૂ કરવાનો હુકમ કઢાવ્યો.

એક દિવસ સવારે અગિયારના સુમારે હું હિન્દુસ્થાન કાર્યાલયમાં બેઠો હતો ત્યારે એક પટાવાળાની સાથે કોરટનો એક બેલીફ મારી પૂછપરછ કરતો આવી ચઢ્યો. આગલી હકીકતની ખબર હોવાથી આ બંને માણસ મારી ધરપકડ કરવાને આવ્યા છે એમ હું સમજી ગયો. સહેજ વિધિસરની વાત થયા પછી હું તેમની સાથે તૈયાર મોટરમાં બેસીને હાઈકોરટમાં પહોંચ્યો. ત્યાં બીજે માળ ન્યાયાધીશોની કચેરીઓની બહારની રવેશમાં મેં થોડીવાર ફરવા માંડ્યું. કોઈ જૂના વકીલો મને ત્યાં જોઈને નવાઈ પામ્યા ત્યારે મેં કહ્યું કે કોરટના કંઈ કામે હું આવ્યો છું.

થોડીવારમાં મારો કેસ ચેમ્બરમાં નીકળ્યો અને મારા નામનો પોકાર થયો ત્યારે લહેણદાર તરફથી પૂર્ણાનંદ વકીલ હાજર થયા. હું તરત પાંજરામાં ખડો થયો ત્યારે ન્યાયાધીશે બહુ જ હળવા અવાજે કહ્યું કે તમારી સામે હુકમનામું થયું છે તેથી તમારે રકમ ભરવી પડશે. મેં પણ બહુ વિનયથી કહ્યું કે, હાલ હું ધંધો છોડીને દેશસેવામાં રોકાયો છું તેથી કંઈ રકમ આપવાને હું અશક્ત છું. હવે ન્યાયાધીશે મને બે રસ્તા બતાવ્યા : કાં તો મારે રીતસર નાદારી નોંધાવવી જોઈશે અથવા દીવાની જેલમાં જવું પડશે. આ સાંભળતાં મેં કહ્યું કે નાદારી નોંધાવવા વિષે તો મારે

વકીલને પૂછવું જોઈશે તેથી મને થોડી મુદત આપવી જોઈએ. તરત સાત દિવસ માટે કેસ મુલતવી રહ્યો.

હું મારા જૂના વકીલ અને મિત્ર નગીનદાસ માસ્તરની સલાહ લેવા ગયો. તેમણે પહેલાં તો મારા ફિલ્મી સાહસમાં ડૂબેલી તેમની રકમની વાત કાઢી, પછી તેમણે નાદારી નોંધાવવાની વિરુદ્ધ સલાહ આપી; ખાસ તો એટલા માટે કે જાહેર જીવનને અંગે દેશમાં ચોપાસ મારે સફર કરવી પડે ને તેના પર નાદારીથી સખત અંકુશ આવે. તેથી બીજી મુદતે ન્યાયાધીશને મેં જ્યારે નાદારી નોંધાવવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો કે તરત ન્યાયાધીશે મને દીવાની જેલનો જ માર્ગ દેખાડયો ત્યારે મેં કહ્યું : 'જેવી આપની આજ્ઞા.' હવે પૂર્ણાનંદ વકીલની વિમાસણનો પાર ન રહ્યો. મને દીવાની જેલમાં મૂકવાને તેમને પૈસા ખરચવા નહોતા. તેથી તેમની માગણીથી ન્યાયાધીશે મને આવતા ત્રણ મહિનામાં બને તો ચારસો રૂપિયા ભરવાની સૂચના આપી. તેનો ઇન્કાર હું ન કરી શકયો.

હવે છેલ્લીવાર હું આ અદાલતમાં ગયો ત્યારે ત્યાં હાજર રહેલા લક્ષ્મી આર્ટ પ્રેસના જૂના ઓળખીતા મેનેજરને તતડાવીને મેં કહ્યું : તમે જાણતા નથી કે મારી પાસેથી એક પાઈ પણ વસૂલ નહિ થઈ શકે; છતાં શા માટે દર વખતે વકીલને ઊભો રાખીને પૈસાનું પાણી કરો છો? જવાબમાં એ ભાઈએ કહ્યું કે, હું તો બધું જાણું છું પણ નવા માલિકો મારું માનતા નથી. છેવટે જ્યારે ન્યાયાધીશ આગળ મેં સાફ એકરાર કર્યો કે મારાથી કંઈ રકમ ભરાઈ નથી અને ભરાશે નહિ ત્યારે વકીલ પૂર્ણાનંદની સંમતિથી અદાલતે મારું કામ દફતરે કરવાનો હુકમ કર્યો.

કદાચ મારા કોઈ મિત્રોની પાસેથી રૂા. ૨૦૦-૪૦૦ લાવીને હું આ કેસ પતાવી શકયો હોત. પણ આ લહેણદારની પાછળ તો બીજા ઘણા તૈયાર બેઠા હતા. તેથી મેં હિમ્મતભેર મારી દેવાની

નાબૂદી કરવાનો અકસીર ઉપાય લીધો તેથી જ મારા બધા લહેણ-દારો ટાઢા પડી ગયા અને ખેડૂતોનાં અન્યાયી દેવાં રદ કરવાની લડત કરવાની અણમોલ લાયકાત મેં મેળવી.

ભરૂચના સફાઈ કામદારોની હડતાલ ચાલતી હતી તે દરમ્યાન લખનૌની કિસાન પરિષદની કાર્યવાહીનો ટૂંક હેવાલ મેં તૈયાર કર્યો. તેમાં બધા ઠરાવો અને કારોબારીનાં નામની યાદી ઉમેરીને કિસાનસભાની રીતસરની પહેલી પત્રિકા મેં "કોંગ્રેસ સોશ્યાલિસ્ટ" પત્રમાં છાપવાને મોકલી; પછી તેની જુદી નકલો મને મળી તે મેં ટપાલથી દેશનાં મોટાં વર્તમાનપત્રોને તેમજ પ્રમુખ, મંત્રીઓ અને કારોબારીના બધા સભ્યોને ટપાલથી મોકલી આપી.

મે માસના આરંભમાં બીજી પત્રિકા પ્રકટ થઈ તેમાં ગુજ-રાતમાં રાધનપુર, સચીન અને લુણાવાડાના ખેડૂતોની લડતનો ટૂંકો સાર રજૂ કર્યો. લુણાવાડા રાજ્યમાં નવા કરવેરાની સાથે જમીન મહેસૂલમાં પણ ૧૫ ટકાનો વધારો કરવામાં આવેલો. તેથી કેટલાક ગામના વિફરેલા ખેડૂતો પોતાનાં ગાડાં–બળદ ને ઘરવખરી લઇને પરરાજ્યમાં હિજરત કરવા નીકળી પડ્યા. પછી રાજના માણસોએ ધામધમકીથી અને છળકપટથી થોડાઘણાને જેમ તેમ પાછા ઘેર વાળ્યા. વળી તે જ માસમાં વડોદરા પ્રજામંડળની બેઠક કઠોરમાં દા. સુમંત મહેતાના પ્રમુખપણા નીચે મળી. તેમાં તેમણે મહેસૂલ, ગણોત અને દેવાના ભારણમાં સખ્ત કાપ મૂકવાની ભલા-મણ કરી. વળી પ્રજામંડળે રાનીપરજ ખેડૂતોનાં હિત જાળવવાને જરૂરી રાહતની માગણી કરી. તે જ અરસામાં ગુજરાતને સીમાડે આવેલા ઝાબુઆ રાજના ખેડૂતોની પરિષદ ભેરવગઢમાં મળી. તેમાં પણ ખેડૂતોનાં દુઃખદર્દનું વર્ણન કરીને પરિષદે કરવેરામાં સખ્ત

કાપની માગણી કરી. આવી રીતે દેશી રાજ્યોમાં પણ કિસાન-સભાની આગેકૂચ થતી ગઈ.

મે માસની ૧૭–૧૮ તારીખે અખિલ હિન્દ કામદાર યુનિયનની કૉંગ્રેસ મુંબઈમાં મળી તેમાં કિસાનસભા તરફથી શુભેચ્છાનો સંદેશો મેં સુપરત કર્યો. હવે કામદારોની માફક કિસાનોના પ્રતિનિધિરૂપ નવું સંગઠન જામ્યું છે તેથી સામ્રાજ્યશાહી, જમીન-દારી અને મૂડીવાદની સામે કિસાન–કામદારોનો સંયુક્ત મોરચો રચવાનું આ પરિષદમાં ઠરાવવામાં આવ્યું. ત્યારથી કિસાનસભા અને કામદાર કૉંગ્રેસની બેઠકમાં એકબીજાના પ્રતિનિધિઓ હાજર રહી પરસ્પર શુભેચ્છા પાઠવવાનો શિરસ્તો શરૂ થયો. પછી બંને મંડળોને પૂરો સાથ આઝાદીની લડતમાં સાંપડે તે માટે રાષ્ટ્રીય કૉંગ્રેસમાં પણ આ બંને મંડળોના પ્રતિનિધિઓને સ્થાન આપવાના ઠરાવો કર્યા. પણ કૉંગ્રેસ તરફથી તે હંમેશ નામંજૂર થતા.

મે દિનને દિવસે જ રંગાજીના ગામ નીદુબ્રોલુમાં કિસાનોની ગ્રીષ્મશાળા શરૂ કરવામાં આવી.[1] તે પછી વીસમીએ હું મદ્રાસ

[1] રંગાજી તેમના વતન નીદુબ્રોલુમાં (જિ. ગંતુર) કિસાનો માટે અર્થ-શાસ્ત્ર અને રાજનીતિના અભ્યાસ માટે એક સંસ્થા ચલાવતા. આ વરસની બેઠકનું ઉદ્ઘાટન કરતાં કાલેશ્વર રાવે કહ્યું : રશિયામાં લેનિને અને તુર્કીમાં મુસ્તફા કમાલ પાશાએ આવી સંસ્થાઓની મારફત જુવાનો અને જુવતીઓને તેમની જવાબદારીઓ ઉઠાવવાની તાલીમ આપી છે. પ્રો. રંગાએ ઉમેર્યું કે, દુનિયાના મઝદૂરોના મે દિને આ સંસ્થા શરૂ થાય છે એનું મહત્ત્વ પણ સર્વેએ સમજવું જોઈએ : થોડા વખત પર જ આવી સંસ્થા લાહોરમાં ચાલી હતી અને થોડા વખતમાં કિસાનોની શાળાઓ આગ્રા, કટક અને નાગપુરમાં ચલાવવામાં આવશે. છેવટે કિસાનોને તાલીમ આપવાને એક યુનિવર્સિટી રચાય એવી આશા રંગાજીએ દર્શાવી હતી.

ઊપડયો ત્યારે ત્યાંના સ્થાનિક કિસાની મિત્રોએ મહાજન સભાના ઉપક્રમે કિસાનોની હાલત વિષે મારું ભાષણ ગોઠવ્યું. મેં સરકાર, જમીનદારો અને શાહુકારો—એ ત્રણ સત્તા તરફથી કિસાનોના થતા શોષણનો વિગતવાર ખ્યાલ રજૂ કર્યો : મોટા અંગ્રેજ હાકેમોએ રય્યતવારી ખેડૂતની ચોખ્ખી આવકનો અડધો ભાગ સરકારધારામાં લેવાનું લખ્યું છે છતાં દખ્ખણના બંડ વિષે સરકારી હેવાલમાં જ આ મહેસૂલની પ્રથાનાં ભયંકર પરિણામનું વર્ણન આપ્યું છે: સરકારી આંકડા મુજબ દેશના ખેડૂતો પાસેથી સરકાર ૩૧ કરોડ વસૂલ કરે છે તો જમીનના માલિકો અને મોટા જમીનદારો તેમના કિસાનો પાસેથી આશરે ૩૧૯ કરોડ દર સાલ ઠોકી લે છે; વળી વિવિધ પ્રકારના જમીનદારો રીતસર ભાવ કે ગણોત ઉપરાંત ગેર-કાયદે કરવેરા, નજરાણાં, વેઠ, વનચરાઈ, ઝાડનું લાકડું—વગેરે નામે ઘણી મોટી રકમ લૂંટે છે; ઉપરાંત ખેડૂતો પર શાહુકારના લહેણાનો અંદાજ રૂ. ૧૫૦૦ કરોડનો છે તેથી તેના વ્યાજ પેટે આશરે ૫૦૦ કરોડની લૂંટ જરૂર અંદાજવી જ જોઈએ. આ હકીકત રજૂ કરીને મેં કહ્યું કે ખરેખર ખેડૂતોને તો જાણે દેશમાં જીવવાનો હક્ક જ ન હોય અથવા તેને કાયમ દેહાંત દંડની સજા જ થઈ હોય એવી હાલત છે તેથી તે સુધારવાને સત્વર પગલાં ભરવાં જોઈએ.

મે માસમાં જ અગાઉ નક્કી થયા મુજબ કકલભાઈ અને અમૃતલાલભાઈની સહાયથી અમરેલીમાં ગ્રીષ્મશાળા શરૂ કરવામાં આવી. તેમાં જુદા જુદા વિષય પર જ્ઞાન મેળવવાને જે જુવાનો ભેગા થાય તેમની આગળ પ્રવચન આપવાને મનુભાઈ પંચોળી, જયમલ પરમાર, વજુભાઈ શાહ, કકલભાઈ કોઠારી, શ્રીપાદ ડાંગે, દિનકર મહેતા વગેરે ભિન્ન ભિન્ન મતના વિદ્વાનો અને સમાજ-સેવકો પધાર્યા. આ શાળા સરસ હવાઉજાસવાળા વિશાળ ખંડમાં

ચાલતી. મે માસની આખરે ભરૂચની હડતાલનું સમાધાન થયા પછી હું પણ અમરેલી પહોંચી ગયો. ત્યાં સાત–દશ દિવસ હું કકલભાઈના ભાઈ ચુનીભાઈનો મહેમાન થયો. ગ્રીષ્મશાળામાં મેં આયર્લૅન્ડની જે રાષ્ટ્રીય પ્રવૃત્તિને હું આદર્શરૂપ ગણતો તે વિષે અનેક વિસ્તૃત વ્યાખ્યાન આપ્યાં. તેમાં સાહિત્ય, ઇતિહાસ, વ્યાયામ, સંગીત, નૃત્ય વગેરે ક્ષેત્રોમાં જે ઉગ્ર રાષ્ટ્રવાદની ભાવના ઓતપ્રોત થઈ હતી તેનું મહત્ત્વ મેં બહલાવ્યું. વળી આયર્લૅન્ડની જે ખેડૂત લડતથી અંગ્રેજોએ સ્થાપેલી જૂની જાગીરદારી પદ્ધતિનો નાશ થયો તે વિષે મેં વિવેચન કર્યું. બીજાની માફક મને પણ જે સવાલ જુવાનો પૂછતા તેના જવાબ હું આપતો. એકંદરે તેમના તરફથી મારા વિવેચનને જે આવકાર મળ્યો તેથી મને ઘણો સંતોષ થયો.

આ વર્ગમાં દિનકરભાઈએ વિસ્તારથી સમાજવાદની ભૂમિકા સમજાવી. નવાઈની વાત એ હતી કે કામદારોના આગેવાન ડાંગેએ, તેમના તાજા પ્રકટ થયેલા પુસ્તકના આધારે વેદ, ઉપનિષદ, રામાયણ, મહાભારત વગેરે ધાર્મિક સાહિત્યમાં જે સમાજજીવન રજૂ થાય છે તે વિષે અત્યંત વિદ્વત્તાપૂર્ણ પ્રવચન કર્યાં. વધારેમાં વધારે પ્રાચીન સાહિત્યમાં સામ્યવાદનું દર્શન થાય છે તે તેમણે અનેક દૃષ્ટાંત આપીને સમજાવ્યું. આ વર્ગ ત્રણેક અઠવાડિયાં ચાલ્યો તે દરમ્યાન વિવિધ દૃષ્ટિથી ગાંધીવાદી, ઉગ્ર રાષ્ટ્રવાદી, સમાજવાદી અને સામ્યવાદી દૃષ્ટિથી ઘણાં બોધદાયક પ્રવચન થયાં; તેથી વિલાયતથી મારા મનમાં ઘોળાયેલી યોજના સાર્થક થયેલી લાગી.

અમરેલીથી પરવારીને જૂન માસમાં[૧] હું પાછો મુંબઈ આવ્યો ત્યારે થોડા દિવસમાં મારા મિત્ર ભાઈ બુખારીએ મુંબઇની મ્યુનિ-

૧. જૂન માસમાં હું મુંબઈમાં સ્થિર થયો ત્યારે બર્લિનના હિન્દીઓના હળવા ને ગંભીર જીવનનો ખ્યાલ આપવાને 'બર્લિનની બલીહારી' નામથી એક નાટક લખ્યું તેનો સાર પરિશિષ્ટ નં. ૩માં આપ્યો છે.

સિપાલિટી તરફથી તેની ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટની ચાલીઓના ભાડૂતોને મળેલી નોટિસોનો ઢગલો મારી આગળ રજૂ કર્યો. તપાસ કરતાં માલમ પડયું કે આ ચાલીઓમાં નવેસર વીજળીની સગવડ આપવાને જે વધારાનો ખર્ચ થાય તે વસૂલ કરવાને માસિક ભાડું વધારવું હતું અને તે સીધી રીતે ન થઈ શકે તેથી મેની આખરે હજારો ભાડૂતોને તેમની કોટડીઓ ખાલી કરવાની એક માસની નોટિસ અપાઈ; જેથી જૂનના આરંભમાં જૂના ભાડામાં ચાર–આઠ આનાનો વધારો આપવાની શરતે તેમને પાછા રાખી શકાય. હવે મારા તાજા વિલાયતના ખ્યાલ પ્રમાણે કોઈ પણ ઘરમાલિક વીજળીની સગવડ તેના ભાડૂતોને કરી આપવાને બંધાએલા છે જ; તેથી તે માટે કંઈ વધારો લઈ શકાય જ નહિ, તે આ ખ્યાલથી અગ્રીપાડાની, કમાટીપુરાની, મદનપુરા, ઇમામવાડા, ચંદનવાડી વગેરે લત્તાની ચાલીઓની નોટિસો મળતી ગઈ તેમ અમે તેના ચોગાનમાં સભાઓ ભરીને ભાડૂતોની કમિટીઓ રચવા માંડી; પછી બધીએ કમિટીઓના પ્રતિનિધિઓની એક મધ્યસ્થ કમિટી રચાઈ. હવે જે સભાઓ થતી તેમાં અમે એક જ સંદેશો આપતા : માથે ચોમાસું આવી રહ્યું છે તેથી ઓરડીઓ ખાલી કરવાની નોટિસો રદ ગણીને કોઈએ તેનો કબજો છોડવો નહિ અને વધારે ભાડું માગવામાં આવે તો તે કોઈએ આપવું નહિ. આ પ્રચાર કરવામાં મને બુખારી ઉપરાંત મણિબેન કારા, વી. બી. કર્ણિક વગેરે રોયવાદીઓ તેમજ સમાજવાદી પીન્ટો તરફથી પણ પૂરો સાથ મળતો ગયો.

એકંદર આશરે દસ હજાર માણસોને આપખૂદીથી આવી નોટિસો આપવામાં આવી હતી. તેની સામે જબરો વંટોળ અમે જોતજોતામાં જગાવ્યો અને છાપામાં તેના હેવાલ પ્રગટ કર્યા. પછી મ્યુનિસિપાલિટીના સભ્યોને અમે મળવા માંડયું ત્યારે જાણવા

મળ્યું કે આ નોટિસો અગાઉના પ્રમુખ નરીમાનની ચાલીઓને વીજળી પૂરી પાડવાની યોજના મુજબ આપવામાં આવી છે. એટલે પહેલાં અમે તદ્દન સ્વતંત્ર સભ્ય દા. ચોકસીને મદદ આપવા વિનંતિ કરી. તેથી તેમણે આ નોટિસો પાછી ખેંચવાનો ઠરાવ ઘડીને મ્યુનિસિપાલિટીને મોકલી આપ્યો. પછી હિન્દુ સભાના અને મુસ્લિમ લીગના થોડા થોડા સભાસદોને સમજાવીને દા. ચોકસીના ઠરાવ માટે તેમનો ટેકો મેળવ્યો. બીજા વિરોધ પક્ષના ભાઈઓએ માનવતાની દૃષ્ટિથી ભાડૂત તરફી વલણ લીધું. આ બધી તૈયારી કરીને હું મારા મિત્ર અને કૉંગ્રેસી આગેવાન નગીનદાસ માસ્તરને મળ્યો. તેમને મેં કહ્યું કે ઘણા પક્ષના ભાઈઓ દા. ચોકસીના ઠરાવનું સમર્થન કરે અને માત્ર કૉંગ્રેસીઓ જ તેનો વિરોધ કરશે તો તેમનું ઘણું ખોટું દેખાશે. આવી રીતે કૉર્પોરેશનમાં ભાડૂતો માટે બનતી મુત્સદ્દીગીરી અજમાવીને અમે ભાડૂતોનું આંદોલન આગળ ધપાવ્યું.

જૂન માસ પૂરો થાય તે પહેલાં માંડવી, કોળીવાડા, કોટનો વિસ્તાર, વગેરે બાકી રહેલી ચાલીઓમાં પ્રચારસભાઓ થઈ અને કમિટીઓ નીમાઈ. મહિનાની આખરે મધ્યસ્થ ભાડૂત કમિટીની સભા ભરીને ફરીથી મ્યુનિસિપાલિટીની નોટિસનો સખ્ત વિરોધ કરવાને ભાડૂતોનું એક સરઘસ કાઢવાનું ઠરાવવામાં આવ્યું. તેથી જુલાઈની પહેલી તારીખે પાયધૂની આગળથી સેંકડો ભાડૂતો ધજા-પતાકાઓ સાથે સરઘસ કાઢીને નીકળ્યા; મ્યુનિસિપાલિટીની ઑફિસ આગળ ઘડીવાર બધા થોભી ગયા, ત્યારે જુલમી નોટિસો પાછી ખેંચવાનાં અને ઓરડીઓ ખાલી નહિ કરવાનાં સૂત્રો બુલંદ અવાજે પોકારતા ગયા. તે સાંભળીને ગોરા કમિશનરે બારીમાંથી ડોકું બહાર કાઢ્યું ત્યારે સૂત્રોનો અવાજ વધારે બુલંદ બન્યો. પછી આઝાદ મેદાનનાં સભા ભરીને અમે વીખરાયા.

તે પહેલાં મ્યુનિસિપાલિટીની સભામાં ચાલીઓનાં ભાડાં ઘટાડવાનો ઠરાવ ઊડી ગયો તેથી અમે જરા નિરાશ થયા. પણ ત્રીજી જુલાઈના રોજ દા. ચોકસીનો ઠરાવ સભામાં રજૂ થયો ત્યારે કોંગ્રેસી સભ્ય લીલાવતી મુન્શીએ અને સ્વતંત્ર સભ્ય જમનાદાસ દ્વારકાદાસે તેને ટેકો આપ્યો. થોડા દિવસ પછી તે ઠરાવ લગભગ સર્વાનુમતિથી પસાર થયો અને ભાડૂતોનો વિજય થયો. છતાં તેના અમલની ખાતરી કરવાને થોડા જ દિવસમાં મેં મ્યુનિસિપાલિટીના મિલકત ખાતાના અધિકારીને ફોન કરીને પૂછ્યું ત્યારે જરા ઢીલા અવાજે તેણે કહ્યું કે ઠરાવનો અમલ થશે અને ભાડૂતોને આપેલી નોટિસ રદ થશે !

આવી રીતે ભાડૂતોના સંગઠનનો વિજય થયો તેથી સન ૧૯૩૭માં ભંગીઓનાં ભોંયતળિયાનાં પતરાંનાં મકાનોની તકલીફ, કચરાપટ્ટીની બૂરી હાલત, ખુલ્લી ગટરમાંથી નીકળતી દુર્ગંધ, ખાનગી ચાલીઓનાં ભારે ભાડામાં ૫૦ ટકાનો કાપ, ભાડાના સખ્ત નિયમન માટે રીતસરનો કાયદો, વગેરે વિષે માગણીઓ રજૂ કરવાને અનેક વોર્ડમાં ભાડૂતોની કમિટીઓ રચાઈ. વળી મધ્યસ્થ કમિટીના મંત્રી તરીકે ફરીથી મારી નિમણૂક કરવામાં આવી. છેવટે સન ૧૯૩૯માં શહેરોના ઘરભાડાનો કાયદો મુંબઈની ધારાસભામાં પસાર થયો ત્યારે સારા સમાજના ભાડૂતોનો વિજય થયો.

દરમ્યાન કિસાનસભાનો ચરુ ઉકળવા માંડ્યો હતો. બિહારના કિસાનો, સ્વામીજીના સંસ્કારથી ઘણા જાગૃત અને લડાયક બન્યા હતા, ત્યાં એક નવી જાતની લડત જામી પડી. થોડા વખતથી ગયા જિલ્લામાં ટીકારી રાજનાં કેટલાંક ગામોની ફસલ કરવાને રાજના માણસો આવી ગયા ત્યારે કિસાનોએ પોતે વાવેતર કર્યું છે એવો દાવો કરીને કાપણીની તૈયારી કરી. સરકારે ૧૪૪ની કલમ લગાવીને ટોળાંની જમાવટની બંધી કરી તેથી થોડો વખત તો

ખેડૂતોની કાપણી અટકી ગઈ. એવામાં એ જ જિલ્લાના મકસદ-
પુર જમીનદારીના ભીંદુરપુર ગામની કિસાન સ્ત્રીઓએ ખોટી
રીતે જપ્ત થયેલી જમીનમાં લાલ ઝંડી ફરકાવીને વાવેતર કરવા
માંડ્યું. સામે ખડા રહેલા પોલીસ અને જમાદારના નોકરો ઘડીભર
થંભી ગયા. એ સ્ત્રીઓને અટકાવવાની તેમની હિંમત ન ચાલી.
પણ છેવટે ઝપાઝપી થતાં થોડા પુરુષો અને નોકરો મળીને ૧૫
માણસો પકડાયાં. તેથી એ કિસાનો સાથે તેમની સ્ત્રીઓ અને
સંતાનોએ જેલમાં પુરાવાની માગણી કરવાને ગયા સુધી કૂચ કરી.

વળી ટીકારી પાસે બીજા એક ગામની સ્ત્રીઓએ સરઘસ
કાઢીને ગામમાં ફરી અને જમીનદારની કચેરી પર કૂચ કરીને રોટીની
માગણી કરી. એ જ રાજના બીજા કેટલાયે ગામના ખેડૂતોએ
પોતાની ગયેલી જમીનો હિંમતભેર ખેડી લીધી અને તેમની ધરપકડ
કરવાને પોલીસને પડકાર ફેંક્યો.

તેવામાં જ પંજાબના કિસાનોની ચમત્કારી જાગૃતિના હેવાલ
મળ્યા. મેની ૩૦ મીએ સરહાલીમાં મળેલા લાખેક કિસાનોની સભામાં
કોંગ્રેસપ્રમુખ જવાહરલાલજી પ્રવચન કરવા પધાર્યા ત્યારે "દુનિયાના
મઝદૂરો એક થાઓ," "આઝાદ હિન્દુસ્થાન," "જમીનમહેસૂલની
આંકણી આવકવેરાના ધોરણે કરો" એવાં સૂત્રો પોકારતા સરઘસે
તેમને વધાવી લીધા. આરંભમાં બાબા સોહનસિંગ જોશે હથોડો
અને દાંતરડાના નિશાનથી આંકેલો લાલ ઝંડો ફરકાવ્યો. જ્યારે
એવો જ લાલ ઝંડો જવાહરલાલજીને ભેટ કરવામાં આવ્યો ત્યારે
તે સ્વીકારતાં તેમણે કહ્યું કે છેલ્લાં બસો વરસમાં દુનિયાના
કામદારોએ આવો ઝંડો ફરકાવીને અને ભારે બલિદાન આપીને
તેમની લડતો ચલાવી છે. પછીથી આ વિરાટ સભાએ કિસાનસભાના
ધોરણસર પૂરા ઉત્સાહથી ઠરાવો પસાર કર્યા.

તેવામાં ઉત્તર પ્રદેશની કિસાન પરિષદે જમીનદારીની પ્રથા રદ
કરવાની માગણી કરી. તેમ આંધ્રની કિસાન પરિષદમાં રંગાજીએ

સાફ જણાવ્યું કે કિસાનોને માત્ર કરાંચી કોંગ્રેસના ઠરાવ મુજબની રાહત જ ખપતી નથી; તેમને તો શ્રમજીવી મઝદૂરોનો સાથ મેળવીને પૂરી રાજસત્તા હાથ કરવી છે અને તે માટે જ તેઓ રાજકીય સ્વતંત્રતાને ઝંખે છે. ઉત્કલમાં કિસાનોની કારોબારીએ ગણોતના કાયદામાં રજૂ થયેલા જમીનદારોના લાભના સુધારાનો સખ્ત વિરોધ કર્યો. વળી કિસાન પરિષદ ભરવાની તૈયારી કરવાને બંગાળના નોઆખલી જિલ્લામાં કિસાન પરિષદ મળી તેમાં ગામડાની કમિટીના ૧૨૦૦ પ્રતિનિધિઓએ અને ૩૦,૦૦૦ કિસાનોએ હાજરી આપી. તેમાં પણ સરકારી જુલમના વિરોધમાં અને રોજિંદી માગણીઓ વિષે કડક ઠરાવો પસાર થયા.

બંગાળમાં જામતી લડતને દબાવવાને સરકારે દમનનો કોરડો ચલાવ્યો. નવી કિસાન કમિટીના સભ્ય દત્ત મજમુદાર અને કામદાર આગેવાન સોમેન્દ્રનાથ ટાગોરને સરકારે ઝડપી લીધા. બીજા કેટલાકને પકડીને તેમની ઑફિસોની પણ જડતી કરવામાં આવી. તે જ વખતે આખા પ્રાંત પર દુકાળનાં વાદળ ઘેરાયાં હતાં. તેથી આખા પ્રાંતની કિસાન પરિષદ ભરવાની તૈયારીઓ થવા માંડી. બીજી પાસ આચાર્ય પી. સી. રાયે દુકાળ રાહત માટે જાહેર અપીલ કરી. 'અમૃત બઝાર પત્રિકા'ના તંત્રી તુષારકાંતિ ઘોષે ગામડાંની તપાસ કરીને ખેડૂતોની છેક કંગાલ હાલત માટે જમીનદારીની ગોઝારી પ્રથાને જ જવાબદાર ઠેરવી. તેની સાથે બિહારની કિસાનસભા તરફથી નિમાયેલી કમિટીએ જમીનદારો તરફથી કિસાનો પર થતા ઘોર અત્યાચારોનું હૂબહૂ ચિત્ર રજૂ કર્યું. દેશમાં ચોપાસ કિસાન પરિષદો અને સભાઓ તેમની માગણીઓ સરકાર આગળ રજૂ કરતી ગઈ.

જૂનની આખરે બિહારની પ્રાંતિક કિસાન પરિષદ મળી તેમાં કિસાનોના તાકીદના હકનું જાહેરનામું મંજૂર કરવામાં આવ્યું.

તેના પ્રમુખપદેથી સ્વામીજીએ કહ્યું કે, ‘શ્રમજીવી કિસાનોને રોટી મેળવવાનો મૂળભૂત હક છે. તે બધા કાયદા અને હકને મુકાબલે સર્વોપરી છે; તેથી અમે કશું ગેરકાયદે કરવાનું કહેતા નથી, પણ ભૂખ અને અન્યાયથી જ પ્રેરાઈને કિસાનો પોતાનો આગવો માર્ગ કાઢશે.’

સ્વામીજીના આ શબ્દો બિહારની કિસાન સ્ત્રીઓની આગેકૂચ પર પ્રકાશ પાડે છે. કોઈ પરાયા માણસોને એક ખેતર ખેડતા જોઈને આશરે પચીશ બાઈઓ તેમાં તૂટી પડી. બળદને છોડી નાખ્યા અને હળની આગળ શાંતિથી સૂઈ ગઈ. આ જોવાને સેંકડો માણસો ભેગા થયા. છેવટે પોલીસ પણ પાછી હઠી ગઈ. માત્ર થોડા માણસોને તકરારી ખેતરોથી દૂર રહેવાની નોટિસ અપાઈ. તેવી જ રીતે ગયા જિલ્લામાં એક તકરારી ખેતરમાં બાવીસ સ્ત્રીઓ દાખલ થઈ ત્યારે પોલીસ રસ્તે પડ્યા. આવી રીતે ગણોત ન ભરાયાથી જપ્ત થયેલી જમીનો સેંકડો કિસાનોએ પાછી મેળવી અને જમીનદારોના કરવેરામાં ભારે રાહત મેળવી.

તેવામાં જ બંગાળ અને ઉત્કલમાં પણ કિસાન પરિષદ ભરાઈ. દેશમાં ચોપાસ નાનાં મોટાં આંદોલન ચાલી રહ્યાં. પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણી આવી રહી હતી, તેને માટે કોંગ્રેસ તરફથી ચૂંટણીનું જાહેરનામું તૈયાર કરવાને કોંગ્રેસની કારોબારી મુંબઈમાં મળવાની હતી. વળી કોંગ્રેસની આવતી બેઠક વરસની આખરે મહારાષ્ટ્રમાં ફૈઝપુર ગામે મળવાની હતી તેથી કિસાનસભાના બીજા વાર્ષિક અધિવેશનનો પણ વિચાર કરવાનો હતો. માટે કિસાનસભાના પ્રમુખ તરીકે સ્વામીજીએ કિસાનસભાની કારોબારીની બેઠક ઑગસ્ટની ૨૧મી તારીખે મુંબઈમાં બોલાવી. એ સભામાં જ રાષ્ટ્રીય કોંગ્રેસ સામે પહેલી તીરંદાજી થઈ અને બન્ને રાષ્ટ્રીય સંસ્થાની વચ્ચે પહેલી ચકમક ઝરવા લાગી.

## ૪. અહમદનગરથી ફૈઝપુર

ઑગસ્ટ માસની અધવચમાં ફરીવાર મુંબઈ દેશનું પાટનગર બની ગયું. આવતી સામાન્ય ચૂંટણીઓ માટે કૉંગ્રેસનું જાહેરનામું ઘડવાનું હતું. તેથી ગાંધીજી અને પ્રમુખ જવાહરલાલજી સુદ્ધાંત બધા આગેવાનો મુંબઈમાં આવી પહોંચ્યા. કૉંગ્રેસની કારોબારી ભૂલાભાઈ દેસાઈના આલીશાન મકાનમાં બેઠી ત્યારે જાણવા મળ્યું કે જાહેરનામાનો જે મુસદ્દો પહેલો રજૂ થયો તેને જુનવાણી ગણીને જવાહરલાલજીએ પોતે જ નવો ઘડી કાઢયો. તેમની સાથે સમાજવાદી અગ્રેસરો જયપ્રકાશ અને નરેન્દ્ર દેવને નિકટનો સંબંધ હતો તેથી તેમણે પોતાની બનતી છાપ પાડવાની કોશિશ કરી હશે. ખાસ તો તેમાં અંગ્રેજી સરકારે મધ્યસ્થ રાજતંત્ર અને ધારાસભા વિષે ઘડેલા બંધારણનો ફરીથી સખ્ત વિરોધ પોકારીને તેને નાબૂદ કરવાને દેશને હાકલ કરી. વળી ખેતી, ઉદ્યોગ, શિક્ષણ, મધ્યમવર્ગ વગેરે સર્વનો વિકાસ અને પ્રગતિ માટે મોટી માગણીઓ નેહરુની લાક્ષણિક ભાષામાં રજૂ થઈ.

અમારી કેન્દ્રીય કિસાન કમિટી પણ મુંબઈમાં ૨૧મી ઑગસ્ટે કૉંગ્રેસ ભવનમાં મળી. તેમાં લખનૌમાં પસાર થયેલી કિસાનસભાના ઉદ્દેશ તેમજ મૂળભૂત અને તાકીદની માગણીઓને ફરીથી મંજૂર કરવામાં આવ્યાં. તે ઉપરાંત ધારાસભાની ચૂંટણીઓને ધ્યાનમાં

રાખીને કિસાનોનું જે જાહેરનામું ઘડવામાં આવ્યું તેમાં દેશના કિસાનોને આર્થિક તેમજ રાજકીય ક્રાંતિમાં સક્રિય ભાગ લેવાને એલાન કરવામાં આવ્યું—જેથી તેમની વિરાટ શક્તિથી તેમની કેટલીક માગણીઓ હાંસલ થાય અને વળી રાષ્ટ્રીય સ્વતંત્રતાની કોંગ્રેસની લડત પણ વધારે પ્રભાવશાળી બને. હવે આવતી પહેલી સપ્ટેમ્બરે દેશભરમાં કિસાનોના આ જાહેરનામાનો પ્રચાર કરવાની અપીલ કરવામાં આવી અને કિસાનસભાની બીજી પરિષદ, વરસની આખરે રાષ્ટ્રીય કોંગ્રેસ મહારાષ્ટ્રમાં ફૈઝપુરમાં મળે ત્યાં જ મેળવવાનું નક્કી થયું. આ કમિટીની બેઠક દરમ્યાન સારાયે બંગાળના કિસાન કાર્યકરોની સભામાં બંગાળની કમિટીની નિમણૂકના સમાચાર મળ્યા તેથી મધ્યસ્થ કમિટીને સંતોષ થયો. વળી પંજાબના મુબારક સાગરને અને સિંધના નારણદાસ બેચરને અમારી કમિટીમાં વધારાના સભ્ય તરીકે ઉમેરવામાં આવ્યા.

આ બેઠક પૂરી થઈ તેવામાં જ કોંગ્રેસની કારોબારીનું જાહેરનામું મહાસમિતિની મંજૂરી મળ્યા પછી પ્રકટ થયું. તે વાંચીને તરત હું સ્વામીજી માધવબાગમાં રહેતા હતા ત્યાં તેમને મળવા દોડી ગયો. કોંગ્રેસે સારા દેશમાં અનેક રીતે ફાલેલી ફૂલેલી જે જમીનદારી પ્રથા કરોડો કિસાનોનું સત્વ હરી લે છે તેની નાબૂદીની માંગણી નથી કરી તેથી તેની સામે સખ્ત નિવેદન કરવાનો મેં આગ્રહ કર્યો. સ્વામીજી તરત સંમત થયા. પણ તેમને ખામોશી રાખવા જયપ્રકાશે ઘણું સમજાવ્યા. છેવટે કોંગ્રેસના જાહેરનામા વિષે કડક ટીકાત્મક નિવેદન મેં તૈયાર કર્યું તેમાં થોડા સુધારા કરીને સ્વામીજીએ પ્રકટ કર્યું.

તેમાં જમીનદારીના સવાલ વિષે ફરીને વિચાર કરીને ચૂંટણી પહેલાં કંઈક સ્પષ્ટ નિવેદન કરવાનો કોંગ્રેસને આગ્રહ કરવામાં આવ્યો. વળી સરકારી મહેસૂલ, ખાતેદારોનાં ગણોત અને શાહુકારોનાં વ્યાજ એ બધામાં ઘટાડો કરવાની જૂની ગોળ ગોળ વાત

હવે ન ચાલી શકે; હવે તેમાં અડધોઅડધ કાપ મૂકવાની સ્પષ્ટ માગણી કરવી જ જોઈએ. ઉપરાંત સ્વામીજીએ તો આવતી ચૂંટણી માટે જિલ્લાના કિસાનોને સ્થાનિક કોંગ્રેસીઓ પર તાકાત જમાવીને કોઈ જમીનદારોના નહિ પણ કિસાનોના જ પ્રતિનિધિઓને ધારાસભાના ઉમેદવાર તરીકે પસંદ કરવાનો આગ્રહ કરવાનું સૂચવ્યું. આવી બધી રીતે આવતી ચૂંટણીઓમાં દેશભરમાં કોંગ્રેસ પર કિસાનોનું પૂરું વર્ચસ્વ જમાવવાની ભાવના આવતી પહેલી સપ્ટેમ્બરના કિસાનદિને બુલંદ બનાવવાની હાકલ કરવામાં આવી.

સ્વામીજીના પગલે રંગાજીએ પણ કોંગ્રેસના જાહેરનામાના વિરોધમાં સખ્ત નિવેદન કર્યું. તેમણે કોંગ્રેસ પાસે કિસાનોની માગણીઓને ચોક્કસ સ્વરૂપ આપવાની માગણી કરીને એ સાર તારવ્યો કે કિસાનોએ તેમના સંગઠનને મજબૂત બનાવીને તેમનું સંગઠન જમાવવું પડશે. તે માટે તેમણે કિસાન સેવાદળ રચવાની યોજના દેશની આગળ રજૂ કરી.

પહેલી સપ્ટેમ્બરનો કિસાનદિન ઉત્તર પ્રદેશ, બિહાર, બંગાળ, ઉત્કલ, દક્ષિણ ભારત, મહારાષ્ટ્ર, મુંબઈ અને ગુજરાતમાં સારી રીતે ઉજવાયો. ઘણાં સ્થળે સેંકડો અને હજારો કિસાનો ભેગા થયા તે પરથી તેમના ભાવિ સંગઠનની સારી આશા પડી. પૂનામાં તો કોંગ્રેસ અને સમાજવાદીઓ વચ્ચે સારો મેળ હતો તેથી ત્યાં જાહેર સભામાં કિસાનસભાનું સારું જાહેરનામું મંજૂર કરવામાં આવ્યું. હવે ફૈઝપુરમાં કિસાન પરિષદ થોડા મહિનામાં ભરવાની હતી તેથી હું પણ મહારાષ્ટ્ર તરફ નજર રાખીને અહમદનગર જિલ્લાના રાહુરી અને બેલાપુરમાં કિસાનોની સભામાં ભુરકટે અને ડાંગે સાથે હાજર રહ્યો.

ગુજરાતમાં તે વખતે દુકાળના ઓળા પડ્યા હતા તેથી સ્થાનિક કિસાન કમિટીની સૂચના મુજબ અમદાવાદ, પ્રાંતિજ, ઉમરેઠ,

ડાકોર વગેરે સ્થળે કિસાનદિન દુકાળ તરીકે પાળીને રાહતની માગણીઓને બુલંદ બનાવવામાં આવી. મુંબઈમાં મ્યુનિસિપાલિટીના મેયરના પ્રમુખપણા નીચે આખા રાજની દુકાળમાં રાહતની માગણી કરવાને સભા ભરવામાં આવી.[1] થોડા જ દિવસમાં કંઈક કંઈક વરસાદ થયો. તેથી સરકારે રાહતનાં પગલાં હળવાં કરીને અહમદ-નગર જિલ્લાની હજારો એકર જમીન ખેડૂતો પાસેથી ખૂંચવીને મોટા કારખાનાના માલિકોને સોંપવાના હુકમો છોડયા. સ્વાભાવિક રીતે તેના વિરોધમાં ખેડૂતોએ પોતાનું સંગઠન કરવા માંડયું. તે જ વખતે દેશી રાજ્યોમાં કિસાનોની લડત ગરમ બની. ઝાબુઆના ખેડૂતોએ દમનથી ત્રાસીને હિજરત શરૂ કરી અને ધોળપુર રાજના ખેડૂતોએ રાજ પર ઘેરો ઘાલ્યો.

કિસાનદિને મધ્ય પ્રાંતના બેતુલ જિલ્લામાં ભારે દુકાળથી પીડાતા સેંકડો કિસાનોએ તહેસીલદારની કચેરીને ઘેરો ઘાલ્યો. થોડા દિવસ પછી મુલ્તાઈ તહેસીલના બે હજાર ખેડૂતોએ મોટી સભા ભરીને તેમનાં દુઃખ અને ભૂખમરાની અને નાનાં બાળકોનાં વેચાણની કારમી હકીકતો જાહેર કરી અને તત્કાળ રાહતનાં કામ ખોલવાની માંગણી કરી. વળી મધ્ય પ્રાંતના વર્ધા વગેરે બીજા તાલુકાની ગંભીર પરિસ્થિતિની જાતતપાસ કરીને અધિકારીઓને રાહતનાં કંઈક

૧. તે જ વખતે કોંગ્રેસની મહાસમિતિ તરફથી એક હકીકતપત્ર પ્રકટ થયો તેમાં જાહેર થયું કે સન ૧૯૨૯ની કટોકટી પહેલાં માણસ દીઠ અનાજનું ઉત્પાદન રૂા. ૪૦નું હતું તે પછીથી રૂા. ૨૪ સુધી ઘટયું હતું; વળીભારતનો ખેડૂત માસિક રૂા. ૨ થી ઓછી આવક પર જીવે છે; સન ૧૯૩૧ની વસ્તીગણતરીના આંકડા મુજબ એક હજાર ખેડૂતે જમીન વિનાના ખેત-મજૂરોનું પ્રમાણ ૨૯૧ થી વધીને૪૦૭ પર પહોંચ્યું છે. વળી ખેડૂતોનું દેવું લગભગ બમણું થયું છે તેથી તેની વાર્ષિક પેદાશ કરતાં તે લગભગ ત્રણગણું થઈ ગયું છે.

પગલાં ભરવાની ફરજ પડી. તે જ વખતે પંજાબ અને સરહદના વિસ્તારમાંથી કિસાનોના દમનના હેવાલ પ્રકટ થયા.

દેશમાં કિસાનદિન ઉજવાયો તે પહેલાં ઑગસ્ટની ૩૦ મી તારીખે અખિલ હિન્દ સ્પેન દિન ઉજવવામાં આવ્યો. સન ૧૯૩૩ માં જર્મનીમાં હિટલરે નાઝીવાદી રાજ્ય સ્થાપ્યું અને ઈટાલીના મુસોલિની સાથે મળી જઈને સમાજવાદ અને સામ્યવાદની સામે રાક્ષસી યુદ્ધ શરૂ કર્યું. આ પરિસ્થિતિમાંથી બોધ તારવીને સન ૧૯૩૫ માં ફ્રાંસના બધા સમાજવાદી, સામ્યવાદી અને પ્રગતિશીલ પક્ષોએ એકત્ર થઈ જનતાનો સંયુક્ત મોરચો રચ્યો અને તેને ચૂંટણીમાં વધુમતી મળતાં તેનું રાજ સ્થપાયું. ફ્રાંસને પગલે સ્પેનમાં પણ આવું સંયુક્ત રાજ સ્થપાયું ત્યારે આ પ્રવૃત્તિને ડામવા માટે હિટલર અને મુસોલિનીએ મળીને સ્પેનમાં ફાસીવાદી સેનાપતિ ફ્રાંકોને મદદ કરવાનો નિશ્ચય કર્યો. આમ સ્પેનના લોકશાહી મોરચા સામે ફાસીવાદી રાજ્યોની ભરપૂર મદદ લઈને ફ્રાંકોએ ખૂનખાર લડાઈ શરૂ કરી ત્યારે દુનિયાના બધા લોકશાહી અને સમાજવાદી દેશોમાં સ્પેનની પ્રજાકીય સરકારને બનતી મદદ આપવાની ચળવળ ઊપડી. ઇંગ્લૅન્ડ, ફ્રાંસ અને રશિયા વગેરે અનેક દેશના સ્વયંસેવકોએ આંતરરાષ્ટ્રીય સ્વયંસેવક દળ રચીને સ્પેનના સંયુક્ત મોરચાની મદદમાં મોકલ્યું. જવાહરલાલજી વખતો વખત તેને સહાય આપવાનાં નિવેદન કરતા તેથી દેશમાં પણ સ્પેન સહાયક કમિટીઓ ઠેર ઠેર સ્થપાઈ. મુંબઈમાં પણ ઑગસ્ટની આખરે અનેક પ્રગતિશીલ અને સમાજવાદી મંડળોએ એકત્ર થઈને "સંયુક્ત મોરચા કમિટી" સ્થાપી અને તેના તરફથી ૩૦ મી ઑગસ્ટના દિને "અખિલ હિન્દ સ્પેન દિન" પાળવાનું ઠરાવવામાં આવ્યું. તેના તરફથી જે સભાઓ મળતી તેમાં સમાજવાદીઓની સાથે હું પણ સામેલ થતો અને યુરોપમાં —ખાસ કરીને સ્પેનમાં ફાસીવાદના રાક્ષસી જુવાળનો મુકાબલો

કરવામાં સહાય કરતો. સૌ જાણતા હતા કે યુરોપના ફાસીવાદીઓ વિશ્વયુદ્ધની તૈયારીરૂપે સ્પેનની લડાઈ જમાવી રહ્યા છે. તેથી દુનિયાની અને ભારતની શાંતિ અને પ્રગતિ જાળવવાને આ લડતમાં મેં અને બીજા સાથીઓએ સંયોગો પ્રમાણે ઝુકાવવાની ફરજ માની.

ફૈઝપુરની કોંગ્રેસને થોડા મહિના રહ્યા ત્યારે કિસાનસભાના પ્રમુખ તરીકે સ્વામીજીએ આવતા સંમેલન માટે દરેક જિલ્લાના પ્રતિનિધિ નીમવાની અને દરેક પ્રાંતને પોતાની ખાસ માગણીઓ તૈયાર કરવાની અપીલ કરી. પરિષદ મહારાષ્ટ્રમાં મળવાની હતી તેથી ખાસ જાગૃત થયેલા અહમદનગર જિલ્લામાં ભુસ્કટે, ભૈયાજી કુલકર્ણી, વિનાયકરાવ તાકતે, ડાંગે વગેરે અગ્રણીઓએ ચોપાસ સભાઓ ભરીને રાહુરી, વડગામ વગેરે તાલુકામાં સ્થાનિક કિસાન કમિટીઓ સ્થાપવા માંડી. વળી તે જિલ્લામાં "યુગાંતર" નામે એક અઠવાડિક પત્ર પણ શરૂ કરવામાં આવ્યું. શોલાપુર જેવો પાડોશી જિલ્લો દુકાળમાં સપડાયો હતો તેથી ત્યાં કિસાન પ્રવૃત્તિ વધારે જામતી ગઈ. બાકી પંજાબ, ઉત્કલ વગેરે અનેક રાજ્યોની કિસાન પ્રવૃત્તિના હેવાલ પણ મળતા રહ્યા.

થોડા જ વખતમાં મળવાના ફૈઝપુરના અધિવેશનની તૈયારી કરવાને પૂનામાં જ મહારાષ્ટ્રના સર્વ અગ્રણી કાર્યકરોએ મળીને એક સ્વાગતસમિતિની રચના કરી. આવતી બેઠક માટે કિસાન-સભાના નવા પ્રમુખ માટે જુદી જુદી દરખાસ્તો આવતી ગઈ ત્યારે દિલ્હીની વડી ધારાસભાના કિસાન જૂથે દુકાળ અને પૂરથી ત્રાસેલા ખેડૂતોને રાહત આપવાને શાહુકારોનાં બધાં દેવાં ત્રણ સાલ માટે મોકૂફ રાખવાની માગણી કરી. આ જૂથના નેતા તરીકે રંગાજીએ કરોડો કિસાનોને સ્પર્શતી તાકીદની આ માગણી સમયસર બુલંદ બનાવીને કિસાનસભાની સમગ્ર પ્રવૃત્તિની તાકાત જમાવી.

ફૈઝપુરમાં કિસાનસભાની બેઠક તૈયાર કરવાને સ્વાગતસમિતિ પૂનામાં રીતસર કામ કરતી થઈ ગઈ. ફૈઝપુરની બેઠકના પ્રમુખપદ

માટે રંગાજી અને બીજા અગ્રેસરોનાં નામ રજૂ થયાં. પણ તે વખતે જ જૂની કૉંગ્રેસ અને નવી સભાની વચ્ચે ઘણા વખતથી ધૂંધવાઈ રહેલા દેવતામાંથી ભડકો થયો તેથી અમારી પ્રવૃત્તિમાં ઓચિંતી ગરમી આવી.

મુંબઈમાં કૉંગ્રેસની મહાસમિતિએ તેના ચૂંટણીના જાહેર-નામામાં જમીનદારીના વિસર્જનને ઘટિત સ્થાન ન આપ્યું ત્યારે જ અમે સભા તરફથી કૉંગ્રેસની આપખુદીને સખ્ત પડકાર ફેંક્યો હતો. છતાં તાજેતરમાં જ પ્રમુખ જવાહરલાલજી આંધ્રના પ્રવાસે ગયા ત્યારે તેમણે રંગાજીની પ્રકાશનસંસ્થાનું ઉદ્ઘાટન કર્યું અને તે વિષે બહુ જ ભાવથી પ્રવચન કરતાં કહ્યું : “ભલે તમે બધી માગણી-ઓ આગળ ધરો. તે અમે કૉંગ્રેસમાં ન સ્વીકારી શકીએ તેથી તમારે ચિંતા કરવી નહિ; પ્રજામત જાગૃત થશે ત્યારે તમારો વિજય થશે.” પણ સરદાર પટેલનું ખમીર જુદું હતું. કિસાનસભાની સ્થાપના પહેલાં એક વરસ પર તેમણે ઉત્તર પ્રદેશની કિસાન પરિષદનું પ્રમુખપદ સંભાળ્યું હતું ત્યારે તેમણે જમીનદારી વિષે ગોળગોળ ભાષણ કરેલું. હવે જમીનદારી જડમૂળથી નાબૂદ કરવાની અમારી સભાની નીતિ અને તે વિષે કૉંગ્રેસની અમારી ટીકા તેમને આકરી લાગી. થોડો વખત તો તેમણે મૌન સેવ્યું પણ ઑકટોબરની આખરે રાજકોટમાં કોઈ વર્તમાન પત્રકાર સાથે વાતચીતમાં એવી મતલબનું કહ્યું : રંગાજી મદ્રાસના હોવાથી પંજાબના કિસાનો વિષે કશું ન સમજે; છતાં તેમણે મને પંજાબની કિસાન પરિષદનું પ્રમુખસ્થાન લેવાની વિનંતિ કરી તેથી મને ઘણી નવાઈ થઈ; આવાં કિસાન મંડળોમાં તો પ્રમુખ, મંત્રી અને બે ચાર સભ્યો સિવાય બીજું કશું હોતું નથી તે જોઈને હું ઘણો દિલગીર થાઉં છું.

આ નિવેદનનો સાર છાપામાં જોઈને તેના વિરોધમાં સ્વામીજીએ જે સખ્ત નિવેદન કર્યું તેમાં નીચેના મુદ્દા હતા : (૧) કિસાનોનું

યુનિયન નથી પણ સભા છે અને રંગાજીનું નામ રંગા આયર નથી પણ અધ્યાપક રંગા છે, એટલું તો બારડોલીના સરદારે જાણવું જોઈએ; (૨) રંગાજી મદ્રાસના છે તેથી તે પંજાબના કિસાન વિષે ન જાણે તો સરદાર ગુજરાતના વકીલ થઈને બધાયે પ્રાંત વિષે બધું જ જાણે એ કેમ બને? (૩) કિસાનસભામાં માત્ર નામના પ્રમુખ, મંત્રી ને બીજા થોડા હોય છે એ તો સારા દેશમાં જામેલી કિસાન પ્રવૃત્તિ વિષે સરદારનું અદ્દભુત અજ્ઞાન જ બતાવે છે અને (૪) જ્યારે ફૈઝપુરમાં કૉંગ્રેસના તંત્રમાં જ કિસાનસભાને પ્રતિનિત્વ આપવાની ચર્ચા થવાની છે તે વખતે સરદારની આવી વલણ ખતરનાક નીવડશે.

પછી સરદારની ટીકા વિષે રંગાજીએ પણ એક સખ્ત નિવેદન કરીને જણાવ્યું કે મેં પંજાબમાં લાયલપુરના ખેડૂતોની માગણી મુજબ તેમની પરિષદનું પ્રમુખપદ લેવા સરદારને વિનંતિ કરેલી; પણ જો તેઓ કિસાનસભા વિષે આવી વક્રદૃષ્ટિ રાખતા હોય તો અમે વલ્લભભાઈને કિસાનોના સરદારની પદવી આપતાં વિચાર કરીશું. કૉંગ્રેસ અને કિસાનસભા વચ્ચે આ તીરંબાજીની ચર્ચા આખા દેશનાં અખબારોનાં પાનાંઓમાં ચમકી ગઈ.

મેં કિસાનસભામાં ઝુકાવ્યું ત્યારથી જ જુનવાણી કૉંગ્રેસથી જે મતભેદ પડ્યાની ધારણા રાખતો હતો તે હવે ખરી પડી. કૉંગ્રેસ સાથે ચકમક ઝરવાથી કિસાનસભાની પ્રવૃત્તિ ઘણી જ સકારણ અને સાર્થક લાગવાથી તેનો પૂરેપૂરો રંગ મને લાગ્યો. ફૈઝપુરના કિસાન સંમેલનની તક ઝડપીને સારા મહારાષ્ટ્રમાં મેં પ્રવૃત્તિ વધારી મૂકી. અહમદનગરમાં અચ્યુત પટવર્ધન અને રાવ સાહેબ પટવર્ધન સાથે મારો પરિચય ઠીક વધ્યો. દેશી રાજની લડતમાંથી મેદાને પડેલા ભુસ્કટે પૂનામાં મને મળીને અહમદનગર જિલ્લાના ખાસ કરીને ખાંડના કારખાનાના બેલાપુર વગેરે વિસ્તારના મારા ભોમિયા

બન્યા. ભૈયાજી કુલકર્ણી જેવા પ્રખર સામ્યવાદી કાર્યકર મારી સાથે ગાંઠ બાંધીને મને અનેક શહેર–ગામડાંની સભામાં દોરી જતા. ડાંગે તો મુંબઈમાં જ મળીને ખાસ કરીને ખાનદેશના જલગાંવ, ધુળીઆ, ભુસાવલ વગેરે વિસ્તારમાં સાથે મળીને સભાઓ અને સંમેલનો ગોઠવતા. જલગાંવમાં દેવકીનંદન અને પાટસ્કર જેવા મોટા કૉંગ્રેસી આગેવાનો મને અપનાવીને પૂરો સાથ આપતા.

ગણપતિ ઉત્સવ દરમ્યાન મહારાષ્ટ્રના શિરસ્તા પ્રમાણે મને જલગાંવમાં એક દિવસ બોલાવ્યો ત્યારે મેં સને ૧૮૭૫ માં શાહુકારોની સામે વીફરેલા ખેડૂતોના બંડનું વર્ણન કર્યું. સન ૧૮૭૫ માં તો ખેડૂતોએ અહમદનગર અને પૂના જિલ્લાનાં ઘણાં ગામે માત્ર શાહુકારોના હિસાબી ચોપડાં અને ખાતાં–પતરાં જ ઝડપી લઈને બાળી મૂક્યાં હતાં. કોઈ શાહુકારોની જાત પર ભાગ્યે જ હુમલો થયેલો. પછી લંડનમાં દખ્ખણના બંડના હેવાલમાંથી એકત્ર કરેલા લખાણને આધાર મેં જણાવ્યું કે સન ૧૮૭૧–૭૪ દરમ્યાન કોઈ કોઈ શાહુકારોનાં ખૂન થયેલાં અને કોઈને ઘેર ચોરી અને લૂંટફાટ પણ થયેલી. પછી આ બનાવોની તપાસ કરતાં કમિશને જણાવેલું કે છેક સન ૧૮૪૫ થી મહારાષ્ટ્રના આદિવાસી વિસ્તારના કોઈ ભીલો અને થાણા–પૂનાના ઘાટના કોળીઓ, મારવાડી–શાહુકારોના સીતમથી ઉશ્કેરાઈને કોઈનાં નાક–કાન પણ કાપતા. અંગ્રેજ અધિકારીઓ આવા બનાવને સામાન્ય ગુનો ગણતા નહિ પણ ખેડૂત ને શાહુકારોના બૂરા સંબંધની પરાકાષ્ટારૂપ ગણતા. આ બધી હકીકત મેં જલગાંવની સભામાં ખૂબ જુસ્સાથી રજૂ કરી ત્યારે દેવકીનંદન જેવા મારવાડી ગૃહસ્થને કેવું લાગશે તેનો ખ્યાલ મને ન રહ્યો. અલબત્ત તેમણે તો સભાના પ્રમુખ તરીકે મારા ભાષણની પ્રશંસા કરી અને મારો આભાર માન્યો.

અહમદનગર જિલ્લાના બેલાપુરના ખાંડના કારખાનાના

વિસ્તારમાં હું ફરતો ત્યારે ભુરકટે ત્યાંના ખેડૂતોની બૂરી હાલતનો હૂબહૂ ચિતાર આપતા. નહેરનાં પાણીથી શેરડી પકવીને અને તેમાંથી ખાંડ પેદા કરીને આ કારખાનાં ભારે નફો કરતાં છતાં કંપનીએ ઘણા ખેડૂતોની જમીન લાંબે પટે લીધી છે તેમને નજીવું ગણોત મળે છે ત્યારે પાસે જે કામદારો આ કારખાનામાં મજૂરી કરે છે તેમને પણ કંગાલ મજૂરી મળે છે. હજી તો નવી નવી ખાંડની કંપનીઓ સ્થાપાય છે અને તે કાં તો ખેડૂતોની જમીન નજીવે પટે રાખવાને દબાણ લાવે છે અથવા તો સરકાર તે બળજબરીથી ખૂંચવીને ખાંડના રાજાઓને સોંપવાની તજવીજ કરે છે. આ મુદ્દા પર અમે ગામેગામ ઘણી સભાઓ મેળવતા અને સ્થાનિક કિસાન-સંઘની સ્થાપના કરતા.

આ જિલ્લામાં ફરતાં રાહુરી તાલુકાના કિસાન કાર્યકર વિનાયકરાવ તાકતે પર મારી નજર ઠરી. તેમના વિસ્તારનું સંગઠન જમાવવાને તે અમને ફરી ફરીને બોલાવતા અને અમે તેમના તાલુકામાં ઘણી સભાઓ ભરતા. તેમનો પરિચય ગાઢ થતાં અમે ફૈઝપુરની પરિષદને ટાંકણે કંઈક પ્રેરક કાર્યક્રમ યોજવા વિષે ચર્ચા કરી. છેવટે અમારી ભલામણથી રાહુરી તાલુકા કિસાન સંઘે અહમદનગર જિલ્લાના દેવલાલી (પ્રવર) ગામેથી ફૈઝપુર સુધી કિસાનોની પગપાળા કૂચ યોજવાનો નિર્ણય કર્યો. આ કૂચ દરમ્યાન જ્યાં જ્યાં સભા થાય ત્યાં કિસાન જાહેરનામાનો પ્રચાર થાય અને મહારાષ્ટ્રના બીજા જિલ્લાના કિસાનો અનુકૂળ સ્થળે કૂચમાં જોડાઈ જાય. પૂનાની સ્વાગતસમિતિએ પણ આ યોજનાને મંજૂર કરી ત્યારે અમે બધાએ સાથે બેસીને રોજરોજ કેટકેટલા માઈલ ચાલીને કયા કયા ગામે બપોરે જમવાનો અને રાતે વિરામ કરવાનો તારીખવાર કાર્યક્રમ તૈયાર કર્યો. આ કૂચનો કાર્યક્રમ લઈને અમે મુખ્ય કાર્યકરો મુકામ કરવાના ગામે ગામ ફરી વળ્યા અને દરેક ઠેકાણે

વિશ્રામ અને ભોજનની[1] વ્યવસ્થા સહેલાઈથી કરી શકયા. તેની સાથે પ્રચાર, પત્રિકા, સભાઓ વગેરે માટે ખરચ થાય તેનો અંદાજ પણ અમે તૈયાર કર્યો અને તેની બધી જવાબદારી મેં ઉપાડી લીધી.

આવી બધી વ્યવસ્થા કરીને હું મુંબઈ આવ્યો ત્યારે થોડાં નાણાં ભેગાં કરવાની વેતરણમાં પડયો. ઘણો વખત મહારાષ્ટ્રમાં જ પ્રવાસ કરતો અને મુંબઈમાં કિસાન પત્રિકા તૈયાર કરીને નાસી જતો. તેથી મુંબઈના ગણ્યાગાંઠયા શ્રીમંત મિત્રોના સંબંધ ઓછા થયા હતા. વળી નવા દીમાગમાં હું શ્રીમંત–શાહુકારોનો વિરોધી અને કપડેલત્તે છેક ગામડી બન્યો હતો તેથી મારું કામ જરા કઠિન બન્યું; પણ તેવામાં જ મારી જૂની દોસ્તીના દરવાજા ઓચિંતા ખૂલી ગયા. અમદાવાદ ગયો ત્યારથી કપિલા સાથે પરિચય બંધ જ હતો. તેના ઘરની પાસે જ હું રમેશને ઘેર રહેતો છતાં તેના વાસ તરફ નજર જ નહોતો કરતો. પણ થોડા વખત પર એક વિદ્યાર્થી સંમેલનમાં મારે કપિલા સાથે બેસવાનો પ્રસંગ આવ્યો. છતાં મેં અબોલા ચાલુ રાખ્યા. તેથી જરા ચિંતિત દિલે તેણે મને ખાસ વાંધો ન હોય તો મળવાનો સંદેશો મોકલ્યો. મેં તરત સામો ટેલિફોન કર્યો અને બેએક દિવસે હું તેને મળવા ગયો. ઘડીકવારમાં જ જાણે અમારી પુરાણી દોસ્તી તાજી થઈ. તે તો શિક્ષકની નોકરી કરતી હતી તેથી મહારાષ્ટ્રમાં આદરેલી મારી નવી પ્રવૃત્તિની વાત મેં ખૂબ રસથી તેની આગળ કરી ત્યારે તેણે કિસાન–કૂચમાં

---

૧. મહારાષ્ટ્રની આમ જનતાના શિરસ્તા મુજબ અમે ઝુમખા-ભાખરનું—જુવારનો રોટલો અને પ્રવાહી વેસણનું—જ ભોજન રાખવાનું ઠરાવ્યું. ઘેરઘેરથી રોટલા ઘડેલા મળે એટલે વેસણનું એક તપેલું જ ચૂલા પર ચઢાવવું પડે. વળી ગામેગામ ધર્મશાળાઓ હોય તેમાં કિસાનો સહેલાઈથી ઊતરી રાતવાસો કરી શકે.

બનતી મદદ કરવાની પૂરી તૈયારી બતાવી. સ્વાભાવિક રીતે હું પણ ઘણા રંગમાં આવી ગયો અને મુંબઈમાં હોઉં ત્યારે કપિલાને કામસર અને શોખથી મળતો ગયો. હવે મારું નવું કાર્યક્ષેત્ર નિશ્ચિત થયેલું હતું અને મારો લાંબો પ્રવાસ પણ પહેલેથી ગોઠવાઈ ગયો હતો. તેથી મારા દિલની સમતુલા કાયમ રહી.

મુંબઈથી થોડી રકમ લઈને હું પાછો મહારાષ્ટ્રમાં પહોંચ્યો ત્યારે અહમદનગરથી ફૈઝપુર સુધીના બસો માઈલના વિસ્તારમાં હું સપાટાબંધ ફરતો ગયો. ત્યાં સુધીમાં રંગાજી ફૈઝપુરના કિસાન સંમેલનના પ્રમુખ ચૂંટાઈ ગયા હતા. ઉત્તર પ્રદેશની કોંગ્રેસ કમિટીએ કિસાનસભાની તાત્કાલિક રાહતની ઘણી માગણી મંજૂર કરી હતી અને આંધ્રમાં હજારો કિસાનોને જવાહરલાલજીએ પ્રેરક સંદેશો આપ્યો હતો. આ બધી રીતે નવી શક્તિ મેળવીને ગામડાંની સભાઓમાં હું ઘૂમતો અને વળી શહેરના વકીલો અને કોંગ્રેસ અગ્રેસરોને પણ મળતો. એક તાલુકાના ગામે કિસાનસભાનો મર્મ સમજાવતાં વકીલ મંડળને મેં કહ્યું કે, બીજો કોઈ પણ ધંધો કરો તો તેનો બધો ખરચ બાદ કરીને ત્રણ–ચાર હજારની ચોખ્ખી આવક મળે તો આવકવેરો લેવાય છે. ત્યારે ખેડૂતે શો ગુનો કર્યો છે કે તેનું પૂરું ખરચ ઊપજમાંથી ન નીકળે તોયે તેને સરકારી કર આપવો પડે ? આ અન્યાય નાબૂદ કરવાનો કિસાનસભાનો ઉદ્દેશ મેં સમજાવ્યો. જલગાંવમાં અગ્રેસર પાટસ્કરનો મહેમાન થતો ત્યારે દિલ ખોલીને વાત કરતા. તેઓ જાણતા કે કિસાનપ્રવૃત્તિમાં સમાજવાદીઓ અને સામ્યવાદીઓ પણ સામેલ છે અને મારા પર સામ્યવાદી થવાનો આરોપ કોઈ મૂકે છે. પણ તેથી પાટસ્કર જરાયે ગભરાયા વિના કહેતા કે દરેક માણસને પોતાના મત મુજબ

વર્તવાનો હક છે, તેથી પોતાના દીકરાને પણ સામ્યવાદી થતો શી રીતે રોકી શકાય? આવી ઘણી મીઠી વાતો કરીને જલગાંવમાં કિસાનકૂચ આવે ત્યારે તેની બધી જવાબદારી તેમણે ખુશીથી ઉપાડી હતી.

આવા રઝળપાટમાંથી હું પાછો મારા કિસાની થાણે શહુરી જઈ લોકતેને મળતો અને કૂચમાં કિસાનોની ભરતી કરવામાં બનતી મદદ કરતો. કૂચનો દિવસ ઊગ્યો ત્યારે સૌથી વધારે કિસાનો તેમાં સામેલ થવાને આવી પહોંચ્યા. પછી રાષ્ટ્રધ્વજ અને લાલ ઝંડો લઈને સૂત્રોથી શોભતા પડદા સાથે અમે કૂચ શરૂ કરી ત્યારે ગામના હજારો લોકો વિદાય આપવા હાજર થયા. તેમને કિસાન-સભાનો સંદેશો આપીને અમે આગળ વધ્યા.

હું વખતોવખત આગળના મુકામની વ્યવસ્થા તપાસવા જતો અને પાછો આવીને કૂચમાં જોડાતો. રસ્તામાં આવતાં મોટાં ગામે ઘણા આગેવાનો હાજર રહેતા. કૂચ ફૈઝપુર નજીક આવી તે પહેલાં ત્યાં બાંધેલા કોંગ્રેસનગરમાં બધું જોઈતપાસીને મારો મુકામ નક્કી કર્યો. ત્યાં સ્વામીજી અને રંગાજી આવી પહોંચ્યા ત્યારે તેમની સાથે હું કૂચને ત્રણચાર માઈલ ચાલીને મળવા ગયો. તેમનાં દર્શન થતાં જ કિસાનોના જથ્થાએ બુલંદ અવાજે સૂત્રો લલકાર્યાં અને કિસાન-સભાના જયજયકારના પોકાર કર્યા. મોરચો કોંગ્રેસનગરને દરવાજે પહોંચ્યો ત્યારે ફરી પ્રમુખ ચૂંટાયેલા જવાહરલાલજી અને તેમના સાથી એમ. એન. રોયે કિસાનોનું સ્વાગત કર્યું. દરવાજા પાસે વિશાળ ચોગાનમાં કિસાનોની અને પ્રેક્ષકોની મોટી સભા થઈ ત્યારે જવાહરલાલજીએ ટૂંકું પ્રવચન કર્યું અને સ્વામીજીએ ને રંગાજીએ તેમનો ટૂંકમાં આભાર માન્યો.

કિસાનોની કૂચનું માથે લીધેલું મોટું કામ પતી ગયું ત્યારે સ્વામીજી, રંગાજી, ડાંગે, મહેરઅલી, ભુરકુટે વગેરે કોઈ કોંગ્રેસની

મહસમિતિમાં, તો કોઈ પોતપોતાના પક્ષની કમિટીમાં રોકાઈ ગયા. અમારે તો કૉંગ્રેસના મોટા નિર્ણય જાણ્યા પછી જ ઠરાવો કરવાના હતા તેથી મારા જેવા કેવળ અપક્ષ કિસાનીને રાહતનો દમ ખેંચવાની તક મળી. હવે ગાંધીજીની ખાસ સલાહથી ગામડાંના વિસ્તારમાં કૉંગ્રેસની થયેલી વ્યવસ્થા નિરાંતે જોવાની, બધા પક્ષના નિર્ણયો વિષે માહિતી એકત્ર કરવાની અને મહારાષ્ટ્રનાં ગામડેથી આવતા કોઈ ઓળખીતા કિસાનોને મળવાની તક મને મળી.

છેલ્લા થોડા મહિનામાં મહારાષ્ટ્રનાં ગામડાંમાં ફરતાં તેની સાથે મારો દિલનો સંબંધ બંધાયો હતો. અહીં ખેડૂતોના જીવનની કડક સાદાઈ, સ્વચ્છ ગરીબાઈ અને જાતમહેનત કરવાની તમન્ના મારા અંતરમાં ઊંડી વસી ગઈ હતી. વળી તેમની વચ્ચે લાગલગાટ કોઈવાર રેલગાડીના ત્રીજા વર્ગમાં તો કોઈવાર બસમાં કે બેલગાડીમાં બેસીને ધૂળિયા વિસ્તારમાં હું મોજથી ઘૂમતો. તેથી મારા વાળ, દાઢી, કપડાંલત્તાં, ખાન–પાન, ઊંઘ, વસવાટ કે આરામ–કશાનું ઠેકાણું રહેતું નહિ. આગલી સાલ લક્ષ્મીદાસભાઈએ શીવડાવેલાં કપડાં થોડાંઘણાં ફાટયાં હતાં. આમ ગાંધીયુગના અડતલ જીવનના પાઠ હોંસે હોંસે શીખતો ગયો.

અલબત્ત કૉંગ્રેસનગરમાં પણ કોઈ સૂફીયાણા આગેવાનોને કોઈ રમણીય યુવતીઓ સાથે ફરતા જોતો ત્યારે કોઈવાર જૂનાં સ્વપ્નાં યાદ આવતાં અને મારી સાથે નિત્ય સહકાર કરે એવી જોડીની ખોટ સાલતી—દિલમાં ઓચિંતો ઝાટકો લાગતો. પણ બીજી જ ક્ષણે હજાર હાથવાળી વિરાટ કિસાનશક્તિ પર મુસ્તાક થઈને હું ગૌરવપૂર્વક વિહરતો. અહીંના રસ્તાના કાદવથી રંગાએલાં, મેલાં અને ફાટેલાં કપડાં પહેરીને લાંબી ફાળ મારતો ફરતો ત્યારે ચોપાસ બાબરા ભૂતની છાપ પાડતો. છતાં મારા દિલમાં

જરાયે ઓછપ કે નાનમ લાગતી નહિ. ઊલટું હું તો કિસાની જમાતના સાચા પ્રતિનિધિરૂપ મારી જાતને ગણુતો અને ગમે તેવી સૂફીયાણી સમાજમાં કે જાહેર સભાઓમાં મેલાંઘેલાં કપડાં પહેરીને હું ખુશમિજાસથી મહાલતો. વળી માતર તાલુકામાં ગામડાંના કામની શરૂઆત કરી ત્યારથી લગભગ એક વરસના ગાળામાં સારા દેશની કિસાનસભા અને તેની કમિટીઓ રચાઈ, તેની પરિષદો ઘણાંયે રાજ્યોમાં ભરાઈ અને તેના તરફથી સરકારી અને જમીનદારોના જુલમનો મુકાબલો કરવાને ઠામઠામ લડતો ચાલતી— એ બધાનો વિચાર હું કરતો ત્યારે ભાવિ વિષે અપૂર્વ શ્રદ્ધાથી કોંગ્રેસનગરમાં જામતી કિસાનોની મોટી જમાત સાથે વાતોમાં તલ્લીન થતો.

કોંગ્રેસની મહાસમિતિમાં કિસાનોનો કાર્યક્રમ ચર્ચાયો ત્યારે હું ખાસ હાજર રહ્યો. સ્વામીજી અને રંગાજીએ જમીનદારી નાબૂદીની, દેવાની વસૂલાતની મોકૂફીની અને મહેસુલ-ગણોતમાં અડધા કાપની કલમ દાખલ કરવાને ઘણો આગ્રહ કર્યો. એક વખત તો સ્વામીજીએ સિંહગર્જના કરી કે જો કિસાનોની મૂળભૂત માગણીઓને સ્પષ્ટ નિશ્ચિત સ્વરૂપ નહિ અપાય તો મહાસભાની ખુલ્લી બેઠકમાં અને દેશમાં પણ વિરોધ કરવાની મને ફરજ પડશે. પરિણામે જમીનદારીની નાબૂદી સિવાયના થોડા મુદ્દા કોંગ્રેસના ઠરાવમાં સમાવવામાં આવ્યા.

આવી રીતે કોંગ્રેસી અને કિસાની નેતાઓ વચ્ચે મતભેદ દેખાયો તેના કંઈક પડઘા બહાર પણ પડ્યા. કોંગ્રેસ સેવાદળના સ્વયંસેવકો ચોપાસ બધી વ્યવસ્થા સાચવતા હતા તેમની અને કિસાનસભાના લાલ બિલ્લાવાળા કાર્યકરો વચ્ચે બોલાબોલી પરથી કંઈક ઝઘડો થયો. સદ્ભાગ્યે થોડી ઝપાઝપી થયા પછી બંને પક્ષના શાણપણથી મામલો શાંત થયો. પણ આવી બધી ગરમા-

ગરમી, મતભેદ અને જૂથબંધી થતાં અમે મનમાં એવો નિશ્ચય કર્યો કે હવે કૉંગ્રેસની સાથે કિસાનસભાની બેઠક યોજવાનો વખત પૂરો થયો છે; ભવિષ્યમાં આપણે આપણું આગવું સ્થળ જ પસંદ કરીને સ્વતંત્ર વ્યવસ્થા કરવી જોઈશે.

આવા સંયોગોમાં ૨૬–૨૭ ડિસેમ્બરના દિવસે કિસાનસભાની બેઠક મળી ત્યારે કૉંગ્રેસ સામે ઘણા જૂના મતભેદ કાયમ રહ્યા. સરકારી રાજબંધારણનો વિરોધ કરતાં કિસાનસભાએ દેશના જમીનદારો અને મૂડીપતિઓના સહકારથી પરદેશી સરકાર જે મધ્યસ્થ તંત્ર રચવા માગે છે તેની સાથે કંઈ પણ સહકાર કરવાનો ઇન્કાર કરીને તેને ખતમ કરવાનો આગ્રહ કર્યો. વળી કૉંગ્રેસને પણ સરકારનું પ્યાદું બનીને તેના હોદ્દા સ્વીકારવાનો ઇન્કાર કરવાની ચીમકી અપાઈ. પછી જમીનદારી પ્રથા નાબૂદ કરવાની, જમીનમહેસૂલની પ્રથા રદ કરીને તેને બદલે ખેતીને આવકવેરાના નિયમ લાગુ પાડવાના અને ખેડૂતોનાં દેવાં લગભગ રૂા. ૧૫૦૦ કરોડ સુધી વધી ગયાં છે તેને રદ કરવાની અથવા તેની વસૂલાત તત્કાળ મોકૂફ રાખવાની માગણીઓ ફરીથી પસાર કરીને તેને પૂરું પીઠબળ આપવાની ભલામણ કૉંગ્રેસને કરવામાં આવી.

આવતી ચૂંટણીમાં કૉંગ્રસ તરફથી જે ઉમેદવારો પસંદ કરવામાં આવે તેમને ટેકો આપવાનું ઠરાવવામાં આવ્યું. તેની સાથે કૉંગ્રેસે કિસાનસભાની માગણીઓને ટેકો આપવાનો વિરોધ કર્યો છે અને ઉમેદવારોની પસંદગી કરવામાં કિસાનસભાનો સહકાર સ્વીકારવાનો ઇન્કાર કર્યો છે, તે ધ્યાનમાં લઈને જે ઉમેદવારો આ સભાના આખા કાર્યક્રમને ટેકો આપવાનું વચન આપે તેમને જ હાર્દિક ટેકો આપવાનું ઠરાવવામાં આવ્યું. પછી લખનૌની બેઠક પછી નવ માસમાં સભાની પ્રવૃત્તિ અને લડતો ઘણાંખરાં રાજ્યોમાં ફેલાયાં છે તે વિષે સંતોષ જાહેર કરીને નવી મધ્યસ્થ

કમિટીમાં નક્કી કરેલા ધોરણસર પોતપોતાના પ્રતિનિધિ ચૂંટવાનો અનુરોધ કરવામાં આવ્યો. કિસાનસભાનું બંધારણ ઘડવાને સ્વામીજીના પ્રમુખપણા નીચે એક કમિટી નીમવામાં આવી. છેવટે દેશભરમાં કચડાયેલા ખેતમજૂરો અને જમીનદારોના ગણોતિયાની હાલતની તપાસ કરીને તેમને માટે રાહતનાં પગલાં સૂચવવાને સ્વામીજી, રંગાજી અને મારી કમિટી નીમવામાં આવી.

આ બધા ઠરાવો ઘડવામાં મેં રંગાજી અને બીજા સાથીઓ સાથે ભાગ લીધો; ઉપરાંત ફૈઝપુરની બેઠક મળી ત્યાં સુધીમાં મને ગામડાંના કિસાનોની મુસીબતો અને નીતિરીતિનો વધારે અનુભવ થયો, તે પરથી મેં કિસાન કાર્યકરો માટે લગભગ ૩૫ કલમોનું એક સર્વગ્રાહી સૂચનાપત્ર ઘડી કાઢ્યું. તેમાં સરકારી મુખી–તલાટી–નહેરના અધિકારી, તાલુકાના મામલતદાર, જંગલ–નહેર વગેરે ખાતાના ઉપરીઓ અને બીજા લહેણદારો, જમીનદારો અને તાલુકદારો, શાહુકારો અને બીજા લહેણદારો—આ બધાની સાથે રોજબરોજના વહીવટમાં સમજ અને સાવચેતીથી વર્તવાને વિગતવાર સૂચનાઓ આપી. ખાસ તો શાહુકારો, જમીનવેચાણના દસ્તાવેજો પર ખેડૂતોને ભરમાવીને સહીઓ લે છે અને તેમને માલ કે રકમ મળે છે ત્યારે તેની પહોંચ આપતા નથી તેથી થતું પારાવાર નુકસાન અટકાવવાને ખાસ તાકીદ આપી. પછી સહકારી મંડળીઓના કામમાં ભાગ લઈ સસ્તા દરે લોન લેવાની તેમજ ગામના મેળા, તહેવારોની ઉજવણી અને બીજા મનોરંજક કાર્યક્રમમાં હોંસથી ભાગ લેવાની પણ શિખામણ આપી. આ સૂચનાપત્ર વાંચીને સ્વામીજીએ પસંદ કર્યું અને પોતે સામાન્ય મંત્રી ચૂંટાયા પછી તેમણે પોતાના તરફથી તે પ્રકટ કર્યું.

ફૈઝપુરની બેઠકમાં ચૂંટણી વિષે થયેલા ઠરાવોથી આંધ્રમાં એક નાનું તોફાનનું મોજું ફરી વળ્યું. રંગાજીની સલાહથી

આંધ્રની કિસાન કમિટીએ જાનેવારીમાં એવો ઠરાવ કર્યો કે જે કોંગ્રેસી ઉમેદવારને તેનો ખાસ ટેકો જોઈતો હોય તેણે કિસાન-સભાના જાહેરનામાને ટેકો આપવાના ખાસ પ્રતિજ્ઞાપત્ર પર સહી કરવી પડશે. સરદાર વલ્લભભાઈને આની ખબર પડતાં તેમણે કાગનો વાઘ કર્યો અને આંધ્રની કોંગ્રેસ કમિટીને આવા પ્રતિજ્ઞા-પત્રનો ઠરાવ કરવા માટે રંગાજી સામે શિસ્તભંગનાં પગલાં લેવાનો ઈશારો કર્યો. સરદારના આ નિવેદનની જાણ થતાં રંગાજી ખૂબ અકળાયા. તેમણે સાચું જ કહ્યું કે, કોંગ્રેસના કોઈ ઉમેદવારનો કંઈ વિરોધ કરવાની વાત તો હતી જ નહિ—માત્ર હાર્દિક ટેકો જોઈતો હોય તેણે જ આ પ્રતિજ્ઞાપત્ર પર સહી કરવાની હતી. આ દૃષ્ટિથી સરદારની સખ્ત ટીકા કરીને રંગાજીએ પ્રતિજ્ઞાપત્ર પાછું ખેંચી લઈને ઝઘડાનો અંત આણ્યો. પછી સ્વામીજીએ સરદારના નિવેદનની બહુ સખ્ત શબ્દોમાં જડતી લીધી. સાથે સાથે તેમણે જણાવ્યું કે ઉત્તર પ્રદેશ, બિહાર, બંગાળ અને ઉત્કલમાં કોંગ્રેસ કમિટીએ કિસાનસભાની ભૂમિકાને ટેકો આપીને તેનો પૂરો સહકાર મેળવ્યો હતો તેથી જ ચૂંટણીમાં તેની જ્વલંત ફત્તેહ થઈ છે. રંગાજીએ પણ જાહેર કર્યું કે તેમણે ચૂંટણીમાં જમીનદારી વિરોધી નીતિ બુલંદ બનાવી તેથી બોબીલીના મહા-રાજા જેવા મોટા જમીનદારો હારી ગયા અને કોંગ્રેસના ઉમેદવારોની ભારે જીત થઈ છે.

ફૈઝપુરની કોંગ્રેસ પછી જાનેવારી માસમાં મને મુંબઈમાં જરા આરામ કરવાની તક મળી. ફૈઝપુરની બેઠકના બધા ઠરાવોનું લખાણ છપાવવાની તૈયારી કરતો હતો ત્યારે ભાવનગરના યુવક-સંઘના મંત્રી લક્ષ્મીદાસ દાણીએ જાનેવારીની આખરે ઉજવવાના યુવક-સપ્તાહમાં બેએક દિવસ ભાગ લેવાનું આમંત્રણ આપ્યું; મેં જવાબમાં સંમતિ દર્શાવી અને મહિનાની આખરે ભાવનગર જવાનું નક્કી કર્યું. ગુજરાતના જિલ્લામાંથી તો હદપારી હજી ચાલુ હતી.

તેથી તેમાં થઈને દેશી રાજ્યની પ્રજાનો સંપર્ક સાધવાની તક મેં ઝડપી લીધી. ભાવનગરમાં મેં રાષ્ટ્રીય યુવક પ્રવૃત્તિ વિષે અને દેશના ખેડૂતોની લડાઈ વિષે બે ભાષણ કર્યાં. રાતે બળવંતરાયભાઈ, ઠક્કર બાપા હરિજન આશ્રમ ચલાવતા ત્યાં બાળકોના વ્યાયામના અને મનોરંજનના પ્રયોગો જોઈને હું રાજી થયો.

ફેબ્રુઆરી માસમાં દેશભરમાં પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણી થઈ તેમાં ઘણાંખરાં રાજ્યોમાં કોંગ્રેસને સંગીન વધુમતી મળી અને અંગ્રેજ શાહીવાદે પાળીપોપીને માતબર બનાવેલાં જમીનદારી અને મૂડીવાદી તત્ત્વોની સખ્ત હાર થઈ. આમ હારેલા જમીનદારોએ ખાસ કરીને બિહારમાં કિસાનો પાસેથી તેમના કબજાભોગવટાની જમીનો ખૂંચવી લેવાનો મરણિયા પ્રયાસ આદર્યો અને તેથી તેનો સામનો કરતાં કિસાનોને ભારે બલિદાન આપવાં પડ્યાં.

મોંગીર જિલ્લામાં બારૈયા ટાલના એક મોટા વિસ્તારમાં હંમેશાં ચોમાસામાં પાણી ભરાઈ રહેતું. પણ શિયાળો આવતાં આસપાસના કિસાનો તેમાં ખેતી કરીને પોતાનો નિર્વાહ કરતા. જમીનદારો તરફથી તેમને હવે હાંકી કાઢવાની તજવીજ થતાં સેંકડો કિસાનોએ પોતાનાં સ્ત્રી–બાળકો સાથે મોંગીરના કલેકટરની કચેરી પર કૂચ કરી. થોડા દિવસ પછી કિસાનો પોતાની ખૂંચવેલી જમીનમાંથી ફસલ કાપી લઈ જાય છે એવી અફવા સાંભળીને પોલીસે કિસાનોના આગેવાન કાર્યાનંદ શર્માની અને બીજા સોએક કિસાનોની ધરપકડ કરી. પછી તે વિસ્તારમાં કંઈ સભાસરઘસ યોજવાની બંધી ફરમાવવામાં આવી. હવે જમીનદારો કિસાનોને આ ફળદ્રુપ જમીન પહેલાંની માફક પટે આપવાને બદલે તેમને કાયમને માટે હાંકી કાઢવાને સરકારની મદદ લેવાને મેદાને પડ્યા અને તેથી ખેડૂતો પોતાના જીવારા માટે લડી રહ્યા. આવી લડતના

હેવાલ દેશભરમાંથી મળતા હતા, તે લડતથી જ પંજાબ વગેરે અનેક રાજ્યોમાં કિસાનોનું સંગઠન આગળ ધપતું ગયું.

દેશભરની ચૂંટણીનાં પરિણામ પૂરાં જાહેર થઈ ગયાં પછી માર્ચની આખરે કોંગ્રેસની મહાસમિતિની ખાસ વિસ્તૃત બેઠક પ્રાંતિક સરકારની રચના વિષે વિચાર કરવાને દિલ્હીમાં મળી; તે જ વખતે કિસાનસભા તરફથી પણ બંધારણની અને બીજી કમિટીઓની સભા દિલ્હીમાં રાખવામાં આવી. વળી દિલ્હીમાં અને આસપાસના વિસ્તારમાં કિસાનોની કૂચ અને પરિષદો પણ યોજવામાં આવ્યાં. તેથી સ્વામીજી અને રંગાજી સાથે હું પણ દિલ્હી ઊપડ્યો. રંગાજીને ધારાસભાના સભ્ય તરીકે મળેલા ખંડમાં ઉતારો રાખીને હું કોંગ્રેસ કમિટીની ચર્ચા સાંભળવા ઊપડી ગયો.

ખરેખર, આ ચર્ચા મારે માટે ઘણી બોધદાયક નીવડી. કોંગ્રેસને જે રાજ્યોમાં વધુમતી મળી હતી તેમાં પ્રધાનપદ સ્વીકારવાનો ઠરાવ તેના મોવડીઓએ તૈયાર કર્યો હતો—માત્ર તેની શરૂઆતમાં મધ્યસ્થ સરકારના બંધારણ પર રાબેતા મુજબ સખ્ત પ્રહાર કરવામાં આવ્યા. આ ઠરાવને પંડિત માલવિયજી, ગાંધીજી, સરદાર વગેરેએ જુદી જુદી ભાષામાં ટેકો આપ્યો. જવાહરલાલજીએ મધ્યસ્થ સરકારના બંધારણને બાળવા, દફનાવવા, તોડવાનાં, ખતમ કરવાનાં—એવાં ઘણાં વચન ઉચ્ચાર્યાં. પણ છેવટે પ્રજાએ કોંગ્રેસ પર વિશ્વાસ મૂકીને મત આપ્યા છે તેથી તેની સેવા કરવાને રાજ્યોમાં હોદ્દા સ્વીકારવામાં સંમતિ દર્શાવી. અલબત્ત સમાજવાદીઓ અને સામ્યવાદીઓએ તેનો સખ્ત વિરોધ કર્યો. જૂના કોંગ્રેસી આગેવાનો પૈકી એક માત્ર દા. પટ્ટાભી સીતારામૈયાએ આ ઠરાવનો સખ્ત વિરોધ કર્યો. તેમણે એવું માર્મિક વાક્ય ઉચ્ચાર્યું કે આ ઠરાવ પહેલો તો જાણે હવાઈની માફક આકાશમાં ઊડે છે પણ પછી તેનો છેડો તો સૂરસૂરિયાની માફક ધબ દઈને ધરતી

પર પડે છે. એકંદરે બધી ચર્ચા સાંભળીને અમે ઘણા નિરાશ થઈ અમારા મુકામે પાછા ફર્યા.

હજુ અમારી નવી કેન્દ્રીય કિસાન કમિટી નિમાઈ નહોતી. તેથી કિસાનસભા તરફથી રંગાજીની, સ્વામીજીની અને મારી સહીથી એક વિસ્તૃત નિવેદન પ્રકટ કરવામાં આવ્યું. તેમાં શાહીવાદી સરકારની છત્રછાયા નીચે તેના પ્રાંતોના રાજ્યવહીવટ સંભાળવામાં કોંગ્રેસે તેની સાથે જે શરમભરેલો સહકાર આદર્યો છે તેનો સખ્ત વિરોધ કરવામાં આવ્યો. સાથે સાથે હવે કોંગ્રેસી પ્રધાનમંડળ રાજ્યોમાં રચવાનાં હતાં એ ધ્યાનમાં રાખીને કિસાની ધારાસભ્યોને અને કાર્યકરોને કિસાનોની મુસીબતો અને માગણીઓનો પૂરા ખંતથી અભ્યાસ કરવાનો, અને પ્રધાનોને હેરાન કરવાના ખ્યાલથી જરાયે અચકાયા વિના–તે માગણીઓની બુલંદ અવાજે ઘોષણા કરવાનો આદેશ આપવામાં આવ્યો. પછી જમીન–મહેસૂલનો ઘટાડો, જમીનદારીની નાબૂદી અને દેવાની માફીના ત્રણ મુદ્દા તારવીને કોંગ્રેસી સત્તાધીશો સમક્ષ રજૂ કરી તેનો તાકીદે નિકાલ કરવાની માગણી કરવામાં આવી. છેવટે કોંગ્રેસ અને તેમની સરકાર ગમે તે કરે કે ન કરે, પણ કિસાનોની મૂળભૂત બીજી વિગતવાર તાકીદની માંગણીઓનો દેશભરમાં તેજીથી પ્રચાર કરવાને સર્વને હાકલ કરવામાં આવી.

આ અરસામાં ૨૨મી માર્ચના રોજ મારા પ્રમુખપણા નીચે મીરત જિલ્લા કિસાન પરિષદ ભરવામાં આવી. તે પરિષદમાં સ્વામીજી, રંગાજી, જયપ્રકાશ નારાયણ, બી. પી. એલ. બેદી વગેરે ઘણા આગેવાનો પધાર્યા. તેમણે બધાએ પ્રવચન કર્યાં તેથી તે યાદગાર બની. આ પરિષદમાં સર્વેએ કિસાનોના જાહેરનામાને ટેકો આપ્યો અને અમારા નિવેદનનો અમલ કરવા ત્યાં હાજર રહેલા હજારો કિસાનોને અપીલ કરી.

આ બધી કામગીરીને અંગે અમે બધા દિલ્હીમાં રહ્યા ત્યારે અને અમારા પંજાબના સાથી બી. પી. એલ. બેદીનો અને તેમનાં જર્મન પત્ની ફ્રીડા બેદીનો પહેલો પરિચય થયો. ભાઈ બેદી અમારી ચર્ચાવિચારણામાં ભાગ લઈ મદદ કરતા ત્યારે તેમનાં પત્ની અનેક દિવસ સુધી ઘણી મહેનત કરીને અમારાં નિવેદન, ભાષણો વગેરે હાથે લખતાં અને પછી ટાઇપ કરીને જોઈતી નકલો તૈયાર કરતાં. આગલાં વરસ પછી પણ રંગાજીના સરસ ખંડમાં કલાકો સુધી ફ્રીડા બેદીએ કિસાનસભાની જે નિઃસ્વાર્થ સેવા પૂરી દિલસોજીથી કરી હતી તે માટે મારા દિલમાં આભારવૃત્તિ ઉભરાય છે.

થોડા મહિનામાં ઘણાંખરાં રાજ્યોમાં કોંગ્રેસ સરકાર રચાઈ ત્યારે કિસાનસભાએ પણ નવી ઢબની કામગીરી આદરી. આઝાદીની લડતના પ્રતિષ્ઠિત નેતાઓ પ્રાંતોનો રાજવહીવટ સંભાળે ત્યારે કિસાનસભાવાળાને તો "મોસાળ જમવાનું ને મા પીરસનાર" જેવો મીઠો અનુભવ થશે એમ ધારેલું. પણ કોંગ્રેસરાજનો કેવો ખટમીઠો અનુભવ અમને થયો તે હવે જોઈશું.

# ખંડ ૨ જો

## ૫. લડતને પંથે

સન '૩૭ના એપ્રિલ માસમાં બંગાળમાં બાંકુરા જિલ્લામાં પ્રાંતિક કિસાન પરિષદ મળી તેમાં કિસાનોની અનેક સ્થાનિક માગણીઓ રજૂ થઈ. પછી બર્દવાન જિલ્લામાં દરેક કિસાન પાસેથી નહેરના કરની ફરજિયાત વસૂલાતની સામે સખ્ત લડત ચાલુ થઈ એટલે સરકારે દમનનો કોરડો ચલાવ્યો. બિહારમાં બરૈયા તાલમાં અને બીજાં અનેક ગામે બકાસ્ત[1] જમીનની લડત ચાલુ રહી, ત્યારે ગયા જિલ્લામાં ટીકારી રાજના એક ગામે ખેડૂતોએ અહિંસક લડત કરીને આશરે એક હજાર એકર જમીન જમીનદારો પાસેથી મેળવી. બિહારમાં કિસાન પરિષદ મળી તેમાં જમીનદારોની નાબૂદી અંગે અને સ્થાનિક માગણીઓ વિષે એક શાનદાર ઠરાવ પસાર કરવામાં આવ્યો. પ્રમુખ રંગાજી પંજાબ અને ઉત્તર પ્રદેશમાં ઝડપી પ્રવાસ કરીને કિસાન પ્રવૃત્તિનો પારો

૧. જમીનદારી રાજ્યોમાં ખેડૂતની તેનાં કબજાની જમીનમાંથી હકાલપટ્ટી થાય ત્યારે તે "બકાસ્ત" થાય. આવી 'બકાસ્ત" જમીન પાછી મેળવવાની લડત ચોપાસ ચાલતી.

ચઢાવતા ગયા. દેશભરમાં મે દિન પાળવાની હાકલ રંગાજી અને સ્વામીજીએ કરી તેથી તે માટે ચોપાસ તૈયારીઓ થવા લાગી.

એપ્રિલ માસની ૧૬મી તારીખે કાઠિયાવાડ વિદ્યાર્થી પરિષદ મારા પ્રમુખપદ નીચે રાજકોટમાં મળી તેમાં પણ એ પ્રદેશની નવી ચેતનાનાં દર્શન થયાં. આગલી સાલ ઉનાળામાં અમરેલીમાં ગ્રીષ્મ શાળા મળી તેના સંસ્કારને લીધે રાજકોટમાં જૂન માસના આરંભમાં વિદ્યાર્થી સપ્તાહ ઉજવાયું હતું. પછી એ જ માસમાં મુંબઈ યુનિવર્સિટીની મેટ્રિકની પરીક્ષાનાં પરિણામમાં મોટા ભાગના વિદ્યાર્થીઓની કત્લેઆમ થઈ હતી. તેથી મુંબઈના વિદ્યાર્થીઓએ ભારે ઊહાપોહ જગાવ્યો હતો અને તેની અસર સૌરાષ્ટ્રના વિદ્યાર્થી-ઓમાં ફેલાઈ હતી. '૩૭ના વરસના આરંભમાં ભાવનગરમાં યુવક સપ્તાહ ઉજવાયું હતું. પછી માર્ચ માસમાં રાજકોટની મિલમાં હડતાલ પડી હતી, ત્યારે વિદ્યાર્થીઓએ કામદારો તરફથી ઝુકાવ્યું હતું. આ બધા સંસ્કારને લીધે વિદ્યાર્થી પરિષદ મળી ત્યારે તેના પ્રચારમાં, ચર્ચાઓમાં અને ઠરાવોમાં સારા પ્રદેશના વિદ્યાર્થીઓએ પૂરી અક્કલ-હુંશિયારીથી ભાગ લીધો.

પરિષદના પ્રમુખ તરીકે મેં જે ભાષણ કર્યું તેમાં આઝાદીની લડતોમાં આ પ્રદેશના જુવાનોએ જે યશસ્વી ભાગ લીધેલો તેને અંજલિ આપી; વિદ્યાર્થીઓને કવચિત થયેલા અન્યાયની સામે રાજકોટના વિદ્યાર્થી મંડળે લાંબી લડતો ચલાવીને પોતાનો વાવટો ફરકતો રાખ્યો છે તેની તારીફ કરી; ચોપાસ કરોડો ગરીબોનાં દુઃખ અને ગુલામીની જે હોળી સળગે છે તેને ખતમ કરવાની કે તેમાં ખતમ થવાનો ધર્મ તેમને સમજાવ્યો; બ્રિટિશ રાજની અને તેના દલાલ જેવા રાજારજવાડાની ગુલામીનાં બંધનો તોડીને

સમાજની નવી રચના કરવાની સૂચના આપી; તેમ શાળાઓના કનિષ્ઠ અભ્યાસક્રમ અને ઝેરીલાં પાઠ્યપુસ્તકોની સામે આંદોલન ચલાવવાને એલાન કર્યું. આ બધી ભારે જવાબદારી ઉઠાવવાને વિદ્યાર્થી મંડળને મજબૂત કરવા, અને તેની મારફત વિદ્યાર્થી અભ્યાસ વર્ગો, રાત્રીશાળા, ચર્ચાની મિજલસો વગેરે ચલાવવા મેં હાકલ કરી.

મારી સૂચનાઓના ધોરણે અને વિદ્યાર્થીઓની પરિસ્થિતિને અનુરૂપ ઠરાવો પરિષદમાં પસાર થયા. છેવટે કાઠિયાવાડનાં શહેરો અને ગામોમાં સ્થપાતાં વિદ્યાર્થી મંડળોને સાંકળવા કાઠિયાવાડ મધ્યસ્થ વિદ્યાર્થી સંઘની સ્થાપના કરવાનું અને તેને મુંબઈ ઇલાકાના વિદ્યાર્થી સંઘ સાથે જોડવાનું ઠરાવવામાં આવ્યું.

મે દિન દેશભરમાં શાનદાર રીતે ઊજવાયો. તે ઉજવણીના પડઘા શમ્યા નહોતા તેવામાં મુંબઈરાજનાં કૉંગ્રેસી વર્તુળોમાં એક મોટી જાદવાસ્થળી જામી અને તેને છાપાંમાં ઝળકાવવા મેં પહેલ કરી. દિલ્હીમાં કૉંગ્રેસની મહાસમિતિ જે રાજ્યોમાં તેના સભ્યોની વધુમતી હોય ત્યાં સત્તાનાં સૂત્ર સ્વીકારવાનું ઠરાવ્યું હતું. થોડા મહિના બાદ ગાંધીજીનો આદેશ મળતાં મુંબઈમાં કૉંગ્રેસ પક્ષના નેતા ચૂંટી કાઢવાને ધારાસભ્યોની સભા બોલાવવામાં આવી.[1] સરદાર વલ્લભભાઈની આગેવાની નીચે એ સભા મળે તે પહેલાં જે ખાનગી મસલતો કૉંગ્રેસી મંડળમાં ચાલતી હતી તે

---

૧. દિલ્હીમાં શીખાવામાં રાજ્યોમાં પ્રધાનપદ સ્વીકારવાનું ઠરાવવામાં આવ્યું હતું. પછી ગાંધીજીએ અંગ્રેજ સરકારને સૂચવ્યું કે તેમના ગવર્નરે પ્રધાનોના કારભારમાં આડખીલી નાંખવી નહિ. તે સૂચન મંજૂર થતાં જરા વાર લાગી તેથી આ ચૂંટણી જરા મોડી થઈ.

વિષે મને એવી વિશ્વાસપાત્ર માહિતી મળી કે કોંગ્રેસી ધારાસભ્યોમાં છટાદાર વક્તા અને લડાયક રાજપુરુષ તરીકે વીર નરીમાન જ સર્વોપરી સ્થાન ધરાવતા હોવા છતાં તેમને બાજુએ મૂકીને ચૂસ્ત ગાંધીવાદી સોલિસિટર બાળ ગંગાધર ખેર તરફ જ પસંદગી ઢળી રહી છે. હું પોતે તો સન ૧૯૧૬થી ખેરને બહુ સારી રીતે ઓળખતો ને તેમની સાથે એક ખંડમાં બેસીને બેએક વરસ વકીલાત પણ કરેલી. મારી દૃષ્ટિથી ખેર એક શાણા સન્નિષ્ઠ સદ્ગૃહસ્થ હતા. પણ રાજકારણમાં–તેમણે ક્વચિત સત્યાગ્રહ કર્યો હોય તે સિવાય–કોઈ આગળ પડતો ભાગ લીધો નહોતો. રાજકીય અને સાર્વજનિક પ્રતિષ્ઠાની દૃષ્ટિથી નરીમાન ખેરને ક્યાંય ટપી જાય એ તદ્દન દેખીતું હતું. છતાં તેમને ખોરંભે નાખીને ખેર જેવા ગાંધીભક્તને પક્ષના નેતા તરીકે–એટલે ભવિષ્યના મુંબઈ રાજના પંતપ્રધાન તરીકે–ચૂંટવામાં સરદાર અક્ષમ્ય પક્ષપાત કરે છે એવી મારી ખાતરી થઈ. એક દિવસ સવારે નવ વાગ્યે હિન્દુસ્થાન કાર્યાલયમાં બધી માહિતીની ખાતરી કરીને મેં ખાસ ખબરપત્રીને નામે અંગ્રેજીમાં સમાચારપત્ર તૈયાર કરીને હોર્નીમેનના સાંજના અંગ્રેજી દૈનિક પત્રમાં પ્રકટ કરવા મોકલ્યો. તે જ સાંજે "બૉમ્બે સેન્ટિનલ"ના અંકમાં ભડકાવનારાં મોટાં મથાળાં નીચે મારું આખું લખાણ પ્રકટ થયું. તેમાં એક બાજુએ નરીમાનની અને બીજી બાજુએ સરદારની છબી પ્રકટ થઈ. મારા લખાણની બીજી એક નકલ હિન્દુસ્થાનમાં આપેલી, તેથી તેમાં પણ આખો પત્ર ગુજરાતીમાં પ્રકટ થયો. તેમાં મેં લખ્યું કે કોંગ્રેસ પક્ષની નેતાગીરીના સાચા હકદાર વીર નરીમાનને પદભ્રષ્ટ કરવાનું એક કાવતરું રચાયું છે અને તેની સાથે કોંગ્રેસ મોવડી મંડળના સરદાર પટેલ ઘણો નિકટનો સંબંધ ધરાવે છે. મુંબઈના બેતાજ બાદશાહ એવા નરીમાન નેતા થવાને પૂરેપૂરી લાયકાત ધરાવતા હોવા છતાં તેમના આઝાદ મિજાજ અને વ્યક્તિત્વને લીધે જ તેમના નામ પર ચોકડી

મૂકવામાં આવી છે. બીજે દિવસે અને ત્રીજે દિવસે પણ આ ચર્ચામાં ઉમેરવા જેવો જે મરીમસાલો મળ્યો તેમાંથી ખાસ બાતમીદારના હેવાલ બનાવીને તે "સેન્ટિનલ" અને હિન્દુસ્થાન પત્રને મોકલ્યા અને તે મોટાં મથાળાં નીચે પ્રકટ થયા.

સરદાર તે વખતે મુંબઈમાં જ હતા. આ બે પત્રોમાં એક સરખા હેવાલ પ્રકટ થયેલા જોઈને તેનો લેખક મારા સિવાય બીજો કોઈ ન હોય એવી ખાતરી થઈ. અમદાવાદના મારા જૂના મિત્ર દાદા સાહેબ માવલંકર પણ ધારાસભામાં ચૂંટાયેલા હોવાથી તે આ દિવસોમાં સરદારને મળ્યા ત્યારે મને રૂબરૂ મળીને બને તો મને આ છાપાબાજીમાંથી વારવાને તેમને સૂચન કર્યું. તેથી મારી ઑફિસે ટેલીફોન કરીને માવલંકર મને મોડી સાંજે મળવા આવ્યા, તે વખતે નસીબના સંયોગે સેન્ટિનલના ઉપતંત્રી ઇઝેકીએલ મળવા આવ્યા હતા, એમની ઓળખાણ થતાં માવલંકર સ્વાભાવિક રીતે મારો ભેદ પારખી ગયા. તે પત્રકાર ગયા પછી મારા પ્રચાર વિષે તેમણે પૂછપરછ કરી એટલે તરત મેં કહ્યું કે હું જ મારી બાતમી પરથી છાપામાં લખું છું. તે સાચી કે વિશ્વાસપાત્ર ન હોય એવી શંકા માવલંકરે રજૂ કરી ત્યારે મેં તરત કહી દીધું કે મેં કંઈ મુંબઈનાં બધાં છાપાંનો ઈજારો નથી લીધો અને સરદારને જે ખુલાસા કે જવાબ આપવા હોય તે તેમનાં છાપાંની કટારોમાં આપી શકે છે. આમ મેં બહુ ખુશ મિજાસથી પણ જોશીલી જબાનમાં રોકડું પરખાવ્યું એટલે થોડીવારમાં માવલંકરે જૂની મીઠી યાદ તાજી કરીને રજા લીધી.

આ ખેર–નરીમાન પ્રકરણ થોડા વખતમાં તો બીજા અંગ્રેજી, ગુજરાતી, મરાઠી અને હિન્દી પત્રોમાં ચર્ચાતું હતું તે દરમ્યાન મુંબઈની ધારાસભાના કૉંગ્રેસના નેતા તરીકે ખેર ચૂંટાઈ ગયા. સ્વાભાવિક રીતે મેં નરીમાનનો તેમજ બીજા સમાજવાદી અને

ઉદ્દામ જૂથોનો સંપર્ક સાધ્યો તે પરથી નેતાની ચૂંટણીમાં નરીમાનને થયેલા ભયંકર અન્યાયનું નિવારણ કરવાને કોંગ્રેસ કારોબારીને મોકલવાને એક ટૂંકી અરજી છપાવીને તેના ઉપર મુંબઈના હજારો નાગરિકોની સહી કરાવવાનું નક્કી થયું. બીજી પાસ નરીમાનને થયેલા ગંભીર અન્યાયની સામે વિરોધ કરવાને એક જાહેર સભા ભરવાનું અમે ઠરાવ્યું. આ પ્રચાર દરમ્યાન હું ખારમાં ઊર્મિલાબેન મહેતાને મળીને આ વિષયની ચર્ચા વખતોવખત કરતો. તેથી આ સભા ચોપાટીના સાગરકાંઠે મળી ત્યારે તેમણે જ પ્રમુખસ્થાન લઈને કોંગ્રેસ મોવડી મંડળની ખબર લીધી. થોડાં અઠવાડિયાંમાં સમૂહ અરજી પર હજારો નાગરિકોની સહીઓ થઈ, ત્યારે ઊર્મિલાબેને જ પોતાના કાગળ સાથે તે કોંગ્રેસના પ્રમુખ જવાહરલાલજીને મોકલી આપી.

છેવટે ગાંધીજીની સલાહથી આ નરીમાન પ્રકરણની પૂરી તપાસ કરીને યોગ્ય ભલામણ કરવાને દા. બહાદુરજીને કોંગ્રેસ કારોબારીએ નીમ્યા. મહિનાઓ પછી ભલા ડાકટર સાહેબે ખેરની ચૂંટણીને વાજબી ઠરાવી ત્યારે તો તે મુંબઈ રાજના પંતપ્રધાન ચૂંટાઈ ગયા હતા. અલબત્ત તેમના હોદ્દામાં જરાયે ફેરફાર થવાની કોઈએ આશા રાખી નહોતી. છતાં કોંગ્રેસે પહેલી જ વાર પ્રધાનપદાં સ્વીકાર્યાં ત્યારે શરૂ થયેલી આ ચર્ચા વરસેક સુધી દેશભરમાં જાગતી રહી. તેથી બધાંયે રાજમાં કોંગ્રેસના વહીવટ સામે કિસાન-સભા, કામદાર કોંગ્રેસ, સમાજવાદીઓ વગેરે જે આંદોલન જગાવતા હતા તેમને માટે અનુકૂળ વાતાવરણ સરજાયું.

જુદા જુદા રાજમાં કોંગ્રેસ પક્ષ રાજસત્તા હાથ ધરવાની તૈયારીઓ કરતા હતા તે વખતે તેમની પાસેથી બને તેટલી રાહત સત્વર મેળવવાને કિસાન કાર્યકર્તાઓ ઝપાટા મારવા લાગ્યા. આ વરસે ઘણાંખરાં પાટનગરમાં અને જિલ્લાના શહેરોમાં પણ મે દિન

ભારે ઉત્સાહથી ઉજવાયો. પંજાબ, પતિયાળા, ઉત્કલ, બંગાળ વગેરે પ્રાંતોમાં કિસાન પરિષદો, સંમેલનો મળતાં ગયાં અને રાજની અને જિલ્લાની કક્ષાએ સંગઠન મજબૂત થતાં ગયાં. વરાડમાં તો જમીનમહેસૂલમાં થયેલો તાજો વધારો રદ કરવાને ધોળે દિવસે મશાલ સરઘસ કાઢવામાં આવ્યું. પછી તે માટે બાપુ સાહેબ આણેના પ્રમુખપણા નીચે એક ખાસ કમિટી નીમવામાં આવી. મહારાષ્ટ્રમાં નહેર ખાતાની જોહુકમી અને આપખુદી સામે વંટોળ જાગ્યો. હવે અંગ્રેજ સરકારને બદલે આપણા જ જૂના જાણકાર અને વિશ્વાસપાત્ર રાષ્ટ્રીય નેતાઓ પાસેથી જ નાનીમોટી રાહત સત્વર મેળવવાને દેશભરમાં સર્વ પક્ષના કાર્યકરો દોડધામ કરવા લાગ્યા.

દરમ્યાન રાજસત્તા સ્વીકારતાં પહેલાં ગાંધીજીએ હિન્દી વજીર સાથે પત્રવહેવાર કરીને એવી બાંહેધરી માગી કે રોજના વહી-વટમાં ગોરા ગવર્નરો તરફથી કંઈ સ્વચ્છંદી દરમ્યાનગીરી નહિ થાય. થોડાં અઠવાડિયાંમાં ગાંધીજીને સરકારની બાંહેધરીથી સંતોષ થયો. ત્યાર પછી બધાં રાજ્યોમાં કૉંગ્રેસ તરફથી પ્રધાનપદાં સ્વીકારવાની શરૂઆત થઈ. તે વખતે બીજા પ્રાંતમાં તેમ ગુજરાતમાં પણ નવી જાગૃતિની નિશાનીઓ દેખાતી ગઈ.

ખેડા જિલ્લાના એક ખેડૂત અગ્રેસર વેણીભાઈ પટેલે આણંદમાં ખેડૂતોની સભા મેળવીને ખેડૂતોની તાકીદની માગણીઓનો ખરડો તૈયાર કર્યો અને તે હાંસલ કરવાને ખેડૂત સંઘની સ્થાપના કરી. એપ્રિલની આખરે રાજકોટમાં ઘણાં રાજ્યો અને જૂના ખેડૂતોનું એક સંમેલન મારા પ્રમુખપણા નીચે મળ્યું. તેમાં છેક હલકી જમીન પર લેવાતું મહેસૂલ રદ કરવાની, રાજકોટ રાજમાં ખેડૂતોના મહેસૂલ તરીકે ઊપજનો ત્રીજાને બદલે ચોથો ભાગ લેવાની, રાજ્યો, એજંસી અને તાલુકદારોનાં જૂનાં દેવાં નાબૂદ કરવાની, ચરાઈના

અને એવા બીજા જુલમી વેરા રદ કરવાની અને ફરજિયાત વેઠ-વેરાની જુલમી પ્રથા બંધ કરવાની માગણીઓ રજૂ થઈ. હવે દેશી રાજની પ્રજાને પણ મુક્તિનો કાળ નજીક આવતો લાગ્યો તેથી તેમણે બ્રિટિશ પ્રાંતના ખેડૂતોની માફક પોતાના હક્કની ઘોષણા કરવા માંડી.

વળી રંગાજીના વતન નીદુબ્રોલુમાં તેમના જ બાપદાદાના વિશાળ ભવનમાં દર સાલ ગ્રીષ્મશાળા ચલાવવામાં આવતી તેની મુલાકાત મે માસમાં મેં લીધી. ત્રણ સાલથી આ શાળામાં જુવાન કિસાનો તેમના ધંધાને સ્પર્શતા આર્થિક અને રાજકીય વિષયોનો અભ્યાસ કરતા. એ ભવનમાં સામાન્ય તેમજ કિસાની વિષયનું સારું પુસ્તકાલય ચાલતું અને કુદરતના બહારમાં ચાળીસેક કિસાની સ્ત્રી-પુરુષોને એક મહિના સુધી અભ્યાસ કરવાની અને પ્રવચનો સાંભળવાની તક મળતી. કિસાનોનાં જોશીલાં ગીતમાં તેમના કુદરતી હકની બુલંદ ઘોષણા સાંભળીને હું પ્રભાવિત થયો. રંગાજી સાથે તેમના જ બાપદાદાના જૂના ઘરમાં બેસીને કિસાનોની સમસ્યાની ચર્ચા કરવાની મને જે મજા પડી તે હું કદી ભૂલીશ નહિ.

રંગાજીની રજા લઈને હું રેલગાડીમાં બેસી મદ્રાસની દિશામાં આવેલા કોતાપટ્ટમ સ્ટેશને, આંધ્રની કિસાનસભા તરફથી ચાલતી ગ્રીષ્મશાળામાં ભાગ લેવાને ઊતર્યો. આ નાના ગામમાં ૩૦૦–૩૫૦ યુવાનો અને યુવતીઓ એક વિશાળ ખંડમાં કિસાનોને લગતા વિવિધ વિષયો વિષે સવારે અને સાંજે બેત્રણ કલાક પ્રવચન સાંભળવાને એકત્ર થતાં. તેમને મોટી ધર્મશાળા જેવા વિશાળ મકાનમાં ઉતારો આપ્યો હતો અને ત્યાં સવારમાં થોડી કસરત અને કવાયત કરીને તે સર્વ વર્ગમાં હાજર થતાં. શરૂઆતમાં મેં આયર્લેન્ડની આઝાદીની લડત અને ખેડૂતોનાં આંદોલન વિષે ટૂંક વ્યાખ્યાન આપ્યાં. પણ તેમાં શ્રોતાઓને ઝાઝો રસ પડ્યો નહિ.

જ્યારે ગાંધીજીની નીતિરીતિ પર મારી ગરમાગરમ ટીકાઓની ઝડીઓ વરસી ત્યારે સર્વ ખૂબ હર્ષનાદ કરીને સાંભળવા લાગ્યાં. તે વિષે પ્રકટ થયેલા મારા પુસ્તકની મેં જાણ કરી ત્યારે તેની માગણી થઈ; પણ દુર્ભાગ્યે મારી પાસે એકે નકલ નહોતી. આ પ્રવચન ચાર–પાંચ દિવસ સવાર–સાંજ ચાલ્યાં તે દરમ્યાન ઘણાં વિદ્યાર્થીઓ મારા મુકામ પર આવતાં અને ઘણી ચર્ચા કરીને પોતાનું ખમીર બતાવતાં.

હું ત્યાંથી મુંબઈ પાછો ફર્યો તે પછી એક દિવસ મેં અખબારોમાં વાંચ્યું કે આ શાળાના જે જુવાનો કસરત–કવાયત કરતાં હતાં, તેમની પ્રવૃત્તિ વિષે ભ્રામક હેવાલ મળતાં અંગ્રેજ સરકારે આખી સંસ્થાને ગેરકાયદેસર જાહેર કરી તે સંસ્થાને રીતસર વિખેરવાને પોલીસની લાઠી નિર્દય રીતે ચલાવવામાં આવી. કિસાનસભાના સંગઠન અને પ્રચારના પ્રભાવથી—પરદેશી સરકાર કેટલી ગભરાતી હતી તે આ ઉપરથી દેખાયું.

બિહારમાં મે દિનની ઉજવણી પ્રસંગે સ્વામીજીએ દશ હજાર કિસાનોની એક સભાને લડતનો એક સંદેશો સંભળાવ્યો. થોડા જ દિવસ પછી ગયામાં કૉંગ્રેસ તરફથી મળેલી જિલ્લા પરિષદના પ્રમુખસ્થાનેથી રાજેન્દ્રબાબુએ જમીનદારી પ્રથા નાબૂદ કરવાની હાકલ કરી. હજી દેશની કોંગ્રેસે તેના જાહેરનામામાં આ મુદ્દો સમાવ્યો નહોતો ત્યારે રાજેન્દ્રબાબુએ આવી પહેલ કરી તેથી કિસાનસભાની પ્રવૃત્તિને ઘણું ઉત્તેજન મળ્યું. તેમના જ પ્રાંતમાં સ્વામીજી રોજ ને રોજ જમીનદારીનો મૃત્યુઘંટ વગાડતા હતા તેથી રાજેન્દ્રબાબુને કદાચ ચાનક લાગી હોય, ગમેતેમ હોય, પણ તેમના જેવા કૉંગ્રેસના ઉચ્ચ કક્ષાના અગ્રેસરે અને ગાંધીજીના એક જૂનામાં જૂના સાથીએ આ ઘોષણા કરી તેથી દેશના કિસાન કાર્યકરોને ઘણી પુષ્ટિ મળી.

બીજી પાસ કેટલાક જુનવાણી કૉંગ્રેસી અગ્રેસરોએ કિસાન-સભાની વધતી જતી પ્રવૃત્તિને ડામવાને કંઈ યોજના ઘડવા માંડી. ઉત્કલના નીલકંઠ દાસે જાહેર નિવેદન કર્યું કે કિસાનસભાએ કૉંગ્રેસ સમાજવાદી પક્ષની માફક કૉંગ્રેસના અંગરૂપે જ બનીને રાષ્ટ્રીય સંસ્થા સાથે એકવાક્યતા સાધવી જોઈએ. આ વિષે છાપાની કાપલી જોતાં સ્વામીજીએ તેમાં કૉંગ્રેસના એક મોટા જૂથના વિચારનો પડઘો પારખીને તેની સખ્ત ટીકા કરી. તેમણે સાફ કહ્યું કે અમારે જમીનદારો, શાહુકારો વગેરે માલદાર વર્ગ સામે સખ્ત લડત કરવી છે તેથી અમારું સંગઠન અલગ રહેવું જ જોઈએ. તેમણે ઉમેર્યું કે બંગાળમાં ગણોતિયા સંબંધી કાયદામાં જમીનદાર તરફી સુધારા થયા તેને સ્વરાજપક્ષે પૂરો ટેકો આપ્યો છે; તેથી હવે આજના કટોકટીના કાળમાં સત્તાધારી કૉંગ્રેસનો કંઈ ભરોસો રાખી શકાય નહિ, અને તેના તાબેદાર થવાનું કિસાનસભાને પાલવે નહિ. સ્વામીજીએ દાખલાદલીલોથી ભરપૂર જડબેસલાક નિવેદન કર્યું તેથી ફરીથી તેવું સૂચન કરવાની કોઈની હિંમત ચાલી નહિ.

દરમ્યાન મધ્યપ્રાંત જેવાં અણખેડાયેલાં રાજ્યોમાં પણ કિસાન-સભાનું પગરણ થયું. મે માસની આખરે નાગપુર તાલુકાની અને બેતુલ જિલ્લાની કિસાન પરિષદના પ્રમુખ તરીકે મેં કિસાનસભાનો સંદેશો આપ્યો. બેતુલ જેવા આદિવાસી પ્રજાના મોટી વસ્તીવાળા જિલ્લામાં આખા મધ્યપ્રાંતને આવરી લેતી માલગુજારી પ્રથા નાબૂદ કરવાનો ઠરાવ કરવામાં અમે પહેલ કરી. સ્થાનિક આદિવાસીઓની અસંખ્ય મુસીબતોનું મૂળ, અંગ્રેજ સરકારે માલગુજરોને બધી જમીન પર આપેલા પટાઈદારના હકમાં જ અમને દેખાયું. પચાસ વરસ માટે માલગુજરો સરકારી મહેસૂલના ઉઘરાતદાર તરીકે નીમાયા ત્યારે તેમને કુલ રકમના ચાલીશ ટકા દલાલીમાં લેવાનો હક આપ્યો હતો. પણ તે ઉપરાંત બીજા અનેક કર–વેરા ખેડૂતો પાસેથી તે ઠોકી લેતા. તેથી તે પ્રથા ખતમ કરીને નવો યુગ વર્તાવવાની

માગણી પરિષદમાં કરવામાં આવી. પછીથી બેતુલના ધારાસભ્ય બિહારીલાલ પટેલના પ્રમુખપણા નીચે નાગપુર જિલ્લાની કિસાન પરિષદ મળી અને મધ્યપ્રાંતના કોંગ્રેસી આગેવાન દા. ખરેના પ્રમુખપણા નીચે બેતુલ જિલ્લાની રાજકીય પરિષદ મળી. તેમાં પણ માલગુજારીની પ્રથા નાબૂદ કરવાના ઠરાવ પસાર થયા.

જૂન માસમાં ઘણા પ્રાંતમાં સત્તાના સ્વીકાર માટે કોંગ્રેસ મોવડી મંડળ તરફથી વિગતવાર યોજનાઓ ઘડાતી હતી ત્યારે કિસાનસભાની આગેકૂચ ચાલુ રહી. જે ઉત્કલ પ્રાંતમાં જ કિસાનોના આઝાદ સંગઠન સામે એક કોંગ્રેસી અગ્રેસરે નિવેદન કર્યું હતું તેની જ પ્રાંતિક કિસાનસભાએ આ ચર્ચાનો ઉપસંહાર કરી દીધો. તેણે સાફ જણાવ્યું કે કોંગ્રેસની બેઠકમાં કિસાનોને પોતાનું વર્ગીય સંગઠન કરવાનો હક આપ્યો છે તે અબાધિત રહેવો જ જોઈશે. તે જ વખતે સ્વામીજીએ ઉત્તર પ્રદેશમાં ઝડપી પ્રવાસ કરીને બને ત્યાં કિસાનસભાની શાખાઓ સ્થાપવા માંડી. રંગાજીએ આંધ્રમાં કિસાન પરિષદ મેળવીને તાજા સુધારેલા હકનામાની મંજૂરી મેળવી અને તેમના સારા પ્રાંતમાં ચાર માસની કિસાનકૂચની યોજના કરી. હવે કિસાનસભાને પાકા પાયા પર મૂકવાને તેનું વિગતવાર બંધારણ ઘડવાને મહાસમિતિની તેમજ બીજી પેટાકમિટીની સભા જુલાઈ માસમાં બિહારમાં બોલાવવામાં આવી.

જુલાઈના આરંભમાં રંગાજીએ ૧૨૦ દિવસની આંધ્રની કિસાન કૂચનું ઉદ્‌ઘાટન કર્યું ત્યારે બંગાળમાં કિસાનસભાની વધતી શક્તિને તોડવાને સરકારની નિષ્ફળ દમનનીતિના સમાચાર મળ્યા. સારા બંગાળમાં જૂનામાં જૂની કિસાન કમિટી ટિપેરામાં હતી. તે હવે બંગાળની નવી કિસાનસભામાં જોડાઈ ગઈ. તે જ વખતે ત્યાંની સરકારે ચોવીસ પરગણામાં ભરવા ધારેલી કિસાન પરિષદ પર બંધી ફરમાવી; ત્યાં ભેગા થયેલા કેટલાય કિસાનોની ધરપકડ કરી અને

બીજા કેટલાયના જામીન લીધા. નવાઈની વાત તો એ હતી કે ત્યાં ૧૪૪ કલમ જાહેર થયા પછી તેનો ભંગ કરીને સરકારી અમલદારોએ અને જમીનદારોએ સભા ભરીને કિસાનસભા પર ગાળોનો વરસાદ વરસાવ્યો !

જુલાઈની ૧૪–૧૫ તારીખે મધ્યસ્થ કિસાન સમિતિની સભામાં હાજરી આપવા હું ગયા સ્ટેશને પહોંચ્યો. થોડી જ વારમાં સ્થાનિક અગ્રેસર જદુનંદન શર્મા બધા મહેમાનો માટે જરૂરી ખાદ્યખોરાકીની ચીજોથી ભરેલી મોટર લઈ ને મને મળ્યા; એટલે તેમની સાથે જ હું નિયામતપુર ગામે પહોંચ્યો. આ ગામમાં કિસાનસભાની કાયમની છાવણી હતી તેથી ત્યાં ચારે બાજુએથી જે ખેડૂતો આવે તેમની ફરિયાદો નોંધવાને કાર્યકરો ટેબલ પર તૈયાર બેસતા. બીજા સ્વયંસેવકો સવારનો નાસ્તો કરીને જ્યાં જરૂર પડે ત્યાં ખેડૂતોની વહારે દોડી જવાને તૈયાર રહેતા. વિશાળ આંબાવાડિયા અને ફસલથી છવાયેલાં મોટાં ખેતરમાં નાનાં ઝૂંપડાં જેવાં મકાનો હતાં અને કમિટીના મિલન માટે સારો સભાખંડ હતો. એકંદરે બધી વ્યવસ્થા સાદી, સોંઘી અને કિસાનકામ માટે આદર્શરૂપ લાગી.

અહીં સ્વામીજી તો પહેલેથી હતા. પછી રંગાજી, બંગાળના બંકિમ મુકરજી અને દત્ત મઝુમદાર, બિહારના અવધેશપ્રસાદ સિંહ વગેરે સભ્યો આવી પહોંચ્યા. પહેલે દિવસે તો કિસાનસભાના બંધારણનો જે ખરડો પ્રગટ થયો હતો, તેમાં થોડાઘણા સુધારાવધારા કરીને તે પસાર કરવામાં આવ્યો. સાંજના સ્વામીજીએ આંબાવાડિયાના વિસ્તારમાં કિસાનોની જાહેર સભા રાખી હતી. તેમાં અમે તો અમારા જાહેરનામાના કંઈક કંઈક મુદ્દા લઈ બોલ્યા ત્યારે સ્વામીજીએ જે જે તકલીફથી તે વખતે ખેડૂતો પીડાતા હતા તે વિષે જ અસરકારક પ્રવચન કર્યું.

બીજે દિવસે કમિટી ફરીવાર મળી ત્યારે જવાહરલાલજીના

એક નિવેદનથી જરા ગરમી વ્યાપી ગઈ. તેમણે એમ કહ્યું કે કિસાનોનાં હિત જાળવવાને તેમના મંડળની સામાન્ય રીત જરૂર હોય; પણ જ્યાં કોંગ્રેસ ગામડાંમાં અસરકારક રીતે કિસાનોની સેવા કરતી હોય ત્યાં કિસાનસભા સ્થાપવાની જરૂર નથી. આવા શબ્દો વાંચવાથી અમારો મિજાસ ઊકળી ગયો. ઘણાં રાજ્યોમાં કોંગ્રેસી પ્રધાનમંડળો સ્થપાયા પછી તેમની જે દહીંદૂધીયા નીતિ ખુલ્લી થતી હતી તેના વિરોધમાં એક ખાસ ઠરાવ અમે પસાર કર્યો. વળી પ્રધાનપદના સ્વીકારનો વિરોધ કાયમ રાખીને, હવે વાસ્તવિક રીતે કોંગ્રેસે રાજસત્તા સ્વીકારી હતી ત્યારે પોતાના મૂળભૂત હક તેમજ તાત્કાલિક માગણીઓ દરેક રાજ્યમાં બુલંદ બનાવવાને સૂચના આપવામાં આવી. તેવી રીતે બંગાળની સરકાર કિસાન પ્રવૃત્તિ સામે સખ્ત દમન ચલાવતી હતી તેનો સખ્ત વિરોધ કરવામાં આવ્યો.

છેવટે કમિટીએ કિસાનસભાનો વાવટો નક્કી કરવા વિષે મુક્ત ચર્ચા કરી. ઘણાખરા ઉદ્દામ પક્ષો લાલ ઝંડો રાખે છે તેથી તે વિષે તો મતભેદ નહોતો. પણ જવાહરલાલજીના નિવેદનથી ગુસ્સે થયેલા સભાસદોએ એક વિસ્તૃત નિવેદન મંજૂર કરીને તેમાં હથોડો અને દાતરડાવાળા લાલ ઝંડાને જ અપનાવવાનું ઠરાવ્યું. તે વખતે સામ્યવાદી સભ્યોનું પ્રમાણ તો થોડું હતું. છતાં તેમનો જ માનીતો લાલ ઝંડો કિસાનસભાએ, સ્વામીજી અને રંગાજીની સંપૂર્ણ સંમતિથી, ગ્રામવિસ્તારમાં બેસીને માન્ય કર્યો.

જુલાઈ માસમાં જ ઘણાં રાજ્યોમાં કોંગ્રેસી પ્રધાનમંડળો રચાયાં, ત્યારથી દેશભરમાં એક નવા રાજકીય યુગનો આરંભ થયો. રાજ્યોની સરકારનું તંત્ર, પરદેશી ગોરાઓ અને તેમનાથી રંગાયેલા દેશીઓને બદલે હવે ગાંધીજી જેવા સરનશીનની રાહબરી નીચે આઝાદીના જંગમાં આગેવાની કરનાર દેશભક્તોએ હાથ કર્યું. સ્વાભાવિક રીતે દેશના કરોડો માનવીઓએ આ યુગપલટાથી ઘણી ઘણી

આશાઓ રાખી. સમાજવાદીઓ અને સામ્યવાદીઓએ, કિસાન-સભાના અને કામદાર કૉંગ્રેસના આગેવાનોએ સત્તાના સ્વીકારનો જરૂર વિરોધ કરેલો. પણ હવે તેમણે નવી પરિસ્થિતિનો લાભ ઉઠાવવા માટે સરકારી કામગીરી તરફ બારીક મીટ માંડી અને કૉંગ્રેસે આપેલાં વચનો વહેલામાં વહેલાં અમલમાં મુકાય તે માટે સરકારી સચિવાલય પર કિસાનોની જંગી કૂચ યોજવા માંડી. નવા યુગમાં સત્તા અને સમૃદ્ધિ મેળવવાને કૉંગ્રેસીઓએ દોડાદોડ શરૂ કરી ત્યારે અમે કિસાનસભાવાળાએ કિસાનોની નવી તાકાતનો પરચો નવા પ્રધાનોને બતાવીને તેમને માટે બને તેટલી રાહત મેળવવાને કાર્યક્રમ ઘડવા માંડ્યા.

કૉંગ્રેસરાજના પહેલા માસમાં નવી સરકારની નીતિનો વિકાસ અમે બારીકાઈથી નીરખી રહ્યા. માત્ર ઉત્તરપ્રદેશના પંતપ્રધાન ગોવિંદ વલ્લભ પંતે કિસાનોનાં બધાંયે લેણાંની વસૂલાત મોકૂફ રાખી. બાકી બિહાર, ઉત્કલ વગેરે રાજ્યોમાં સરકારી કે સહકારી મંડળીની જ વસૂલાતની સખ્તાઈ બંધ થઈ. મુંબઈ સરકારના મહેસૂલપ્રધાન મોરારજી દેસાઈ તો હજી ફાઈલો તપાસીને તરત કંઈ કંઈ નિર્ણય કરી શક્યા નહિ. બીજી બાજુ બંગાળમાંથી દમનના સમાચાર આવતા હતા. બિહારમાં એક કિસાનના ખૂનની ખબરથી અમારો પિત્તો ગરમ થયો.

ઑગસ્ટ માસમાં મુંબઈના નવા ગૃહમંત્રી કનૈયાલાલ મુન્શીએ મારી હદપારીનો હુકમ રદ કર્યો. તે જ વખતે મંત્રી મોરારજી દેસાઈનું સ્વાગત ભારે ધામધૂમથી અમદાવાદમાં થતું હતું. તેથી મેં એક સ્થાનિક પત્રને ફોન પર સંદેશો મોકલ્યો કે હવે નવા પ્રધાનોની તો ભારે કસોટી થઈ રહી છે તેથી તેમના સન્માનની અતિશયતાથી સર્વેએ દૂર રહેવું જોઈએ. થોડા જ દિવસમાં અમદાવાદ જઈને મેં પત્રકારોને કહ્યું કે રાષ્ટ્રીય ઝંડો તો હમણાં ૧૮૩૧માં જ તૈયાર

થયો છે ત્યારે શ્રમજીવીઓનો લાલ ઝંડો તો દોઢસો વરસથી દુનિયા-ભરમાં લહેરાય છે. આમાં દેખીતી રીતે મારા જુસ્સાની તેમજ નિયામતપુરના કિસાનસભાના લાલ ઝંડાના ઠરાવની છાપ પડી.

રંગાજી અને સ્વામીજીએ પહેલી સપ્ટેમ્બરના કિસાનદિનની ઉજવણી વિષે જે સંદેશા મોકલ્યા તેમાં તેમણે કિસાનસભાની બે મુખ્ય માગણીઓ પર સર્વનું ધ્યાન ખેંચ્યું : (૧) મહેસૂલ, ગણોત અને વ્યાજના ભારણમાં ૫૦ ટકાનો કાપ મૂકવો; (૨) સરકારી, જમીનદારની, સહકારી મંડળીની કે શાહુકારની પાછલી બાકીની વસૂલાતમાં સખ્તાઈનો નિષેધ કરવો. કૉંગ્રેસી પ્રધાનોની ઢીલીપોચી નીતિને અનુલક્ષીને જ આ માગણીઓ અમારા નેતાઓએ તારવી હતી. હવે એક પછી એક રાજ્યમાં કિસાનોની મુખ્ય માગણીઓ બુલંદ બનાવીને કૉંગ્રેસી કચેરીઓ પર પહેલાં નાનાં અને પછી જંગી સરઘસ કૂચ કરવા લાગ્યાં.

આંધ્રમાં રંગાજીએ યોજેલી કિસાનકૂચ તો કેટલાયે જિલ્લામાં થઈને પશ્ચિમ ગોદાવરી જિલ્લામાં દાખલ થઈ. દરેક ઠેકાણે કિસાનોના જાહેરનામાનો પ્રચાર થતો અને સેંકડો સ્ત્રીપુરુષો કિસાન ગીતો ગાઈને લોકોને જાગૃત કરતાં. તેવામાં કૃષ્ણા, ગંતુર વગેરે જિલ્લાના કિસાન આગેવાનોએ નવા મહેસૂલ ખાતાના પ્રધાન ટી. પ્રકાશમ્ સમક્ષ કિસાનોની તાકીદની માગણીઓ રજૂ કરી.

ફરીથી મુંબઈ રાજમાં કિસાનકૂચની પહેલ અહમદનગર જિલ્લાએ કરી. ઑગસ્ટની ચૌદમી તારીખે સંગમનેર તાલુકાના મધ્યસ્થ ગામે કિસાની અને કૉંગ્રેસી કાર્યકરોની મળેલી એક સભાએ આવતા મહિનાની પાંચમીએ એક પરિષદ મેળવવાનું અને પછી પૂનામાં સચિવાલય સુધી કિસાનોની કૂચ લઈ જવાનું ઠરાવ્યું. અને કૂચના આરંભમાં એ પરિષદની બેઠકમાં હું હાજર રહ્યો. તેના ઠરાવ મુજબ કિસાનોનું આવેદનપત્ર તૈયાર કરવાનું કામ મેં ઉપાડી લીધું. છેવટે

નગર જિલ્લાના ઘરગાંવથી પૂના સુધી ૭૦ માઈલની મજલ કરીને આશરે ૩૦૦ ખેડૂતો અને શહેરના સેંકડો નાગરિકો "મહેસૂલ ગણોત ઓછું કરો" "દેવાની વસૂલી મોકૂફ કરો" એવાં સૂત્રોથી પૂનાની શેરીઓ ગજાવીને કાઉન્સિલ હોલ આગળ પહોંચ્યા. પંત પ્રધાન ખેર ત્યાં હાજર થયા ત્યારે ભૈયાજી કુલકર્ણીએ કિસાનોનું નિવેદન વાંચીને તેમને સુપરત કર્યું. તે વખતે સર્વેએ તેમની પાસેથી જે આશા રાખી હતી તે વ્યર્થ ગઈ. પંતપ્રધાને ગાલમાં હસતે હસતે નિવેદનના મુદ્દા જોઈતપાસીને કોંગ્રેસની નીતિ મુજબ ઘટિત કરવાની લૂખી વાતો કરી તેથી અમે નિરાશ થયા.

ઑગસ્ટની આખરમાં બિહારની ધારાસભાના પહેલા દિને પટણામાં કિસાનોની વિરાટ સભા બોલાવવામાં આવી. કિસાન-સભાના આદેશને માન આપીને બસમાં, રેલગાડીમાં, ગાડામાં સફર કરીને કે પગપાળા ૫૦,૦૦૦ કિસાનોની વિરાટ સેના સૂત્રો પોકારતી અને કિસાન સૂત્રોવાળા પડદા ફરકાવતી વિધાનસભાના ચોગાનમાં અને મકાનોમાં ચોપાસ ફેલાઈ ગઈ. કિસાનસભાના મંત્રી અવધેશપ્રસાદ સિંહે આવેદન વાંચ્યું. તેના જવાબમાં પંત પ્રધાને કિસાનોને ખાતરી આપી કે તેમને માટે જે બની શકે તે બધું થઈ રહ્યું છે. થોડા દિવસમાં સરકારનું અંદાજપત્ર પ્રકટ થયું તેમાં તો કિસાનોને રાહત આપવાની કંઈ દરખાસ્ત ન દેખાતાં બધા નિરાશ થયા. છતાં કિસાનોના વિરાટ સરઘસથી જમીનદારોના મોતીયા મરી ગયા. તેમની સામે જે શક્તિ હવે રણે ચઢી હતી તેનું સાક્ષાત્ દર્શન થતાં તેમણે ખેતમજૂરોનાં સંગઠન કરવાની કંઈક બાલિશ પ્રવૃત્તિ આદરી. પણ તેનોયે હિંમતથી મુકાબલો કરવાને કિસાનો કૃતનિશ્ચયી બન્યા.

ઉત્તર પ્રદેશમાં તો દેવાની અને ગણોતની બાકીની મોકૂફી સરકારે જાહેર કરી હતી. તેનો લાભ લઈને એક માત્ર મીરઝાપુર

જિલ્લામાં કિસાનોએ જમીનદારને ભરવાની રૂા. ૪૫,૦૦૦ની રકમ રોકી રાખી. બીજા જિલ્લામાં આવો પવન ફેલાતો ગયો ત્યારે કોંગ્રેસી આગેવાનો કલેકટર સાથે મળીને વસૂલાતમાં સહકાર કરવાને તૈયાર થયા અને કિસાનસભાના કટ્ટર વિરોધી બન્યા. કેટલીક કોંગ્રેસ કમિટીઓએ તેમના સભ્યોને કિસાનસભામાં કંઈ ભાગ લેવાની બંધી કરી. છતાં ઉત્તર પ્રદેશમાં કિસાનોની વિરાટ શક્તિ રોજબરોજ બઢતી ગઈ.

મુંબઈ સરકાર તરફથી નાણાંપ્રધાન લઠ્ઠેએ જે અંદાજપત્ર રજૂ કર્યું તેનાથી પણ અમે નિરાશ થયા. ઑગસ્ટની આખરે બેલગામ જિલ્લાની કિસાન પરિષદના પ્રમુખપદેથી બોલતાં મેં આ તાલુકદારી–ઈનામદારી–શાહુકારી–અર્થાત્ મૂડીવાદી અંદાજપત્ર પર સખ્ત ટીકા કરી. પરિષદે કિસાનોના જાહેરનામાને અને તેની મુખ્ય માગણીઓને મંજૂર કરવાના ઠરાવ કર્યા. મધ્ય પ્રદેશના કિસાનમંત્રી મરાઠેએ જણાવ્યું કે જ્યારે ગાંધીજીને નામે ખાદી, અસ્પૃશ્યતા વગેરે વિષે નાના સુધારા કરવાને સરકાર જહેમત ઉઠાવે છે ત્યારે કિસાનોના શત્રુ સમાન માલગુજારી પ્રથાને નાબૂદ કરવાને એક ટચલી આંગળી પણ હલાવાતી નથી; નઝરાણાની અને જમીનના હકની બાબતમાં સરકાર કંઈ નાની વિગતના સુધારા કરવા ધારે છે તે તેને માટે ઘણું શરમભરેલું છે.

આવી બધી નિરાશાજનક નીતિથી કિસાનો જરાયે હતાશ થયા નહિ. તેમના જુસ્સાનો પારો તો ઊંચે ચઢતો જ ગયો. પહેલી સપ્ટેમ્બરના કિસાનદિને ફાટેલાં અને મેલાંઘેલાં વસ્ત્રોમાં સજ્જ થયેલા ૧૫૦૦૦ કિસાનો, આખા ઉત્કલ પ્રદેશનાં દૂરદૂરનાં ગામડાંમાંથી ચાલીને, વાહનમાં બેસીને, રાષ્ટ્રીય અને હળ દાતરડાંથી અંકિત લાલ ઝંડા લહેરાવતા અને "સામ્રાજ્યશાહી મુર્દાબાદ" અને "જમીનદારી મુર્દાબાદ"નાં સૂત્રો પોકારતા દોઢેક માઈલ લાંબા

સરઘસમાં ચાલતા કટકમાં સચિવાલય આગળ ભેગા થયા. જિલ્લા કિસાન સંઘના મંત્રી ગૌરાંગ દાસે પંતપ્રધાન આગળ એક નિવેદન રજૂ કરીને જમીનદારોના જુલમ પર અંકુશ મૂકવાની, ગણોતના કાયદામાં સુધારા કરવાની, દેવાની વસૂલાત મોકૂફ રાખવાની વગેરે માગણીઓ રજૂ કરી. જવાબમાં પંતપ્રધાને કહ્યું કે કિસાનો જે જમીન ખેડે અને તેમની જમીનમાં જે ઝાડ ને તળાવ હોય તેના પર તેના પૂરા હક હોવા જ જોઈએ. વળી તેમણે જમીનદારોના ગેરકાયદે કર–લાગા પર અંકુશ મૂકવાની ખાતરી આપી.

તે જ દિવસે બિહારમાં ૨૦,૦૦૦થી વધારે કિસાનો લાલ ઝંડા લઈને સરઘસ આકારે ગયા. શહેરમાં ફર્યા. સ્વામીજીએ અને યદુનંદન શર્માએ આ વિરાટ મેદની આગળ બોલતાં જમીનદારોના જુલમ સામે ગર્જના કરી. તેમણે પ્રધાનોને ધમકી આપી કે જો કોંગ્રેસે આપેલાં વચનોનું સત્વર પાલન કરવામાં નહિ આવે તો બૂરાં પરિણામ આવશે. તે જ દિવસે આખા બિહાર પ્રાતમાં હજારો સભાઓ ભરાઈ. પટણામાં વિધાનસભા આગળ વિરાટ સભા થયા પછી થોડા જ દિવસમાં આખા રાજ્યમાં આવી ભરચક સભાઓ ભરાઈ તેથી સરકારી કબૂતરખાનામાં ફફડાટ થયો. પરિણામે બિહારના કોંગ્રેસ પક્ષના ૬૧ સભ્યોએ ગણોતના કાયદામાં જરૂરી સુધારા તાકીદે કરવાનો એક ખરડો સરકારને સુપરત કર્યો.

આવી રીતે મધ્ય પ્રાંત, આંધ્ર, તામીલનાડ, બંગાળ, પંજાબ વગેરે પ્રાંતોમાં કિસાન દિનની શાનદાર ઉજવણી થઈ.

બિહારમાં જમીનદારોને ગણોતના દાવા કરવાની મુદત વીસમી સપ્ટેમ્બરે પૂરી થતી હતી. તે વિષે સરકારને અને જમીનદારોને ખામોશી રાખવા કડક સૂચના આપીને સ્વામીજી પંજાબમાં પહોંચ્યા. ત્યાં જલંધર જિલ્લાની મઝદૂર કિસાન પરિષદના પ્રમુખસ્થાને તેઓ ચૂંટાયા ત્યારે સભામાં અડધો લાખ કિસાનોની વિરાટ મેદની જામી.

ભાઈ ભાગસિંગે લાલ ઝંડો ફરકાવ્યો તે પછી સ્વામીજીએ ખાસ કરીને દોઆબા વિભાગના ખેડૂતોના અમાનુષી કરભારણનો વિરોધ કર્યો. વળી રાજમાં કિસાનોની પોણાભાગની વસ્તી છે, તેથી તેમને પોતાનું સંગઠન કરીને સરકાર પર વિજય મેળવવાની સૂચના આપી. પછી કરભાર કમી કરવાના, તેજાસિંગ સ્વતંતર વગેરે કિસાન કેદીઓને છોડી મૂકવાના, પંજાબના કેદીઓને આંદામાનથી દેશમાં લાવવાના વગેરે ઠરાવો પસાર થયા. મુનશી અહમદદ્દીન, બી. પી. એલ. બેદી વગેરેએ પરિષદને સફળ બનાવવાને ભારે મહેનત કરી.

તે જ વખતે મદ્રાસમાં સરકારે ખેડૂતોનાં દેવાની માફીનો એક કાયદો ધારાસભામાં રજૂ કર્યો. અહમદનગરના કિસાનોની કૂચથી તે જિલ્લામાં નવી જાગૃતિ આવી તેથી નાસિક જિલ્લામાં પણ કિસાન પરિષદો મળતી ગઈ. આવતા વરસમાં કૉંગ્રેસની વાર્ષિક બેઠક ગુજરાતમાં બારડોલી તાલુકાના હરિપુરા ગામે મળવાની હતી, તેને અંગે કિસાનોની લડતની યોજના ઘડવાને સ્વામીજીએ ઑકટોબરમાં કલકત્તામાં કેન્દ્રીય કિસાન કમિટીની સભા બોલાવી.

સુરત જિલ્લાની કૉંગ્રેસને ટાંકણે ત્યાંના હાળીઓ વિષે સન ૧૯૨૧ના સરકારી વસ્તીપત્રકના પુસ્તકમાંથી, એક અંગ્રેજ અધિકારીનું જે લખાણ લંડનથી હું લાવ્યો હતો તેની એક નકલ મારા મિત્ર દા. સુમંતને મેં સુપરત કરી. તેમાં સાફ લખેલું હતું કે, ખાસ કરીને સુરત, ભરૂચ ને થાણા જિલ્લાના ઉજળિયાત ખેડૂતો ખેતમજૂરોને લગન માટે થોડી રકમ ધીરીને પછી તેમને કાયમના ગુલામ હાળી તરીકે પેઢી દરપેઢી રાખે છે. અંગ્રેજ અધિકારીએ ખાસ લખેલું કે આવા લાખેક હાળીઓની હાલત ગુલામોના જેવી જ છે અને તેમની મુક્તિની માગણી લોકોએ કરવી જોઈએ અને

સરકારે તે માટે જરૂરી કાયદા ઘડવા જોઈ એ. આવો હેવાલ પછીના કોઈ વસ્તીપત્રકમાં પ્રગટ થયો નથી તેથી તેના મુદ્દા એક અંગ્રેજી લેખમાં વણીને દા. સુમંતે મુંબઈના એક અંગ્રેજી પત્રમાં પ્રકટ કર્યા. બારડોલીના જે પ્રદેશમાં કોંગ્રેસની બેઠક મળવાની હતી ત્યાં જ ચાલતી આવી કારમી ગુલામીની પ્રથા તત્કાળ નાબૂદ કરવાની દા. સુમંતે માગણી કરી. તે લેખનાં ભાષાંતર ગુજરાતી પત્રોમાં પણ પ્રકટ થયાં, તે અરસામાં ગણદેવીના એક યુવક સંમેલનમાં તે વિષે થોડો ઈશારો કરીને યુવાનોને પણ આ ગુલામીની પ્રથા નાબૂદ કરવાને મેં ભલામણ કરી. વળી, યુવાન કિસાન કાર્યકર નાથુભાઈ નાયકના એંધણ ગામે જઈ ને ભાષણ કરતાં હાળીઓની મુક્તિનો સવાલ મેં ઉઠાવ્યો.

સત્તરમી ઑકટોબરને દિને બિહાર કિસાનસભાના એલાનને માન આપીને તે પ્રાંતમાં કિસાન માગણી દિન શાનદાર રીતે ઉજવવામાં આવ્યો. સેંકડો સભાઓમાં કિસાનોની તાકીદની રાહતની માગણીઓ વાંચીને મંજૂર કરવામાં આવી. પટણા પાસે બિહાર શરીફ પાસેના એક ગામે સ્વામીજીની હાકલ સાંભળવાને ૫૦,૦૦૦ કિસાનો ભેગા થયા. સ્વામીજીએ કોંગ્રેસના ઠરાવ મુજબ બિહારના કિસાનોને રાહત આપવાને જરૂરી કાયદા-કાનૂન ન કરવા માટે સરકારની સખ્ત ટીકા કરી. વળી તેમના પર કિસાન વિરોધી બિલ રજૂ કરવાનું તહોમત પણ મૂકયું.

તે જ દિવસે કિસાનોના દેવાનો માફી દિન ઉજવવાના એલાન મુજબ મહારાષ્ટ્રભરમાં-પૂના, સતારા, શોલાપુર, બેલગામ, ધુળિયા, જલગાંવ, નાસિક, અહમદનગર વગેરે અનેક જિલ્લામાં સંખ્યાબંધ સભાઓ પૂર ઉત્સાહથી ભરવામાં આવી. ચાલીસ ગામમાં તાલુકા કિસાન પરિષદ સાને ગુરુજીના પ્રમુખપણા નીચે ભરાઈ; તેમ પાચોરા અને જલગાંવ તાલુકામાં પણ પરિષદો ભરાઈ.

આ પરિષદોમાં હજારો કિસાનોએ હાજર થઈને તેમના દેવાની મોકૂફીની માગણીને વધાવી લીધી.

મહારાષ્ટ્રની કિસાન જનતાની જાગૃતિનો ચોખ્ખો પુરાવો કોલાબા જિલ્લાના ચરી તાલુકાના ખેડૂતોની લડતમાંથી મળ્યો; ત્યાં શાહુકારો ખેડૂતો પાસેથી પાકના ૫૦ ટકાને બદલે ૬૦ ટકા લેતા હતા. તેની સામે ખેડૂતોએ બંડ પોકારીને કહી દીધું કે ૫૦ ટકા આપવા તૈયાર છીએ, નહિ તો પછી સરકારધારાથી જરાયે વધારે ગણોત આપીશું નહિ. તેજ વખતે પંજાબ, આંધ્ર, વગેરે અનેક પ્રાંતોમાં દેવાની મોકૂફીની અને કરવેરામાં રાહતની માંગણીઓનો પ્રચાર ચાલુ રહ્યો.

આ બધી લડતો અને પ્રચાર ચાલુ હતાં. તેવામાં ઑકટોબરની આખરે કલકત્તામાં કેન્દ્રીય કિસાન કમિટીની સભા મળી. તેમાં સર્વ કોંગ્રેસી સત્તાધીશોને તેમની સંસ્થાના ઠરાવો મુજબ તાબડતોબ કિસાનોને રાહત આપવાનો આગ્રહ કરવામાં આવ્યો. આખા દેશની કિસાન પ્રવૃત્તિનું નિરીક્ષણ કરીને કમિટીએ કિસાનો પાસેથી મહેસૂલ, ગણોત અને દેવાની બધી વસૂલાત મોકૂફ રાખવાની જોરદાર માગણી કરી. નિયામતપુરમાં પસાર થયેલા ઠરાવો, બંધારણ અને લાલ ઝંડાનાં નિવેદનની નકલો રજૂ થઈ તેના પર કમિટીએ સંમતિની મહોર મારી. વળી છેલ્લા છ મહિનાના અહેવાલ અને હિસાબ રજૂ થયા તે મંજૂર કરવામાં આવ્યા.

હરિપુરામાં કોંગ્રેસની બેઠક મળવાની હતી એ ધ્યાનમાં લઈને દા. સુમંતે દક્ષિણ ગુજરાતમાં ફાલી રહેલી હાળીની ગુલામી પ્રથા નાબૂદ કરવાની ઉઠાવેલી માગણીને કમિટીએ હાર્દિક ટેકો આપ્યો. આવતી સાલથી કિસાનસભાની બેઠક કોંગ્રેસથી અલગ રાખવાની હતી તેથી બંગાળના કિસાન કાર્યકરોની માગણી મુજબ તેમના પ્રાંતમાં જ વાર્ષિક અધિવેશન રાખવાનું નક્કી કરવામાં આવ્યું.

કલકત્તેથી બધા કિસાન અગ્રેસર છૂટા પડયા તે પછી દેશ-ભરમાં કિસાન પ્રવૃત્તિ નવા જોશથી જામતી ગઈ. બિહારમાં બરૈયા ટાલની બકાશ્ત જમીન ખેડવાને ખેડૂતોએ હામ ભીડી ત્યારે ૧૧ ખેડૂતોની ધરપકડ કરવામાં આવી. પંજાબની કમિટીએ હવે નવા બંધારણ મુજબ કિસાનસભાના એક લાખ સભ્યો નોંધવાનો ઠરાવ કર્યો. વરાડના અકોલા શહેરમાં ૧૫,૦૦૦ ખેડૂતોએ જંગી સભામાં એકત્ર થઈ બધી બાકી અને દેવાની માફીની માગણી મુંબઈ સરકાર આગળ રજૂ કરી. પછી બિહારની વિધાનસભાનું નવું સત્ર શરૂ થયું ત્યારે સ્વામીજીના એલાનને માન આપીને એક લાખ કિસાનો પટણામાં પોતાની માગણીઓ તરફ ફરીવાર સરકારનું ધ્યાન ખેંચવાને એકત્ર થયા. થોડા જ દિવસમાં દરભંગા જિલ્લાની કિસાન પરિષદ મળી તેમાં એક લાખ કિસાનોએ ભેગા થઈ કિસાન-સભાની માગણીઓને બુલંદ બનાવી. સામેથી બિહારની સરકારે લશ્કર અને પોલીસના માણસોને સાબદા કર્યા અને સ્વામીજીને ચંપારણ જિલ્લામાં દાખલ થવાની મનાઈ ફરમાવી. તેવામાં જ આખા મુંબઈ રાજમાં કિસાન પ્રવૃત્તિમાં મોખરે રહેલા અહમદ-નગર જિલ્લામાં ૧૫,૦૦૦ ખેડૂતોની સભાએ મુંબઈની ઢીલી સરકારને સત્વર રાહત આપવાને આગ્રહ કર્યો.

હું કલકત્તા ગયો તે પહેલાં મુંબઈમાં વખતોવખત કામદા-રોની પ્રવૃત્તિમાં ને સંયુક્ત મોરચાની સભામાં ભાગ લેતો. તે મુજબ સપ્ટેમ્બર માસમાં મુંબઈના છાપખાનાના કામદારોની પરિષદના પ્રમુખ તરીકે મેં એક ભાષણ આપેલું. હવે કલકત્તેથી પાછો આવ્યા પછી નવેમ્બરની સાતમી તારીખે સોવિયેટ ક્રાંતિ દિનની મુંબઈની સભામાં ભાગ લીધો. લગભગ તે જ દિવસે અમદાવાદની મિલ હડતાલ શરૂ થઈ ને ત્રણેક અઠવાડિયાં ચાલી. તેમાં મેં ઘણો રસ લીધો અને છાપામાં નિવેદનો અને સમાચારપત્રો મોકલીને ઘણો પ્રચાર કર્યો.

આ હડતાલ તદ્દન સકારણ હતી. સન ૧૯૩૫માં અમદાવાદના મિલમાલિકોએ મજૂર મહાજન સાથે જે કરાર કરેલા તેનું સાચું પાલન તો કદી કર્યું નહોતું. વળી પછીના એ વરસમાં રૂ સસ્તું થયું, કાપડના ભાવ વધ્યા, મિલો બે અને ત્રણ પાળી ચાલવા માંડી અને નફો ઘણો જ વધતો ગયો. સાથે મોંઘવારી વધતી ગઈ. ત્યારે માલિકો સીધી અને આડકતરી રીતે ૧૯૩૫ના પગારના દરમાં નિષ્ઠુર કાપ મૂકતા ગયા. ફરી ફરીને કામદારો અને મજૂર મહાજન પણ માલિકોને સન '૩૫ના દરમાં મૂકેલા કાપ રદ કરી ૨૫ ટકાનો વધારો આપવા આગ્રહ કરતા, પણ તે વ્યર્થ નીવડતા.

છેવટે નવેમ્બરમાં એક પછી એક મિલમાં હડતાળ પડતી ગઈ. દશ દિવસમાં તો ૩૫ મિલમાં હડતાલ પડી. જુદી જુદી મિલની હડતાલ કમિટી રચાઈ તેમાંથી એક મધ્યસ્થ કમિટી રચાઈ. મિલ મઝદૂર યુનિયને આ હડતાલને ટેકો આપી તેનો દોર હાથમાં લીધો. પછી બધી મિલોના ૧૫,૦૦૦ કામદારોનું વિરાટ સરઘસ હડતાલનો પ્રચાર કરવા મિલવિસ્તારમાં ફરી વળ્યું ત્યારે માલિકો અને મહાજન ગભરાયાં. તેમની વિનંતિ પરથી મુંબઈના પ્રધાન કનૈયાલાલ મુનશીએ ૧૪૪ કલમ મિલવિસ્તારમાં લગાવીને બધી સભાઓની બંધી કરી.[1] ત્યારે અમદાવાદના "ગુજરાત સમાચાર" જેવા છાપાએ સરકારની અને મિલમાલિકોની ટીકા કરી અને કામદારોને ટેકો આપ્યો. પછી સરદાર વલ્લભભાઈ અમદાવાદ આવી ગયા, ત્યારે તેમના આદેશથી છાપાનું વલણ બદલાયું. છતાં કામદારોએ બધાએ પૂરી શાંતિથી દમનનો મુકાબલો કરીને એ અઠવા-

[1] આ સભાબંધીના વિરોધમાં મેં એક નિવેદન કરીને લખ્યું કે, બધું આંદોલન શાંતિથી ચાલી રહ્યું છે, કોઈ કામદારો સામે કેસ થયા છે; એકંદરે પરિસ્થિતિ શાંત છે અને કંઈ ખૂનામરકી થઈ નથી; તેથી સભાબંધી જેવું જલદ પગલું લેવાની જરૂર નહોતી.

ડિયાથી પણ વધારે દિવસ સુધી હડતાલ ચાલુ રાખી. છેવટે મજૂર-પ્રધાન નંદાજીને હડતાલ કમિટી સાથે અને પછી મજૂર મહાજન અને મિલમાલિકો સાથે વાટાઘાટો કરવાની ફરજ પડી. હડતાલ પૂરાં ત્રણ અઠવાડિયાં ચાલી ત્યારે ૧૯૩૫ પછી પગારમાં કરેલા કાપ રદ કરીને આશરે ૧૯ ટકાનો વધારો કરવાની માલિકોને ફરજ પડી. આમ છેવટે કામદારોનો વિજય થયો.

આ હડતાલ પતી ગયા પછી ગુજરાતની ધરતી પર, આવતા શિયાળામાં હરિપુરામાં નેતાજી સુભાષબાબુના પ્રમુખપણા નીચે કોંગ્રેસની બેઠક મળવાની હતી તે પ્રસંગે કિસાન આંદોલનને વેગ આપવાને લેવાનાં પગલાં વિચારવા લાગ્યો અને તેનો અમલ કરવાની વેતરણમાં પડયો.

પ્રથમ તો દખ્ખણના કિસાનોના બંડ વિષે સરકારી હેવાલ-માંથી જે સંભાર લંડનથી હું લાવ્યો હતો તે હવે દેશમાં મારે રજૂ કરવાનો હતો, તેની સાથે દક્ષિણ ગુજરાતના હાળીઓ વિષે મૂળ સરકારી લખાણ મેં દા. સુમંતને બતાવ્યું હતું તે પણ છાપ-વાનું હતું. વળી દખ્ખણનાં બંડની પૂર્વ ભૂમિકા રજૂ કરતાં, હેવાલના લેખકોએ સન ૧૯૪૫માં દખ્ખણના ભીલોએ અને ૧૯૪૫માં બંગાળમાં સંતાલોએ શાહુકારોના પાપી જુલમથી વિફરીને જે ખૂનામરકી કરી હતી તેના પણ હેવાલ આવ્યા હતા. દખ્ખણના બંડની ખૂબીની વાત તો એ હતી કે અહમદનગર અને પૂના જિલ્લાના કેટલાક ભાગમાં બંડની પ્રવૃત્તિને મુખી–પટેલોની આગેવાની નીચે ચલાવવામાં આવી હતી. તેથી તેમાં કોઈ શાહુકારોના ઉપર અંગત હુમલા થયા નહોતા– માત્ર તેમના સીતમના સાધનરૂપ લેણુ–દેણુના ચોપડા અને ખાતાં-પતરાં જ બાળવામાં આવ્યાં હતાં. આ બધી નકકર હકીકતનું વિશ્લેષણ કરીને કોલ્વીન નામના વિચક્ષણ અંગ્રેજ અધિકારીએ લખ્યું હતું, કે આપણી સરકારે ભલે નામની રૈયતવારી પ્રથા

દાખલ કરી હોય, પણ સરકારી મહેસૂલની વસૂલાતના નિયમોને લીધે તે મારવાડી અર્થાત્ શાહુકારી પ્રથા બની હતી. પરિણામે ખેડૂતો શાહુકારોના ગુલામ બન્યા હતા અને તેમનાં બંધન તોડવાને બીજો કોઈ રસ્તો ન દેખાતાં તેમણે મરણિયા થઈને તેમના દેવાના ચોપડા બાળવાની પ્રવૃત્તિ આદરી હતી. મહારાષ્ટ્રમાં તેમજ ગુજરાત, પંજાબ, તામીલનાડ વગેરે પ્રાંતોમાં રૈયતવારી પ્રથા પ્રચલિત હતી. તેથી આ બધા હેવાલોની નાની પુસ્તિકા અંગ્રેજી ભાષામાં કિસાનસભા તરફથી મેં પ્રકટ કરી અને તેનો પ્રચાર હરિપુરા કોંગ્રેસથી દેશભરમાં કર્યો.

વળી આ કોંગ્રેસને ટાંકણે ગુજરાતમાં પણ રીતસર કિસાનપ્રવૃત્તિ શરૂ કરવાનો અમે નિશ્ચય કર્યો. સુરતમાં નાનુભાઈ દેસાઈ[1], નાનુભાઈ નાયક[2], જશવંત ઠાકર[3] વગેરે મને મળ્યા. મારી સાથે એ વાતમાં તેઓ સંમત થયા કે હરિપુરા પાસેના સોનગઢ વ્યારાની, રાનીપરજ, જનતાના જૂના સેવક ડી. એમ. પાંગારકરનો[4] સાથ મેળવવો જ જોઈએ. તેમની ઉદ્દામ પ્રવૃત્તિને લીધે તેમને મુંબઈ ઇલાકામાં દાખલ થવાની મનાઈ ફરમાવેલી હતી. તેથી તરત મેં

૧. આ સામ્યવાદી કાર્યકર બહુ જ ચીવટથી કામ કરતા. ભરજુવાનીમાં તે ગુજરી ગયા.

૨. અભ્યાસ પૂરો કર્યા પછી તે અનેક કોલેજોમાં અધ્યાપક અને આચાર્ય નીમાયા છે.

૩. દાયકાઓ પહેલાં તે લોક નાટ્યસંઘ સાથે સંકળાયેલા હતા. પછી તે અનેક કોલેજોના નાટ્યવિદ્યાલય સાથે સંકળાયેલા છે, અને નાટકો રજૂ કરે છે.

૪. તેઓ વ્યારાના વતની હતા. તેમણે વડોદરા રાજના અનેક વિભાગમાં કિસાનોની અને કામદારોની લડતમાં ભાગ લીધેલો. તેથી બ્રિટિશ વિસ્તારમાંથી તે હદપાર થયા હતા. આ હુકમ સન ૧૯૩૭ની આખરે કોંગ્રેસ સરકારે ઉઠાવી લીધો.

નવા ગૃહમંત્રી કનૈયાલાલ મુન્શીને હરિપુરાની રાષ્ટ્રીય કોંગ્રેસને પ્રસંગે આવો જૂનો મનાઈ હુકમ રદ કરવાની વિનંતિ કરી. તે માન્ય થઈ એટલે પાંગારકર સુરતમાં અમારી સાથે ભળી ગયા. કેટલાય દિવસ અને રાત ગાળીને અમે ગુજરાતના ખેડૂતો, રાની-પરજ કિસાનો અને હાળીઓના હકનું જાહેરનામું તૈયાર કર્યું અને તે છાપીને ચોપાસ તેનો પ્રચાર કરવા માંડ્યો.

વળી સોનગઢ, વ્યારા, બારડોલી, માંડવી, માંગરોળ વગેરે પાસેના વિસ્તારમાંથી હજારો કિસાનો અને હાળીઓ કૂચ કરીને હરિપુરા કોંગ્રેસ નગરના સરિયામ રસ્તા પર સરઘસ કાઢીને ફરે અને પછી તેમની મોટી સભા આગળ સ્વામીજી, દા. સુમંત અને સ્થાનિક કાર્યકરો કિસાનસભાનો સંદેશો આપે, એની યોજના પણ અમે તૈયાર કરી. સ્વાભાવિક રીતે સોનગઢ-વ્યારાના વિસ્તારમાં પાંગારકર ઘણા જાણીતા હોવાથી તેમણે બને તેટલા કિસાન-હાળીનું સરઘસ લઈને કોંગ્રેસનગરમાં ઠરાવેલે દિવસે પહોંચવાનું માથે લીધું. સાથે અમે સ્વામીજીને હરિપુરાની કોંગ્રેસ પહેલાં થોડા દિવસ ગુજરાતમાં અને ખાસ કરીને પાસેના માંડવીનાં ગામડાંમાં ફરવાની વિનંતિ કરવાનું ઠરાવ્યું; ઉપરાંત કિસાનોનું જાહેરનામું અને સરઘસનો કાર્યક્રમ છાપામાં પ્રકટ કરવાનું અને સુરત, નવસારી, વલસાડ વગેરે શહેરોમાં પણ તેની નકલો વહેંચવાનું નક્કી કર્યું.

ગુજરાતમાં આ તૈયારી ચાલતી હતી ત્યારે મુંબઈમાં પણ સરકારને પડકાર ફેંકવાને કિસાનો અને કામદારોનું એક સંયુક્ત સરઘસ કાઢવાનું કેટલાક મિત્રોએ મળીને ઠરાવ્યું. આ કામમાં સામ્યવાદી ડાંગે, હિન્દ સેવક સમાજના સભ્ય પરૂપેકર, દા. આંબેડ-કરના પ્રતિનિધિ ભાઈ ભોળે, મહારાષ્ટ્રના કાર્યકરો ભુરકુટે, ભય્યાજી કુલકર્ણી વગેરેએ પૂરા સહકારની ખાતરી આપી. જાન્યુઆરીના આરંભમાં જ વિરાટ સરઘસ કાઢવાને માટે કોલાબા અને રત્ના-

ગીરી જિલ્લામાં પ્રચાર કરવાનું કેટલાક ભાઈઓએ ઉપાડી લઈ મુંબઈમાં કામદારોની ઉપરા ઉપરી સભાઓ ભરીને ધૂમ પ્રચાર કરવાનું કામ સામ્યવાદી ભાઈઓએ માથે લીધું. ડિસેમ્બરમાં અમારી પહેલી સભાઓ ગીરગામમાં હિન્દ સેવક સમાજમાં મળી ત્યારે દશમી જાનેવારીના સરઘસની ફત્તેહ વિષે અમારા દિલમાં જરાયે શંકા નહોતી.

સરઘસનો દિવસ નજીક આવતો ગયો ત્યારે મુંબઈની ધારા-સભામાં જઈને મુખ્ય પ્રધાનને સુપરત કરવાનું આવેદનપત્ર મેં તૈયાર કરવા માંડયું. મેં જાણી જોઈને મહેસૂલ પ્રધાન મોરારજીને બદલે પંત પ્રધાન ખેરને કાગળ લખી—આવેદનપત્ર તેમને જ સુપરત કરવાની ખબર આપી ને તેનો અનુકૂળ જવાબ પણ મળી ગયો. પછી મુખ્ય કાર્યકરોની સભા નવમી જાનેવારીની રાતે મળી તે વખતે જે સુધારાવધારા સૂચવવામાં આવ્યા તે ખરડામાં દાખલ કરીને હું હિન્દુસ્થાન કાર્યાલયમાં જ મધરાતે સૂતો. સવારે તૈયાર થઈને, તરત કામદાર લત્તામાં સરઘસ ઉપડવાને સ્થાનકે પહોંચી ગયો.

ત્યાં કામદારો પોતાના લાલ ઝંડા અને માગણીઓથી આંકેલા પડદા લઈને એકત્ર થતા હતા. પછી રેલગાડીથી કે આગબોટથી આવેલા રત્નાગીરી અને કોલાબાના, થાણા અને કલ્યાણ તરફના હજારો કિસાનો તેમનાં તળપદાં કપડાં અને પાઘડીઓ પહેરીને સામેલ થવા લાગ્યા. હજારો કિસાનો અને કામદારોનું આ વિરાટ સરઘસ બુલંદ ઘોષણા કરતું આગળ ચાલ્યું ત્યારે રસ્તામાં ડાંગે, દા. આંબેડકર, ભુસ્કુટે, પરૂલેકર, સમાજવાદી અને બીજા અનેક ભાઈઓ આવી મળ્યા. જ્યારે સરઘસ આઝાદ મેદાનથી હોર્નબી રોડ તરફ ધસતું હતું ત્યારે અમને રોકીને પોલીસ અધિકારીઓએ એસ્પ્લેનેડ પોલીસ ચોકી પર વાત કરવા બોલાવ્યા. તેમણે અમને

સરકારનું શાસન સંભળાવ્યું કે તમારે હોર્નબી રોડને બદલે બહારને ચર્ચગેટ સ્ટેશનને રસ્તે થઈને જ કાળા ઘોડા આગળથી કાઉન્સિલ પર પહોંચવું: ત્યાંયે જરાયે રોકાયા વિના આગળ કૂચ કરી જવું. આ હુકમ અમારે કમને માન્ય કરવો પડ્યો. માત્ર તેનો લાભ લઈને અમે આઝાદ મેદાન પર જ સરઘસમાં જોડાયેલા સર્વની મોટી સભા ભરી અને આગેવાનોએ સરકારની સખત જડતી લીધી. પછી સરઘસ નવે રસ્તે આગળ ધપ્યું, ધારાસભા આગળ ના ના કરતાં પણ થોડી મિનિટ સુધી સરઘસ ઊભું રહ્યું અને ત્યાં કિસાનોનાં સૂત્રોની ઝડીઓ બુલંદ અવાજે વરસાવવામાં આવી.

સરઘસ વિખરાયા પછી અમે થોડા આગેવાનો અને થોડાંક કિસાન સ્ત્રી-પુરુષો પંતપ્રધાનને મળવા ગયાં. અમારા હકની રજૂઆત કરવામાં દા. આંબેડકર, ડાંગે અને પરૂળેકરે આગેવાની લીધી. સરકાર પર તડી પડતી ગઈ, ત્યારે ખેર જરા જરા મીઠું હસીને ખુલાસા કરતા ગયા. તેમનો જવાબ તો એક જ હતો કે હજી અમને સત્તા હાથમાં લીધે થોડો જ વખત થયો તેથી જરા ધીરજ રાખશો તો કોંગ્રેસના આદેશનો અમલ જરૂર થશે. આમ વાતો ચાલતી હતી એટલામાં પડછંદ કાયાની અને આધેડ વયની મહારાષ્ટ્રની એક સ્ત્રીએ પોતાની દુઃખદર્દની કહાણી રજૂ કરવા માંડી એટલે ખેર નિરુત્તર થયા અને બધી વાટાઘાટ પડતી મૂકીને ચાલ્યા ગયા.

આમ મુંબઈમાં અડધો લાખ માણસનું વિરાટ સરઘસ કાઢીને અમે કિસાનસભાનો વાવટો ફરકાવ્યો. આખો દિવસ મેં કંઈ ખાધેલું નહિ અને રાતે કંઈક ઠેકાણે જમ્યો તે પચ્યું નહિ. તેથી બીજે દિવસે ચૂંક અને ઊલટીથી પીડાયો. થોડા દિવસમાં જ મને ખબર પડી કે આ સરઘસથી મુન્શી એટલા પ્રભાવિત થયા કે તેમને નાના ખેડૂત-ગણોતિયાને કંઈક રાહત આપવાનો કાયદો

ઘડવાની ફરજ પડી. પાંચ સાત દિવસમાં જ તે કાયદો ધારાસભામાં પસાર થયો તેથી કોઈ ગણોતિયો જૂના ધોરણે ગણોત ભરે ત્યાં સુધી કંઈ વધારે હાંસલ કરવાને માટે તેને જમીન ખાલી કરાવી શકાય નહિ; તેમ કોઈ શાહુકાર તેના લહેણાની વસૂલાત માટે કોઈ નાના ખેડૂતોની જમીન હરાજ કરાવી શકે નહિ. આવી રીતે પહેલે જ તડાકે આખા મુંબઇ રાજ્યમાં નાના ખેડૂતોને તત્કાળ જે રાહત મળી તેથી અમારો પહેલો વિજય થયો. હવે નવી પ્રેરણા મેળવીને અમે હરિપુરા કોંગ્રેસને મોરચે કિસાનપ્રવૃત્તિ કરવાને તૈયાર થયા.

હું મુંબઈમાં કિસાનોની દુનિયામાં મહાલતો હતો ત્યારે અમદાવાદમાં ભાડૂત પરિષદ વીર નરીમાનના પ્રમુખપણા નીચે મળી. મુંબઈની મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે તેમને શહેરના વસવાટોનો સારો અનુભવ હતો, તેથી તેમણે અમદાવાદની પરિષદનું પ્રમુખપદ શોભાવ્યું. તેમને કશળચંદે શહેરના અને પરા વિસ્તારની કાળી કોટડીઓ દેખાડી, તેની તેમણે સખ્ત ટીકા કરી. એકંદરે શહેરના વસવાટ વિષે તેમણે એક ખાસ નિવેદન પ્રકટ કર્યું. પરિષદમાં ભાડૂતોની બધી માગણી વિષે જુગતા ઠરાવો પસાર થયા. પરિષદ ઘણા વખત પછી મળી છતાં બહુ સફળ થઈ તેથી બધાને આનંદ થયો. વળી અમદાવાદની પરિષદને લીધે મુંબઈની અમારી ભાડૂત કમિટીને પણ ઘણું પ્રોત્સાહન મળ્યું. આમ ભાડૂતોની જે વાજબી લડત વરસોથી ચાલતી હતી તેની પૂરી છાપ છેવટે કોંગ્રેસ સરકાર પર પડી. સન ૧૯૩૯માં મુંબઈ સરકારે ઘરભાડાનો કાયદો પસાર કરીને લાખો ઘર અને દુકાનોના જૂના ભાડાના દર કાયમ કર્યા ત્યારે સારા ઈલાકામાં જનતાનો વિજય થયો.

## ૬. ગુજરાતમાં મંડાણ

સન ૧૯૩૮ના આરંભમાં મુંબઈ સરકારે જે કાયદો કરી મોટા ભાગના ખેડૂતોને તત્કાળ રાહત આપી હતી તેથી ગુજરાતમાં કિસાનસભા માટે અનુકૂળ હવા ફેલાઈ. છતાં તેની પૂરી સમજ ગામડે વસતા ખેડૂતોને તાકીદે આપવાને ભારે પ્રચારની જરૂર હતી. પછી હાળીઓની મુક્તિનો સવાલ દક્ષિણ ગુજરાતને સ્પર્શતો હતો તેથી ત્યાં ઘણો રસ પેદા થયો. ખાસ કરીને બધા ગણોતિયા પાસેથી પાકનો અડધો ભાગ લેવાની જે પ્રથા ગુજરાતમાં પ્રચલિત હતી, તેને સદંતર નાબૂદ કરવાની અને મહેસૂલના દોઢ પટ જેટલું જ રોકડ ગણોત આપવાનો જે મુદ્દો અમે રજૂ કર્યો તેથી સારા ગુજરાતના ખેડૂતો અને સામ્યવાદીઓ ખૂબ પ્રોત્સાહિત થયા. કિસાન-સભાના અગ્રણી સ્વામીજીની ગુજરાતમાં પધરામણીના સમાચાર પ્રકટ થયા ત્યારે દાહોદથી કમળાશંકરે, ગોધરેથી સોમાલાલ સીરોઈયાએ, અમદાવાદથી રણછોડ પટેલે, એંધણથી નાથુભાઈએ, સુરતથી જેકીશનદાસ પાનવાળાએ—એમ અનેક મિત્રોએ સ્વામીજીનો પ્રવાસ તેમના શહેરમાં ગોઠવવા મને લખ્યું. તે ઉપરથી સ્વામીજી પહેલાં સુરત થઈને ચીખલી ગયા ત્યારે તેમને ગાડીમાં લેવા આવતાં મોટરના અકસ્માતથી નાથુભાઈની પાંસળી તૂટી ગઈ. ત્યાંથી સ્વામીજી દાહોદ ગયા ત્યારે કમળાશંકર, હરિભાઈ વગેરે સમાજવાદીઓએ તેમનું સ્વાગત કરીને શહેરમાં જાહેર સભા બોલાવી. તેમાં સ્વામીજીએ

દેશની મુક્તિ માટે કિસાનોની ઉન્નતિનું સર્વોપરી મહત્ત્વ સમજાવ્યું. ગોધરાના ભાઈ ઓએ ખરસલીઆ સ્ટેશન પાસેના જીનપુરા ગામના જુવાન કિસાન જીવણભાઈના આગ્રહથી તેમના ગામે સભા રાખી ત્યારે ગામડાનાં વાતાવરણમાં સ્વામીજીની જબાન પૂરબહારમાં ચમકી ઊઠી. ત્યાંથી સ્વામીજી સૂરત થઈ કોંગ્રેસનગરમાં પહોંચીને તરત માંડવી તાલુકાના એક ગામની સભામાં પહોંચ્યા. ત્યાં દૂરદૂરના ગામેથી સેંકડો રાનીપરજ ભાઈબહેનો ભેગાં થયાં હતાં. તેમની છેક ગરીબ અને કંગાળ હાલત જોઈને સ્વામીજીનો પિત્તો ગરમ થયો. કોંગ્રેસની બેઠક માટે ખરચાતા લાખો રૂપિયાનો નિર્દેશ કરીને કહ્યું કે, તમારા જેવા ભૂખ્યા નિરાધાર કિસાનોના શોષણથી જ બધા પૈસા ભેગા થયા છે; હવે આપણા દેશીઓ રાજગાદી પર બેઠા છે તેથી તેમને આગ્રહ કરીને આધભાગની પ્રથા નાબૂદ કરાવો, બધીયે જાતની લૂંટ અને ગુલામી બંધ કરાવો અને મુક્તિના દરવાજા ખોલો ! સ્વામીજીની જોશીલી વાણી સાંભળીને પાસેના માંગરોળ તાલુકામાંથી આવેલા રામજીભાઈ ચૌધરી સ્વામીજીને મળવા આવ્યા અને તેમને ગામ પધારવાની વિનંતી કરી. સ્વામીજીએ ભવિષ્યનો વાયદો કર્યો ત્યારથી રામજીભાઈ અડંગ કિસાનવાદી બની ગયા.

પાંગારકરના કિસાન સરઘસનો ૧૮મી ફેબ્રુઆરીનો દિવસ નજીક આવતો હતો ત્યારે અમે વિઠ્ઠલનગરમાં નવી હવા જમાવવાનો વિચાર કર્યો. અમે સાંભળેલું કે આ નગરમાંથી જે સરિયામ પાકી સડક જતી તેનાપર સરઘસ-સભાની બંધી ફરમાવવામાં આવી છે. અમે કોંગ્રેસના કાર્યાલયમાં તપાસ કરી ત્યારે કંઈ ચોક્કસ ખબર ન પડી. તેથી “પહેલો ઘા તે રાણાનો” એવો વિચાર કરીને બીજે જ દિવસે અમે મુઠ્ઠીભર કાર્યકરોએ થોડા રાનીપરજ સાથીઓના સહકારથી નાનું સરઘસ કાઢ્યું. સ્વામીજી, રંગાજી વગેરે અગ્રેસરો કોંગ્રેસના રાજકાજમાં રોકાયેલા હતા. તેથી અમારા પહેલા સરઘસ માટે બિરાદર બુખારી ગમે ત્યાંથી લાલ ઝંડો લઈ આવ્યા એટલે અમે “ઇન્કિલાબ ઝિંદાબાદ”,

"કિસાનસભા ઝિંદાબાદ", "આધભાગની પ્રથા નાબૂદ કરો", "હાળી પ્રથા મુર્દાબાદ" એવાં સૂત્રો પોકારતા ચાલ્યા. વચમાં વચમાં અમે કિસાન ક્રાંતિનું એક ગીત પણ ગાતા :

ઉઠાવો ઝંડો ક્રાંતિનો,
પ્રચંડ ઝંડો બળવાનો,
ઝંડો આપણાં લોહી સીંચેલો,
કિસાનની આઝાદી કેરો
ઉઠાવ ઝંડો...

ધોમ ધીખતા ઉગ્ર ઉન્હાળે
કડકડતા એ ક્રૂર શિયાળે,
ચોમાસાની મુસળધારે,
કાયા દળવી શોષક કાજે
ઉઠાવ ઝંડો...

શાહીવાદને દફનાવીશું,
મૂડીવાદના ભુક્કા કરશું
મજૂર સત્તા સ્થાપન કરશું
કિસાન સત્તા સ્થાપન કરશું
ઉઠાવ ઝંડો...

વળી બીજું એક ગીત પણ અમે લલકારતા :

ઇન્કિલાબ ઝિંદાબાદ
ગુંજે આઝાદીનો નાદ—ટેક
આઝાદી ઘર આવે આજ
થોડા દિનમાં ખેડૂત રાજ
કિસાનો જગના શિરતાજ
ઇન્કિલાબ ઝિંદાબાદ

અમારી સંખ્યા ઘણી જૂજ હતી પણ અમારાં સૂત્રો અને ગીતનો અવાજ ઘણો બુલંદ હતો. અમે વિઠ્ઠલનગરના છેડા સુધી આવી

રીતે ફર્યા છતાં અમને કોઈએ ટોકયા કે રોકયા નહિ. તેથી બે દિવસ આવાં સરઘસ કાઢતા ગયા, તેમાં લોકોની સંખ્યા વધતી ગઇ. તેની ખબર કોંગ્રેસના મોવડી મંડળને પહોંચી ગઈ, તેથી ખૂબ ચીઢાઈને સરદાર વલ્લભભાઈએ એક ભાષણમાં કહ્યું કે અહીં કોઈ લોકો હવનમાં હાડકાં નાખવા આવ્યા છે! પણ કોંગ્રેસની મહાસમિતિની બેઠકમાં સરદારે કિસાનસભાની સખ્ત ટીકા કરવાનો આરંભ કર્યો એટલે ચારેબાજુએથી એવો સખ્ત વિરોધ થયો કે તેમને તરત બેસી જવાની ફરજ પડી. છેવટે કોંગ્રેસના પ્રમુખ તરીકે નેતાજી સુભાષે તેમના ભાષણમાં સાફ કહ્યું કે કિસાનસભાએ હવે દેશમાં બરાબર પગદંડો જમાવ્યો છે તેથી તેને કોઈ હઠાવી શકે એમ નથી.

૧૮મી ફેબ્રુઆરીને દિવસે કિસાનોનું મોટું સરઘસ વ્યારા તરફથી આવવાનું હતું. માટે કોંગ્રેસનગરને દરવાજે સ્વામીજી, રંગાજી, ડૉ. સુમંત મહેતા વગેરે અનેક અગ્રેસરો ભેગા મળ્યા. સરઘસ માટે ઘણીવાર વાટ જોવી પડી તેથી કોઈ નિરાશ ન થયા. છેવટે શિયાળાનો સંધ્યાકાળ થવા આવ્યો એટલામાં લાલ-ધજાપતાકા લઈ ને અને કિસાનસભાનાં સૂત્રો પોકારતા સેંકડો કિસાનો અને હાળીઓ આવતા દેખાયા. પાંગારકર અને તેમના સાથીઓ પહેલાં અમને આવી મળ્યા. ત્યારે અમારા દિલને થોડી શાંતિ થઈ. જોતજોતામાં હજારો હાળીઓ અને કિસાનો સરઘસમાં આવીને સભાના રૂપમાં ચોપાસ ગોઠવાઈ ગયા અને તેમાં કોંગ્રેસનગરમાંના બીજા હજારો ભળી ગયા. જોતજોતામાં દસ-બાર હજારની વિરાટ સભા જામી. પહેલાં કિસાન ગીત ગાવાનો કાર્યક્રમ શરૂ થયો. પછી રીતસર સભા શરૂ થઈ.

તે વખતે અંધારું થવા આવ્યું હતું છતાં અમારી પાસે નહોતી વીજળીની બત્તી કે નહોતી કોઈ પેટ્રોમેક્ષની સગવડ. કયાંકથી એક બે ફાનસ લાવીને તૈયાર કર્યાં. અમારી પાસે લાઉડ સ્પીકરની

વ્યવસ્થા નહોતી તેથી અમારે ગળાના અવાજથી જ ચલાવી લેવું પડયું. હજારો માણસો વક્તાઓને જોઈ શકે તે માટે અમે કોંગ્રેસ-નગરમાંથી જ બેચાર ટેબલ ભેગાં કરીને કામચલાઉ વ્યાસપીઠ બનાવી દીધું. તેના ઉપર ચઢીને મેં ને ભાઈ પાંગારકરે સભા અને સરઘસની ભૂમિકા સમજાવી. ડૉ. સુમંત વડોદરા રાજ્યના ખેડૂતો, રાનીપરજ કિસાનો તેમજ હાળીઓથી ઘણા પરિચિત હતા. તેથી તેમના જમાનાજૂનાં બંધનો તોડવાની હાકલ કરી. રંગાજીએ આખા દેશની અને ખાસ કરીને આંધ્રની કિસાનપ્રવૃત્તિનો ખ્યાલ આપ્યો અને ગાંધીજીની અને બારડોલીની આ ભૂમિમાં સારા દેશના ધોરણે નવી કિસાનપ્રવૃત્તિ જમાવવાનો બોધ આપ્યો. છેવટે સ્વામીજી ઊભા થયા ત્યારે તેમની મીઠી મધુરી હિન્દી જબાનમાં જે ભાષણ કર્યું તે વધારેમાં વધારે અસરકારક નીવડયું. જે કિસાન સારા જગતને અનાજ અને દૂધ–ઘી આપે તેની હાલની દેવાદાર, પરાધીન અને કંગાલ દશા અસહ્ય લાગે છે; સ્વરાજની લડતમાં ગુજરાતે આગેવાની કરી છે તો હવે કિસાનોની લડતમાં પણ મોડું જાગીને તે ઝપાટાબંધ પ્રગતિ કરશે એવી આશા દર્શાવી. ખાસ કરીને તેમણે ભાગબટાઈની અને હાળીઓની ગુલામીપ્રથા નાબૂદ કરવાની હાકલ કરી. આ ભાષણો સાંભળીને ત્યાં હાજર રહેલા હજારો કિસાનો અને કાર્યકર્તાઓ ખૂબ જ પ્રભાવિત થયા. આવી રીતે દેશભરમાં જામેલી કિસાનપ્રવૃત્તિનાં મંડાણ ગુજરાતમાં થયાં.

તે દિવસોમાં કેન્દ્રિય કિસાન કમિટીની બેઠક મળી. પ્રમુખ અને મંત્રીઓ ઉપરાંત કમળાદેવી અને જયપ્રકાશ હાજર હતા. કમિટી–એ બધાંય રાજ્યોમાં પરિસ્થિતિ અનુસાર કિસાન તરફી ગણોતના અને જમીનમહેસૂલના નવા કાયદા કરવાની તેમજ શાહુકારી દેવામાં કાપ મૂકવાના કાયદા જલદીથી પસાર કરવાની માગણી ઉઠાવી તેમજ દેશભરમાં સત્તાવીશમી માર્ચને દિવસે દેવાનાબૂદી દિન ઉજવવાનું

ઠરાવવામાં આવ્યું. વળી પૂર્વ બંગાળના કોમીલ્લા શહેરમાં આવતા મે માસમાં કિસાનસભાની વાર્ષિક બેઠક ભરવાનું નક્કી થયું.

ઉપરાંત કમિટીએ દેશી રાજ્યોમાં પોતાના હકક માટે લડતા બધા કિસાનોને ધન્યવાદ આપ્યા. ખાસ તો ઉત્તર ગુજરાતમાં માણસા રાજના ખેડૂતોની લડત ચાલતી હતી તેને ટેકો આપવાનું પણ ઠરાવ્યું. માણસાના ઠાકોરે ખેડૂતોના મહેસૂલના દરમાં ૨૦૦ ટકાનો વધારો કર્યો હતો તેથી તેમણે ના-કરની લડત શરૂ કરી હતી. પછીથી લડત દરમ્યાન કોઈ ખેડૂતના અનાજની જપ્તીનો બીજા સાથીઓએ વિરોધ કર્યો ત્યારે પોલીસે કોઈ સ્ત્રીઓની મારપીટ કરી અને ગોળીબાર પણ કર્યો. વળી ખેડૂત કમિટીના પ્રમુખ અને મંત્રીની ધરપકડ કરવામાં આવી. તેના વિરોધમાં માણસામાં મોટી સભા થઈ અને કિસાનસભા તરફથી ત્રીજી એપ્રિલને દિવસે અખિલ હિન્દ માણસા દિન પાળવાની અપીલ કરવામાં આવી.[1]

હરિપુરાનું કામ સમેટીને માર્ચના આરંભમાં પાંગારકરની સાથે સાથે હું મુંબઈ ગયો ત્યારે ઉત્તર પ્રદેશમાં લખનૌની વિધાનસભા આગળ પોણો લાખ ખેડૂતોની કૂચના સમાચાર મળ્યા. એકંદર દેશમાં ચોપાસ કિસાનોની પ્રવૃત્તિ વિરાટ બનતી જોઈને અમે બહુ હરખાયા. એવામાં જ લવેટથી રામજીભાઈ ચૌધરી તરફથી તેમના ગામે બોલાવવાનો તાકીદનો સંદેશો મળ્યો. ત્યાં એટલી જ ખબર પડી કે એમના વિભાગમાં ખેડૂતોએ શાહુકારોને ઊપજનો અડધો ભાગ આપવાનો ઇન્કાર કર્યો છે, તેથી કટોકટી સર્જાઈ છે. થોડાક જ દિવસોમાં અમે પહેલાં માંડવી તાલુકામાં ગોંડસંબા થઈને ઝંખ-

૧. માણસામાં બીજી વિરોધ સભા માર્ચની ૧૮મીએ થઈ તેમાં સરકારી દમનનો સખ્ત વિરોધ થયો અને તત્કાળ મહેસૂલમાં ૫૦ ટકાનો કાપ મુકાય અને આગેવાનોને છોડી મુકાય તો લવાદીથી નિકાલ કરવાની માંગણી રજૂ થઈ.

વાવ સ્ટેશને પહોંચ્યા. ત્યાંથી વાંકળ સ્ટેશને ઊતરીને અમે ચાલતાં સાંજે લવેટ ગામે પહોંચ્યા. ત્યાં ગામના ચોરામાં એક બે શાહુકારો મુકામ કરીને બેઠા હતા. તેમણે ગણોતિયા પાસેથી અડધો ભાગ લેવાની હઠ કરી ત્યારે અમે ખેડૂતોના વિરોધને ટેકો આપ્યો. આમ અમારી વચ્ચે ખરેખરી સાઠમારી જામી, તેથી ખૂબ રીસે ભરાઈને તેઓ વાંકલ તરફ ચાલ્યા ગયા.

રાતે રામજીભાઈ, તેમના સાથીઓ અને કિસાનોની મોટી જમાત સાથે અમે પેટભરીને વાતો કરી. અહીંયાં ઘણી જમીનો શાહુકારોને નામે ચઢી હતી અને તેઓ અડધો ભાગ અને લહેણું વસૂલ કરતા; એટલે થોડોક જ માલ કે અનાજ ખેડૂતો પાસે રહેતાં. કિસાનસભાના તાજા પ્રચારથી હવે ખેડૂતોએ આધભાગની પ્રથા નાબૂદ કરવાનો નિશ્ચય કર્યો. વડોદરા રાજ્યે સોનગઢ અને વ્યારાના ખેડૂતો માટે ગણોતનિયમના કાયદા કરેલા તે સમજાવીને તેનો લાભ લેવાને માટે તૈયાર થવાને ખેડૂતોને અમે સમજાવ્યું. આવી પ્રાથમિક ચર્ચા પૂરી થયા પછી અમે આસપાસનાં ગામેગામ ફરીને અડધો ભાગ આપવાની મનાઈ ફરમાવી અને સરકારની પાસે ન્યાય મેળવવાનું એલાન કર્યું.

૨૭મી માર્ચને દિવસે દેવાનાબૂદી દિન ઉજવવાને જે અપીલ કરવામાં આવી, તેમાં જણાવ્યું કે ખેડૂતોના દેવાનો જૂનો અંદાજ ૯૦૦ કરોડનો હતો તે આશરે ૧૫૦૦ કરોડ પર પહોંચી ગયો છે; તેથી તેનો અસહ્ય બોજો નાબૂદ કરવાની માંગ ઉઠાવવાની સૂચના હતી તે દિવસે લવેટમાં સાત હજારની જંગી સભા થઈ અને તેમાં માંડવી અને માંગરોળના ઘણા લોકો હાજર થયા. પછી માંગરોળમાં પણ જંગી સભા થઈ, ત્યારે કિસાનોએ આધભાગનો વિરોધ કર્યો, તેમ હાળીઓએ પણ તેમના ધણીઓની સામે બંડ પોકાર્યું. આમ કિસાનો અને હાળીઓનો નવો સંયુક્ત મોરચો રચાયો. હવે મોટા

જમીનદારો હાળીઓને પહેલાંની માફક ધાકધમકીથી તાબે કરવામાં ફાવ્યા નહીં. આખા માંગરોળ તાલુકામાં ગામેગામ મોટી લડત જામી ગઈ. તે જ માસમાં ઉત્તર પ્રદેશના પોણોલાખ કિસાનોના એક મોરચાએ ધારાસભા પર કૂચ કરીને તેમની તાકીદની માંગણીઓની બુલંદ ઘોષણા કરી. વળી પંજાબના મોંટગોમરી જિલ્લાના ગણોતિયાએ તેમના જમીનદારો સામે સત્યાગ્રહ કરીને તેમના ગણોતમાં અને નહેરના કરમાં ૫૦ ટકાનો કાપ મુકાવ્યો અને બેગાર–વેઠ બંધ કરાવી ત્યારે તેમનો વિજયડંકો ચોપાસ વાગી રહ્યો.

એપ્રિલ માસમાં ભાઈ પાંગારકરે નવસારીના સુબાનો સંપર્ક સાધ્યો ત્યારે તેમણે પણ આધભાગની પ્રથાને નાપસંદ કરી. મહેસૂલના આશરે પાંચેક પટ જેટલું ગણોત લેવાનો નિયમ પણ તેમને ગમ્યો. પછી તેમણે માંગરોળના જમીનદારો સાથે વાટાઘાટો કરી. પરિણામે જે સમાધાન થયું તેની જાહેરાત ૩૧મી મેનાં વર્તમાનપત્રોમાં કરવામાં આવી. તે મુજબ (૧) જે જૂના ખેડૂતોને ગણોત કાયદો લાગુ પડે તેમને તો સરકારે ઠરાવેલું ગણોત આપવાનું છે; (૨) જેને તે કાયદો લાગુ નથી પડતો તેમને ગઈ સાલના ધોરણે ગણોત આપવાનું છે. (૩) આવા ખેડૂત કે માલિકને ગણોતમાં સુધારો કરવો હોય તો તે વિષે સરકારનો નિર્ણય બંધનકારક ગણાશે; અને (૪) જ્યાં સુધી સરકાર છેવટનો ફેંસલો ન કરે ત્યાં સુધી ખેડૂતો પાસેથી જમીનદારો જમીન આંચકી શકશે નહિ. વળી હાળી પ્રથાને ગુલામોની પ્રથા ગણવામાં આવી. તેથી હવે માલિકોને જે નોકરો કાયમ માટે રાખવા હોય તેમની પાસે કરારનામાં કરાવવાં જોઈશે. આ સમાધાનથી દેખીતી રીતે કિસાનો અને હાળીઓનો જ્વલંત વિજય થયો. તેથી ત્રીજી જુલાઈના રોજ અમે આખા તાલુકામાં ગામેગામ વિજય દિન ઉજવવાની જાહેરાત કરી.

આવા વિજય દિનનો પ્રચાર થવા મંડયો તેથી જમીનદારો

ગભરાઈને સરકાર પાસે પહોંચી ગયા. ખેડૂતો અને હાળીઓ ચોપાસ ક્રાંતિ કરે તો ખેતીના ઉપર ગંભીર અસર પડવાની બીક તેમણે સરકારને બતાવી. તરત જ સરકારી નીતિ બદલાઈ. જૂન માસમાં જ અમારા ઉપર માંગરોલ તાલુકામાં દાખલ થવાની અને સભાઓ ભરવાની બંધી ફરમાવવામાં આવી. તરત જ અમે માંગરોળ તાલુકાની સરહદે આવેલા માંડવી તાલુકાના બલેટી ગામે ત્રીજી જુલાઈએ લવેટ કિસાન દિન ઉજવવાને સભા રાખી. ત્યાં માંગરોળના અને માંડવીના સેંકડો ખેડૂતો હાજર થયા. અમે એવી ઘોષણા કરી કે સીતમને રસ્તે ચઢેલી સરકાર જો તમારી જમીન છોડવાના હુકમ આપે તો સત્યાગ્રહ કરજો. કોરટમાં સજા થાય તો હસતે મોંએ જેલમાં જજો; તો તમારી જમીન કોઈ જમીનદાર–શાહુકારને પચવાની નથી. આ સંદેશો સાંભળીને માંગરોળના ખેડૂતો મક્કમ થયા અને માંડવી તાલુકામાં નવી જાગૃતિની શરૂઆત થઈ.

હવે જુલાઈ માસમાં કંઈ સમાધાન ન થવાથી ખેડૂતોએ ભાગ કે ગણોત આપ્યું નહિ. એટલે તેમની જમીત કબજે કરવા માટે જમીનદારોએ અદાલતમાં ભારોભાર દાવા કર્યા. તેથી હુકમનામા થયાં ત્યારે ર૬મી જુલાઈના રોજ ખેડૂતની જમીનો કબજે કરવામાં આવી. પછી પહેલી ઑગસ્ટને દિવસે ખેડૂતોએ પાછા જમીનના કબજા કરી લીધા. છેવટે ચોથી સપ્ટેમ્બરના રોજ પોલીસની મોટી સેના ખેડૂતોને તેમની જમીનોમાંથી હાંકી કાઢવા આવી ત્યારે હજારો ખેડૂતો ચોપાસ ઘેરો વળ્યા. હવે જે ઝપાઝપી થઈ તેને પરિણામે ૧૦મી સપ્ટેમ્બર સુધીમાં રામજીભાઈ અને આશરે સાઠ કિસાનોને પકડીને કઠોરની જેલમાં પૂરી લીધા. દોઢેક માસ પછી હું નવસારીમાં સુબાને મળ્યો ત્યારે દિવાળીને ટાંકણે બધા જામીન પર છૂટી ગયા. કેટલાક ખેડૂતો સારુ આધભાગને બદલે પાંચ પટ ગણોત કરવામાં આવ્યું. તેમ હાળીઓને પણ

તેમના ધણીઆપાને ચાકરીપટા લખી આપવા અધિકારીઓએ ઘણું સમજાવ્યા. પણ તે શરણે થવાને બદલે ઊલટા વધારે મજબૂત થયા. પરિણામે તેઓ કંઈક વધારે પગાર અને હક્ક મેળવતા ગયા.

દરમ્યાન ત્રીજી એપ્રિલે અખિલ માણસા દિન પળાયો. થોડા જ દિવસમાં મધ્ય પ્રદેશની પહેલી કિસાન પરિષદ મળી તેમાં માલગુજારી પ્રથા નાબૂદ કરવાનો ઠરાવ પસાર થયો. પહેલી મેનો દિવસ પણ સ્વામીજીના આદેશથી કામદારોની સાથે કિસાનોના દિન તરીકે દેશભરમાં ઉજવવામાં આવ્યો. તેની સાથે આ સાલ પણ કિસાનોની ગ્રીષ્મશાળા મે–જૂન માસમાં મદનાપલી અને આગ્રામાં યોજવાની જાહેરાત થઈ.

માંગરોળ તાલુકામાં નવી દમનનીતિ શરૂ થઈ તે પહેલાં ઉનાળામાં ત્યાંના આઝાદ બનેલા કિસાનો અને તેમનાં સ્ત્રી–બાળકોને ગામેગામ શિક્ષણ આપવાને ગ્રીષ્મશાળાઓ ચલાવવાનું કામ સુરત–મુંબઈનાં ઘણા જુવાનોએ ઉપાડી લીધું. તેમણે એપ્રિલથી જૂન માસ સુધી લવેટમાં અને પાસેનાં ગામડાંમાં શાળાઓ ચલાવી હરિપુરાની કિસાન કૂચથી અમારી સાથે સંકળાયેલાં સ્વયં-સેવકો—કપિલા ખાંડવાલા, ઠાકોર ગોદીવાલા, જશવંત ચૌહાણ, રમેશ ભગત, પ્રભુદાસ ભગત, પોપટભાઈ વ્યાસ, જશવંત ઠાકર, જયકિશન પાનવાલા વગેરે આ પ્રવૃત્તિમાં સામેલ થયા. તેમણે માંગરોળ અને લવેટના વિસ્તારમાં ફરીને આર્થિક તપાસ પણ કરી અને તેના આધારે એક અહેવાલ પ્રકટ કર્યો. શહેરમાં ઊછરેલાં આ યુવક–યુવતીઓ ગામડાંના નરનારીઓ સાથે શોખથી ભળી ગયાં અને તેમની રહેણીકરણી અને આહારવિહારને પણ મોજથી અપનાવી લીધાં. તેઓ પ્રૌઢ સ્ત્રીપુરુષો માટે અક્ષરજ્ઞાનના વર્ગ ચલાવતાં તેમ ભણેલા જુવાનોને કિસાનોના સવાલોની સમજૂતી આપતાં. વળી તે સર્વ રાનીપરજ લોકોની રમતગમતમાં, ગાનતાનમાં અને રાસ-

નૃત્યમાં પણ ભળી જતાં. આવી રીતે શહેરના જુવાનોએ દોઢેક માસની આ પ્રદેશની સફરમાં ગામલોકોને ઘણું શીખવ્યું અને તેમની પાસેથી ઘણું શીખતે શીખતે ઘણી લહેર કરી.

માંગરોળની લડત ચાલતી હતી તે દરમ્યાન પૂર્વ બંગાળમાં મળવાની કિસાનસભાની ત્રીજી બેઠકમાં હાજર રહેવાને તેના વરાયેલા પ્રમુખ સ્વામીજીની સાથે હું કલકત્તાથી ઊપડયો. રસ્તામાં એક મોટી નદી પાર કરવાને અમે નાની આગબોટમાં બેઠા. પછી પાછા રેલ-ગાડીમાં બેસીને પૂર્વ બંગાળમાં કોપિલ્લા શહેરમાં પહોંચ્યા. ત્યાં સ્વાગત–પ્રમુખ કામિનીકુમાર દત્તે અને મંત્રી બંકિમ મુકરજીએ અમારું સ્વાગત કર્યું. તેમની સાથે વાતચીત કરતાં ખબર પડી કે મુસ્લિમ લીગ તરફથી આપણી કિસાન પરિષદની વિરુદ્ધ સખત પ્રચાર ચલાવવામાં આવ્યો હતો અને તેથી પરિષદના કામમાં કંઈ વિરોધ કે તોફાન થાય એવો સંભવ હતો. છતાં અમારી પરિષદને પણ પ્રભાવશાળી મુસ્લિમ અગ્રેસરોનો ટેકો હતો. તેથી પરિષદમાં સારી હાજરી વિષે કંઈ શંકા નહોતી.

પરિષદને દિવસે સવારે રંગાજીએ કિસાનોની સારી મેદની આગળ કિસાનસભાનો લાલ ઝંડો ફરકાવ્યો. તેમણે સાફ કહ્યું કે કેટલાક કોંગ્રેસીઓ તેમની સંસ્થામાં અમને સામેલ થવા કહે છે અથવા તેના ભાગરૂપ ગણે છે અને જવાહરલાલજી જેવા મોટા આગેવાન પણ કિસાનસભા તરફ જરા વક્રદૃષ્ટિ રાખે છે; તેથી અમે પહેલી વાર કોંગ્રેસથી જુદે સ્થળે વાર્ષિક સંમેલન રાખવાનો અને અમારો આગવો લાલ વાવટો અપનાવવાનું નક્કી કર્યું છે. બપોરે એવી ખબર પડી કે ઘણે ગામડેથી પરિષદમાં આવતા કિસાનોને મુસ્લિમ લીગવાળા રોકવાને કોશિશ કરે છે; કોઈ ઠેકાણે તો ઝગડો કે ઝપાઝપી પણ થઈ રહ્યાં છે; છતાં અમારી કમિટીમાં ઠરાવો ઘડવાનું કામ ચાલુ રહ્યું.

છેવટે સ્વામીજી પરિષદમાં હાજરી આપવાને ગાડીમાં બેઠા ત્યારે એક બાજુએ હું અને બીજી તરફ બંકિમજી બેઠા. અલબત્ત અમે સર્વે પરિષદમાં નિર્વિઘ્ને પહોંચ્યા. મંડપમાં ભેગા થયેલા આશરે ૨૫,૦૦૦ કિસાનોએ સ્વામીજીને "કિસાનસભા ઝિંદાબાદ"ના બુલંદ અવાજોથી વધાવી લીધા. પ્રમુખસ્થાનેથી બોલતાં સ્વામીજીએ તે વિસ્તારમાં ફેલાએલી જમીનદારી પ્રથાની જ સખ્ત ઝાટકણી કાઢી અને ગણોત અને દેવામાં કાપ મૂકવાની અને બધા લેણાની વસૂલાત મોકૂફ રાખવાની હિમાયત કરી. ખાસ કરીને તેમણે કિસાનો માટે વર્ગવિગ્રહની નીતિની સ્પષ્ટ રીતે હિમાયત કરી. જમાનાથી ગામડામાં ચાલુ રહેલી સારીયે વ્યવસ્થા ધરમૂળથી બદલીને સંપૂર્ણ ક્રાંતિ કરવાની જોરદાર હાકલ કરી. પછી જમીનદારીની નાબૂદીના અને બીજા અનેક ઠરાવો સર્વાનુમતિથી પસાર થયા. માણસાના ખેડૂતોની લડતને ટેકો આપવાનો અને કિસાનોની દુનિયામાં ક્રાંતિ કરવાના નિર્ણયો જાહેર થયા.

જ્યારથી હરિપુરા કોંગ્રેસને ટાંકણે સ્વામીજીએ ગોધરા પાસેના જીતપુરા ગામની મુલાકાત લીધી ત્યારથી તે ગામના જીવણભાઈ, વડોદરાના છોટુભાઈ શુકલ વગેરે કાર્યકરો તાજી પ્રકટ થયેલી કિસાનસભાની પત્રિકાનો તેમના વિસ્તારમાં ઠીક પ્રચાર કરતા. તેમની સૂચનાથી ગોધરાના વિસ્તારમાં અમે મુંબઈના રાહતના કાયદાનો લાભ લેવાની સમજૂત ખેડૂતોને આપતા. મેરાકૂવા જેવા ગોધરા તાલુકાના અને નજીકના ખેડા જિલ્લાનાં ગામે આવો પ્રચાર થોડા માસથી ચાલતો. આ બધી પ્રવૃત્તિ કરતાં કોઈ સ્થાનિક ભાઈઓના ઉત્સાહથી મે માસની આખરે વાલાવાવ ગામમાં મધ્યગુજરાત કિસાન પરિષદ વીર નરીમાનના પ્રમુખપણા નીચે ભરવામાં આવી. મારા ખાસ આગ્રહથી નરીમાન આ અજાણ્યા વિસ્તારમાં આવ્યા, પણ ખેડૂતોને મળ્યા પછી તે બહુ ખુશી થયા. તેમના ભાષણમાં પણ એક ધારાશાસ્ત્રી તરીકે જમીન–મહેસૂલની આખી પ્રથાને મોટા

ભાગની વસ્તી ધરાવતા ખેડૂતવર્ગને માટે અપમાનકારક તેમજ નુકસાનકારક ગણીને તેને આવકવેરાના ધોરણસર જ આંકવાની માંગણી કરી.

વાલાવાળાની આ પરિષદમાં ગોધરામાં થોડા વખતથી કામ કરતા કિસાનસેવક ઝીણાગીર આર્ય અમને મળ્યા. તેમણે એ તરફનું બધું કામ ઉપાડી લીધું. વળી ડાકોર પાસે આવેલા સીતલાવ ગામના અદેસિંગ મળ્યા. તેમણે ફરિયાદ કરી કે તેમના ઠાકોર હવે વધારે ગણોત માગે છે અને નહિ તો જમીન ખાલી કરવાની ધમકી આપે છે. મેં તેમને અને બધા ખેડૂતોને સમજણ પાડી કે આ બ્રિટિશ વિભાગમાં રહેતા ઠાકોર કાયદા મુજબ વધારે પૈસા માગી શકે નહિ અને તે કારણસર જમીન ખાલી કરાવી શકે નહિ; વળી તે બાબતમાં જરૂર પડે તો કલેકટરને મળીને તેમને કાયદેસર અરજી કરશો તો તરત તમારા દુઃખનો નિકાલ થશે.

અમારી સૂચના મુજબ ચીતલાવના ખેડૂતોએ ઠાકોરને રોકડો જવાબ પરખાવ્યો પણ તેથી અક્કલ આવી નહિ. તેણે પઠાણો મારફત ખેડૂતો પર હુમલા કરવાની તજવીજ કરી. વળી તોયે જમીનનું ગણોત વધારવાની અને નહિ તો જમીન ખાલી કરવાની છાપેલી નોટિસો મોકલી. ખેડૂતોએ તો ઠાકોરને જરાયે મચક આપી નહિ. પણ આ બધી નોટિસો અને બીજા ગેરકાયદે કૃત્યના પુરાવા ખેડૂતોએ એકત્ર થઈ ને કલેકટર આગળ રજૂ કર્યા; પરિણામે થોડા વખતમાં ચીતલાવની આખી ઠકરાત પર સરકારે જપ્તી ઠોકી બેસાડી. કુદરતી રીતે આખા વિસ્તારના ખેડૂતો પર તેની સારી અસર થઈ.

પછીથી એ જ તાલુકાના રાણીયા, કોઠ વગેરેના ઠાકોરોની સામે એવી જ ફરિયાદો આવતી ગઈ ત્યારે ખેડૂતોએ તેમનો કડક સામનો કરીને કાયદાનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. આ વિસ્તારમાં અનેકવાર

ફરતાં ઉમરેઠના પ્રો. ચંદુલાલ નામના હોંશિયાર ખેડૂતનો મને પરિચય થયો. તેમના સહકારથી આખા વિસ્તારના ઠકરાતા ખેડૂતોની એક મોટી સભા મહી નદીને કિનારે ભદ્રાસા ગામમાં મળી. ત્યાર પછી કોઈ ઠાકોરોએ તેમના ખેડૂતો પર સીતમ કરવાની હિંમત કરી નહિ.

વરસો પછી ચીતલાવના ઠાકોર પર જપ્તી ચાલુ હતી ત્યારે તેમણે વધારાના ગણોત માટે એક ખેડૂત પર દીવાની અદાલતમાં દાવો કર્યો. કાયદાના વકીલે થોડો વખત તકરાર કર્યા પછી પહેલાના કરતાં કંઈક વધારે ગણોત આપવાનું સમાધાન કરીને તે મુજબ સંમતિથી હુકમનામું કરાવ્યું. હું સન ૧૯૪૧ની આખરે દોઢ વરસની જેલમાંથી છૂટ્યો ત્યારે આ વાતની ખબર પડતાં તરત મેં ખેડા કલેકટરને લખ્યું કે સરકારના રાહતના કાયદા મુજબ જૂના ગણોતમાં સહેજ પણ વધારો ગેરકાયદેસર છે. કલેકટરે મારી વાત માન્ય કરી અને જૂના હુકમનામાનો અમલ થયો નહિ.[1]

જૂન માસમાં રંગાજીને તેમના વતન નીડુબ્રોલ્લુમાં મળીને હું આંધ્રમાં મદનાપલીની ગ્રીષ્મશાળામાં જુવાન વિદ્યાર્થીઓને કિસાનસભાની નીતિ વિષે સમજૂત આપવાને ગયો. મદનાપલીને અંગ્રેજ શાસકોએ મહારાષ્ટ્રના પંચગની કે મહાબળેશ્વરના ધોરણે ઉનાળામાં હવા ખાવાના સ્થાન તરીકે ખીલવ્યું હતું. મદનાપલી સારી ઊંચાઈ ઉપર આવેલું છે અને ત્યાં વિવિધ પ્રકારનાં ઝાડ અને બગીચા એવી રીતે જમાવેલા છે કે ત્યાં ભરઉનાળે ગરમી તો લાગે જ નહિ. એ હવામાં બેત્રણ દિવસ રહીને ગ્રીષ્મ-

૧. સન ૧૯૪૨માં હું નડિયાદમાં રહીને સહકારી પ્રવૃત્તિ કરતો હતો ત્યારે ચીતલાવના ઠાકોર મને તેમની જપ્તી ઉઠાવી લેવા કહેતા. હું જવાબ આપતો કે તમારા ખેડૂતોની સહી લાવો તો જપ્તી ઊઠી જશે.

શાળાના વિદ્યાર્થીઓ સાથે ચર્ચાવિચારણા કરવાની ઘણી મઝા પડી. રંગાજીના આમંત્રણથી અજય ઘોષ અને રણદીવે જેવા સામ્યવાદી આગેવાનોએ આ શાળાની મુલાકાત લીધી.

કૃષ્ણા જિલ્લામાં મેની આખરે કોળી બુચ્ચૈયા નામના એક મોટા ખેડૂત પર તેના જમીનદાર તરફથી સખ્ત હુમલો કરીને તેને ઘાયલ કરવામાં આવ્યો હતો. હું રંગાજી સાથે એના ગામે પહોંચ્યો ત્યારે એ ઇસ્પિતાલમાં હતા. અમે તેમને મળીને તેમના પર થયેલા હુમલાની બધી હકીકત જાણી લીધી. તેને અંગે કોઈની પણ ધરપકડ નહોતી થઈ એ પણ જાણ્યું. પછી બુચ્ચૈયાના ગામે અમે સભા ભરી ત્યારે જમીનદારના ત્રાસથી જરાયે ગભરાયા વિના સેંકડો કિસાનો હાજર થયા. તેમની આગળ રંગાજીએ અને મેં જમીનદારોના સીતમની અને જમીનદારી પ્રથાની ઝાટકણી કાઢી. થોડા મહિના પછી મદ્રાસના વડાપ્રધાન તરીકે રાજાજીએ રંગાજીના ભાષણની નકલ ગાંધીજીને મોકલી ત્યારે તેમના તરફથી ખુલાસો માગવામાં આવ્યો. જવાબમાં એમણે કહ્યું કે, મારા સાથી ઇન્દુલાલના સખ્ત ભાષણથી હું ઉશ્કેરાઈ ગયો હતો તેથી મારા ભાષણમાં હિંસાખોરીનો અંશ આવી ગયો હશે!

જૂન માસમાં માણસાના ખેડૂતોની મુખ્ય માગણીઓ મંજૂર થતાં તેમનો જ્વલંત વિજય થયો. બીજી પાસ બિહારની કોંગ્રેસ સરકારે લડાયક બનતા કિસાનોને સજા કરવાને જમીનદારોની સાથે કરારો કર્યા. તેથી જમીનદારોને છૂટો દોર મળ્યો, તેમના ગુંડાઓને ઉત્તેજન મળ્યું અને જમીનદારી પ્રથાને જીવતદાન મળ્યું. વચગાળામાં કિસાનોની થોડીઘણી મુક્તિ મેળવવાની આશા અમારા દિલમાં ખીલતી હતી તે નષ્ટ થઈ. તેથી સ્વામીના ગુસ્સાનો પાર ના રહ્યો. તરત જ તેમણે સખ્ત નિવેદન કરીને કિસાનોને ગામેગામ મોટી સભાઓ મેળવીને આ કરારનો વિરોધ કરવાનું એલાન આપ્યું.

વળી થોડા જ વખતમાં ઉત્તર પ્રદેશની કૉંગ્રેસ સરકારે પણ જમીન-દારો સાથે કરાર કર્યા; અને આંધ્રમાં પણ કૉંગ્રેસ સરકારે જમીનદારોનો સાથ લઈને કિસાનો પર જુલમ કરવા માંડ્યો. આવા સંયોગોમાં સ્વામીજીએ બિહારમાં ત્રણ અઠવાડિયામાં સેંકડો સભાઓ ભરવાની અને આઠમી ઑગસ્ટે પાટનગરમાં વિરાટ સભા ભરવાની હાકલ કરી. આ કાર્યક્રમની ખબર પડતાં સરકારે સભા-બંધી જાહેર કરી. છતાંય આઠમીને દિવસે સરકારી હુકમનો ભંગ કરીને પચ્ચીસ હજાર કિસાનોએ માઈલ લાંબું સરઘસ કાઢીને પટણામાં કૂચ કરી અને તેની આગેવાની સ્વામીજીની સાથે જયપ્રકાશ નારાયણે લીધી. પછી બંકીપુર મેદાનમાં સાંજે સભા થઈ તેમાં સ્વામીજીએ તેમજ બીજા વક્તાઓએ આ કરારનામાની એકેએક કલમ ઉપર પિસ્તાળ પાડી. ખરેખર આ વિરાટ મેદની જોઈને સરકાર એટલી બધી ગભરાઈ ગઈ કે દમનનું કંઈ પગલું ભરવાની તેની હિંમત ના ચાલી.

એવામાં જ મુંબઈ સરકારનો ગણોત કાયદાનો ખરડો તૈયાર થયો. તરત જ તેના ઉપર સમાજવાદીઓ, રૉયવાદીઓ, સામ્ય-વાદીઓ અને જુનવાણી આગેવાનોએ પણ સખ્ત ટીકા વરસાવી. મેં પણ કિસાનસભાના એક સહમંત્રી તરીકે એક વિસ્તૃત નિવેદન કરીને જણાવ્યું કે ફૈઝપુરની કોંગ્રેસમાં ગણોતની બાકી માફ કરવાનાં, જમીનના નાના ટુકડાનો કર માફ કરવાનાં અને જૂના ગણોતિયા-ઓને ખેતીના કાયમના હક આપવાનાં જે વચનો આપ્યાં છે તેનો આ કાયદામાં ભંગ થયો છે; પ્રમાણમાં બહુ જ થોડા ગણોતિયા-ઓને ખેતીના કાયમના હકક આપ્યા છે; આ બધાં કારણસર સરકારે તરત આ ખરડો પાછો ખેંચી લઈને નવો રજૂ કરવો જોઈએ. દેખીતી રીતે સરકાર પોતાની મેળે આવું કંઈક કરે નહીં તેથી આખા રાજ્યમાં કિસાનોનો અને જનતાનો મત

જાગૃત કરીને ખરેખરી રાહત મેળવવાનો મેં આગ્રહ કર્યો.

ઑગસ્ટ મહિનો આગળ ધપતો હતો ત્યારે સ્વામીજીએ પહેલી સપ્ટેમ્બરનો દિવસ દેશભરમાં કિસાનદિન પાળવાની હાકલ કરી. હંમેશ મુજબ આ કિસાનદિને કિસાનોની બધીયે નાની મોટી માંગો માટે બને તેટલી મોટી સભાઓ અને સરઘસો તો યોજવાનાં હતાં. ઉપરાંત દિલ્હી સરકારે વિશ્વયુદ્ધ નજીક આવતું પારખીને તેમાં ભારતને ઝુકાવવાને બનતી સત્તાઓ મેળવી હતી. આ કિસાન-દિને આ યુદ્ધના કાયદાનો ખાસ વિરોધ કરવાનો આદેશ સ્વામી-જીએ આપ્યો. તે મુજબ દેશભરમાં અને ગામડાંમાં સેંકડો સભા ભરવામાં આવી.

દરમ્યાન હું એક વ્યાધિનો ભોગ બની ગયો. કોઈ કોઈવાર ગામડે કે શહેરમાં ફરતાં પેટમાં જમણા પાસામાં ઓચિંતું દર્દ ઊપડી આવતું અને પાછું શમી જતું. મુંબઈની કિસાનકૂચને બીજે જ દિવસે જે દર્દ ઊપડ્યું હતું તે હવે મારું સાથી બની ગયું હતું. તેથી એક દિવસ તેનું પૂરું નિદાન પારખવાને માટે હું મારા જૂના મિત્ર આત્મારામ મરચન્ટને મળવા ગયો. તેમણે પહે-લાંના જેવી માયા રાખીને મારી ફરિયાદ સાંભળ્યા પછી એક ડૉકટરને ત્યાં એકસરે લેવડાવવાને ચિઠ્ઠી આપી. થોડા જ દિવસમાં એકસરેનો નકશો જોઈને તેમણે કહ્યું કે તમે એપેન્ડીસાઈટીસના રોગથી પીડાઓ છો; એ નાની ગાંઠ બધાના શરીરમાં હોય છે તે તમારા પેટમાં ઘણી સૂજી ગઈ છે; તે જો ફાટે તો જીવનું જોખમ થાય. તેમણે શહેરથી ઘણે દૂર ગામડામાં રોજબરોજ લાંબા પ્રવાસ કરવાની મારી જીવનચર્યાના કારણસર મને તરત જ ઑપરેશન કરાવીને એ કાઢી નંખાવવાની સલાહ આપી. તેમની ભલામણથી

દા. કુપરે મને તપાસીને મુંબઈની મ્યુનિસિપાલિટી તરફથી ચાલતી કે. ઈ. એમ. હૉસ્પિટલમાં દાખલ કરવાની ભલામણ કરી. તેથી એક દિવસ બહારથી સાજો દેખાતો પણ અંદરના રોગથી પીડાતો એ ઈસ્પિતાલને દરવાજે મારાં કપડાંની નાની પોટલી લઈને હું દર્દીઓની હરોળમાં ઊભો રહ્યો. થોડી જ વારમાં મને દાખલ કરીને સામાન્ય વૉર્ડમાં એક ખાટલામાં રાખવામાં આવ્યો.

આ દર્દને માટે જે બધી તૈયારીની વિધિ હોય છે તે પૂરી કરીને થોડા જ દિવસમાં સવારે ઑપરેશનના ખંડમાં મને લાવવામાં આવ્યો. આ વખતે મને ક્લોરોફોર્મથી બેભાન કરવામાં ન આવ્યો; પરંતુ કમરની નીચેના ભાગમાં સોયથી દવાની પીચકારી મારીને તે ભાગને જડ બનાવી દીધો. પછી મારા શરીર ઉપર જે વાઢકાપ થઈ તેનું દર્દ મને નહોતું થતું પણ તેનો ખ્યાલ રહેતો. છેવટે પેટે પાટા બાંધીને મને પાછો મારા ખાટલામાં સુવાડવામાં આવ્યો. થોડા જ દિવસમાં હું સારો થઈ ગયો એટલે ઇસ્પિતાલમાંથી રજા મળતાં હું મારા પિત્રાઈ કાકા ભાનુશંકર યાજ્ઞિકને ત્યાં આરામ લેવા ગયો.

ત્યાં મારી તબિયત સુધરતી હતી તેવામાં એક દિવસ મારા મશીયાઈ મનસુખલાલ પંડ્યા મને મળવા આવ્યા. છેલ્લાં દસેક વરસમાં કંઈ કૌટુંબિક કારણસર અમે મળેલા નહિ. દરમિયાન જુહુના કિનારે તેમણે એક બંગલો બાંધેલો. તેમણે હવે મને તેમને ઘેર આવીને આરામ કરવાનું કહ્યું. તે મેં સ્વીકારી લીધું. તેમની દીકરી મંજરીએ તેમજ શૈલબાળાએ[1] દાકતરી કૉલેજના વિદ્યાર્થી તરીકે

૧. શૈલબાળાએ તેની મેડિકલ કૉલેજના સાહિત્ય મંડળમાં મને એક વાર ભાષણ કરવા બોલાવેલો. તે પરણીને હાલ દા. શૈલબાળા મોતીવાળા નામે દાકતર તરીકે અમદાવાદમાં દવાખાનું ચલાવે છે. વરસો પર મને તાવ ચઢેલો છતાં મારે મુંબઈ જવું હતું ત્યારે એ બહેને મને ઇન્જેકશન આપેલું.

મારું ઑપરેશન દૂરથી જોયેલું. એટલે મારી સારવારમાં મંજરી ખાસ ધ્યાન આપતી. ઘરમાં બધાં કુટુંબીઓ સાથે ઘણે વરસે વાતો કરવાની મને ઘણી મજા પડી. ત્યારથી મુંબઈ થોડા દિવસ માટે આવતો ત્યારે જુહુમાં ભાઈનો મહેમાન થતો.

પહેલી સપ્ટેમ્બરનો કિસાનદિન જરૂર જણાય ત્યાં સરકારી હુકમનો ભંગ કરીને ઉજવવાની અપીલ સ્વામીજીએ બહાર પાડી હતી. એક રીતે તેનો અમલ માંગરોળ તાલુકામાં થઈ ગયો. અગાઉ જણાવ્યા મુજબ પોલીસ સાથે ઝપાઝપી કરીને સાઠ કિસાનો અને તેમના આગેવાન રામજીભાઈએ ધરપકડ વહોરી લીધી. તેમના છુટકારા માટે પાંગારકરના પ્રયત્ન નિષ્ફળ થયા પછી તેમની સામે ખાસ કિન્નાખોરી રાખીને વડોદરા સરકારે તેમની કચેરીના ગામ કઠોરમાં પ્રવેશબંધી ફરમાવી. તેથી ઑકટોબરના આરંભમાં તેમણે સત્યાગ્રહ કરીને બે માસની જેલ વહોરી લીધી.

બીમારીથી મારી ગેરહાજરી દરમ્યાન ગુજરાતની ધરતી પર કિસાનોની પહેલી લડત પરાકાષ્ઠાએ પહોંચી. પછી ગુજરાત કિસાન કમિટી ગોધરામાં મળી ત્યારે મારી સાથે દિનકર મહેતા, કમળાશંકર પંડ્યા, હરિલાલ શાહ, છોટુભાઈ શુકલ, રામચંદ્ર કૌશિક વગેરે કાર્યકરો હાજર હતા. આ કમિટીએ સાત મહિનાથી માંગરોળ તાલુકામાં ચાલતી કિસાનોની અને હાળીઓની લડત ધ્યાનમાં લઈને તે વિષે સર્વગ્રાહી ઠરાવો કર્યા. કમિટીએ પાંગારકરને તેમના સત્યાગ્રહ અને જેલયાત્રા માટે ધન્યવાદ આપ્યા; વડોદરા સરકારે આધભાગની પ્રથા સામે લડતા કિસાનો પર લાઠી ચલાવી, ઘોડા દોડાવ્યા અને છેવટે આગેવાન રામજીભાઈની સાથે ગરીબ ખેડૂતોની ધરપકડ કરી તે માટે સરકારને સખ્ત શબ્દોમાં વખોડી કાઢી. આવી લડત માંગ-

રોળના અને બીજા ખેડૂતોને ચલાવવા એલાન આપ્યું; સદીઓથી ગુલામીમાં સબડતા હાળીઓને આઝાદ બનવા માટે કમિટીએ ધન્ય-વાદ આપ્યા; જમીન મહેસૂલથી દોઢ પટ જેટલું જ ગણોત નક્કી કરવાનો કાયદો કરવાને સરકારને આગ્રહ કર્યો; વચગાળામાં ગણોતની વસૂલાત મોકૂફ રાખવાનું એલાન આપ્યું; પંચમહાલ જિલ્લાની એક ભીલ સ્ત્રી પર અત્યાચાર કરવા માટે પોલીસની સખત જડતી લીધી; અને જ્યાં ચોમાસું પાક નિષ્ફળ થયો હોય ત્યાં મહેસૂલ માફ કરવા સરકારને ભલામણ કરી.

આ કમિટીમાં હાજર રહેતા છોટુભાઈ શુક્લ, જીતપુરામાં અને કાલોલ તાલુકામાં મથક રાખીને પાસેના ગામડામાં કિસાન પ્રચાર કરતા. વધારામાં ત્યાં નવા આવેલા કાંતિભાઈ દવેએ[1] ખેડા જિલ્લામાં કંઈક પ્રવૃત્તિ શરૂ કરી હતી. તેમણે નડિયાદ તાલુકામાં મહોખેલ ગામના પીતાંબર ગોરની મારફત જાવોલ ગામના ખેડૂતોનો સંપર્ક સાધ્યો હતો. હવે તે ગામમાં પહેલી સભા ઑકટોબરની આખરે રાખવાનું મારી સાથે નક્કી કર્યું.

સભાને દિવસે હું નડિયાદથી ડાકોરની સડકે અલીન્દ્રા પહોંચ્યો ત્યારે કાંતિભાઈની સાથે પીતાંબર ગોર અને જાવોલના આગેવાન કાનસિંગ અને જુવાન પૂંજાભાઈ મને મળ્યા. કાનસિંગે તો ઘોડા પર આગળ પહોંચીને મારી ખબર આપી. અમે વાતો કરતા મહો-મેલ થઈને જાવોલ પહોંચ્યા ત્યારે ઢોલતાસાં અને નગારાં વગાડીને ગામલોકોએ મારું સ્વાગત કર્યું. સર્વ સ્થાનિક ભાઈઓના પ્રચારને લીધે દૂરદૂરનાં પચાસેક ગામના ખેડૂતો ત્યાં ખેડા જિલ્લાના રિવાજ મુજબ હાથમાં ડાંગો અને ધારિયાં લઈને આવ્યા હતા. ગામને પાદરે

---

૧. કાંતિભાઈ અસલ ડાકોર પાસે સૈયાત ગામમાં પ્રાથમિક શાળાના શિક્ષકની નોકરી કરતા. તે છોડીને તેમણે કિસાનકાર્યમાં ઝંપલાવ્યું.

બપોરે સભા મળી ત્યારે સભાની શરૂઆત કરતાં કાંતિભાઈએ કિસાનસભાની સમજૂત આપી અને મારી ઓળખાણ આપી. હું આ સભામાં આવ્યો ત્યારથી ખેડૂતોનાં શસ્ત્ર અને તેમના ચહેરાના મિજાસ ઉપરથી સમજી ગયો કે માંગરોળ–સુરતના કિસાનો કરતાં આ ખેડૂતો વધારે ગરમ સ્વભાવના છે અને તેથી અહીં કંઈ ઉગ્ર પગલાંની વાત પહેલે તડાકે ન કરાય. તેથી મેં કિસાનોના કુદરતી હકક વિષે, તેમજ તેમના પર જમીનદારો, શાહુકારો અને સરકારે જમાવેલા અસહ્ય ભારણની વાત કરી. પણ વહેવારમાં એવાં પગલાં ભરવાની સૂચના આપી કે જેથી સરકારના તાજા કાયદાનો પૂરો લાભ લઈ શકાય. શાહુકારોનાં દેવાં વિષે મેં કહ્યું કે દબ્ખણના ખેડૂતોના અને તાજા રાહતના કાયદાનો લાભ લેવો હોય તો તમારે દેવું કે વ્યાજ આપવાનું બંધ કરીને લહેણદારને કોરટમાં જવાની ફરજ પાડવી જોઈએ; તો જ કાયદા મુજબ મુદ્દલ અને વ્યાજનો જુદો જુદો હિસાબ થઈ શકે; વળી હાલમાં તમારા લહેણાના હુકમનામા પેટે પણ તમારી જમીન, ઘરવખરી કે દૂધવાળાં ઢોર હરાજ થઈ શકે નહિ; જે ગણોત ભરાતું હોય તેમાં કંઈ વધારી શકાય નહિ અને તે માટે તમારી જમીન આંચકી શકાય નહિ. આવી રીતે મેં ગણોતીયાના અને દેણદારના કુદરતી અને નવા હક વિષે જે વિવેચન કર્યું, તેથી બધા ખેડૂતો ઘણા ખુશ થયા અને જાણે નવી હિંમત અને શક્તિ મેળવીને વિખરાયા.

સભા પૂરી થયા પછી કાનસિંગ, પુંજાભાઈ અને પીતાંબર ગોરનો હરખ તો માય નહિ. તેમણે ગામેગામ આવી સભાઓ ભરીને પ્રચાર કરવાની હામ ભીડી. નડિયાદ તાલુકામાં અને આખા ખેડા જિલ્લામાં જ્યાં સભાઓ રાખે ત્યાં જવાની તૈયારી બતાવીને હું રસ્તે પડ્યો.

એવામાં અમદાવાદ જિલ્લાના, શેઠ કસ્તુરભાઈનાં ઇનામદારી

મોરૈયા ગામમાં લડત ઊપડી. શેઠના ઈજારદારે આ સાલ ડાંગરના બાટા પેટે વીઘે ચાર આનાનો લાગો લેવાનો નવો હુકમ કર્યો. ખેડૂતોએ ભેગા થઈને આ લાગો ન આપવાનો નિશ્ચય કર્યો. છેવટે ઈજારદારે કે અમદાવાદના શેઠે કંઈ દાદ ન આપી તેથી ખેડૂતોએ જંગી સભા ભરીને બાટાની રકમની કંઈ બાંહેધરી આપ્યા સિવાય સામુદાયિક રીતે ડાંગર કાપવાનું ઠરાવ્યું.

ગુજરાતમાં કિસાનસભાની પ્રવૃત્તિ સપાટાબંધ પાંગરતી હતી તે દરમ્યાન કિસાનદિનની ઉજવણી થયા પછી દિલ્હીમાં કેન્દ્રિય કિસાન કમિટી મળી. તેણે દેશભરમાં ચાલતી જમીનની લડતોને અને કોઈ ઠેકાણે ઊપડેલા જંગલના સત્યાગ્રહને સમર્થન આપવાના ઠરાવ કર્યા. ખાસ તો તેમાં દેશી રાજ્યોના કિસાનોની મુક્તિની લડતને કમિટીએ વધાવી લીધી. પછી ઉત્કલના ધનકેનાલ અને ટાલ્ચેર રાજ્યોમાં ખેડૂતોની લડતો ખૂબ ફાલી ત્યારે ત્યાં ઘણા ગોળીબાર થયા. તેથી આખા રાજના કિસાનોએ જમીનદારીની પ્રથા જડમૂળથી નાબૂદ કરવાની માંગણી કરી.

પછીના મહિનામાં બંગાળના કિસાનોની લડત આગળ વધી. બિહારમાં બરૈયા ટાલની બકાસ્ત જમીનનો સત્યાગ્રહ ફરીથી કટોકટીએ પહોંચ્યો. અગાઉની આવી લડતને અંતે જમીનદારોએ જે સમાધાન કરેલું તેનો તેમણે ભંગ કર્યો. કિસાનોએ ફરી સત્યાગ્રહ કર્યો. પોલીસે ભયંકર લાઠીમાર કરી ઘણાં સ્ત્રીપુરુષોને ઘાયલ કર્યાં. ગયા જિલ્લામાં સત્યાગ્રહની લડત આગળ વધી. સરકારી નોટિસનો ભંગ કરીને કિસાનોએ વારસલીગંજ થાણામાં સભા ભરી, ત્યારે તેમની ધરપકડ થઈ નહિ.

ખેડા જિલ્લામાં કિસાનોની પહેલી સભા ભરીને હું નવેમ્બરના આરંભમાં મુંબઈ આવ્યો ત્યારે નાગપાડામાં ટાટાએ સ્થાપેલી એક

શિક્ષણ સંસ્થાના[1] આશ્રયે મેં "કિસાનો નવો રાહ ચીંધે છે" એ વિષય પર એક પ્રવચન કર્યું. આખા સમાજમાં કિસાનો મહત્ત્વનું પાયાનું સ્થાન ધરાવે છે; દેશમાં મોટામાં મોટો ઉત્પાદક તે જ છે; તે અનાજ અને ફળ, દૂધ વગેરે ખાદ્ય ચીજો સમાજને પૂરી પાડે છે એટલું જ નહિ પણ બધા ઉદ્યોગોને માટે કાચો માલ પૂરો પાડે છે, અને તેના જ ઉત્પાદન ઉપર દેશના વેપારનો મોટો આધાર રહે છે. વળી ખેડૂત જેમ વધારેમાં વધારે માલ વેચે છે તેમ તે પોતાની જરૂરિયાત માટે દેશભરમાં વધારેમાં વધારે માલ ખરીદે છે. આવી રીતે સમગ્ર દેશની આર્થિક પરિસ્થિતિના આધારરૂપ કિસાનની દશા વધારે દીન અને હીન છે; કારણ કે તેને ગળે સરકારી ભારે મહેસૂલના જુલમી ગણોતના અને ત્રાસદાયક દેવાના ભારે ઘંટ બાંધેલા છે. પણ બારડોલીના ખેડૂતોએ બતાવ્યું છે કે જો તેઓ ભેગા થાય તો વિરાટ શક્તિ મેળવી તેના ઉપર સીંચેલા બોજા હલકા કરી શકે. જો દેશમાં વધારેમાં વધારે વસ્તી ધરાવતા કિસાનો પોતાના સંગઠનથી મુક્તિ સાધી શકે તો દેશ પણ તેને માર્ગે કૂચ કરીને પોતાની આઝાદી મેળવી શકે. મારા વ્યાખ્યાનની સારી કદર થઈ. તેના આધારે મેં એક લેખ તૈયાર કર્યો તે એક અંગ્રેજી માસિકમાં પ્રગટ થયો.

આગળ જણાવ્યું છે તેમ માંગરોલ તાલુકામાં જે લડત ચાલી તે ઉભરાઈને પાડોશના માંડવી તાલુકામાં ફેલાઈ હતી. હરિપુરા કોંગ્રેસને ટાંકણે સ્વામીજીએ એ તાલુકામાં સભાઓ ભરી અને હરિપુરામાં જે વિરાટ સભા થઈ તેમાં ભાગ લેવાને માંડવી તાલુકાના સેંકડો કિસાનો હાજર હતા. તેથી નવેમ્બર માસની અધવચમાં

૧. Nagpada Neighbourhood House-નાગપાડા નેબરહુડ હાઉસમાં-ટાટા ઈન્સ્ટીટયુટ ઓફ સોશિયલ સાયન્સીસ નામની કેળવણીની સંસ્થા કામ કરતી હતી. તેના આશ્રયે મેં ભાષણ કરેલું.

મને એ તાલુકામાંથી સંદેશો મળતાં જ હું માંડવીથી છએક માઈલ દૂર આવેલા આંબાપારડી ગામે હરિ ભગત નામના એક બહાદુર કિસાનનો મહેમાન થયો. તેમના સાથીઓના પીઠબળથી અમે વિરાટ સભાઓ ભરવા માંડી. પહેલેથી જ નરસિંહભાઇ અકાભાઉ નામના એક જુવાન કિસાને ખેડૂતોને અનુકૂળ ગીત ગાવા માંડ્યું :

> કિસાના સભામેં આવજારા.
> કૈઈ ને કૈઈ હુઝે.
> શાહુકાર ઉંદરે ફોલી ફોલી ખાધા,
> કિસાનસભા માનજાર પડકારા.[1]

આ ગીત સાંભળીને રાનીપરજ ભાઈબહેનો ખૂબ ખુશી થતાં. જે શાહુકારો અમારી સભાઓમાં આવતા તેમનાં મોં રોંટાં થઈ જતાં. પોલીસના મોટા અધિકારીઓ કવચિત સભાઓમાં હોય અને કોઈક વાર કલેકટર પણ હાજરી આપતા. અમારી સભાઓ ચોતરફ ફેલાતી ગઈ, તેમાં લવેટનો સંદેશો અમે આપતા: હવે ડાંગરની જે ફસલ તૈયાર થઈ છે તેનો અડધો ભાગ લેવાનો કોઈ શાહુકારને હક નથી; તેથી તમારે કોઈએ કંઈ ભાગ આપવો નહિ; કિસાનસભાના નિયમ મુજબ તમારી જમીનનો સરકારધારો હોય તેના દોઢ પટ જેટલી જ રકમ આપવાને તૈયાર રહેજો. ચારે બાજુએ આ ઘોષણા થતી ગઈ અને તેમાં સોરાબ બાટલીવાલા અને જેલમાંથી છૂટા થયેલા પાંગારકર ભળ્યા એટલે ખેડૂતોએ ડાંગરની ફસલ કાપીને ખળામાં મોટા ઢગલા કર્યા. પણ તેમાંથી એક દાણો શાહુકારોને આપ્યો નહિ.

માંડવી તાલુકામાં એક માસ સુધીમાં આ લડતની પકડ ખેડૂ-

---

૧. સાર છે કે : કિસાનસભામાં તો કંઈ ને કંઈ શીખવાનું મળે; શાહુકારરૂપી ઉંદરોએ ખેડૂતોને ઠોલી ખાધા છે; હવે તેમને છોડાવવાને કિસાનસભારૂપે બિલાડો આવ્યો છે.

તોનાં દિલ પર જામી ગઈ. ડિસેમ્બરની સત્તરમીથી સ્વામીજીએ ગુજરાતનો પ્રવાસ માંડવી તાલુકાથી શરૂ કર્યો. તાપી નદી પાર કરીને સ્વામીજી માંડવી પધાર્યા ત્યારે સેંકડો કિસાનોએ નદીકિનારે તેમનું સ્વાગત કર્યું. સ્વામીજીએ બળદગાડીમાં બેસીને આંબાપારડીના રસ્તે હંકાર્યું ત્યારે તેમની પાછળ સેંકડો ખેડૂતો દોડતા ગયા. આંબાપારડીમાં પાંચ હજાર કિસાનો આગળ સ્વામીજીએ પોતાનો પૈગામ આપ્યો. બિહારમાં અને દેશભરમાં કિસાનોની જે લડત ચાલતી હતી તેનો તાદશ ખ્યાલ આપીને તેમણે ભાગબટાઈની રાક્ષસી પ્રથાની સામે બંડ પોકારવા ખેડૂતોને હાકલ કરી; આજ સુધીમાં જમીનદારોની બીકને વશ થઈને તેમણે માગ્યું તે બધું આપ્યું; હવે બીકને દેશવટો આપી મરદ બનો અને હજારો ખેડૂતો સાથે મળીને જો શાંતિથી લડત ચલાવશો તો જમીનદારોને વશ થયા વગર કંઈ છૂટકો નથી.

સભા પૂરી થયા પછી સ્વામીજીને માટે ખાસ બનાવેલી મઢુલીમાં મોટા જમીનદારોના કેટલાક હાળીઓ મળવા આવ્યા. તેમણે જ્યારે પોતાની ગુલામીનું વર્ણન કર્યું ત્યારે સ્વામીજીને એવો મંત્ર આપ્યો કે દિલમાંથી ગુલામી કાઢી નાખો અને મફત મજૂરી કરવાની બંધ કરો એટલે તમે આજથી આઝાદ જ છો! આ બોલની હાળીઓ ઉપર જાદુઈ અસર થઈ. બીજા દિવસથી માંડવી તાલુકામાં ઠેર ઠેર હાળીઓએ હડતાલ પાડવા માંડી અને હાળીઓનો સંયુક્ત મોરચો રચાયો.

પછીથી સ્વામીજીએ ખેડા જિલ્લામાં જાવોલમાં અને માંકવામાં કિસાનસભાનો સંદેશો સંભળાવ્યો. સ્વામીજી કાલોલ તાલુકામાં ઘણું ફર્યા અને મગફળીની જે લડત ચાલતી હતી તેને સ્વામીજીએ ટેકો આપ્યો.

સ્વામીજીના ગયા પછી માંડવી તાલુકાની લડત કટોકટીએ

પહોંચી. ખેડૂતોએ ડાંગરનાં પુળીઆં ખળામાં નાખ્યાં હતાં. હવે તરત પુળીઆંમાંથી ડાંગર કાઢીને ઘરભેગી કરી દેવાને અમે એલાન આપ્યું. આંબાપારડીમાં જ ડાંગરના કેટલાક ઢગલાઓ ઉપર જમીનદારો જપ્તીના હુકમનામા લઈ આવ્યા અને ડાંગરના ઢગલા પર કબજો કરવાને તેના ઉપર ચઢી બેઠા ત્યારે કિસાન સ્ત્રીઓએ જમીનદારોને બાજુએ ખસેડીને ડાંગર ઘરમાં ભરવા માંડી. પોલીસે ડાંગર બહાર કાઢી ત્યારે બાઈઓએ પાછી ઘરમાં ભરી દીધી. તેથી સરકારી હુકમના ભંગ બદલ તેમની ધરપકડ થઈ. આવી રીતે નરસિંહભાઈ, અકાભાઈ અને સ્ત્રીઓ સાથે કુલ ૨૧ માણસો ડિસેમ્બરની આખરે માંડવીની જેલમાં પુરાયા. મને ખબર પડી એટલે હું તરત માંડવી ગયો અને બધા આરોપીઓને મળીને તેમને જામીન પર છોડાવવાની વ્યવસ્થા કરી. પછી કેસ ચાલતો રહ્યો અને લડત પણ ચાલુ રહી.

થોડા દિવસ પછી મેં કલેકટર સાથે મળીને અમારી સાથે જમીનદારોની વાટાઘાટો ગોઠવી. નસીબસંજોગે વાટાઘાટને દિવસે જ કેટલાય ગામના હાળીઓએ હડતાળ પાડી. એટલે તેમના ધણી-ઓનાં ઢોર કંઈ છૂટયાં નહીં અને તેનો છાણપૂંજો સાફ ન થયો. જે બસમાં બધા જમીનદારો માંડવી જતા હતા તેમાં કેટલાક શાણા ભાઈઓએ મને બેસાડયો. પછી તે બધા કલેકટરને પહેલા મળ્યા. મેં તો અનેકવાર કલેકટરને કહેલું કે બધી ઊપજનો ત્રીજો ભાગ લેવાને શાહુકારો તૈયાર થાય તો તે આપીને અમે સમાધાન કરીએ. પણ તેમણે તો કલેકટરને સાફ જણાવ્યું કે અમારા ગણોત પટામાં જે લખેલું છે તેથી કંઈ જ ઓછું લેવાને ખુશી નથી. એટલે પછી વાટાઘાટો તૂટી પડી.

પછી ખેડૂતોની અનેક સભાઓ ભરીને મેં કહ્યું કે જૂના ખાતાપતરાંનાં સડી ગયેલા કાગળમાંથી કોઈને કંઈ દાણો મળવાનો

નથી; તેથી જખ મારીને તેમને ઓછું લીધા વિના છૂટકો નથી. આવી રીતે અમારી લડતનું સમાધાન થયું નહિ, પરંતુ જુદા જુદા શાહુકારોએ પોતપોતાના ખેડૂતો સાથે સમાધાન કરીને જે મળ્યું તે લેવાનું પસંદ કર્યું.

વરસની આખરે બિહાર કિસાન પરિષદમાં એક લાખ કિસાનો બરૈયા ટાલના સત્યાગ્રહના આગેવાન કાર્યાનંદ શર્માના પ્રમુખપણા નીચે મળ્યા. શર્માજીએ કુદરતી રીતે કૉંગ્રેસી પ્રધાન મંડળ પર તહોમતનામું ફરમાવ્યું. વળી તે વખતે આખા રાજમાં ચોપાસ ગુરખાનાં થાણાં નાખ્યાં હતાં તેની સામે પરિષદે સીધી લડત જાહેર કરી. સ્વામીજીએ પણ પોતાના ભાષણમાં ગણોતના નિયમમાં કરેલા સુધારાને કાળો કાયદો ગણીને તેની સામે પડકાર ફેંક્યો. મુંબઈમાં પણ મહારાષ્ટ્રના ૧૫૦૦ કિસાનોએ મોરચો કાઢીને ગણોત કાયદામાં મૂળભૂત સુધારાની માગણી કરી. અને મુંબઈની સંયુક્ત કિસાન કમિટીએ આખા ઈલાકામાં ચાલતી તાલુકદારી, જાગીરદારી, ઇનામદારી વગેરે જમીનદારી પ્રથાની નાબૂદીની માંગણી કરી.

સન ૧૯૩૯ના નવા વરસમાં ગુજરાતની પહેલી કિસાન પરિષદ મળી. તેમાં સારા દેશમાં મોટામાં મોટી કિસાન પરિષદ ગયામાં મળી. તે વિષે હવે જોઈશું.

# ૭. કિસાનસભાનો મધ્યાહ્ન

સન ૧૯૩૮ના આરંભમાં સ્વામીજી ગુજરાતમાં વીજળિક ગતિથી ફરી વળ્યા ત્યારે માંડવીની લડત પરાકાષ્ઠાએ પહોંચી અને ખેડા જિલ્લામાં કિસાનોની હરણફાળ શરૂ થઈ. ઠાસરા તાલુકામાં ચીતલાવ ગામે ઠાકોરના દમનનો સખ્ત સામનો થયો અને કપડવંજ તાલુકામાં ફાગવેલ ગામે નવું મંડાણ થયું. પણ સ્વામીજીના પ્રચારથી પંચ-મહાલના કાલોલ તાલુકામાં એક નવી લડત ઝડપથી આગળ ધપતી ગઈ તેથી તેના પર ખાસ નજર નાંખવી જોઈએ.

ગોધરા તાલુકામાં ખરસલિયા ગામથી એક બાજુ પર ગોધરા તાલુકામાં પ્રચાર ફેલાતાં વાલાવાવમાં કિસાન પરિષદ ભરેલી. પછી બાજી પાસ કાલોલ તાલુકામાં વેજલપુર તરફ અમે આગળ વધ્યા ત્યારે ત્યાં અમને સ્ફોટક પરિસ્થિતિ નજરે પડી. વેજલપુર તાલુકાનું મથક નહોતું પણ તેના મોટામાં મોટા શાહુકારોનું ધામ હતું. ત્યાંથી આસપાસ ફરતા અમારા કાર્યકર છોટુભાઈ શુકલને ખબર પડી કે આ શાહુકારોએ ઘણી ઉસ્તાદી કરીને ઘણા ખેડૂતોની જમીન પડાવી લીધી હતી. આવા જમીનના માલિક કે ગીરોદાર પાસેથી મગફળીના પાકનો ચોક્કસ ભાગ લેવાને બદલે સીધા દશ–પંદર, વીશ મણ મગફળી જ ઊધડે તરીકે આંચકી લેતા. ઉપરાંત બાકીની બને તેટલી મગફળી પોતાના દેવા અને વ્યાજ પેટે લઈ જતા. ચોમાસા

પછી મગફળી ખેતરમાં નીકળે ત્યારથી વેજલપુરના શાહુકારો ઘોડા પર બેસીને ગામડે ગામડે ફરતા અને ખેતરોમાંથી બને તેટલી મગફળી ઉઠાવી લેવાને દોડધામ કરતા. વેજલપુરમાં જ મોટા શાહુકારો મગફળી પીલવાની એક મિલ ચલાવતા. ત્યાં ચોપાસથી મગફળીના મોટા ડુંગર ખડકાતા અને બેંકો પાસેથી ધિરાણ લઈને વધારે મગફળી વેચાતી પણ લેતા. આમ આ વિસ્તારમાં આ શાહુકારોએ મોટું રાજ સ્થાપ્યું હતું. પોલીસ અને કચેરીનું પીઠબળ તેમને હોવાથી તેમની સામે બોલવાની કોઈ હિંમત કરતું નહિ.

આ બધી હકીકત મેળવવામાં વેજલપુરમાં રહેતા અને દૂર ગામડે કપાસનું સહકારી જીન ચલાવનાર છોટુભાઈ ગણપતરામ નામના સખીજને અમને બહુ મદદ કરી. તેમને પણ શાહુકારોનું શોષણ બહુ જ ભયંકર લાગતું. તેથી અમે તેમને મળ્યા ત્યારે તેમણે વેજલપુરમાં જ અમારી એક સભા ગોઠવી. તેમની મુત્સદ્દીગીરી અને હોંશિયારીના પ્રતાપે અમે કિસાનસભાનો સંદેશો ગામના અને પાસેનાં ગામડાંના લોકોને અને બેઠાખાઉ શાહુકારોને પણ બહુ જ શાણી ભાષામાં પહોંચાડી દીધો. અમે ભારે ગણોત અને દેવાનો સખ્ત વિરોધ કર્યો. મુંબઈ સરકારના રાહતના કાયદાનો સાર સમજાવ્યો અને ખેડૂતોને માંગરોળ ને માંડવીની લડતનો દાખલો આપીને હિંમતથી સંગઠન કરવાની સલાહ આપી.

આ પહેલી સભામાં પાસેના ગુસર ગામના એક બુઝર્ગ અને ચકોર ઝવેરભાઈ પટેલ અમને મળી ગયા. તેમણે અમારા શબ્દેશબ્દને પૂરા આનંદોત્સાહથી વધાવી લીધો, અને તેમને ગામે આવીને ચારે બાજુએ પ્રચાર કરવાની ભલામણ કરી. તરત છોટુભાઈ વગેરે સાથીઓ સાથે અમે ગુસર ગયા અને તેમની સાથે રાતે નિરાંતે વાતો કરી ત્યારે અમારી આંખો ખૂલી ગઈ.

ઝવેરભાઈ મોટા ખેડૂત હતા અને તેમના પીતરાઈઓ સાથે

મળીને ગામમાં સારું પીઠબળ ધરાવતા. તેમણે પણ શાહુકારોની વ્યાજખોરી અને છક્કાપંજાની ઘણી વાતો સાંભળેલી, પણ તેનો પૂરો ખ્યાલ આવેલો નહિ. પછી તેમણે એક શાહુકારની સાથે વેજલપુરની મગફળીની મિલમાં ભાગીદારી કરી. થોડો વખત તો બધું કામ ઠીક ચાલ્યું. પછી તે ભાગીદારીની હરામખોરીનો જાતઅનુભવ થયો ત્યારે તે ચોંકી ઊઠયા. તરત તેમણે ભાગીદારી બંધ કરી. પછી મગફળીની ભારે ઉઘેડની લૂંટની ફરિયાદ તે સાંભળતા ગયા ત્યારથી તે શાહુકારોની આખી જમાતના કટ્ટર વિરોધી થયા. એકલે હાથે તેમનાથી કંઈ બની શકે નહિ તેથી સમસમીને બેસી રહ્યા હતા. હવે તેમને અમારો સાથ મળ્યો એટલે તેમનું દિલ નાચી ઊઠયું. અને અમારા બધા કામમાં બનતી મદદ આપવાને તૈયાર થયા.

એક શાહુકાર સાથે તેમને ઝગડો થયેલો તેની કહાણી તેમની રમૂજી ભાષામાં અમને સંભળાવી. તેમના ખેતરનો વાડો એમના ઘરની પાછળ જરા એકાંતમાં હતો. ત્યાં જ બેસીને ખેતીના કામ પર દેખરેખ રાખતા અને તેમના એન્જિન–પંપનું કામ સંભાળતા. એક દિવસ બજારની કંઈ લેવડદેવડ અંગે એક શાહુ-કાર તેમને મળવા આવ્યો ત્યારે પહેલી તો રીતસર વાતો ચાલી. પણ જ્યારે શાહુકારે તેમના ચોપડા પ્રમાણે નીકળતાં નાણાંનો સખ્તાઈથી તગાદો કરવા માંડયો ત્યારે ઝવેરભાઈએ રુદ્ર સ્વરૂપ ધારણ કર્યું. તેમણે તેમના ચાકરને બોલાવીને એક દોરડું, એક બળતું છાણું અને એક ધારીયું તરત લાવવાનો હુકમ કર્યો. ચાકર દોડતો ગયો ત્યારે તેમણે શાહુકારને કહ્યું કે દોરડાથી તમને આ ઝાડે બાંધવાના છે, છાણાથી તમારો ચોપડો બાળવાનો છે અને તેટલાથી તમે ન માનો તો તમારી ઉપર ધારીયું ચલાવવાનું છે; આ શબ્દો સાંભળીને પેલો શાહુકાર ગભરાટનો માર્યો માથે પાઘડી

પર હાથ દઈને ઊભી પૂંછડીએ નાઠો અને ઘોડા પર બેસી પવન-વેગે વેજલપુર તરફ રવાના થયો; ત્યારથી શાહુકારો તેમની સાથે સારી રીતે ચાલતા, એમ બોલતાં ઝવેરભાઈ ખડખડાટ હસી પડ્યા.

થોડા જ દિવસમાં અમે ગુસરમાં જ પહેલી સભા ભરી તેમાં ઘણા ગામના આગેવાન ખેડૂતો ભેગા થયા. અમે અહીંયાં લહેણદેણ અને ગણોતને નામે મગફળીની થતી ભયંકર લૂંટ પર જ પિસ્તાલ પાડી. તે વખતે મગફળીનો પાક ખેતરોમાં તૈયાર થતો હતો. તેથી અમે એક જ સૂત્ર આપ્યું કે નિર્ભય બનીને સંપ કરો, "મગફળી મુઠ્ઠીમાં રાખો" અને આધભાગ આપવાનો ઇન્કાર કરો; આવી રીતે લડત ચલાવશો તો માંગરોળ અને માંડવીની જેમ અહીંયાં પણ તમારા દેવા ને ગણોતના ભારણમાં સારો કાપ મુકાવી શકશો.

હવે તો અમારી પાસે ચારે બાજુનાં ગામેથી સભાની માંગણી આવવા માંડી ત્યારે છોટુભાઈ ઠેકઠેકાણે પહોંચી જતા અને તેમની સૂચના મુજબ કોઈ મોટા ગામે હું પ્રચારમાં સામેલ થતો. અમારી સભાઓ વધતી ગઈ અને જામતી ગઈ તેમ ચોપાસ "શાહુકારી દેવાં નાબૂદ કરો" "ઉધેડ પ્રથા બંધ કરો" "મગફળી મુઠ્ઠીમાં રાખો"—એ સૂત્ર આખા તાલુકામાં અને પાર ગાજતાં થયાં.

સાથે સાથે દેશભરમાં કિસાનોની લડતનો પારો ચઢતો ગયો. બિહારમાં બરૈયા ટાલની લડતમાં સત્યાગ્રહીઓ લાઠીનો માર ખાતા પકડાતા; વળી કંઈક સમજૂતી થતાં તે છૂટતા. ગયા જિલ્લામાં રેવડામાં લાંબો વખત સત્યાગ્રહ ચાલ્યા પછી કોઈ પોલીસ અધિ-કારી ગામના કૂવા પર આવ્યો ત્યારે સ્ત્રીઓની મોટી ફોજે એકત્ર થઈને તકરારી જમીનનો કબજો કર્યો. તરત પોલીસ હટી ગઈ ત્યારે ૨૦,૦૦૦ કિસાનોની જંગી સભામાં તેમના વિજયનું દુંદુભિ ફૂંકાયું. ઉત્તર પ્રદેશમાં આચાર્ય નરેન્દ્ર દેવના પ્રમુખપણા નીચે પ્રાંતિક કિસાન પરિષદ મળી તેમાં અડધો લાખ ખેડૂતો હાજર

રહ્યા. મહારાષ્ટ્રમાં પણ પચાસ હજાર કિસાનોએ મળીને જમીન મહેસૂલમાં ઘટાડો માગવાને બુલંદ અવાજ ઉઠાવ્યો.

જાનેવારીની આખરે ભારતના રાજકીય આકાશમાં વીજળીનો કડાકો થયો. ત્રિપુરામાં મળવાની કોંગ્રેસના પ્રમુખપદ માટે ગાંધીજી અને તેમના ચુસ્ત અનુયાયીઓએ દા. પટ્ટાભી સીતારામૈયાનું નામ સૂચવ્યું હતું. પણ કેટલાક વખતથી આગલી કોંગ્રેસના પ્રમુખ સુભાષબાબુએ આઝાદીની લડતનો નવો કાર્યક્રમ જાહેર કર્યો અને શ્રદ્ધાળુ જુવાન કોંગ્રેસીઓએ પ્રમુખપદ માટે નેતાજીનું નામ આગળ ધપાવ્યું હતું. ચૂંટણીના પરિણામે નેતાજી પ્રમુખ તરીકે જાહેર થયા તેથી ગાંધીજી, સરદાર વગેરે ખૂબ જ દુભાયા. બીજી પાસ દેશના ઉદ્દામવાદીઓ, સમાજવાદીઓ, સામ્યવાદીઓ અને જુવાન કોંગ્રેસીઓએ નેતાજીની ચૂંટણીને આનંદોત્સાહથી વધાવી લીધી.

સ્વામીજી તો આગલી સાલથી નેતાજીના વિચારથી પૂરેપૂરા પરિચિત હતા; તેથી તેમણે નેતાજીને તેમની ચૂંટણીને પ્રસંગે અભિનંદન પાઠવ્યું. હરિપુરાની કોંગ્રેસના પ્રમુખ તરીકે જ તેમણે કિસાનસભાને આવકાર આપ્યો હતો. વળી બીજી વાર તેમની ચૂંટણી થયા પછી તેમના ભાઈ શરદબાબુના પ્રમુખપણા નીચે ભરાયેલી બંગાળની કોંગ્રેસ પરિષદે જમીનદારી નાબૂદીનો ઠરાવ પસાર કર્યો. હવે ગયામાં વાર્ષિક કિસાન પરિષદ મળે તે પહેલાં ત્રિપુરીની કોંગ્રેસને પ્રસંગે તેના જ મંડપમાં કેન્દ્રીય કિસાન મહાસમિતિ બોલાવવાની અને સાથે ત્રિપુરી પર સ્થાનિક કિસાનોનો મોટો મોરચો લઈ જવાની જાહેરાત થઈ. આમ આઝાદીની લડતનો નવો યુગ શરૂ થતો જોઈને અમે તો ખુશખુશાલ થઈ ગયા અને કિસાનોની સાથે આઝાદીની લડત ભેળવવાને થનગની રહ્યા.

દરમ્યાન કાલોલ તાલુકામાં મગફળીની લડત પૂરબહારમાં આગળ વધી. ઘણાંયે ગામેથી ઘોડા પર બેસીને આવતા પાણીછલ્લા

શાહુકારોને ખાલી હાથે પાછા ફરવું પડયું. ઉઘેડની પ્રથાના ભયંકર અન્યાય અને ત્રાસ સામે ગામડાંનાં લોકોમાં વંટોળ જાગ્યો. શાહુ-કારોને હિંમતભેર ખેડૂતો નન્નો પરખાવવાનું શીખ્યા. એક ઠેકાણે એક ખેડૂતે ચાલુ સાલની ઉઘેડ આપવાને મગફળી જોખવા માંડી, ત્યારે શાહુકારે તેને રોકીને પહેલી પાછલી સાલની બાકી રહેલી મગફળી જોખી આપવાનો આગ્રહ કર્યો. આવો દુરાગ્રહ જોઈને ખેડૂત રાતોપીળો થઈ ગયો. હવે તેણે કોઈ પણ હિસાબે એક પણ શીંગ આપવાનો ઇન્કાર કર્યો. જ્યારે જીભાજોડી વધી પડી ત્યારે તેણે શાહુકારના ઘોડાને ચાબુક મારીને ભગાડી મૂકયો. એટલે શાહુકારે જાનનું જોખમ પારખીને ઘોડાની પાછળ દોટ મૂકી. વળી આવી વાતો ચોપાસ ફેલાતી ગઈ તેમ શાહુકારો વધારે ગભરાતા ગયા અને કોઈક કોઈ ખેડૂતો સાથે બાંધછોડ કરીને ઓછા માલથી સંતોષ પામતા.

પંચમહાલની અને ખેડા જિલ્લાની ચળવળની ખબર મારા વિલાયતના એક મિત્ર બેરિસ્ટર ગોસાંઈને પડી ત્યારે તેણે ગામ આંકલાવમાં સભા ભરવાનું બીડું ઝડપ્યું. અહીં ઉઘેડ જેવું કે ભારણ ન હોવાથી સરકારી મહેસૂલ અને શાહુકારી દેવા—વ્યાજ પર જ અમે મારો ચલાવ્યો. તે સભામાં પાસેના ગામ મુજકૂવાના મોહનસિંગ અને તેમના પુત્ર ફૂલાભાઈ મળ્યા. તેમના આગ્રહથી થોડા જ દિવસમાં મુજકૂવા ગામે જંગી સભા થઈ. ત્યાંથી મોહનસિંગ અને ફૂલાભાઈના પ્રચારથી આખા બોરસદ તાલુકામાં કિસાનસભાની જ્યોત ફેલાતી ગઈ. ખેડા જિલ્લાના અમારા મુખ્ય પ્રચારક કાંતિ-ભાઈ જૂનું કામ જાગતું રાખીને હવે બોરસદ તાલુકા પર એકાગ્ર થયા તેથી ગામેગામ કિસાનસભાનો નાદ ગુંજતો થયો.

બોરસદ ગામમાં તો લલ્લુભાઈ વકીલે પહેલેથી જ અમને સાથ આપ્યો તેથી તેના બજારમાં સભા ભરીને અમારો સંદેશો

સંભળાવતા. ફેબ્રુઆરી માસમાં ગુજરાતની કિસાન કમિટી બોરસદમાં મળી તેમાં બીજી કોંગ્રેસના પ્રમુખ તરીકે નેતાજી ચૂંટાયા તે માટે તેમને ધન્યવાદ આપ્યા. વળી આગલી સાલની હાળીઓની લડતથી જાગૃત થઈને ગઈ ૨૬મી જાનેવારીને દિવસે હાળીઓના હકનું જે અધકચરું જાહેરનામું સરદારે બારડોલીમાં બહાર પાડયું હતું તે વિષે અસંતોષ જાહેર કર્યો. ઉપરાંત હરિપુરાની કિસાનકૂચ પછી એક વરસમાં ગુજરાતમાં કિસાનસભાની સારી જમાવટ થઈ અને ૭ હજાર સભ્યો પણ નોંધાયા તેથી પહેલી ગુજરાત કિસાન પરિષદ ભરવાની ચર્ચા થઈ. તે વખતે રોજબરોજની સક્રિય લડત કાલોલ તાલુકામાં જ ચાલતી અને ત્યાં શાહુકારો પીછેહઠ કરતા હતા. તેથી તેના કેન્દ્રરૂપ ગુસરમાં જ પરિષદ ભરવાનું ઠરાવવામાં આવ્યું. પરિષદના પ્રમુખ તરીકે અમારા હંમેશના માર્ગદર્શક અને બુઝર્ગ આગેવાન દા. સુમંતની વરણી સર્વાનુમતે કરવામાં આવી. દરમ્યાન ત્રિપુરીની કોંગ્રેસને પ્રસંગે કિસાન કૂચ કાઢવાને મારે ત્યાં પહોંચી જવાનું હોવાથી બીજા ભાઈઓએ પરિષદની તૈયારીનું કામ ઉપાડી લીધું.

હું તરત જબલપુર ઊપડી ગયો. ત્યાં અમારા જૂના મિત્ર દા. ડી' સીલ્વાને ઘેર મેં મુકામ કર્યો, અને શહેરના તેમજ ગામડાના જુગતા કાર્યકરોનો સંપર્ક સાધવા માંડયો. થોડા દિવસમાં ભૈયાજી કુલકર્ણી અને બુખારી ત્યાં આવી પહોંચ્યા. પછી થોડા સ્થાનિક સાથીઓ સાથે મળીને અમે ગામડાં ખેડવા માંડયા. જોતજોતામાં અમે કૂચનો માર્ગ નક્કી કરીને, તે વિષે પત્રિકા પ્રકટ કરી. તેમાં કિસાનોનું હીર ચૂસી લેનાર માલગુજારી પ્રથા નાબૂદ કરવાને તેમને હજારોની સંખ્યામાં કૂચમાં સામેલ થવાની હાકલ થઈ.

કોંગ્રેસને ટાંકણે માર્ચની ૭–૮ તારીખે કેન્દ્રીય કિસાન કમિટી-

ની બેઠક ત્રિપુરીમાં મળી. તેમાં જમીનદારીની નાબૂદીના ઠરાવ પસાર કરવા માટે બંગાળની કોંગ્રેસ પરિષદને અભિનંદન આપવામાં આવ્યાં. વળી સુભાષબાબુએ પ્રમુખ તરીકે કિસાનસભાના કામ માટે બધી જ સગવડ આપી તે માટે તેમનો આભાર માનવામાં આવ્યો. ઉપરાંત બરૈયા ટાલમાં, અને બીજા અનેક પ્રાંતોમાં કિસાનોની લડત ચાલતી તેને ટેકો આપવામાં આવ્યો. પછીથી, નર્મદાકિનારે આવેલા ગોરીઘાટથી નીકળીને દસ હજાર કિસાનોની કૂચ ત્રિપુરીની કોંગ્રેસના મંડપમાં આવી ત્યારે સ્વામીજી, રંગાજી વગેરે આગેવાનોએ તેનો સત્કાર કર્યો. નેતાજી તે વખતે બીમારીને બિછાને હતા તેથી તેમણે જે સ્વાગતનો સંદેશો લખી મોકલ્યો હતો તે વાંચવામાં આવ્યો. ત્યાં સુધીમાં કિસાનો અને કોંગ્રેસીઓની મળીને આશરે ૧૫,૦૦૦ની મેદની જામી. તેની આગળ કિસાનસભાનો સંદેશો આપવામાં આવ્યો તેમજ નેતાજીની આઝાદીની લડતને સર્વેએ વધાવી લીધી.

ત્રિપુરીની કોંગ્રેસમાં જે દુ:ખદાયક પરિસ્થિતિ સરજાઈ તેના અમે સાક્ષી હતા. નેતાજીનું પ્રમુખ તરીકે ભાષણ શરદબાબુએ વાંચ્યું. પછી લડાઈનાં વાદળ દુનિયામાં ઘેરાતાં હતાં તેથી અંગ્રેજ સરકારને છ મહિનામાં પૂર્ણ સ્વરાજ આપવાનું આખરીનામું આપવાનો અને એ માગણીનો ઈન્કાર થાય તો રાષ્ટ્રીય લડત શરૂ કરવાનો ઠરાવ શરદબાબુએ રજૂ કર્યો તે પસાર થયો. છેવટે કોંગ્રેસના જૂના અગ્રેસરોએ કારોબારીમાં જોડાવાનો ઈન્કાર કરીને ગાંધીજીની સલાહ મુજબ કારોબારી રચવાનો આદેશ પ્રમુખને આપવાનો ઠરાવ થયો. પરિણામે નેતાજીને માટે અત્યંત વિષમ પરિસ્થિતિ સરજાઈ, તેમનું અને કોંગ્રેસનું ભાવિ અનિશ્ચિત બની ગયું. તેથી અમે સર્વ બહુ જ વ્યગ્ર દિલે ત્રિપુરીથી પાછા ફર્યા.

ગુજરાતની પરિષદ એપ્રિલના આરંભમાં મળવાની હતી. તેથી મુંબઈમાં જરાક જ રોકાઈ હું ગુસર પહોંચી ગયો. ત્યાં જતાં

વેજલપુરમાં છોટાભાઈને મળ્યો ત્યારે તેમણે મગફળીની લડતથી સંતોષ દર્શાવ્યો. સાથે સાથે શાહુકારો મગફળી ખરીદતાં ખેડૂતોને તોલ અને ભાવમાં કેવા છેતરે છે તે સમજાવીને હવે મગફળીની સહકારી મંડળીને જ માલ વેચવાની સલાહ આપવા મને સૂચવ્યું. વળી હવે પરિષદ મળે છે, ત્યારે ખેડૂતોને બધી રીતે કનડતા દેવા પર ધ્યાન એકાગ્ર કરવામાં અમે સંમત થયા. તરત જ ગુસર જઈને ખેડૂતોને મગફળીના વેચાણ વિષે યોગ્ય સૂચનાઓ આપવાને મેં એક પત્રિકા પ્રકટ કરી; તેમજ મારી સાથે સ્વાગત સમિતિના પ્રમુખ ઝવેરભાઈની અને છોટુભાઈની સહીથી પરિષદના દિવસ અને કાર્યક્રમની જાહેરાત કરવાને હજારો પત્રિકા છપાવીને બધા જિલ્લામાં મોકલી આપી.

ગુસરમાં ઝવેરભાઈ પૂરા ઉત્સાહથી બધી વ્યવસ્થા કરવાને મંડી પડયા. પ્રમુખ દા. સુમંત અને તેમનાં કુટુંબીઓ માટે તેમણે સરસ વ્યવસ્થા કરી. પરિષદમાં દસેક હજાર ખેડૂતો આવે તેમને માટે ચારેબાજુએથી આથર અને પાથરણાં મંગાવીને મંડપની ઉપર બાંધવાની અને નીચે પાથરવાની ગોઠવણ કરી. વળી મુખ્ય કાર્યકરો માટે બે ચાર નાના મોટા તંબુ ઠોકવાનું પણ ઠરાવ્યું.

હવે ઝવેરભાઈનું તેમ અમારું ખરું ધ્યાન પ્રચાર પર હતું. તેઓ તો કાર્યકરો સાથે ઘણાં ગામે ઘૂમી આવ્યા. મને પણ તેમણે કેટલાક ગામે જઈ સભા ભરવાની ચાનક આપી. એરાલના ઠાકોરના કેટલાક ગામના ખેડૂતોએ તેમની ફરિયાદ રજૂ કરી એટલે તરત મેં ઠાકોરની આપખુદી પર અંકુશ મૂકવાને ભરૂચના કલેકટરને કાગળ લખ્યો. તેનું પરિણામ શૂન્યમાં આવ્યું તેથી મારી સાથે ગોઠવણ કરીને ઝવેરભાઈએ એ ઠાકોરના ભીખાપુરા ગામે જાહેર સભા રાખી. તે માટે હું ખરસિયા સ્ટેશને ઊતર્યો ત્યારે ઝવેરભાઈએ મોટર લઈને મળતાં ખબર આપી કે સભાસ્થાન પર એક ચાદરું બાંધેલું

તે કોઈ ગુંડાઓએ સળગાવી મૂકયું છે. તેથી જરાયે ગભરાયા વિના અમે એ ગામે જરા મોડા પહોંચ્યા. ત્યાં જે ખેડૂતો ભેગા થયા તેમને અમે કહ્યું કે, ઠાકોરના જુલમથી જરાયે ગભરાયા વિના પૂરો સંપ કરી લડતમાં સામેલ થશો તો તમારો જય થશે. પછી અમે પરિષદની પત્રિકાઓ ગામના આગેવાનોને આપી, તે તેમણે ઠાકોરનાં બધાંય ગામે વહેંચવાનું માથે લીધું.

પરિષદ મળવાને સાતેક દિવસ રહ્યા ત્યારે તેને વધારે આકર્ષક બનાવવાને મને એક વિચાર સ્ફુર્યો. ભારે મહેસૂલ અને ગણોતભારથી છેવટે ખેડૂત દેવા ને વ્યાજના ડુંગર નીચે જ દટાય છે. તેથી આ પરિષદમાં દેવાના ભારણ પર સર્વેનું ચિત્ત એકાગ્ર કરવાને દેવાના દૈત્યનું શીંગડાવાળું મોટું પૂતળું બનાવીને પરિષદની બેઠક દરમ્યાન લોકોની આગળ ખડું કરવાનું અને પરિષદ પૂરી થાય ત્યારે તેની ઠાઠડી કાઢીને પાસે નદીના ભાઠામાં બાળવાનું અમે નક્કી કર્યું. વળી આ દૈત્યના એક હાથમાં ચોપડો અને બીજા હાથમાં કલમ આપવાનું અને તેની લાલ લાંબી જીભ મોંમાંથી બહાર લબડતી રાખવાનું ઠરાવ્યું. આવું દશ ફૂટ ઊંચું પૂતળું વાંસની ચીપો અને કાગળમાંથી બનાવીને તેને યોગ્ય રંગે રંગવાનું બધું કામ છોટુભાઈએ માથે લીધું. તરત અમે દૈનિક છાપાંમાં પરિષદને પ્રસંગે આ દેવાના દૈત્યના દર્શન અને દહનની ખબર પ્રકટ કરી એટલે આ પ્રસંગનો ચમત્કાર એકદમ વધી ગયો અને તેમાં હજારો સ્ત્રીપુરુષોની હાજરીની હવે પાકી આશા પડી.

બધો પ્રચાર પૂરો કરીને હું પરિષદના મંડપની પાસે બાંધેલા નાના તંબુમાં રહીને તેને માટે "ઇનામદારી–ઠકરાતી ખેડૂતોનું જાહેરનામું" અને બીજા બધા વિષયો પર ઠરાવો ઘડવાને બેસી ગયો. કેટલાયે દિવસ અને રાત મેં એ તંબુમાં બધા ખરડા તૈયાર કરવામાં ગાળ્યાં. તે દરમ્યાન એક દિવસ અમારે કાને વાત

આવી કે કોઈ લોકો પરિષદનો મંડપ બાળવા આવનાર છે. તરત અમે ગામમાં નગારું પીટાવ્યું એટલે સેંકડો ખેડૂતો ડાંગો અને ધારિયાં લઈને આખી રાત મંડપની ચોકી કરવાને ખડા થયા. કોઈ દૂરથી આવતા દેખાયા પણ તે અમારી ચોપાસ સળગતી બત્તીઓ જોઈને હટી ગયા.

પરિષદને દિવસે સવારે પ્રમુખ દા. સુમંત મહેતા તેમનાં પત્ની શારદાબેન, તેમની મોટી દીકરી પ્રેમલીલા સાથે ખરસલીઆ સ્ટેશને ઊતર્યા. અમે બધા કાર્યકરોએ અને સેંકડો ખેડૂતોએ તેમનું ભાવભીનું સ્વાગત કર્યું. પછી એક સારા ડમણિયામાં બેસાડીને ઝવેરભાઈ તે હાંકીને ગુસરમાં તેમને મુકામે લાવ્યા. રસ્તામાં પણ તેમના માનમાં કિસાનો "કિસાનસભા ઝિંદાબાદ"ના પોકાર કરતા ગયા. દરમ્યાન પરિષદના એક તંબુમાં અમારી કિસાન કમિટી ઠરાવો ઘડવામાં રોકાઈ ગઈ. ઠરાવો અને જાહેરનામાની નકલો થઈ ગઈ, તેવામાં હજારો ખેડૂત સ્ત્રીઓ અને પુરુષો આંબાના અને તાડનાં ઝાડની વચ્ચે બાંધેલા વિશાળ મંડપમાં જમા થતાં ગયાં, ત્યાં સુધીમાં દેવાના દૈત્યનું ભયંકર પૂતળું પ્રમુખના સ્થાનની એક બાજુએ ખડું કરવામાં આવ્યું હતું. જે લોકો ત્યાં આવે તે છેક પાસે આવીને દૈત્યને નિહાળે અને પછી પોતાની જગ્યા પર બેસે, તોયે ટગર ટગર તેના તરફ જુએ. એકંદર પરિષદના બંને દિવસમાં કુલ આશરે દશ હજાર સ્ત્રી–પુરુષોએ હાજરી આપી, તેમના પર આ દૈત્યની જાદુઈ અસર થઈ.

સ્વાગત કમિટીના પ્રમુખ તરીકે ઝવેરભાઈએ પ્રવચન કર્યું. આ પરિષદ ખુલ્લી મૂકવાને સામ્યવાદી આગેવાન દા. અધિકારી પધાર્યા. તેમની સાથે દિનકર મહેતા આવી ગયા. વળી ગુજરાતના અનેક જિલ્લાના કાર્યકરોની સાથે દેવગઢ–બારિયા, એરાલ, લુણાવાડા અને છેક ઈડર સુધીના ખેડૂતો આવી પહોંચ્યા. મંડપમાં ચારે બાજુએ

લાલ ઝંડા ફરકતા હતા અને કિસાની સૂત્રોથી પડદા શોભતા હતા. બુખારીએ લાલ ઝંડો ફરકાવવાની વિધિ કરી, તે પછી ઉદ્‌ઘાટન વિધિ કરતાં અધિકારીએ અને પ્રમુખ તરીકે ઝવેરભાઈએ પ્રવચન કર્યાં. મેં પરિષદ વિષે પ્રાસ્તાવિક બોલ કહીને સ્વામીજીના અને બીજા આગેવાનોના સંદેશા વાંચી સંભળાવ્યા. પછી પ્રમુખસ્થાનેથી દા. ત. સુમંતે બોધદાયક ભાષણ કર્યું.

તેમણે સન ૧૯૧૭માં પહેલી ગુજરાત રાજકીય પરિષદ મળી તે પછી વીતેલાં ૨૨ વરસમાં દેશમાં જે પ્રગતિ થઈ છે તેનો તરસાળો કાઢયો. પહેલેથી જ આપણે દેશની આઝાદી માટે કોંગ્રેસમાં કામ કરીએ છીએ; પણ દેશમાં કામદારો, કિસાનો, વિદ્યાર્થીઓ–સર્વ વર્ગ પોતપોતાનાં હિત માટે જુદાં જુદાં મંડળો રચે છે; આપણી જુદી જુદી આંગળીઓની માફક તે કંઈ પરસ્પર વિરોધી નથી અને જરૂર પડે ત્યારે કોંગ્રેસ તેમની વચ્ચે સમન્વય કરી શકે છે; બાકી કિસાનસભાની સામે હિંસાખોરીનો જે આક્ષેપ કરવામાં આવે છે તેમાં કંઈ વજૂદ નથી; સ્વામીજી જેવા સંતપુરુષે કહ્યું છે તેમ કિસાન કે તેની સ્ત્રી પર કોઈ ગુંડા હુમલો કરે તો પોતાનું રક્ષણ કરવાનો ઉપદેશ સ્વામીજી આપે છે. આવા આદેશનો જે જુનવાણી કોંગ્રેસીઓ વિરોધ કરે છે તેઓ ખરું જોતાં હુમલાખોરોને જ આડકતરી રીતે ટેકો આપે છે. આવી રીતે દેશના રાજકારણમાં કિસાનસભાના વાજબી સ્થાનની સમજૂત આપીને પ્રમુખે કિસાનોની રાજકીય, આર્થિક, સામાજિક વગેરે માગણીઓ રજૂ કરી અને તે હાંસલ કરવાને શાંતિમય સંગઠન સાધવાની હાકલ કરી.

બીજે દિવસે દેવાના દૈત્યને બાળવાની જાહેરાત થઈ તેથી પરિષદમાં હાજરી વધી ગઈ. શરૂઆતમાં ઇનામદારી–તાલુકદારી, ખેડૂતોનું હકનામું અને રાયતબરી ખેડૂતોને સૂચનાપત્ર–આ બે

વિગતવાર ઠરાવ રજૂ થયા, અને તેને અનેક કાર્યકરોએ ટેકો આપ્યો. છેલ્લા થોડા મહિનામાં ઈડર, રાધનપુર, વડોદરા, દેવગઢ–બારિયા, કાલોલ વગેરે વિસ્તારમાં કિસાનોએ ઘણી અક્કલ–હુંશિયારીથી લડતો ચલાવી હતી તે માટે તેમને ધન્યવાદ આપ્યા. છેવટે દેવાના દૈત્યને બાળવાનો વખત આવ્યો ત્યારે મેં ખુલાસો કર્યો કે અહીં કોઈ શાહુકારો સામે વ્યક્તિગત દ્વેષ બતાવવાનો નહિ પણ શાહુકારી પ્રથાને જ પડકારવાનો હેતુ છે. છેવટે ગોમા નદીના ભાઠામાં આ દૈત્યને લઈ ગયા ત્યારે તેના પર ખેડૂતોની લાઠીઓ વરસી. છેવટે તેને બાળવામાં આવ્યો. હાજર રહેલા કેટલાક શાહુકારો "વોણીઓ બાળ્યો વોણીઓ બાળ્યો" એવી કાગારોળ કરતા પાછા ફર્યા. બીજી પાસ હજારો કિસાનો "ઇન્કિલાબ ઝિંદાબાદ" અને "કિસાનસભા ઝિંદાબાદ" ના પોકારો કરતા રસ્તે પડ્યા.

પરિષદ પૂરી થયા પછી તરત જ મારે ગોધરે જઈને પાછા વળતા લુણાવાડાના ખેડૂતોને મળવાનું હતું. શહેરમાં એક મેડા પર એ ખેડૂતોની મોટી મેદની જેમ તેમ સમાઈ ગઈ હતી. હું મારા સાથીઓ સાથે ત્યાં ગયો ત્યારે "કિસાનસભા ઝિંદાબાદ" પોકારીને તેમણે આખો ખંડ ગજાવી મૂક્યો. પહેલી તો ખેડૂતોએ તેમની હકીકત રજૂ કરી કે અમારા ઠાકોરે વરસો પર ત્રાસ ગુજારેલો તેથી કેટલાકે હિજરત કરી છે અને કેટલાકે ઠાકોરને એક પાઈ કે એક દાણો નહિ આપવાની પ્રતિજ્ઞા લીધી છે. મારા સવાલના જવાબમાં તેમણે જણાવ્યું કે અમે ઠાકોરના સીતમને અને ધાકધમકીને વરસોથી પી ગયા છીએ અને અમારી લડત કાયમ જ રહેશે. આ બધું સાંભળીને સ્વાભાવિક રીતે મેં આવા ખમીરવંતા ખેડૂતોને મુબારકબાદી આપી અને કોઈપણ વખતે ઠાકોર જો સુલેહ કરવા તૈયાર થાય તો તેમની સાથે વાટાઘાટો કરવા અને જરૂર પડે તો અમને ખબર આપવા સૂચવ્યું. આ ખેડૂતોના દાખલાથી બારિયા વગેરે બીજા રાજના

ખેડૂતોને સારું ઉત્તેજન મળ્યું. સભા પૂરી થઈ ત્યારે અમે ખેડૂતોને ફરીથી ફતેહ ઇચ્છીને છૂટા પડયા.

પછી દશ જ દિવસમાં દેશની કિસાન પરિષદ મળવાની હતી તેથી તરત જ હું ગયા સ્ટેશનની ટિકિટ લઈને ઊપડયો. ત્યાં પહોંચતાં જદુનંદન શર્માએ મારું સ્વાગત કર્યું, અને મને સીધો સ્વામીજી પાસે લઈ ગયા. છેલ્લા થોડા સમયમાં રેવડામાં કિસાન સ્ત્રીઓએ સત્યાગ્રહ કરીને સારી જમીન મેળવી હતી; અને ગયાની પરિષદ આગલી બધી પરિષદને ટપી જાય એવી ખાતરી સ્વામીજીને થતાં બધા ખુશમિજાસમાં હતા. પહેલી-ગુસરની પરિષદનો હેવાલ તેમને મેં આપ્યો ત્યારે વળી તે ઓર ખુશ થયા. પછી લાખો કિસાનોની પરિષદના ખરચ વિષે મેં થોડી ચિંતા બતાવી ત્યારે તેમણે કહ્યું: "તમને જાણીને નવાઈ લાગશે કે કેટલાક નાના મોટા જમીનદારોએ અમારા કામ માટે ફાળો આપ્યો છે; પણ તેમને મેં સાફ જણાવી દીધું છે કે તમારા દાનથી હું જરાયે બંધાતો નથી અને જરૂર લાગશે ત્યારે તમારી સામે લડવાને તૈયાર રહીશું." પછી જદુનંદન શર્મા સાથે પરિષદની બધી તૈયારીઓ, તેનો મંડપ, કમિટીનું મિલનસ્થાન, મંત્રીઓનું કાર્યાલય એ બધું જોવા ઊપડયો ત્યારે વિરાટ માનવમેદની માટે અદ્દભુત તૈયારીઓ કરેલી જોઈને હું ચકિત થયો.

તે વખતે સમાજવાદીઓ તરફથી જયપ્રકાશ નારાયણ અને સામ્યવાદીઓ તરફથી પી. સી. જોષી-એ બે મળીને વખતોવખત રાજકીય નિવેદન કરતા. સામાન્ય રીતે બધા ઉદ્દામવાદીઓ તે માન્ય કરતા. હવે અગાઉની જેમ આ પરિષદમાં સ્વામીજીની સલાહ લઈને કમિટી માટે બધા ઠરાવો મેં જ ઘડી કાઢયા હતા. સ્વાભાવિક રીતે આ બે મહાનુભાવો ભેગા થઈને મારા ઠરાવમાં કંઈ સુધારા વધારા સૂચવતા ત્યારે પરિષદના ચૂંટાયેલા પ્રમુખ આચાર્ય નરેન્દ્રદેવ તેમના તરફ મીઠી નજર રાખતા, તેથી કોઈ વાર હું તેમની

સાથે અથડાઈ પડતો. દાખલા તરીકે મેં કિસાનોનું સંગઠન મજબૂત કરવાનું લખેલું તેમાં તેમણે કોંગ્રેસને પણ સબળ બનાવવાનો મુદ્દો ઉમેરવાનું સૂચવ્યું. મેં વાંધો લીધો કે આપણે કિસાન પરિષદમાં ભેગા થયા છીએ તેથી કોંગ્રેસની ચર્ચાસ્પદ વાતને ઉમેરવાની જરૂર નથી. સ્વામીજીને અને રંગાજીને તો ઘણીવાર કોંગ્રેસી આગેવાનોના ફતવા સામે નિવેદન કરવા પડતાં, તેથી મારા પક્ષે તેમની સહાનુભૂતિ હતી. પણ આ તકરાર મેં ઉઠાવી ત્યારે આચાર્ય નરેન્દ્ર દેવની આંખ જરા ઊંચી થઈ. તેમણે મારે વિષે કોઈને પૂછ્યું ત્યારે મારા કાર્ય અને પદવીની તેમને ખબર પડી. તેવી રીતે કિસાનોનાં દેવાની નાબૂદીનો હું હંમેશ અડંગ આગ્રહી હતો, તેથી તે વિષે કડકડતો મારો ઠરાવ વાંચીને અને તેમાં એ નાબૂદીની ઘોષણા કરવાને એક દિવસ ઠરાવવાનું સૂચન જોઈને અમારા નવા આગેવાનો તાજુબ થયા. ખરી વાત એ હતી કે આ બંને ભાઈઓ અને પ્રમુખશ્રીમાંથી કોઈ આગલી પરિષદના ઠરાવોથી પૂરા માહિતગાર નહોતા. પણ સ્વામીજી, રંગાજી વગેરે બધા આગેવાનો તો મારી સાથે પૂરા સંમત હતા; તેથી મારો સારોયે ઠરાવ જરૂરી સુધારા સાથે પસાર થયો.

પ્રમુખશ્રીએ પ્રોત્સાહક અને વિચારપૂર્ણ ભાષણ કર્યું. તે પછી જે ઠરાવો પસાર થયા તેમાં મુખ્ય સ્થાન જમીનદારી પ્રથાની નાબૂદીને અને બિહારમાં સરકાર અને જમીનદારોના દમનના વિરોધને અપાયું. તેવી જ રીતે રેવડાની જે કિસાન સ્ત્રીઓએ સત્યાગ્રહ કરીને વિજય મેળવ્યો હતો તેમને ધન્યવાદ અપાયા. કોંગ્રેસના આગેવાનો કિસાનસભા પર હિંસાખોરીનું તહોમતનામું મૂકતા તેમને જડબાંતોડ જવાબ અપાયો. દેશી રાજ્યોના કિસાનોની લડતને પરિષદે ટેકો આપ્યો અને ખેતમજૂરો માટે પૂરતા ન્યાયી વેતન અને હકની માંગણી કરી. બિહારમાં ગુનેગાર જાતિના માણસોને રાતમાં અનેકવાર હાજરી પુરાવવી પડતી અને તેમના પર

પોલીસ ભારે દમન ચલાવતી તેથી તેમની સામે આવી ભૂરી નીતિ રદ કરવાની માગણી પરિષદે કરી. છેલ્લા ઠરાવથી સ્વામીજીની મંત્રી તરીકે અને મારી અને બીજા સાથીઓની ઉપમંત્રીઓ તરીકે નિમણૂક થઈ.[1]

આ પરિષદમાં ભેગા થયેલા લાખો કિસાનો બુલંદ ઘોષણા કરવા ટિકિટ વિના રેલગાડીમાં ચઢતા હતા અને તેમાં જગા ન મળતાં ગાડીને કેટકેટલેય ઠેકાણે રોકતા હતા. તે જ વખતે એરાલ ઠાકોરના કેટલાય ખેડૂતોની ધરપકડનો તાર મળતાં હું ક્યાંય રોકાયા વિના રેલમાર્ગે સીધો ગુસર પહોંચ્યો. ત્યાં જતાં માલૂમ પડ્યું કે ગુસરની પરિષદમાંથી પાછા ફરેલા ખેડૂતોને જાણે સજા કરવાને બીજે જ દિવસે એક કૂવામાંથી પાણી ખેંચીને શેરડીને પાનાર ખેડૂત સાથે એરાલના રાજકુમારે ઝગડો કર્યો. પાણી ત્યાં સુધી પાઈને પાક પકવેલો તે લેવાનો પોતાનો હક માનીને કૂવામાંથી પાણી પાવાનું ખેડૂતે ચાલુ રાખ્યું; ઠાકોરના માણસે કોશ ખેંચવાનું માંડણ તોડી નાખ્યું; સ્વાભાવિક રીતે ભેગા થયેલા ઘણા ખેડૂતોએ કૂવાનો હક સાચવવાને પડકાર કર્યો; ત્યારે તેમના પર હુમલાનો આરોપ

---

૧. ગયાની કિસાન પરિષદ વખતે મારે મોંગીર જિલ્લામાં બરૈયા ટાલની લડતના આગેવાન કાર્યાનંદ શર્માની ઓળખાણ થઈ. તેમણે મને કેટલીક રોમાંચક કહાણીઓ સંભળાવી. જમીનદારો ખેતરમાંથી બધો પાક લઈ જાય અને પાછા કર-લાગા વસૂલ કરે તેથી કિસાનોને જંગલી કંદમૂળ પર નભવું પડે. ભૂખમરાને લીધે કિસાનો જુવાન દીકરીઓને કોઈ બુઢ્ઢાને વેચે. તે બિચારી વાંઝિયણ રહે તેથી બદનામ થાય. કમનસીબે જમીનદારો કન્યાઓના વેચાણમાં પણ ભાગ રાખે. કોઈ ઠેકાણે તેમને ચા માટે દૂધ ન મળે તો વહુ-દીકરીઓને દોહવાનું કહેતાં શરમાય નહિ. શર્માજીની ઘણાં વરસની લડતને પરિણામે સમાધાન થયું ત્યારે એક હજાર વીઘાં કિસાનોને મળ્યાં અને થોડાં જમીનદારોને મળ્યાં.

મૂકીને પોલીસે દશમી તારીખ સુધીમાં ૨૬ કિસાનોની ધરપકડ કરી. અલબત્ત છોટુભાઈ સાથે તરત કાલોલ જઈને અમે બધાને જામીન પર છોડાવવાની અરજી કરી. થોડા દિવસમાં બધા છૂટી ગયા. પછી મહિનાઓ સુધી તેમની સામે ફોજદારી કેસ ચાલ્યો. છેવટે બધાયે નિર્દોષ પુરવાર થયા. આવી રીતે એરાલના ઠાકોરના તેમ શાહુકારોના હાથ હેઠા પડયા અને કિસાનોના ગણોત ને દેવાનાં ભારણ ઘટતાં ગયાં.

બિહારમાં પણ પરિષદ પછી મોંગીર પર કિસાનોના મોટા જૂથ સાથે કાર્યાનંદ શર્મા કૂચ કરતા હતા ત્યારે તેમની ધરપકડ થઈ.[1] વળી રાહુલજી[2] સત્યાગ્રહી તરીકે જેલમાં સજા ખાતાં, બધા સત્યાગ્રહીના વાજબી હક માટે ઉપવાસ પર ઊતર્યા, અને શાહબાદ જિલ્લામાં કિસાન સ્ત્રીઓ પોલીસની હરોળ ભેદીને ખેતરમાંથી પાક લણવા મંડી પડી.

પછી મે માસમાં બધી પરિસ્થિતિ કંઈક સુધરી ગઈ. મોંગીરની લડત મોકૂફ થઈ અને જેલમાંથી રાહુલજીનો છુટકારો થયો.

રેવડામાં સ્ત્રીઓએ મેળવેલી ૮૦૦ વીઘાં જમીન, સ્વામીજીએ

1. તે વખતે શર્માજીએ કિસાનોને ત્રણ સૂત્ર આપેલાં: (૧) મુક્તિ માટે ગોળી ખાઓ, (૨) જેલમાં જઈને ભૂખ મીટાવો-રોટી ખાઓ અને (૩) સરકારનાં કપડાં પહેરીને ઘેર પાછા આવો.

2. રાહુલ સાંકૃત્યાયન પાલી ભાષાના મોટા વિદ્વાન અને હિન્દી ભાષામાં મોટા લેખક હતા. પાલી ગ્રંથોનું સંશોધન કરવાને તેઓ મોસ્કોમાં પણ વરસો સુધી રહ્યા હતા. "વોલ્ગાથી ગંગા" એ તેમનું પુસ્તક જાણીતું છે. સ્વામીજીની પ્રેરણાથી તેમણે કિસાનસભામાં યશસ્વી કામગીરી બજાવી હતી અને જેલમાં ગયા હતા.

કિસાનો અને ખેતમજૂરોની વચ્ચે ન્યાયસર વહેંચી આપી. બરૈયા ટાલમાં સમાધાન થયું, તે મુજબ તકરારી જમીનની બધી ફસલ જમીનદારો અને કિસાનો વચ્ચે વહેંચાઈ.

આમ કિસાન મોરચો કંઈક શાંત થયો ત્યારે રાજકીય મોરચો એકદમ સળગી ઊઠયો. એપ્રિલમાં કલકત્તામાં કોંગ્રેસનું મોવડી મંડળ મળ્યું ત્યારે યુરોપની પરિસ્થિતિ વધારે સ્ફોટક બની. હિટલરે ઑસ્ટ્રિયા પર છાપો મારીને તેને જર્મનીમાં પૂરેપૂરું મેળવી દીધું. પછી તેણે ચેકોસ્લોવાકિયા પર લાલ આંખ કરી ત્યારે ઇંગ્લાંડના વડાપ્રધાન ચેમ્બરલેને હિટલર સાથે મ્યુનિચના કરાર કરીને યુરોપને વિશ્વયુદ્ધની ધાર પર લાવી મૂકયું. હવે નેતાજી પૂરા લડાયક સૂર કાઢવા લાગ્યા. તેમને ગાંધીજી અને તેમના અનુયાયીઓ સાથે ઉગ્ર મતભેદ થવાથી એપ્રિલમાં પ્રમુખપદનું રાજીનામું આપ્યું. આમ પૂરેપૂરા આઝાદ થઈને પોતાના નિશ્ચિત માર્ગે આગળ ધપવાને તેમણે તરત આગેકદમ જૂથ (ફોરવર્ડ બ્લૉક)ની સ્થાપના કરી. તેના નામ પ્રમાણે બધાં શાહીવાદ વિરોધી પરિબળોને એકત્ર કરી સબળ બનાવવાની જ પોતાની નેમ નેતાજીએ જાહેર કરી. તે પાર પાડવાને તેમણે બધાં ઉદ્દામવાદી જૂથોને એકત્ર કરીને કોંગ્રેસમાં વધુમતી જમાવવાનો અને આઝાદીની લડતને આગળ ધપાવવાનો નિર્ધાર કર્યો.

આ હેતુસર નેતાજીએ આગેકદમ જૂથ તરફથી સંયુક્ત વિરોધી મોરચો સ્થાપવાને એક સભા જૂન માસમાં મુંબઈમાં બોલાવી. તેમાં સમાજવાદી, સામ્યવાદી, રોયવાદી વગેરે પક્ષના તેમજ કામદાર અને કિસાન સંગઠનોના પ્રતિનિધિઓ હાજર રહ્યા. સર્વેએ સર્વાનુમતિથી ઉદ્દામવાદી સમન્વય સમિતિની સ્થાપના કરી. હવે સામ્રાજ્યવાદી સરકાર હિટલર સાથે મળીને વિશ્વયુદ્ધ સળગાવવાની તૈયારી કરે તો તેની સામે તરત જ દેશમાં સામુદાયિક લડત

ઉપાડવાનું ઠરાવવામાં આવ્યું. આ સમિતિની રચના થઈ તે પહેલાં અને પછી નેતાજી સારા દેશમાં ઘૂમીને વિરાટ સભાઓને લડતનો સંદેશો આપતા ગયા, તે વખતે નેતાજીનો મુકામ મરીન ડ્રાઈવ પર (હાલ નેતાજી માર્ગ) પાલનપુરના શાહસોદાગર નાથાલાલ પરીખને ત્યાં રહેતા. ત્યાં સવારથી તે મોડી રાત સુધી બધા ઉદ્દામવાદીઓની મિજલસ જામતી. દેશભરના કાર્યકરો પોતપોતાના વિસ્તારોમાં નેતાજીનો ઝડપી પ્રવાસ ગોઠવવા તેમને મળતા. પહેલેથી જ નેતાજીને કિસાનસભા અને સ્વામીજીની નેતાગીરી પર પૂરી શ્રદ્ધા હતી. તેથી હું પણ તેમની નવી સમિતિના સભાસદ તરીકે તેમને વખતોવખત મળતો. હવે નવા સંયુક્ત મોરચાની રચનાની અને તેની ઝડપી લડતની જાહેરાત થઈ એટલે જુનવાણી કોંગ્રેસનાં કબૂતરખાનામાં ભારે ફફડાટ થયો. થોડા જ વખતમાં કોંગ્રેસનો ફતવો છૂટયો કે સર્વોપરી કોંગ્રેસ કારોબારીની મંજૂરી સિવાય કોઈ કોંગ્રેસી સભ્ય સત્યાગ્રહ કરી શકશે નહિ અને જે આ શિરસ્તો ભંગ કરશે તેમની સામે કડક પગલાં ભરવામાં આવશે.

જૂના કોંગ્રેસીઓનો આ પડકાર ઝીલવાને સ્વામીજીએ જૂનની આખરે મુંબઈમાં કેન્દ્રીય કિસાન કમિટી બોલાવી, તેમ નેતાજીએ સંયુક્ત ઉદ્દામ સમિતિની સભા બોલાવી. આ કમિટીમાં સર્વે જૂથના પ્રતિનિધિઓએ કોંગ્રેસના આપખુદ શાસનનો સખ્ત વિરોધ કર્યો અને તેની સામે પડકાર ફેંકવાનો નિર્ણય કર્યો. ઘણી ગરમાગરમ ચર્ચા થયા પછી આવતી નવમી જુલાઈના દિવસે દેશભરમાં કોંગ્રેસના આ શાસનના વિરોધમાં સભાઓ અને સરઘસો યોજવાનો નિર્ણય થયો. વળી દેશભરમાં પસાર કરવાનો ઠરાવ પણ ઘડીને જાહેર કરવામાં આવ્યો. સ્વામીજીએ અને અમારા ઘણા સાથીઓએ આ કમિટીમાં ભાગ લીધેલો; તેથી કિસાન કમિટીનું કામ તો ઘણું

આસાન બન્યું. એ કમિટીએ પણ આ નવમી જુલાઈના વિરોધમાં પૂરી તાકાતથી જોડાવાનું ઠરાવ્યું. અમારાં દિલ પણ હિટલર-શાહીના અને અંગ્રેજ સરકારની વિરોધમાં ગરમાગરમ લડત ઉપાડવાને તૈયાર થયાં. અમારી કમિટીનું વાતાવરણ ધીમે ધીમે નેતાજીની ભાવિ લડતથી રંગાઈ ગયું. તેથી અમે સર્વ પોત-પોતાના વિસ્તારમાં નેતાજીનો પ્રવાસ ગોઠવવાને ઉત્સુક બન્યા. ઉપરાંત કિસાન કમિટીએ મુંબઈમાં અને દેશભરમાં ગણોત અને શાહુકારી દેવાં વિષે જે કાયદા જુદા જુદા રાજ્યમાં ઘડાતા હતા તેમાં જરૂરી સુધારાવધારા કરવાના ઠરાવ કર્યા.

દરમ્યાનમાં ગુસરમાં પહેલી ગુજરાત કિસાન પરિષદ મળ્યા પછી સારા ગુજરાતમાં કિસાનોમાં નવી જાગ્રતિ આવી. ઠાસરા તાલુકાના રાણીઆ અને બળેવીયાનાં ઠાકરાતી, ગામોના લડાયક ખેડૂતોની માગણીથી ત્યાં સરસ સભાઓ થઈ. બોરસદ તાલુકાના જુવાન કિસાન ફૂલાભાઈ પણ કાન્તિભાઈ દવેની સાથે ફરીને કિસાનસભાનો પ્રચાર કરતા ગયા. માતર તાલુકામાં લવાલ ગામના દેવીસિંગ પણ કિસાનસભામાં ભળ્યા અને સરકારને વખતોવખત કાગળો લખીને પડકાર ફેંકતા. ધંધુકા તાલુકામાં બરવાળા ચોવી-સીમાં લીંબડી દરબારને માત્ર મહેસૂલ લેવાનો જ હક્ક હતો છતાં તે જહાંગીરી કરીને ગેરકાયદે કર–લાગા ઉઘરાવતા. તેની સામે કિસાનોનો પોકાર જામતો ગયો.

ગુસરની પરિષદના દિવસોમાં જ સંખેડાના એક સમાજસેવક જમનાદાસ કંટ્રાકટર મને મળેલા. તેમના સંખેડા, તિલકવાડા વગેરે વિસ્તારમાં હજારો આદિવાસીઓને કિસાનસભાનો સંદેશો પહોંચાડ-વાનો તેમણે મને વિનંતિ કરી. તેમની સાથે વાત કરતાં માલૂમ પડયું કે વડોદરા રાજ્યે સોનગઢ–વ્યારાના વિસ્તારમાં ગણોત–નિયમન માટે, કર્જસમાધાન માટે અને જમીનના સંરક્ષણ માટે

અનેક કાયદા વરસોથી કર્યા હતા તેથી એ કાયદાનો લાભ તે જ રાજના બીજા તાલુકાના ગરીબ લોકોને આપવાનું કામ સહેલું હતું. તેમની સાથે સભાઓની કંઈક વાતો કરીને હું મુંબઈમાં ગયો ત્યારે મને વલસાડના જૂના કોંગ્રેસી મિત્ર બરજોરજી વીકાજી અને તેમના સાથી ઠાકોરભાઈ કાનદાસ પટેલના કાગળ મળ્યા, તેમાં તેમણે વલસાડ–પારડીના આદિવાસી–ઢોડિયા ખેડૂતોની કરુણાજનક હાલતનો અને તેમના પર શાહુકારોના જુલ્મનો ખ્યાલ આપ્યો. તરત મારી સૂચના મુજબ ઉદવાડા પાસેનાં બગવાડા ગામમાં એક મેળાના પ્રસંગે ખેડૂતોની એક સભા ગોઠવાઈ. આ બંને ભાઈઓને વલસાડમાં મળીને તેમની સાથે વાતો કરતો બગવાડા ગામે ગયો ત્યારે પહેલી જ વાર આ વિસ્તારના ઢોડિયા આદિવાસીઓને જોઈને હું તાજુબ થયો. સન ૧૯૧૯માં દુકાળગ્રસ્ત દાહોદમાં મેં ભીલોને જોયેલા; તે પછી વીસ વરસે તેમના જેવી જ દશામાં—શરીરે લંગોટી અને ઉપરથી ચાદર વીંટીને આવેલા—ઢોડિયાઓને મેં નિહાળ્યા. તપાસ કરતાં જાણવામાં આવ્યું કે અહીં ઘણાખરા ખેડૂતોની જમીન દેવામાં પડાવી લઈને તેમને ઘાસીઆ જમીનના મજૂર બનાવી દીધા હતા. બલ્કે પારડી તાલુકામાં સાઠ ટકા જમીન તો ઘાસીઆ બની તેથી ઘણાખરા ઢોડિયા ગુલામીમાં સબડતા.

મેળામાં સેંકડો લોકો ભેગા થયા હતા, તેમાંથી બસો ત્રણસોનું એક જૂથ સભા માટે ભેગું થયું હતું. ત્યાં મેં કિસાનસભાની ભૂમિકા સમજાવી. દેવામાં ગયેલી જમીન પાછી મેળવવાને અને મજૂરીના સારા દર મેળવવાને સારુ સંપ કરવાની અને કિસાનસભામાં એકત્ર થવાની હાકલ કરી.

બીજા સાથીઓએ થોડાં પ્રવચન કરીને સભા પૂરી કરી ત્યારે અમને પારડી તાલુકા કોંગ્રેસ કમિટીના પ્રમુખ દા. મહેતાને

મળવાનું કહેણ મળ્યું. અમે તેમને ઠેકાણે પહોંચ્યા ત્યારે તે ઊંચા આવેલા ઓટલા પર ગાદી-તકિયા પાથરીને બેઠા હતા. મને જોતાં જ આવકાર આપીને તેમણે કહ્યું કે તમે અમારી કૉંગ્રેસની પરવાનગી લીધા વિના આ સભા ભરીને ઢોડિયાઓને ચઢાવો છો તે સારું નથી. મેં ઠંડે કલેજે જવાબ આપ્યો કે, અમે કૉંગ્રેસ તરફથી નહિ પણ અમારી કિસાનસભા તરફથી સભા ભરી છે અને અમારી સંસ્થા તમારાથી તદ્દન જુદી હોવાથી તમને પૂછ્યા વિના સભા ભરવાને સ્વતંત્ર છીએ. પછી તેમણે વિરોધ ચાલુ રાખીને જરા નરમાશથી આદિવાસીઓની પરિસ્થિતિ વિષે વહેવારિક રીતે વાત કરવા માંડી. ત્યાંથી અમે ઉદવાડા સ્ટેશને પહોંચ્યા ત્યારે ત્યાં ઊંચી કમાનવાળો દરવાજો[1] જોઈને હું તાજુબ થયો. ત્યાંથી વલસાડ જઈને મેં મારા જૂના-નવા સાથીઓ સાથે પેટ ભરીને વાતો કરી. તેમણે ઢોડિયા લોકો પર શાહુકારો તરફથી થતા સીતમની રોમાંચક કહાણીઓ સંભળાવી તે પરથી મેં આ વિસ્તારમાં કિસાનસભાની જમાવટ કરવાનો નિર્ધાર કર્યો. પછી બીજી સભાઓનો કાર્યક્રમ નક્કી કરીને હું ઊપડી ગયો.

સંખેડાના જમનાદાસ કંટ્રાકટર મને ગુસરમાં મળેલા : પછી થોડા જ વખતમાં તેમના વિસ્તારમાં સભાઓનો કાર્યક્રમ અમે તૈયાર કર્યો. તેમાં તિલકવાડા તાલુકાના શાહુકારોનો ભારે ત્રાસ હતો તેથી તેની વચમાં કોલા ગામે પહેલી સભા મે માસની આખરે ભરાઈ. ત્યાં મોટે ભાગે વસાવા-ભીલ વગેરે પછાત વર્ગના જ સેંકડો ખેડૂતો ભેગા થયા ત્યારે તેમનાં દુઃખદર્દનો પહેલો જ

---

૧. પારસીઓ મધ્યયુગમાં ઈરાનથી સુરત જિલ્લાને દરિયાકિનારે આવીને વસ્યા ત્યારે તેમણે દરિયાકિનારે ઉદવાડા ગામમાં તેમનું ધર્મસ્થાન બાંધ્યું. તે સ્થાનનો રસ્તો સૂચવવાને ઉદવાડા સ્ટેશન પાસે આ શાનદાર દરવાજો બાંધવામાં આવ્યો હતો.

પરિચય મને થયો. કોલાની પાસે મંદિરમાં રહીને મંગળદાસ આર્ય થોડાં વરસથી મેવાસ સેવા સંઘ નામની કોંગ્રેસી સંસ્થાના નેજા નીચે ખેડૂતોની સેવા કરતા અને કોઈ ઠાકોરની સખ્ત ટીકા કરતાં તેમની ખફગી વહોરીને જેલમાં ગયેલા. જમનાદાસે પણ તેમના એક શિક્ષક મિત્ર ભાલચંદ્રના સહકારથી ગામડે ગામડે ફરીને પહેલી સભાનો પ્રચાર કર્યો. સભાની આગલી સાંજે હું નસવાડી સ્ટેશને ઊતરીને ડમણિયામાં બેસીને કોલા પહોંચ્યો. ત્યાં નવા મિત્રો અને ખેડૂતો સાથે તેમની ફરિયાદો અને માગણીઓની ચર્ચા કરવા બેસી ગયો.

સવારે વળી બીજા ખેડૂતો આવ્યા તેમની સાથે વાતો કરતાં એક જ વાત મારા મનમાં ઠસી ગઈ કે અહીં પણ મીઠા–મરચાની દુકાન કાઢીને જેમણે વેપાર શરૂ કરેલો તેમણે ખેડૂતોને દેવામાં ડુબાડીને તેમની જમીનો કબજે કરેલી; અને પછી ગણોત, દેવા અને વ્યાજ પેટે તેમનો ઘણો માલ પડાવી લઈને તેમને ચીંથરેહાલ કંગાલ દશામાં રાખેલા. તે પરથી કિસાનસભાનો સંદેશો આપતાં મેં દેવામાંથી મુક્તિ મેળવીને જમીનમાલિક બનવાની સર્વને હાકલ કરી. તે માટે હાલ તરત મેં વડોદરાની સરકારને વિનંતિ કરી કે પછાત જમીન સંરક્ષણ કાયદો અને તોલમાપનો કાયદો—બંને આ તાલુકાને લાગુ પાડો; તેમાં વળી ગણોતનો કાયદો જે કોમને લાગુ પડે છે તેમાં આ તાલુકાની પછાત કોમનો ઉમેરો કરો અને સહકારી મંડળીઓ મારફત નાણાં મેળવવાની અને માલસામાન ખરીદવાની આ ખેડૂતોને સગવડ આપો. આવા ધોરણસર રચનાત્મક ઠરાવો સભાએ કર્યા. છતાં ખેડૂતોના સીતમગાર બનેલા શાહુકારો પર અમે ટીકા કરી તેથી તે અમારા વિરોધી બન્યા.

જૂન માસમાં સંખેડા તાલુકામાં ધંટોલી અને કાવિઠામાં

ખેડૂતોની સભાઓ થઈ. ત્યાં સુધીમાં તો શાહુકારોએ વેપારી મંડળ જમાવીને અમારા પ્રચારની સામે કાગારોળ કરી મૂકી. કાવિઠાની સભામાં તો શાહુકારો, કૉંગ્રેસી આગેવાન દા. જેઠાલાલની આગેવાની નીચે અમારી સભામાં પથરા નાખવામાં આવ્યા. પણ તેમના વિરોધ છતાં અમારી સભામાં ગામડાના સેંકડો ખેડૂતોએ તેમને સામો પડકાર ફેંક્યો અને કિસાનસભાનો અવાજ આ વિસ્તારમાં ગુંજતો કર્યો.

જૂનની આખરે કેન્દ્રીય કિસાન કમિટી મુંબઈમાં મળવાની હતી; તે પહેલાં ગુજરાતની કિસાન કમિટી મળી. તે વખતે માંડવી તાલુકાના શાહુકારોએ ગણોતિયા પાસેથી જમીનના કબજા મેળવવાને ભારોભાર કેસ મામલતદારની કોરટમાં નોંધાવ્યા હતા અને તેમાં ખેડૂતો તરફથી લડવાને અમે સૂરતના એક બાહોશ વકીલને રોકયા હતા. તેમની મારફત અમારે કાને એવી ફરિયાદ મળી કે મામલતદાર જમીનદારો તરફ પક્ષપાત રાખીને તેમને, ખેડૂતોના છાપરાંમાં ધૂસીને તેમનો ભાગ લૂંટી લેવાને ઉત્તેજન આપતા. તેથી ખેડૂતોની વણસતી પરિસ્થિતિ પર ગંભીર વિચારણા કરીને ગુજરાતની કમિટીએ માંડવીના નાલાયક મામલતદારને સત્વર બરતરફ કરવાનો ઠરાવ કર્યો. પછી તરત ખેડા જિલ્લા કિસાન કમિ[illegible] ઉમરેઠમાં મળી. તેમાં જિલ્લામાં ચાલતી પ્રવૃત્તિને આગળ [illegible]સ ગુજરાતની બીજી કિસાન પરિષદ ખેડા જિલ્લામાં જ [illegible]નું નક્કી કર્યું. બંને કમિટીનું કામ પતાવીને હું મુંબઈમાં મળતી કેન્દ્રીય કિસાન કમિટીમાં અને નેતાજીની લડતની પ્રવૃત્તિમાં સામેલ થયો.

નેતાજીની તેમજ કિસાનસભાની કમિટીએ કૉંગ્રેસ કમિટીના સત્યાગ્રહની બંધીના ફતવા સામે વિરોધના જે ઠરાવ કર્યા હતા તે

મુજબ નવમી જુલાઈના દિવસે મુંબઈમાં અને દેશભરમાં મોટી સભાઓ ભરવામાં આવી. નેતાજીની મોટી ઘોષણા એ હતી કે આજે બ્રિટિશ રાજ મહાયુદ્ધની કટોકટીમાં ફસાઈ રહ્યું છે તે ટાંકણે સરકારની સામે આખરી લડાઈ કરવાની અણમોલ ઘડી આવી રહી છે; તે વખતે ગાંધીજી અને કોંગ્રેસના આગેવાનો આગળ પડી લડતનું એલાન આપે તો તેમની આગેવાની નીચે અમે લડવા તૈયાર છીએ: છતાં ગમે તે કારણસર તેઓ લડવા ઇચ્છતા ન હોય તો અમને વિરોધ પક્ષના લોકોને લડવાની પરવાનગી આપો; તમે લડો નહિ અને અમારી લડતમાં શિસ્તનો પથરો નાખો તેથી આઝાદીની લડતને ભારે નુકસાન થાય. આ મુદ્દા તેમણે ફરી ફરીને નવમીની અને બીજી સભાઓમાં રજૂ કર્યા અને શ્રોતાઓ તેમનો જયજયકાર કરીને વધાવતા ગયા.

તે વખતે હું રોજરોજ નેતાજીને મુકામે મળવા જતો ત્યારે ગુજરાતમાં તેમનો પ્રવાસ ગોઠવવાની વાત મારે કાને પડી. ભાઈ કમળાશંકરની સાથે મળીને મેં તરત એ વાત ઉપાડી લીધી અને થોડા દિવસમાં સાતેક દિવસનો સારા ગુજરાતનો વિગતવાર કાર્યક્રમ ઘડીને નેતાજી આગળ રજૂ કર્યો. એક દિવસની ચર્ચા પછી [illegible]એ આખો કાર્યક્રમ માન્ય કર્યો એટલે દક્ષિણે વલસાડ [illegible] દાહોદથી તે છેક અમદાવાદ સુધીના પાંચે જિલ્લામાં રાખેલી પંદર વીસ સભાઓની વ્યવસ્થા કરવા હું મંડી પડ્યો. છેવટે જુલાઈના ત્રીજા અઠવાડિયામાં નેતાજીએ સવારમાં વલસાડ પહોંચીને પહેલી સભા ભરી. ત્યારથી તે સુરત, ભરૂચ, વડોદરા, દાહોદ, ગોધરા, કાલોલ, ઉમરેઠ, નડિયાદ અને અમદાવાદ બધા શહેરમાં તેમનો વિજયડંકો વાગી રહ્યો. ભરચોમાસામાં સવારે, બપોરે, સાંજે કે મોડી રાતે તે પહોંચતા ત્યાં હજારોની મેદની તેમના સંદેશને બુલંદ હર્ષનાદ કરીને વધાવી લેતી. આ પ્રવાસની

એ ખૂબી હતી કે ગાંધીજી અને સરદારના ગઢસમા ગુજરાતનાં મોટાં શહેરોમાં વિરોધ પક્ષના ગણાતા સુભાષવાદી કોંગ્રેસીઓ, સમાજવાદીઓ અને સામ્યવાદીઓએ ભેગા મળીને પહેલી જ વાર શાનદાર સભાઓ ભરી તેને જનતાનું સંગીન પીઠબળ સાંપડ્યું. તેમાં સુભાષબાબુની સામે કોંગ્રેસના મોવડી મંડળે જે નીતિ અપનાવી હતી તેનો પડઘો જરૂર પડ્યો. નેતાજી આઝાદીની લડતના બંદા તરીકે ફર્યા અને ગાંધીજી તરફ પૂરા માન અને અદબથી કહેતા : આપ જ અમારા કસાયેલા અગ્રેસર છો તેથી દુનિયાની કસોટીની આ ઘડીએ તમે જ આગળ પડીને લડતનું એલાન આપો તો આપની પાછળ ચાલતાં જે બલિદાન આપવાં પડશે તે આપીશું; અને આપને આ વાત માફક ન આવે તો અમને અમારી તાકાત પર લડવાને આશીર્વાદ આપો. આવી રીતે ગાંધીજી વિષે બહુ જ ભાવનાશીલ માનથી નેતાજી બોલતા તેથી દેશની આઝાદી માટે પૂરી ફનાગીરી કરવાને તૈયાર થયેલા એક મહાસૈનિકની જ છાપ તેમણે પાડી ને તેથી સર્વનાં દિલ હરી લીધાં.

તેમનાં પ્રવાસમાં બે વિઘ્ન આવ્યાં. નેતાજીએ મુંબઈ છોડતાં પહેલાં દારૂબંધી વિષે ચાલુ ચીલાથી જુદું નિવેદન કર્યું. તે પોતે તો પોતાના જીવનમાં પૂરી દારૂબંધી પાળતા. પણ તેમણે કાયદાથી દારૂબંધી ઠોકી બેસાડવાથી થતા અનિષ્ટ તરફ ધ્યાન દોરીને નૈતિક ધોરણે તેનો પ્રચાર કરવા એલાન કર્યું. આ નિવેદન વાંચીને નડિયાદના જૂના આગેવાન ગોકુળદાસ બહુ જ નારાજ થયા અને સ્વાગત સમિતિમાંથી તેઓ ખસી ગયા. છતાં બીજા કોંગ્રેસીઓના પીઠબળને લીધે નડિયાદના સ્વાગત અને સભામાં કંઈ વાંધો પડ્યો નહિ. વળી નેતાજી અમદાવાદ આવીને બીમારીથી બિછાનાવશ થયા તેથી તેમનો કાર્યક્રમ થોડા દિવસ મોડો પાર પડ્યો.

એકંદરે સુભાષબાબુના પ્રવાસથી આખા ગુજરાતનું હવામાન

પલટાઈ ગયું—વિરોધ પક્ષોને અને કિસાનસભાને માટે વધારે અનુકૂળ થઈ ગયું. સરદારથી આ સ્થિતિ સહેવાઈ નહિ તેથી તેમણે ૨૩મી જુલાઈના રોજ નડિયાદમાં સંતરામ મંદિરમાં જાહેર સભા ભરીને સુભાષબાબુની ટીકા કરવા માંડી. તરત જ લોકોએ સરદારને પણ "શરમ" "શરમ"ના પોકાર સંભળાવ્યા, તાકડે લાઉડ સ્પીકર પણ ખરાબ થઈ ગયું અને સભા ઓચિંતી બરખાસ્ત કરવી પડી.

પણ આવા બનાવથી કોંગ્રેસના નેતાઓ પાછા પડે એવા નહોતા. જુલાઈમાં નેતાજીએ દેશભરમાં વિરોધ દિન ઊજવીને શિસ્તનો ભંગ કર્યો તેથી તેના શિરપાવ તરીકે તેમને બંગાળની કોંગ્રેસ કમિટીના પ્રમુખપદેથી અને કોંગ્રેસના સભ્યપદેથી જ દૂર કર્યા. તરત જ તેમણે એક નિવેદન પ્રકટ કરીને ૩૧ ઓગસ્ટથી ૬ સપ્ટેમ્બર સુધી "રાષ્ટ્રીય લડત સપ્તાહ" ઊજવવાનું સર્વ ઉદ્દામવાદીઓને એલાન આપ્યું. તેમાં ૩૧મીએ રાજકીય કેદીઓને છોડવાનો, પહેલીએ કિસાનો અને કામદારોની લડતને ટેકો આપવાનો, બીજીએ લડાઈ થાય તો તેમાં ભારતને ઝુકાવવાનો વિરોધ કરવાનો, ત્રીજીએ સરકારે ઘડેલા રાજબંધારણનો વિરોધ કરવાનો, ચોથીએ પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનો, પાંચમીએ દેશી રાજની પ્રજાના હકને ટેકો આપવાનો અને છઠ્ઠીએ રાષ્ટ્રીય ઐક્ય અને લોકશાહીને સબળ કરવાનો—એવા ઠરાવ કરવાના આદેશ આપવામાં આવ્યા. કિસાનસભા તો પહેલી સપ્ટેમ્બરને હંમેશાં કિસાન દિન તરીકે ઊજવતી હતી, તેથી તેણે આઝાદીની લડતનો આ વિસ્તૃત કાર્યક્રમ અપનાવી લીધો. અને આ ઊજવણી દરમ્યાન ત્રીજીએ હિટલરે પોલેન્ડ પર રાક્ષસી હુમલો કરીને ત્રીજા વિશ્વયુદ્ધનો આરંભ કર્યો તેથી નેતાજીએ સૂચવેલી આઝાદીની લડત હવે પૂરબહારમાં ઝળકી રહી.

દરમ્યાન બિહારના મોટામાં મોટા દરભંગા જમીનદારની સામે વીસ દિવસ સુધી જમીનના કબજા માટે સત્યાગ્રહ ચાલ્યો. તે દરમ્યાન રોજ ૨૫ સત્યાગ્રહીઓ લાઠી ખાતા અને જેલમાં જતા. છેવટે જયપ્રકાશ નારાયણે વચ્ચે પડીને સમાધાન કરાવ્યું અને તેમના જ પ્રમુખપણા નીચે જિલ્લા કિસાન પરિષદ મળી. પછી જયપ્રકાશ અને સ્વામીજી થોડા વખતમાં પોતપોતાની રીતે આઝાદીની લડતમાં ભળ્યા અને નેતાજીની સાથે દેશનો નવો ઇતિહાસ ઘડવામાં સામેલ થયા.

# ૮. નેતાજીના સાથમાં

**સપ્ટેમ્બરના** આરંભમાં નેતાજીની સલાહ મુજબ રાષ્ટ્રીય લડત સપ્તાહ ઉજવાતું હતું તે દરમ્યાન હિટલરે ભયંકર કત્લેઆમ શરૂ કરી તેથી દેશભરમાં લડતની સભાઓ પૂરી જોરશોરથી ભરવામાં આવી.

મુંબઈની સભાઓ નેતાજીએ ગજાવી તેમ સ્વામીજીએ બિહારમાં સપ્તાહની શાનદાર ઉજવણી કરી. ગયા જિલ્લામાં બકાશ્ત જમીનની ઉગ્ર લડત સ્ત્રી સત્યાગ્રહીઓએ ચલાવી અને તેમના પર હુમલો કરતા જમીનદારી લાઠીવાળાને પોલીસને હવાલે કર્યા. પછી પોલીસે લડાયક બહેનો પર લાઠી ચલાવી. છેવટે સમાધાન થયું ત્યારે કિસાનોએ તકરારી જમીન કબજે કરીને તેમાં ડાંગરની રોપણી કરી. આવી રોજની લડત દરમ્યાન નેતાજી સાથે સ્વામીજીના ગાઢ સહકારને લીધે બિહારના કોંગ્રેસીઓનો પિત્તો ઊકળી ગયો. તેમણે પ્રાંતિક સમિતિમાં રીતસર ઠરાવ કરીને કોંગ્રેસના તંત્રમાં સ્વામીજીને કોઈ પણ સ્થાને ચૂંટવાને નાલાયક જાહેર કર્યા. હવે સ્વામીજી પણ રણે ચઢ્યા અને બિહારની કોંગ્રેસી સરકારની અને તેના આગેવાનોની કિસાન વિરોધી નીતિની સખ્ત;ટીકા કરી.

વિશ્વયુદ્ધ શરૂ થયા પછી નેતાજીએ અંગ્રેજ સરકારની રાજકીય તેમજ લડાઈની નીતિરીતિ પર સખ્ત પ્રહાર કરવા માંડ્યા. અંગ્રેજ વાઈસરોયે તરત અંગ્રેજ સરકારના પક્ષમાં ઝુકાવી દીધું. તેની ટીકા

કરતાં નેતાજીએ કહ્યું કે અમારે એ પરદેશી સરકાર સાથે સાત પેઢીનો સંબંધ નથી અને તેથી આ લડાઈમાં હિન્દીઓ કંઈ ભાગ લેશે નહિ. વળી લડાઈ જાહેર કર્યા પછી જર્મન વિમાનોના સંભવતા હુમલાથી ગભરાઈને સરકારે મુંબઈ, કલકત્તા જેવા મોટા શહેરમાં રાતે બધી બત્તીઓ બુઝાવી અંધારપટ કરવા માંડયો, તેની પણ નેતાજીએ સખ્ત જડતી લીધી. નેતાજી ફરી ફરીને સાફ કહેતા કે સરકારને તો દુનિયાના સાચા સમાચાર ઢાંકવા છે માટે અહીં જ અંધારપછેડો નાખે છે; બાકી અમે કોઈના દુશ્મન નથી, અમારે કોઈના વિમાની હુમલાનો ભય નથી તેથી અમને અંધારપટ ખપતો નથી. જ્યારે બ્રિટિશ કે મિત્ર રાજ્યો તરફના કંઈ સમાચાર છાપામાં પ્રગટ થતા ત્યારે નેતાજી કહેતા કે, બધા ખોટા હેવાલ છાપામાં પ્રકટ થાય છે માટે જે વાંચો તેનાથી છેક ઊંધું હોય તે જ ખરું માનજો. આવી રીતે નેતાજીએ યુદ્ધનીતિની સામે ઘણી બુલંદ ઘોષણા કરી તેથી લોકોમાં આઝાદીનો પાનો ચઢવા માંડયો.

નેતાજીની લડતને લીધે કૅાંગ્રેસને પણ પોતાની નીતિ નક્કી કરવાની ફરજ પડી. કૅાંગ્રેસ કારોબારીએ ઑકટોબર માસમાં અંગ્રેજ સરકાર પાસેથી તેની યુદ્ધનીતિના મુખ્ય ઉદ્દેશ જાહેર કરવાની માગણી કરી. સાથે લોકમાનસ પ્રતિકૂળ થતું જોઈને બધા કૅાંગ્રેસીઓને સરકારી પ્રધાન મંડળમાંથી રાજીનામાં આપવાનો આદેશ આપ્યો. બીજી પાસ નેતાજીએ તરત તેમના આગેકદમ જૂથ તરફથી તેમની નીતિનો પ્રચાર કરવાને એક સાપ્તાહિક પ્રકટ કરવા માંડયું. તેમણે આગેકદમ જૂથની બીજી પરિષદ નાગપુરમાં બોલાવી તેમાં દેશભરમાંથી તેમના અનુયાયી ભેગા થયા. તેમણે લડાઈની મદદ ખાતે સીપાઈઓનો કે સંપત્તિનો કંઈ ફાળો ન આપવાનો ઠરાવ થયો અર્થાત્ સરકારના લડાઈના કામમાં સંપૂર્ણ અસહકાર કરવાનો આદેશ પ્રજાને અપાયો. આવો નિર્ણય કરવામાં ઘણું જોખમ હતું તેથી કેટલાક વિરોધ પક્ષો નેતાજીને

છોડી ગયા. પણ કિસાનસભા તો નેતાજીને પક્ષે જ રહી અને જરૂરી ભોગ આપવાને તૈયાર રહી.

ગુજરાતમાં અમે આ બધા પ્રચારમાં સામેલ હતા. પણ ઉત્તર ગુજરાતનાં તેમજ સૌરાષ્ટ્ર અને કચ્છમાં છેલ્લું ચોમાસું નિષ્ફળ થયેલું હોવાથી ગુજરાત કિસાન કમિટીએ છેક ઑગસ્ટની આખરે નડિયાદમાં મળીને સરકારની પાસેથી દુષ્કાળ રાહત માટે વિગતવાર રાહતની માગણી કરી. વળી તે માગણીઓનો પ્રચાર કરવાને સભાઓ ભરવાના અને કિસાનોની કૂચ કાઢવાના ઠરાવ પણ કર્યા. પછીને મહિને ખેડા જિલ્લાની કિસાન કમિટીએ આનાવારીની આંકણી વિશે ખેડૂતોને વિગતવાર સૂચનાઓ આપી અને સરકાર પર રાહતની માગણીની છાપ પાડવાને બને તેટલાં ગામે સભાઓ યોજવાનો નિર્ણય કર્યો.

ત્યાં સુધી હું મુંબઈમાં જ મારું મથક રાખીને છેલ્લાં બે વરસથી ગુજરાતમાં પ્રવૃત્તિ કરતો. હવે હિટલરે દુનિયામાં ભયંકર હોળી સળગાવી, નેતાજીએ ગુજરાતમાં ઝડપી પ્રવાસ કરીને નવી રાજકીય પ્રવૃત્તિ માટે અનુકૂળ હવા જમાવી અને ઉત્તર ગુજરાતમાં દુકાળ ફેલાતાં ગામડાંમાં ઉત્કટ આંદોલન ચલાવવાની જરૂર હતી. આ બધું વિચારીને મેં ફરીવાર ગુજરાતના પાટનગર સમા અમદાવાદમાં જ મારું મથક સ્થાપવાનો નિર્ણય કર્યો. તે વખતે પ્રખ્યાત લેખક ચન્દ્રભાઈ ભટ્ટ અમદાવાદ જિલ્લા કિસાનસભાના મંત્રી હતા. બીજા અનેક સાથીઓ મળીને તેમણે પ્રાર્થના સમાજની એક ઓરડીમાં જ કિસાનસભાનું કાર્યાલય રાખ્યું હતું. હવે ગુજરાત કિસાનસભાનું પણ થાણું ત્યાં જ રાખીને અમે પ્રાંતની કિસાન પ્રવૃત્તિને એક સૂત્રે ગાંઠવાનો નિર્ણય કર્યો.

ગુજરાતમાંથી હું સન ૧૯૩૬ માં હદપાર થયો ત્યારથી મુંબઈમાં મોટે ભાગે દા. સુમંતના પુત્રો સાથે સાંતાક્રુઝમાં અને

પછી ખારમાં રહેતો. હવે અમદાવાદમાં હિન્દુસ્થાન કાર્યાલયની કે તેના ટ્રસ્ટીની કંઈ જ મદદ નહોતી. મુંબઈમાં 'હિન્દુસ્થાન'ના માલિક લોટવાલા કે બીજા મિત્રો પાસેથી કંઈ મદદ મળતી તે અહીં મળે એમ નહોતું. મારી આર્થિક સ્થિતિ છેક જ નબળી હોવાથી મેં પ્રાર્થના સમાજના કાર્યાલયમાં જ મારો જૂજ સામાન મૂકી ત્યાં દિવસે કામ કરવાનો અને રાતે તેમાં કે બહાર ઓટલા પર સૂવાનું નક્કી કર્યું.

આ નવો રાહ ધાર્યો હતો તેટલો સહેલો ન નીવડ્યો. વરસો-થી દેશમાં અને પરદેશમાં કંઈક સગવડતાવાળા ઘરમાં રહેવાને હું ટેવાયેલો હતો. કિસાનસભામાં જોડાઈને દેશમાં ચોપાસ ઘૂમતો થઈ ગયો ત્યારથી ફાટેલાં કપડાં પહેરીને મેલાઘેલા વેશે, ત્રીજા વર્ગમાં અને પગપાળા દેશમાં ફરતો. હવે પ્રાર્થના સમાજમાં રહેવાનું નક્કી કર્યું ત્યારે ગૃહસ્થ જીવનની થોડી સગવડ પણ છોડવી પડી. સવારમાં ઊઠતાંવેંત પીવાને ચા જોઈએ અને વાંચ-વાને છાપું જોઈએ. તેથી મારા મકાનની પાસે ચાલતી મદ્રાસી હોટલમાં ચાના એક કપના પૈસા ચૂકવીને તેના અવેજમાં છાપું વાંચી લેવાનું ફાવી ગયું. પ્રાર્થના સમાજના ચોગાનમાં એક ખુલ્લો નળ હતો તેથી તેની નીચે બેસીને ખુલ્લામાં નિરાંતે નાહી લેતો અને મારાં કપડાં ધોઈ નાંખતો. હવે જ્યારે મુસાફરી પર ઊપડી જતો તો કિસાનોને ઘેર જ ભોજનનો પ્રબંધ થતો. અમદાવાદમાં મારી હંમેશની રીતે બપોરે ચા સાથે કંઈક નાસ્તો જ કરતો. કોઈ છાપાવાળા કે સ્નેહી મળવા આવતા તો તે ખુશીથી આ હળવો બોજો ઉપાડી લેતા. સાંજના ભોજન માટે મારી સ્મરણશક્તિને ખૂબ કસીને શહેરના મિત્રોની યાદી મગજમાં તૈયાર રાખતો અને વારાફરતી તેમનો મહેમાન બનતો. મારા કાકા સાકરલાલ અને અનેક સંબંધીઓ મણિનગરમાં રહેતા,

તેમને ઘેર જવાને બસના પૈસાને અભાવે ત્રણેક માઈલ ચાલવાનો કડક નિશ્ચય કરીને નીકળતો અને રાતે જમીને તેમને ઘેર રાતવાસો કરતો.

આવી દિનચર્યા સન ૧૯૪૦માં જેલમાં ગયો ત્યાં સુધી ચાલી. દરમ્યાન મારાં કપડાંની હાલતની કંઈક ખબર પડતાં એક દિવસ સવારના મારા જૂના સાથી દાદા સાહેબ માવલંકર[1] મારી ઓરડી પર આવી પહોંચ્યા. તે રોજ સવારે ફરવા જતા ત્યારે ઢીંચણથી જરા નીચે સુધી પહોંચે એવું જાંગિયું પહેરતા. મને મળતાં ઘણી જ મીઠાશથી મારી પરિસ્થિતિ અને પ્રવૃત્તિ વિષે વાતો કરી. પછી મારા કપડાં ઉપર નજર નાંખીને ઘણી ચિંતા વ્યક્ત કરીને કહ્યું : હજી મારા જેવા તમારા સાથી હયાત છે તેથી તમારે કંઈ મુસીબત ભોગવવાની જરૂર નથી. છેવટે મને અનુકૂળ હોય ત્યારે તેમને ઘેર સાંજે જમવાનું આમંત્રણ આપ્યું. ત્યારથી કોઈવાર તેમને ઘેર સાંજે જતો, અલકમલકની વાતો કરતો અને રાતે તેમને ઘેર જ જમીને આરામ કરતો.

આવી રીતે મારી નવી દિનચર્યા ગોઠવાતી ગઈ. ઑકટોબરની આખરે અમે કિસાનસભાના નવા મથકની જાહેરાત કરવા એક પત્રિકા પ્રકટ કરી. તેમાં સરકારી વહીવટ અંગે, જમીનદારો અને શાહુકારોના શોષણ વિષે તેમજ દુકાળમાં રાહત અંગે બધી ફરિયાદ અને માગણી નવા કાર્યાલયમાં પહોંચાડવાની સૂચનાઓ ખેડૂતોને આપવામાં આવી. તેમાં એવી ખાતરી પણ અપાઈ કે જ્યાં જરૂર જણાશે ત્યાં કિસાનસભાના કાર્યકરો ખાસ તપાસ કરવાને અને જાહેર સભા ભરવામાં આવશે, અને કિસાનસભાનાં સૂચનાપત્રો અને તેની

[1]. દાદા સાહેબ માવલંકર ગાંધીજીના કાળમાં મારા સાથી હતા. સન ૧૯૩૯માં કોંગ્રેસે લડાઈના સંયોગોમાં હોદ્દા છોડયા ત્યાં સુધી તેઓ મુંબઈની ધારાસભાના અધ્યક્ષ હતા.

પત્રિકાઓ નવે સરનામેથી મળશે. આ પત્રિકામાં ગુજરાતના બ્રિટિશ જિલ્લા ઉપરાંત એજન્સીના તેમજ દેશી રાજના ખેડૂતોને પણ સમાવી લઈને અમે કોંગ્રેસથી આગળ કૂચ કરી.

તેવામાં મારા ગુજરાતના વસવાટની ખબર ખેડા જિલ્લાના સાથીઓને પડતાં જ ઓકટોબર માસમાં નડિયાદ ઠાસરા અને બોરસદ તાલુકામાં સંખ્યાબંધ સભાઓ ગોઠવાઈ. જાવોલમાં ફરીથી જંગી સભા ભરાઈ ત્યારે ત્યાં જ ભરાયેલી આગલી સભાની યાદ આપવામાં આવી. હવે દુકાળના સંયોગો ધ્યાનમાં રાખીને જે કંઈ પકવ્યું છે તે મૂઠીમાં જ રાખવાનો આદેશ આપવામાં આવ્યો. પાસે આવેલા મોટા ચૂણેલ ગામે જંગી સભા ભરાઈ તેમાં મેં હાલની પરિસ્થિતિ વિષે નેતાજીની રાજનીતિ સમજાવી. નવી પરિસ્થિતિમાં ભલે કોંગ્રેસી પ્રધાનો રાજીનામાં આપે અને ફરીથી તેમની વતી ગાંધીજી સરકાર સાથે વાટાઘાટો કરે; પણ આપણે કિસાનો અને શ્રમજીવીઓએ તો લડાઈનો ખરો લાભ ઊઠાવવાને આઝાદીની લડતને અપનાવી જ જોઈએ—નહિ તો હંમેશ માટે ગુલામીમાં સબડીશું. આણંદ તાલુકાના અજરપુરા ગામે હું ગયો ત્યારે ઊજળીયાત લોકોએ અમારો બહિષ્કાર કર્યો તેથી અમે ચા-ભૂસાનો જ આહાર કર્યો. પણ ક્ષત્રિય, હરિજન વગેરે જે કિસાનો ગામને પાદરે સભામાં આવ્યા તેમને અમારો સંદેશો સંભળાવ્યો. બોરસદ તાલુકામાં પહેલી જંગી સભા ભરનાર મુજકૂવાના ખેડૂતોને મેં યાદ આપી કે ગઈ સાલ તમે દેવા કે વધારાનાં ગણોત આપ્યાં નથી તેથી તમને સારો ફાયદો થયો છે; હવે ગણોતના દેવાના કાયદા પસાર થયા છે તેથી તેનો લાભ લેવા તૈયાર થાઓ! તે જ પ્રમાણે ઠાસરા તાલુકાનાં પીપળવાડા અને બળેવીયાના ખેડૂતોને ગણોત તેમજ દેવાના કાયદાને ધ્યાનમાં રાખીને શાહુકારો અને ઠાકોરોના તગાદાનો હિંમતભેર મુકાબલો કરવાની સલાહ આપી. અમદાવાદ

જિલ્લામાં ફરીવાર દુકાળને અંગે મોરૈયાના તાલુકદારી ગામે સભા મળી તેમાં રાહત માટે લડાયક સંગઠન જમાવવાનો આગ્રહ કર્યો.

વળી એ જ માસમાં સુભાષબાબુએ ઉદ્દામ સંયુક્ત સમિતિની બીજી પરિષદ નાગપુરમાં મેળવી. તેમાં ચાલુ શાહીવાદી યુદ્ધમાં સરકારને એક પાઈની પણ મદદ ન કરવાનો ઠરાવ પસાર કર્યો. તે પરિષદમાં સ્વામીજી અને બીજા કિસાન કાર્યકરોની સાથે હું પણ હાજર રહ્યો. તે જ વખતે કિસાનસભાની કેન્દ્રીય કમિટી નાગપુરમાં મળી ત્યાં ચાલુ કિસાન લડતોને તેમજ નેતાજીની લડતને ટેકો આપવાનું ઠરાવવામાં આવ્યું. મહાયુદ્ધ વિષે કિસાનસભા તરફથી ખાસ નિવેદન કરવાની સત્તા પ્રમુખ આચાર્ય નરેન્દ્ર દેવને અને સ્વામીજીને સોંપવામાં આવી.

સંખેડા–તિલકવાડા તાલુકામાં ચોમાસુ પૂરું થયા પછી ફરી સભાઓ ભરવા જમનાદાસે મને લખ્યું. તેમના વિસ્તારમાં કોંગ્રેસીઓ પણ હવે જાગૃત થઈને ગામડાંમાં સભાઓ ભરી અમારા પ્રચારનો સગવડીઓ જવાબ આપતા. વળી સંખેડાના બજારમાં જમનાદાસને રોજ શાહુકારો સાથે ટપાટપી થતી. તેમના આગ્રહથી ઑક્ટોબરમાં અદાલપુર, પાણેજ વગેરે ગામે અનેક સભાઓમાં મેં શાહુકારોની નીતિ અને દલીલો પર તીરંદાજી ચલાવી. ગાયકવાડ સરકારે જ ગરીબ અને આદિવાસી ખેડૂતોને શાહુકારોનાં શોષણમાંથી બચાવવાને અનેક કાયદા કર્યા છે; તે ઉપરથી તેમની લૂંટેરા નીતિનો ભંડો તો ફૂટી ગયો છે; કિસાનસભા માત્ર સરકારના જે કાયદા સોનગઢ–વ્યારાના વિસ્તારમાં લાગુ પાડ્યા છે તે આ વિસ્તારને લાગુ પાડવાની સરકારને વિનંતિ કરે છે, તેની સામે કંઈ વાંધો લઈ શકાય જ નહિ; ઊલટું કિસાનસભાના વાજબી પ્રચારથી શાહુકારો આટલી બધી દોડધામ કરે છે એ જ બતાવે છે કે તેમના પેટમાં ભારોભાર પાપ છે; તે હવે ખુલ્લું પડતું જોઈને તે બહુ

ઉશ્કેરાઈ ગયા છે. એક ગામે શરદ પૂનમની રાતે સભા ભરાઈ ત્યારે મેં કહ્યું : આજની રઢીયાળી રાતે તો ખેડૂતો ચોમાસામાં સારું અનાજ પકવીને કેવો આનંદ કરે ! પણ અહીં તો કુદરતના કોપથી ને શાહુકારોના કેરથી તમે છેક દુઃખ અને નિરાશામાં ડૂબ્યા છો; તમે હવે નિર્ભય બનીને શાહુકારોના જુલ્મનો સામનો કરો; સરકાર પાસેથી સારા કાયદા મેળવી તમારી જમીનનું જતન કરશો તો જ તમે દિવાળીની મોજ માણી શકશો.

આ સભાઓ થઈ ત્યાં સુધીમાં શાહુકારોનો અવાજ વડોદરા-ની કોઠીએ પહોંચી ગયો તેથી જાણે અમે ઊભા કરેલા વર્ગ-વિગ્રહના હાઉને ડામવાને સંખેડા-તિલકવાડા મહાલમાં કિસાનસભા પર સભાબંધીનો હુકમ કરવામાં આવ્યો. નવેમ્બરના આરંભમાં હું સંખેડાના એક ગામડે જમીને બેઠો હતો ત્યારે આ હુકમ મારા પર બજાવ્યો એટલે અમે ખેડૂતો સાથે વાતોમાં અમારો સંદેશો આપીને પાછા ફર્યા.

આવો બધો ઝડપી પ્રચાર કરતાં ગુજરાતમાં કંઈક નવું આંદોલન જગાવવાનો અમે વિચાર કર્યો, તે વખતે અમારી સભા-ઓના કે કમિટીઓના ઠરાવો તરફ મોટા ભાગનાં અખબારો બેદરકારી સેવતાં. તેથી જે કિસાનોએ પોતાના વિસ્તારમાં બરાબર જૂથબળ જમાવ્યું હોય તેમની અમદાવાદની સરકારી કચેરી પર જ કૂચ યોજાય તો પ્રજા અને સરકારને ચાનક લાગે. ઉત્તર ગુજરાતમાં તો ચાલુ દુકાળને લીધે પરિસ્થિતિ વિકટ બની હતી, તેથી આવો પ્રચાર તાકીદનો બન્યો. આ કાર્યક્રમ વધારેમાં વધારે કિસાનોને પહોંચે તે માટે અમે એક પત્રિકા છપાવીને તૈયાર કરી. પછી નવેમ્બરની આખરે—કાર્તિક સુદ પૂનમના દિવસે વૌઠાના મેળામાં એક ઠેકાણે કેન્દ્ર સ્થાપીને બેએક દિવસ સવાર-સાંજ સભાઓ રાખવાનું અને સાથે સાથે છાપેલી પત્રિકાઓ છૂટથી વહેંચવાનું

નક્કી કર્યું.[૧] તે મુજબ અમે ધોળકાની ગાડીમાં વૌઠા જવા ઊપડચા ત્યારે અમારી સાથે અમદાવાદમાંથી સરોજિની હઠીસિંગ, ચંદ્રભાઈ ભટ્ટ, રાજગુરુ અને ખેડા જિલ્લાના પીતાંબર ગોર જેવા કિસાન કાર્યકરો ચાલી નીકળ્યા.

અમે ધોળકાથી બસમાં બેસીને વૌઠા પહોંચ્યાં. મેળો ત્યાં જામેલો હતો તેમાં દાખલ થતાં અમને ખબર પડી કે અહીં જેને કંઈ થાણું નાખવું હોય તેમણે જિલ્લા લોકલ બોર્ડની પરવાનગી લઈને કંઈક રકમ ભરવી જોઈએ. પણ અમે તો લડાયક મિજાસમાં હતા. તેથી આવાં બધાં સરકારી જતરડાંની ઉપેક્ષા કરીને મેળાની વચ્ચે એક સરિયામ રસ્તાની પાસે અમારી ઝૂંપડી બાંધીને તેના પર લાલ ઝંડો ફરકાવ્યો. પછી રાત પડી એટલે અમે અમારી મઢુલીના દરવાજા આગળ ઊભા રહીને આવતાજતા ખેડૂતોને થોડી પત્રિકાઓ વહેંચી અને થોડાઘણા માણસો જામતા ગયા. ત્યાં એક બત્તી મૂકીને અમે ભાષણ શરૂ કર્યું. આવી રીતે

તા. ૨૩–૧૧–૩૯ના રોજ મારી અને ચંદુભાઈની સહીથી પ્રકટ થયેલી પત્રિકામાં દુકાળની પરિસ્થિતિ અને સરકાર તેમજ શાહુકારના તગાદાનો પ્રતિકાર કરવાની ફરજ બતાવીને અમે લખ્યું: “ખાસ શહેરની પ્રજા અને તેમનાં વર્તમાનપત્રો પણ હજી ખેડૂતોની કારમી સ્થિતિ તરફ ભયંકર બેદરકારી ધરાવે છે. તેથી તેમની સુસ્તી ઉડાડવાને, શ્રીમંત–શાહુકારોનાં સ્વાર્થી મન પર ખેડૂતોનાં દુઃખની છાપ પાડવાને અને આપખુદ સરકાર પાસેથી યોગ્ય રાહત માગવાને સેંકડો ગામેથી આશરે દોઢેક મહિના પછી ઠરાવેલ એક દિવસે ગુજરાતના પાટનગર અમદાવાદ પર ઊતરી પડવું પડશે. ત્યાંના રસ્તા અને ગલીકૂંચીઓ તેમના પોકારોથી ગજાવવી જોઈશે. અને પછી ભદ્રના મોટા મેદાનમાં ભેગા થઈને સરકાર, શ્રીમંતો અને શાહુકારો આગળ તેમની માગણીઓ રજૂ કરવી જોઈશે.” છેવટે “ઈન્કીલાબ ઝિંદાબાદ” અને “કિસાનસભા ઝિંદાબાદ”નાં સૂત્રો પોકારવાનું સૂચન હતું.

અમારો કાર્યક્રમ બે દિવસ અને રાત ચાલ્યો. તે દરમ્યાન કોઈ ખેડૂતો અને જુવાનો પોતાનાં દુઃખની વાતો કરતા, અને કોઈ તેમને ગામે અમને બોલાવતા. કોઈ સ્થાનિક ભાઈઓએ જમવાનું આમંત્રણ આપ્યું તે અમે સ્વીકાર્યું. બાકી અમે હોટલની ચા પીતા, ગોરમહારાજની સુખડી અને ઢેબરાં આરોગતા અને કવચિત કોઈ પાસેથી જે મળે તે ખાઈ લેતા. તે વખતે ખુલ્લામાં સખ્ત ઠંડી પડતી તેથી મેં તો નાહવાનો કાર્યક્રમ મુલતવી રાખ્યો. ફુરસદને વખતે અમે મેળામાં, રાસમંડળીઓની જે રમઝટ ચાલતી અને ચીચુડા પર સહેલાણીઓની જે મોજમજા જામતી તે જોઈને ખુશ થતા. ત્યાં અનેકવિધ ગામઠી છતાં રસિલાં રૂપ, વર્ણ, વસ્ત્રાભૂષણ અને સુશોભનો અમે જોયાં. ખરેખર અહીંયાં સાત નદીઓનો સંગમ થાય છે તેમ સૌરાષ્ટ્ર-ગુજરાતની સંસ્કૃતિનો પણ સદીઓ જૂનો સંગમ થતો જોઈને અમે ખુશ થયા.

વૌઠાના મેળામાં પ્રચાર કરતાં અમને બાવળાના વયોવૃદ્ધ કિસાન અગ્રેસર સોમનાથ જેશીંગભાઈનો પરિચય થયો. તેમણે દુકાનની પરિસ્થિતિની જાણ કરી તેથી તેમના સહકારથી મેં અને ચંદ્રભાઈએ બાવળા અને આસપાસનાં ગામોમાં ફરીને અનેક સભાઓ ભરી અને રાહતને અંગે અમારી છાપેલી પત્રિકાઓ વહેંચી. વળી ખેડા જિલ્લાના અસલ પ્રચારક કાંતિભાઈ દવે આ વિસ્તારમાં છેક સાણંદ અને નળકાંઠા સુધી ફરતા હતા તેથી ત્યાં કિસાનોમાં જાગૃતિ આવતી ગઈ. કોઠ જેવાં મોટાં તાલુકદારી ગામે જઈને અમે ગણોતનો કાયદો ખેડૂતોને સમજાવીને તેમના હક સાચવવાની હાકલ કરી. ખેડૂતોને ચોખ્ખો આદેશ અમે આપ્યો કે આ સાલ પાકયું નથી તેથી સરકારને કે શાહુકારને કંઈ આપી શકાય જ નહિ. નળકાંઠા વિસ્તારમાં તો પેટનો ખાડો પૂરવાને પૂરતાં મૂળિયાં પણ ખોદી શકાતાં નહોતાં. છતાં ત્યાં લીંબડી

રાજનો ઘણો ગેરકાયદેસર ત્રાસ હતો. તેથી હિંમત અને સંપથી બધા સીતમગારોનો સામનો કરવાનો આદેશ આપ્યો.

ત્યાં સુધીમાં દક્ષિણ ગુજરાતમાં પારડી તાલુકામાં ઠાકોરભાઈ અને બરજોરજીના સહકારથી અમે કિસાનોમાં જે પ્રવૃત્તિ શરૂ કરી હતી તે ઠીક જામી હતી. એ વિસ્તારમાંનાં ઘણાં ગામડામાં સારી સભાઓ થઈ હતી અને શાહુકારોમાં જરા અજંપો ફેલાયો હતો. આ સંયોગોમાં આ જાગૃતિને પરાકાષ્ઠાએ પહોંચાડવાને અમે પારડી તાલુકાના જે પરિયા ગામે કિસાનોની ભારોભાર જમીન શાહુકારે પડાવી લીધી હતી ત્યાં જ ડિસેમ્બરના આરંભમાં કિસાન પરિષદ ભરવાનું ઠરાવ્યું. આ વિસ્તારમાં પારસીઓનું ધર્મસ્થાન છે તેનો વિચાર કરતાં પરિષદના પ્રમુખપદ માટે જૂના પારસી કામદાર નેતા ઝાબવાળા પર અમારી પસંદગી ઊતરી. મુંબઈમાં તેમની આગળ આદિવાસીઓના શોષણની કહાણી રજૂ કરી ત્યારે તેમણે ઘણા જ ઉત્સાહથી પરિષદનું પ્રમુખપદ સ્વીકાર્યું. પછી ડિસેમ્બરની દશમીએ તેઓ પરિષદમાં પધાર્યા ત્યારે ઠાકોરભાઈના ભારે પ્રચારને લીધે આશરે ૪૦૦૦ આદિવાસી સ્ત્રી–પુરુષો તેમનાં આછાં પાતળાં કપડાં સજીને હાજર થયાં. તેમને જોઈને પ્રમુખશ્રી ઝાબવાલાએ જે શાહુકારોએ તાલુકાની લગભગ ૬૦ ટકા જેટલી જમીનમાંથી ખેડૂતોને હાંકી કાઢ્યા છે તેમની શોષક નીતિની સખ્ત ટીકા કરી. આ આ વિસ્તારમાં સહકારી પ્રવૃત્તિનું નિરીક્ષણ કરવાને સન ૧૯૩૦માં નીમાયેલી કમિટીએ પણ આ ઘાસિયા જમીનના વધારે પડતા પ્રમાણની કડક સમીક્ષા કરી હતી; તેથી જમીનદારોની પ્રવૃત્તિમાં કંઈ ફેર પડયો નહોતો. હવે તો કિસાનોએ પણ કામદારોની માફક સંગઠન જમાવીને ન્યાય અને જમીન મેળવવાની હાકલ પ્રમુખે કરી. આ પરિષદ બહુ સફળ થઈ તેથી વાપીના જે મૂઠીભર શાહુકારો મોટા ભાગની જમીન પચાવી બેઠા હતા તેમના દિલમાં ફાળ પડી ત્યારે ત્યાં આવેલા ખેડૂતો નવી આશા અને પ્રેરણા લઈને પાછા ફર્યા.

પછી ત્રણ જ દિવસમાં મશહૂર થયેલા ગુસર ગામમાં પાંગાર-કરના પ્રમુખપણા નીચે તાલુકા પરિષદ મળી. જમનાદાસની સાથે આવેલા વાઘોડીયાના ચીમનભાઈ બાદશાહે કિસાનોને માફક આવે એવાં ગીત ગાઈને અને કંઈક ટૂચકા[1] કહીને નવો રસ જમાવ્યો. આમ ગુજરાતભરમાં નવી પ્રવૃત્તિ શરૂ થયા પછી પહેલીવાર અમારી કિસાન કમિટી અમદાવાદમાં મળી, ત્યારે કિસાનોની કૂચ યોજવા વિષે સારી ચર્ચા થઈ. પહેલી પત્રિકામાં કિસાનોને અમદાવાદ શહેરને જ ગજાવવાનું એલાન આપેલું. હવે બધા કાર્યકરોએ કિસાનોની કૂચ પોતપોતાના તાલુકામાં યોજવાનું અને પોતપોતાની સ્થાનિક કચેરી પર જ કિસાનોના મોરચા લઈ જવાનું ઠરાવ્યું. વળી ગુજરાતમાં આ પ્રવૃત્તિને સફળ બનાવવાને દરેક વિસ્તારમાં પ્રચારસભાઓની હારમાળા ગોઠવવામાં આવી. ઉપરાંત ગણોત અને દેવાના જે કાયદા મુંબઈની વિધાનસભામાં પસાર થયા હતા તેને સત્વર મંજૂર કરવા વાઈસરોયને વિનંતિ કરવામાં આવી. છેવટે ગુજરાત કિસાનસભાનું બંધારણ ઘડીને આ કમિટીએ કામ પૂરું કર્યું.

કિસાનકૂચ યોજવાનો ઠરાવ થયા પછી ડિસેમ્બર માસમાં ખેડા જિલ્લામાં હારબંધ સભાઓ ભરવામાં આવી. જાવેલના

[1] એક વાડીના ખેડૂતની વાત તે બહુ રસથી કહેતા : એક વાર ભર-બપોરે શેરડીની એક વાડીની પાસેથી એક બ્રાહ્મણ, વાણિયો અને કુંભાર પસાર થતા હતા. તેમને ઘણી ભૂખ અને તરસ લાગી. આ વાડી સૂની જોઈને ત્રણે જણ અંદર પેઠા અને પાણી પીને શેરડી ખાવા લાગ્યા. એટલામાં ખેડૂત આવ્યો ત્યારે તેણે ઉસ્તાદીથી પહેલાં બ્રાહ્મણ અને વાણિયાને બિરદાવીને કુંભારને હલકો ગણીને ધમકાવ્યો એટલે એ નાસી ગયો. પછી બ્રાહ્મણને પૂજ્ય ગણીને વ્યાજખાઉ શાહુ-કારને ધમકાવ્યો એટલે તે નાસી ગયો. છેવટે એકલો બ્રાહ્મણ રહ્યો ત્યારે કહ્યું કે તમે ધર્મપુરુષ ખરા, પણ તમે મારા ખેતરમાં પેઠા જ કેમ?—એમ કહીને તેમને પણ બે લાફા મારી કાઢી મૂક્યા.

કાનસિંગે માગશર વદ પૂનમના ભાથી ખત્રીના[1] પવિત્ર દિને કપડ-વંજ તાલુકાના કાગવેલ ગામે સભા રાખેલી. તેમાં દૂર દૂરથી ઘણા ક્ષત્રિય ખેડૂતો આવ્યા. ત્યાં મોટો પાક કપાસનો હતો તેને અનુ-લક્ષીને મેં કહ્યું કે કપાસ તો અંગ્રેજી ભાષામાં બધી ખેતીમાં રાજા જેવો ગણાય છે; પણ આ વરસે વરસાદ રીસાઈ ગયેલો હોવાથી કપાસ પાક્યો નથી; વળી મોટી લડાઈ શરૂ થઈ છે તેથી તમારે સંપ કરીને દેશની આઝાદી માટે ભાથી ખત્રીની માફક બલિદાન આપવાને તૈયાર થવું જોઈએ.

તે અરસામાં બીજી અનેક સભાઓ ભરાઈ તેમાં માતર તાલુકાના સોંજીવાડા ગામની સભા ખાસ મહત્ત્વની હતી. વૌઠાના મેળામાં વહેંચેલી પત્રિકા સીંજીવાડામાં કોઈ ખેડૂતોને મળી તે ઉપરથી તેમણે અમને લેખિત ફરિયાદ મોકલી કે અમારા ગામમાં ખાતેદારો ગણોતિયા પાસેથી અડધા ભાગ ઉપરાંત માંગણાના નામે મહેસૂલનો અડધો ભાગ લે છે. તરત જ અમે ગામલોકોનો સંપર્ક સાધીને સન ૧૯૪૦ના પહેલા જ દિવસે સભા રાખી. ગામની ભાગોળે હું બસમાંથી ઊતર્યો તેવું જ મોટે ભાગે ક્ષત્રિય ખેડૂતો તરફથી શાનદાર સ્વાગત થયું. સભાના સ્થાને હું પહોંચ્યો ત્યારે ભાગોળે જામેલી ખેડૂતોની મેદની વચ્ચે બાંધેલા ઊંચા ચોતરા પર રંગબેરંગી સાફામાં સજ્જ થયેલા ક્ષત્રિય સ્વયંસે-કોને ચારે પાસ નજર રાખી ચોકી કરતા જોયા. ત્યાં મૂઠીભર ઊજળિયાત ખાતેદારો ક્ષત્રિય ખેડૂતો પાસેથી વધારાનું માંગણું લેતા તેથી વર્ગવિગ્રહનું વાતાવરણ જામ્યું હતું. મારા સાથીઓએ બે

[1] ક્ષત્રિયો જેમને પોતાના દેવ સમાન માને છે તે ભાથીજી લગ્ન કરી આનંદ કરતા હતા ત્યારે ગામ પર ઓચિંતી ધાડ પડી. તરત તેઓ ધાડપાડુનો સામનો કરતાં દેવ થયા. તેથી તેમના સ્મરણ અર્થે માગ-શર માસની પૂનમે ભાથીજીનાં બધાં મંદિર પર મેળા ભરાય છે. તે રાતે અમારી સભા પણ ભાથી ખત્રીના મંદિર પાસે ભરવામાં આવી હતી.

બોલ કહ્યા પછી કિસાનસભાની મહેસૂલ, ગણોત અને દેવા વિષે ભૂમિકા મેં સમજાવી. પછી આધભાગની જૂની પ્રથા નાબૂદ કરવાને ચલાવેલી લડતોનો ખ્યાલ આપીને કહ્યું કે, આધભાગ અમને અસહ્ય લાગે તો પછી વધારાનું માંગણું તો છેક જ બેહૂદું અને ગેરકાયદેસર હોવાથી તે ચૂકવી શકાય જ નહિ; વળી દુકાળની પરિસ્થિતિમાં સરકારનો ધારો તેમ ભાગલાગ વધુ માફ કરવાની માગણી હાંસલ કરવાને ખેડૂતોએ તાલુકાની મોટી કૂચમાં સામેલ થવું જોઈશે. આ બધું ભાષણ ગામના ખાતેદાર આગેવાનો પણ પાસે નિશાળમાં ચુપચાપ બેસીને સાંભળી ગયા. ગામના ખેડૂતો હવે માગણાની પ્રથાને નિશ્ચયપૂર્વક રદ કરશે એવી મારી ખાતરી થઈ.

સભા થયા પછી થોડા જ વખતમાં આ ગામના પટેલોએ તેમના ગણોતિયાને માગણું આપી દેવાની ને નહિ તો જમીનનો કબજો સોંપવાની નોટિસ આપી. આ નોટિસો ક્ષત્રિયો ઉપરાંત બારોટ અને મુસ્લિમ ખેડૂતોને મળી અને તેથી હવે એ સર્વે ભેગા થઈને તૈયાર થયા. તેમની ગોઠવણ મુજબ અમારી આગેવાની નીચે ખેડૂતોનું મોટું સરઘસ પાસેના પરીઅજ ગામથી નીકળીને સીંજીવાડા પહોંચ્યું. ત્યારે બધીએ માગણાની નોટિસોને રદ ગણવાનો બધા કિસાનોનો પ્રચંડ નિર્ણય જાહેર થયો. કોઈ માગણાની એક પાઈ આપશે નહિ અને છતાં પોતાની જમીન કોઈ છોડશે નહિ. આથી ગામના માલદારો બહુ ચીઢાયા. પણ છેવટે તેમને હાર કબૂલ કરવી પડી અને માગણું નાબૂદ કરીને ખેડૂતો સાથે સમાધાન કરવું પડયું. પછી સીંજીવાડામાં મે દિનની સભામાં કિસાનોનો વિજયોત્સવ ઊજવાયો.

હવે અનેક તાલુકામાં કિસાનોની કૂચ યોજવાનો ધૂમ પ્રચાર ચાલતો હતો ત્યારે બોરસદ તાલુકામાં આવેલા ઉમેટા સ્ટેટના ખેડૂતોની લડત અનિવાર્ય બની. એ સ્ટેટનાં છ બિનહકૂમતી ગામ બોરસદ તાલુકામાં હતાં, ત્યાં તાલુકાના ધોરણે મહેસૂલ

લેવાતું. બાકીનાં પણ જે છ હકૂમતી ગામ ઉમેટાના ઠાકોરની આપખૂદ સત્તા નીચે સબડતાં હતાં ત્યાં જૂનું મહેસૂલ બેવડું કર્યું હતું અને તેની વસૂલાત માટે આપખુદ પગલાં ભરાતાં, હવે બોરસદ તાલુકામાં કિસાનસભાનો સારો પ્રચાર થયેલો હોવાથી હકૂમતી ગામના ખેડૂતોની ઇચ્છા મુજબ તેમની મોટી સભા નવાખલ ગામે ભરાઈ અને તેમાં ગણોતમાં કાપ મૂકવાની અને જપ્તી જેવા આકરા શાસનમાંથી મુક્તિ આપવાની માગણીઓ રજૂ થઈ. આવી ઘણી સભાઓ થયા છતાં પણ ઠાકોરે જરાયે દાદ ન આપી ત્યારે નિરાશ થયેલા ખેડૂતોએ સરકારી કર ન આપવાનો નિશ્ચય કર્યો અને તેનો પ્રચાર કરવાને અમારી સભા રાખી. આથી ગુસ્સે થયેલા ઠાકોરે મારી અને ચંદ્રભાઈની પ્રવેશબંધી ફરમાવી અને સ્ટેટના કિસાન આગેવાન જમાલભાઈની ધરપકડ કરી. તરત અમે ખેડૂતોની સાથે અમારી કૂચનો રસ્તો બદલીને બિનહકૂમતિ ગામે થઈ ઉમેટા પહોંચ્યા. ગામમાં સરઘસ કાઢીને ફરતાં ખુલ્લી જેલમાં જમાલભાઈને જોઈને તેમના જયના પોકાર કર્યા, અને જંગી સભા ભરીને નાકરની લડતને ઉગ્ર બનાવી. પછી ઉમેટાના ખેડૂતો પગપાળા કૂચ કરીને વડોદરાની અંગ્રેજ એજન્સીની કચેરીએ પહોંચ્યા. છતાં તે વખતે ત્યાંના અધિકારીએ અમને દાદ ન આપી. પણ થોડા વખતમાં એજન્સી તરફથી ઉમેટાનો મદોન્મત્ત કારભારી તેની કચેરીમાં જ થોડા દિવસ નજરકેદ થયો. છેવટે રાજાની હકૂમત રદ કરીને તેને સાલિયાણું આપવામાં આવ્યું ત્યારે ખેડૂતોને રાહત મળી.

સંખેડા તાલુકામાં અમારી સભાબંધી થયા પછી હંમેશ અઠંગ કિસાનસેવક જમનાદાસે વાઘોડિયા તાલુકામાં સભાઓ રાખવાનો કાર્યક્રમ જાહેર કર્યો. વાઘોડિયામાં પહેલીવાર દાખલ થતાં કચેરીમાં મામલતદારને મળીને અમે થોડી સભાઓ ભરી. થોડા વખતમાં ત્યાં સભાબંધી જાહેર થઈ પછી અમે સન

૧૯૪૦ના ફેબ્રુઆરીમાં શિનોરમાં જઈને સભા ભરવાની જાહેરાત કરી ત્યારે તે જ દિવસે સારાયે વડોદરા પ્રાંતમાં અમને સભાબંધી ફરમાવવામાં આવી.

આવાં શાસન સરકાર તરફથી છૂટતાં હતાં તે ગાળામાં એકવાર હું શ્રી કૃષ્ણમાચારી દીવાનને અમારી નીતિની ચોખવટ કરવા મળ્યો. સન ૧૯૩૬માં જવાહરલાલ નેહરુની શુભેચ્છાઓથી કિસાનસભાની સ્થાપના થઈ છે; કોંગ્રેસના ઘણા આગેવાનો કિસાનોના ખાસ સવાલોનો ઉકેલ કરવાને તેમનું સંગઠન કરે છે; અમારા પ્રયાસથી દેશભરમાં સારા કાયદા પણ થયા છે અને ગાયકવાડ સરકારે પણ સોનગઢ–વ્યારામાં આદિવાસી ખેડૂતોના રક્ષણ માટે સારા કાયદા પણ કર્યા છે. આ બધું મેં તેમને કહ્યું. બધું શાંતિથી સાંભળીને તેમણે એટલી જ ટકોર કરી કે, તમારું દુઃખ એ છે કે તમે કોઈ મિલકતની માલિકીમાં માનતા જ નથી! મારો જવાબ તો રોકડો હતો કે જે જમીન જાતે ખેડે તેની જ માલિકી અમને મંજૂર છે; પણ જમીનને પોતાના નફાનું અને ગરીબના શોષણનું સાધન બનાવે તેના અમે સખત વિરોધીઓ છીએ.

આવા મનાઈ હુકમો થયા છતાં વડોદરા પ્રાંતમાં કિસાન પ્રવૃત્તિ થઈ, તે સરવાળે ઘણી સફળ થઈ. "સંખેડા–તિલકવાડા તાલુકા ખેડૂત મંડળની હિલચાલ" પછી પછાત જમીન સંરક્ષણનો કાયદો આ બે તાલુકાઓમાં લાગુ પડયો છે ગણોત કાયદાનો લાભ મેળવતા ઘણા ગણોતિયામાં નવી પછાત કોમનો ઉમેરો થયો છે. તોલમાપનો કાયદો અમલમાં મૂકવાનું નક્કી થયું છે. તિલકવાડા મહાલમાં સહકારી મંડળીઓ ખૂલી છે. નિર્વાહનું સાધન ( અનામત ) રાખવાનું સરકારે ઠરાવ્યું છે. નાદાર માટે તુરંગની દરખાસ્ત રદ કરવાનું વિચારાઈ રહ્યું છે."[1] વળી કેટલાંયે

૧. જુઓ જમનાદાસના એક ઉત્સાહી સાથી ભાલચંદ્ર પંડયાનો લેખ ( ૧૪ ' –૧૯૪૦ )

ગામના લોકોએ સંપ કરીને ખળાનું તમામ અનાજ શાહુકારોને આપવાને બદલે પોતાને જ હાથે પૂરો તોલ કરીને રોકડી રકમ લઈ વેચવા માંડ્યું છે.

સન ૧૯૪૦ના પહેલા માસમાં બને તેટલા તાલુકામાં કિસાનોની કૂચ કાઢવાની તજવીજ થતી હતી તે દરમ્યાન, હરિજનોના જૂના સેવક તરીકે મારી આગળ એક તાકીદની ફરિયાદ રજૂ થઈ. ૧૫ મી જાનેવારીની રાતે અમદાવાદ મ્યુનિસિપાલિટીના કેટલાક સફાઈ કામદારોએ મને મળીને તેમના દુઃખની વરાળ કાઢી. તેઓ જિંદગીભર નોકરી કરતા હોવા છતાં કાયમના નોકરના હક કે માંદગીની રજા તેમને મળતી નથી; મોંઘવારી વધતી હોવા છતાં તેમના હલકા પગારમાં એક પાઈનો વધારો થતો નથી અને નોકરીને અંગે કંઈ નવા નિયમો થતા નથી. તરત જ મેં બધા હરિજન કામદારોની સભા મેળવીને તેમની માગણીઓ નક્કી કરી અને તે સુધરાઈને મોકલી. તે વિષે વાટાઘાટો કરવાને એક કમિટી નીમવામાં આવી. વળી બીજા ઠરાવથી ૨૬મી જાનેવારીના સ્વાતંત્ર્ય દિને અડધો દિવસ કામ કરીને બપોર પછી ઢોલત્રાસાં સાથે મોટું સરઘસ કાઢીને તેમની માગણીઓનાં સૂત્રો પોકારતા કોંગ્રેસની જાહેર સભામાં ભળી જવાનું નક્કી થયું. મ્યુનિસિપાલિટીને ૨૬ મીએ અડધા દિવસની રજાની માંગણી મોકલ્યા પછી હું તે દિવસે શહેરમાં હાજર નહોતો. પણ હજારો કામદારોએ બહુ જ શાનદાર સરઘસ કાઢીને તેમની માંગણીઓ બુલંદ બનાવી.

અડધા દિવસની વગર રજાએ કામદારોની ગેરહાજરીને હડતાલનું નામ આપીને સુધરાઈના અગ્રેસરોએ તેમજ નરહરિભાઈ અને પરીક્ષિતલાલ જેવા હરિજનસેવકોએ ભારે કાગારોળ કરી મૂકી. અમારી સામે તેમણે ભારોભાર નિવેદન છાપામાં પ્રકટ કર્યાં પણ અમારો કે કામદારોનો અવાજ જરાયે સંભળાયો નહિ.

જ્યારે સુધરાઈએ તેમના કામદારો સામે સખ્તાઈનાં પગલાં ભરીને દબાવી દીધા ત્યારે મેં ઠક્કર બાપાની આગળ ફરિયાદ કરી. થોડા વખત પછી તેઓ અમદાવાદ આવ્યા ત્યારે બંને હરિજનસેવકોને મારી સાથે મેળવીને ભવિષ્યને માટે શાણી સલાહ આપી. છતાં મને તેથી સંતોષ થયો નહિ.

પહેલાં બે મહિનામાં ખેડા જિલ્લામાં ઠાસરા, માતર અને બોરસદ તાલુકામાં, પંચમહાલ જિલ્લામાં કાલોલ તાલુકામાં અને સુરત જિલ્લામાં માંડવી અને પારડી તાલુકામાં હજારો કિસાનોએ કચેરી પર માઇલોની કૂચ કરીને પોતાની મુખ્ય માંગણીઓ મામલતદાર આગળ રજૂ કરી. માતર તાલુકો તો સન ૧૯૧૮થી ઘણો ખેડાયેલો હતો. વળી થોડા વખતથી સીંજીવાડામાં અમારી નવી લડત ચાલતી હતી. તેથી જાનેવારીની આખરે હજારો કિસાનોએ લીંબાશીથી માતર સુધી કૂચ કરીને મામલતદારના દરવાજા ખખડાવ્યા અને તેમની સાથે જે વાતચીત થઈ તેનો સાર મેં ખેડૂતોને સંભળાવ્યો. તેવી રીતે ડાકોરથી છ માઈલ ચાલીને હજારો ખેડૂતો ઠાસરા ગયા. તેમાં પણ હું સામેલ થયો. માંડવીના આંબા પારડીના અમારા જૂના રણક્ષેત્રથી જે જંગી કૂચ શરૂ થઈ તે તાપીને કિનારે મામલતદારની કચેરી પર પહોંચી ત્યારે માંડવીના થોડાઘણા જુવાનો અને મધ્યમવર્ગના વેપારીઓએ પણ અમારી માગણીઓને ટેકો આપ્યો. કાલોલ તાલુકો પણ અમે સારી રીતે ખૂંદી વળ્યા હતા તેથી ત્યાં પણ પાંચ છ માઈલની કૂચ કરીને કાલોલ પહોંચ્યા ત્યારે ત્યાં કોંગ્રેસીઓની કુટિલ નીતિથી વીફરેલા જુવાનોએ અમારા કામમાં સહાય આપી. છેક દક્ષિણે પારડી તાલુકામાં મુખ્ય શાહુકારી મથક વાપી હતું. તેથી અમારા કાર્યકર ઠાકોરભાઈની આગેવાની નીચે પાસેનાં ગામડાંમાંથી આદિવાસી સ્ત્રીઓ અને પુરુષોનું એક શાનદાર સરઘસ વાપી

પહોંચ્યું ત્યારે અમે સાથે મળીને સ્થાનિક કચેરી પાસે સારી સભા ભરી અને કિસાનસભાના જયનાદથી મોટું મેદાન ગજાવી મૂક્યું.

આ બધીયે કૂચને ટપી જાય એવી વિરાટ કિસાન કૂચ બોરસદ તાલુકામાં નીકળી. મોહનજી અને તેમના પુત્ર ફૂલાભાઈના ભારે પ્રચારને લીધે, અનેક સભાઓથી ધમધમી રહેલા બોરસદ તાલુકાની કિસાન કૂચ ખરેખર ઐતિહાસિક બની ગઈ. આ સરઘસને મોખરે પર બળદનો માફો જોડીને મને તેમાં બેસાડવાની યોજના મોહનજીએ ઘડેલી. પણ કિસાનના કામ માટે કોઈ શાહુકાર માફો કે રથ આપે નહિ. પણ કંઈક યુક્તિપ્રયુક્તિ કરીને સરઘસની આગલી રાતે માફો મળ્યો. વહેલી સવારે અમે ઊઠયા ત્યારે ઘૂઘરા ધમકાવતી બળદની સંખ્યાબંધ જોડીઓ ચોપાસથી આવતી ગઈ. મોહનજીએ વાઘરીઓના બેન્ડની પણ વ્યવસ્થા કરેલી તેથી તે ઢોલત્રાંસા ને શરણાઈઓ વગાડવા લાગ્યા. છેવટે જ્યારે એકાવન બળદ જોડીને માફો રસ્તા પર ઊભો રાખ્યો ત્યારે કિસાનસભાનો જયજયકાર પોકારતા હજારો કિસાનો જમા થયા. ગામડેથી આવેલા ખેડૂતો પોતાના રિવાજ મુજબ ડાંગો અને ધારીયાં, તીરકામઠાં અને ભાલા લઈને આવ્યા હતા. માફામાં આગળ હું બેઠેલો તેથી જ્યાં રથ ઊભો રહે ત્યાં મારા પર ગુલાલ અને ફૂલની માળાઓ વરસતી. મુજકૂવાથી આસોદર પહોંચ્યા પછી, સરઘસ વાસદ–બોરસદના રાજમાર્ગ પર વળ્યું ત્યારે ખેડૂતોની સંખ્યા ખૂબ વધી ગઈ. ખરેખર આખો રસ્તો કિસાનોએ જ પૂરો રોકી લીધો. હવે ઘોડેસવાર પોલીસને પણ સડકની બાજુ પર ખોદેલી ખાઈમાં ઘોડો હાંકવો પડતો. પાછળથી આવતી બસ ગમે તેટલાં ભૂંગળાં વગાડે પણ તેને કંઈ માર્ગ મળે જ નહિ. છેવટે અમે બોરસદની કચેરીની બહાર આવેલા ચોતરા પર પહોંચ્યા ત્યારે તેના પર ચઢીને લાઉડ સ્પીકર વિના આશરે ૧૫,૦૦૦ની મેદની આગળ મેં બે બોલ કહ્યા.

કલાકો સુધી સરઘસમાં ધૂળ ખાતાં મારું ગળું તો ખોખરું થયું હતું. છતાં અવાજ જેટલો ખેંચી શકાય તેટલો ખેંચીને કિસાન-સભાનો સંદેશ સંભળાયો અને પોતાની માગણીઓ હાંસલ કરવાને આવી વિરાટ કૂચમાં ભળવા માટે સૌને ધન્યવાદ આપ્યા.

પછી થોડા કિસાન આગેવાનોને લઈને હું મામલતદારને મળવા ગયો ત્યારે તેની ઓરડી પર પચાસ-સાઠ ભાઈઓનો ધસારો થયો. બધા જેમ તેમ બેઠા કે ઊભા. તે પછી મેં દુકાળની પરિસ્થિતિમાં મહેસૂલની માફી, ગણોત-દેવામાં રાહત, જપ્તી અને હરાજીની મુક્તિ-વગેરે અનેક મુદ્દા રજૂ કર્યા. તે ખેડૂતોની મોટી સંખ્યાથી ગભરાયેલા મામલતદારે ઝપાટાબંધ લખી લીધા અને બને તેટલું બધું કરવાની ખાતરી આપી. વાતચીત પૂરી થઈ એટલે પોલીસવાળાની ભલામણથી એક ટેબલ પર ચઢીને વાટ જોતા ખેડૂતોની આગળ મામલતદાર સાથેની વાતચીતનો હેવાલ મેં કહી સંભળાવ્યો. પછી બધાને શાંતિથી વિખરાઈ જવાની સૂચના આપી એટલે બુલંદ અવાજે સૂત્રો લલકારતા સૌ વિદાય થયા.[1]

કૂચ વિખરાઈ ત્યારે જ મારી ખરી દશા બેઠી. સવારથી ચા પીધેલી તે પછી પાણી સિવાય કંઈ લીધેલું નહિ. બોરસદના બજારમાં જે મેદની ભેગી થઈ હતી તેણે બધીયે ચા અને ચવાણું સાફ કરી નાખેલાં. અધૂરામાં પૂરું કરવાને મોહનજીએ વાપરી

૧. બોરસદ તાલુકાની એક સભામાં ડભાશી ગામના વતની ખોડાભાઈ મને મળેલા. ક્ષત્રિય સભાના એ જુવાન કાર્યકરે એકવાર કોંગ્રેસના મોટા આગેવાન ને ક્ષત્રિય કોમના લાયક ઉમેદવારને લોકલ બોર્ડની ચૂંટણીમાં ટિકિટ આપવાની વિનંતિ કરેલી. તેમને જવાબ મળ્યો : "પાટીદારના ઘરમાં જન્મ લેશો ત્યારે ટિકિટ મળશે." આ શબ્દો સાંભળીને ખોડાભાઈ તરત કિસાનસભા તરફ વળ્યા અને તેમના જ પ્રયાસથી દેદરડા ગામમાં અમારી પહેલી સભા ગોઠવાઈ. પછી તે ગામે દા. વોરાએ ઘણાં વરસ સુધી કિસાનસભાનું થાણું નાખ્યું હતું.

એન્ડને વિદાય કરતી વખતે તેને આપવાના પૈસાનો તગાદો કર્યો. પણ મારાં ખિસ્સાં તો ખાલી હતાં. બોરસદમાં અમારું કંઈ ઠામ ઠરાવેલું નહોતું. તેથી નીસરીયા જઈને ફૂલાભાઈને રકમ આપવાનું નક્કી કરીને મેં તેમની સાથે તે ગામ તરફ ચાલવા માંડયું. તાલુકામાં ફરતાં આ ગામમાં રહેતી ગોસાંઈ કુટુંબની બે શિક્ષિકા બહેનો સાથે અમારે પરિચય થયેલો. તેમણે ભાવથી અમારું સ્વાગત કર્યું. ફૂલાભાઈને જોઈતી રકમ આપી અને અમને રાતે જમાડયા. બીજે દિવસે સવારે બે બહેનોની રજા લઈ અમે ચાલ્યા ત્યારે કિસાનોનું અભૂતપૂર્વ સરઘસ અને સભાની સફળતાથી મને સંતોષ થયો.

કિસાન કૂચમાં સન ૧૯૪૦ના બે મહિના પૂરા થયા એટલામાં સુભાષબાબુ અને સ્વામીજીના ઉપરાઉપરી સંદેશા મળતા ગયા. રામગઢમાં મળનારી કોંગ્રેસ અંગ્રેજ સરકાર સાથે કંઈ સમાધાન ન કરી બેસે તે માટે નેતાજીએ તે જ ગામે ઉદ્દામ સંકલન કમિટી તરફથી ૧૯મી માર્ચે સમાધાન વિરોધી પરિષદ બોલાવી હતી. સ્વામીજી સ્વાગત કમિટીના પ્રમુખ ચૂંટાયા હતા. બંને આગેવાનો મને રામગઢ બોલાવતા હતા ત્યારે મારે એપ્રિલમાં ગુજરાત કિસાન પરિષદ ડાકોર પાસે સૂઈ ગામે ભરવાની વ્યવસ્થા કરવાની હતી. છતાં મારા નેતાના આગ્રહને લીધે હું પરિષદના બે દિવસ પહેલાં રામગઢ પહોંચ્યો. નેતાજીએ જ બધા ઠરાવો ઘડયા અને મુખ્ય ભાષણ કર્યું. તેમની મુખ્ય ઘોષણા એ હતી કે સ્થાનિક ધોરણે કામદારોની અને કિસાનોની લડતો જમાવો અને તેનો રાષ્ટ્રીય આઝાદીની લડત સાથે સમન્વય કરો. તેમણે દેશની જનતાને રોટી, આઝાદી અને શાંતિ માટે લડવાનું એલાન આપ્યું અને આ લડતને બુલંદ બનાવવાને એપ્રિલની છઠ્ઠીથી તેરમી સુધીના રાષ્ટ્રીય સપ્તાહ દરમ્યાન સર્વાંગી લડતને આગળ ધપાવવાની અપીલ કરી.

આ પરિષદમાં સુભાષબાબુ અને તેમની પરિષદે સરકારને પડકાર ફેંકયો તે ઝીલવામાં સરકારે જરાયે વાર ન કરી. છઠ્ઠી એપ્રિલે સપ્તાહ શરૂ થતા પહેલાં દેશભરમાં જે લડત શરૂ થઈ તે દરમ્યાન ઘણાય પર લાઠીઓ વરસી અને ઘણાય જેલમાં ગયા. માર્ચની ૨૬મીએ આંધ્રમાં પલાસા ગામે રાહુલ સાંકૃત્યાયનના પ્રમુખ-પણા નીચે મળનારી દેશની કિસાન પરિષદમાં સ્વામીજી અને મારે જવાનું હતું. દરમ્યાન રંગાજીની ધરપકડ થઈ છે તેથી તેમનાં પત્ની ભારતીદેવી સ્વાગતપ્રમુખ નીમાયાં. વળી રાહુલજીની પણ ધરપકડ થઈ ગઈ તેથી તેમના સ્થાને પંજાબના બુઝર્ગ બાબા સોહનસિંગ ભકના ચૂંટાયા. હું પલાસા પહોંચ્યો ત્યારે શાહીવાદી, જમીનદારી અને શાહુકારી—એવા ત્રણ માથાવાળો રાક્ષસ તૈયાર કરીને બાળવાની મારી યોજના મૂર્તિમંત થઈ હતી. કમનસીબે અમારી નેતાજી તરફી નીતિ પિછાનીને સરકારે આ રાક્ષસના દહન પર પ્રતિબંધ મૂકયો હતો; તેથી એ બાવલાને સ્વામીજીના ખંડમાં રાખ્યું. તેને કોઈ સ્વયંસેવકો તેલ ચોપડતા હતા તે જોઈને સ્વામીજી ખૂબ જ રાચતા હતા. પછી જયારે અમે બધા પરિષદના કામમાં રોકાયેલા હતા ત્યારે કોઈ સ્વયંસેવકો ચૂપકીથી એ રાક્ષસને કોઈ ઠેકાણે લઈ જઈને બાળી આવ્યા, તે સાંભળીને અમે સહુ ખુશ થયા.

પરિષદમાં રાહુલજીનું તૈયાર કરેલું ભાષણ મળ્યું હતું તે વંચાયું. ભારતીદેવી અને સ્વામીજીએ પ્રાસંગિક ભાષણો કર્યાં. ખરું જોતાં અમારી નીતિ રામગઢમાં જ ઘડાઈ ગઈ હતી અને તેનો પ્રચાર કરવાનું જ અમારું કામ હતું. અહીંયાં પણ કોંગ્રેસીઓ, સમાજ-વાદીઓ, સામ્યવાદીઓ અને નેતાજીના જૂથના એમ ચારે પક્ષના ભાઈઓએ બધા ઠરાવોની ચર્ચાઓ કરીને હંમેશ મુજબ બધાની એકવાકયતા કરવાનું કામ મધરાતે મને સોંપાયું. તેમાં અંગ્રેજ

સરકાર સાથે કંઈ સમાધાનના વિરોધના, દેશમાંથી તેમનાં લશ્કરની રવાનગીની માગણીના, બધા કર અને ગણોત નહિ આપવાના,—અર્થાત્ કિસાનોની, કામદારોની આઝાદીની લડત જોશભેર ચલાવવાના ઠરાવો પસાર થયા. ઉપરાંત નેતાજીની પરિષદને પગલે રાષ્ટ્રીય સપ્તાહ દરમ્યાન આ ઠરાવોનો જોરદાર પ્રચાર કરવાનું ઠરાવવામાં આવ્યું. પરિષદ પૂરી થતાં અમે છૂટા પડયા ત્યારે અમે જાણતા હતા કે હવે આઝાદીની લડત એપ્રિલમાં શરૂ થાય છે તેથી ઘણાંની ધરપકડો થશે અને નજીકના ભવિષ્યમાં એકબીજાને મળવાનું નહિ બને.

પલાસાથી પરવારીને હું ગુજરાતમાં આવ્યો ત્યારે સૂઈની પરિષદની તૈયારીઓ ચાલતી હતી. ત્યાં જતાં પહેલાં વડોદરામાં એપ્રિલના આરંભમાં મળેલી ગુજરાતની કિસાન કમિટીમાં હું સામેલ થયો. તે વખતે વડોદરા રાજમાં ચૂંટણી આવી રહી હતી. સ્વાભાવિક રીતે માંગરોળ વિભાગમાં તેમજ વડોદરા પ્રાંતમાં કિસાન પ્રવૃત્તિ પર જે અંકુશ મુકાયા હતા તેનો સખ્ત વિરોધ કરવામાં આવ્યો અને ખેડૂતોના હકનું જાહેરનામું ઘડીને તેને જે ટેકો આપે તેમને જ ચૂંટણીમાં મત આપવાની ભલામણ કરવામાં આવી.[૧]

પછી ગુજરાતની પરિષદને અંગે હું ઉમરેઠ ગયો ત્યારે સ્વાગત સમિતિમાં જાગેલા ઉગ્ર મતભેદની ખબર પડી. સૂઈ ગામના આગેવાન અને કિસાન કાર્યકર શ્રી નાથાભાઈ સોલંકીએ આ પરિષદ માટે જમીન અને બીજી ઘણી સગવડ આપેલી અને તેમનાં સંબંધીઓ બધી વ્યવસ્થા કરવાને ભારે જહેમત ઉઠાવતા તેથી

[૧] આખા વડોદરા પ્રાંતમાં કિસાનસભાના પ્રચારની બંધી ફરમાવવામાં આવી હતી; છતાં આ ચૂંટણીને અંગે અમને સભાઓ ભરવાની છૂટ મળી.

મોટા ભાગના કાર્યકરો સ્વાગત સમિતિના પ્રમુખનું સ્થાન નાથાભાઈને આપવાના મતના હતા. ત્યારે ઉમરેઠના પ્રો. ચંદુલાલે અને પીતાંબર ગોરે તેનો સખ્ત વિરોધ કર્યો. ઘણા પ્રયાસ કરતાં પણ સમાધાન ન થયું ત્યારે વધુમતીથી નાથાભાઈ ચૂંટાયા. તરત ચંદુલાલે ગુસ્સે થઈને રાજીનામું આપ્યું. બીજી બાજુ દેશમાં પરિસ્થિતિ તંગ થવાથી સ્વામીજીએ જણાવ્યું કે તેમની ધરપકડ હાથવેંતમાં છે માટે પરિષદમાં આવી શકાશે નહિ. તેથી છેલ્લી ઘડીએ મુંબઈના કામદાર આગેવાન નીંબકરને પરિષદનું પ્રમુખસ્થાન લેવાની અમે વિનંતી કરી તે તેમણે સ્વીકારી. થોડા દિવસમાં સ્વામીજીનું લખેલું ભાષણ મળ્યું. પછી તેમની ધરપકડના અને ત્રણ વરસની સજાના સમાચાર મળ્યા. સાથે નેતાજી, બાબા સોહનસિંગ ભકના, દિનકરભાઈ વગેરેના શુભેચ્છાના સંદેશા મળ્યા. તે લઈને તેમજ વિગતવાર ઠરાવોનો ખરડો તૈયાર કરીને હું પ્રમુખ વગેરે સાથે ડાકોર થઈ સૂઈ પહોંચ્યો. પહેલી પરિષદના પ્રમુખ દા. સુમંત, માણસાના રાજકુમાર હિંમતસિંગ સાથે ખાસ તસ્દી લઈ પધાર્યા.

સવાર નવેક વાગે હું મંડપ પર પહોંચ્યો તેવા જ ચોંકાવનારા સમાચાર મળ્યા કે ચંદુલાલનું ખૂન થયું છે. તરત તેમને જોવા જતાં ખબર પડી કે આગલી રાતે તેમની અને પીતાંબર ગોરની આગેવાની નીચે કંઈક વિરોધી વલણ ધરાવનાર ખેડૂતોનું સરઘસ આવતું હતું ત્યારે કોઈએ ચંદુલાલ પર ધારીયાથી જનોઈબંધ ઘા કર્યો તેથી તત્કાળ તેમનું મરણ નીપજ્યું. દુઃખી દિલે અમે પાછા ફરીને વિષયવિચારિણી સમિતિમાં હાજર થયા. પછી બધા ઠરાવોને અમે આખરી સ્વરૂપ આપ્યું. પરિષદ શરૂ થઈ ત્યારે ચંદુભાઈની કારમી હત્યાને સખ્ત શબ્દોમાં વખોડીને પ્રમુખે તેમના માનમાં બે મિનિટ ઊભા થવાનો આદેશ આપ્યો. પછી સ્વાગત સમિતિના

પ્રમુખનું અને સ્વામીજીનું ભાષણ વંચાયું. પ્રમુખ નિંબકરે છટાદાર ભાષણ કર્યું અને કિસાનો અને કામદારોનો સંયુક્ત મોરચો રચવાની હાકલ કરી. પરિષદના ઠરાવો સાંજની બેઠકમાં પસાર થયા. તેમાં દુકાળની પરિસ્થિતિને અંગે કિસાનોની માગણીઓ રજૂ થઈ અને દેવા અને ગણોતના તગાદા સામે સંપ અને હિંમતથી લડવાને સૌને આદેશ અપાયો. ખેડા જિલ્લાના મહુડીના કાયદાના સખ્ત વિરોધનો ઠરાવ પરિષદે પસાર કર્યો; ઉપરાંત વડોદરામાં ચૂંટણીના પ્રસંગે તૈયાર કરેલા ત્યાંના ખેડૂતોના હકનામાને ટેકો આપ્યો; દેશભરમાં ચાલી રહેલા સરકારી દમનનો તેમજ સ્વામીજી ને રંગાજીની ધરપકડનો વિરોધ કરીને તેમજ આઝાદીની લડતને સર્વોપરી સ્થાન આપીને કિસાનસભાએ નવો રાહ અપનાવ્યો.

પરિષદ પૂરી થવા આવી તેવામાં વલસાડના અમારા કાર્યકર ઠાકોરભાઈ પટેલે પ્રકટ કરેલી "કિસાન રણગીત"—પુસ્તિકા પર પોલીસે ઓચિંતો પ્રતિબંધ મૂકયો અને ત્યાં મળી તેટલી નકલો જપ્ત કરી. આવા ઓચિંતા છાપાથી સભામાં જરા સનસનાટી વ્યાપી ગઈ. પછી પરિષદની પૂર્ણાહૂતિરૂપે શાહીવાદી, જમીનદારી અને શાહુકારી—એવા ત્રણ માથાનો રાક્ષસ હથિયારબંધ પોલીસની હાજરીમાં બાળવામાં આવ્યો. તેથી અમારો આખરી વિજય જાહેર થયો.

સૂઈ પરિષદ પૂરી કરીને અમારે તરત જ, સાણંદ તાલુકાના મોડાસર ગામે ચૈત્ર સુદ પૂનમની રાતે સ્વામીજી માટે ગોઠવેલી ખેડૂતોની સભામાં હાજર રહેવાનું હતું. સ્વામીજીની ગેરહાજરીમાં અમે બધા સાથીઓએ મળીને ખેડૂતોને કિસાનસભાનો સંદેશો આપ્યો. પૂનમની રળિયામણી રાતે વિવિધ ગામડી વસ્ત્રાભૂષણ પહેરીને આવતાં કિસાન સ્ત્રીપુરુષોને નીરખવાની અને તેમનો પરિ-

ચય સાધવાની ઘણી મજા પડી. ત્યાં સોમનાથભાઈ, ભાઈલાલભાઈ[1] અને બીજા સાથીઓએ બહુ સારી વ્યવસ્થા કરી હતી, તેથી મોડી રાત સુધી મોજ કરીને અને પછી થોડા કલાકની ઊંઘ કાઢીને અમે સવારે અમદાવાદ પાછા ફર્યા.

હિટલરની સેનાઓ રોજ પશ્ચિમ યુરોપમાં આગેકૂચ કરતી હતી અને તેનાં વિમાનો રોજ ઇંગ્લાન્ડ પર હજારો બૅામ્બ વરસાવતાં હતાં. દેશમાં પણ સરકારી દમન વધારે ઉગ્ર બન્યું હતું અને અમારા મોટા આગેવાનો જેલમાં જતાં અમારું તંત્ર પાંગળું બન્યું હતું. હજી ગુજરાતમાં અમારી કિસાન પ્રવૃત્તિ નિયમિત રીતે ચાલતી હતી. તોપણ અમારા પર સરકારી કટક ઊતરવાની ઘડીઓ ગણાતી હતી. તેથી મે માસ સુધી અમારી લડતનો સળંગ હેવાલ રજૂ કરવામાં મહત્ત્વની હકીકત વિસારે નાખી છે તે હવે ધ્યાનમાં લેવી જોઈએ.

સન ૧૯૩૫માં હું દેશમાં પાછો ફર્યો ત્યારથી જ અમદાવાદના ગુમાસ્તા અને ઘરભાડૂતોની લડતમાં હું જોડાયો હતો. પછીથી તે મુંબઈમાં પણ સારી રીતે જામી હતી. સન ૧૯૩૭માં કૅાંગ્રેસનાં પ્રધાનમંડળો રચાયાં ત્યારથી વિધાનસભાઓમાં પણ તે વિષે સારો ઊહાપોહ થયો. તેથી સન ૧૯૩૯ સુધીમાં ગુમાસ્તાના કામના કલાક અને હક વિષે અને ઘરભાડૂતોનાં જૂનાં ભાડાં સ્થગિત કરવાના કાયદા મુંબઈ સરકારે પસાર કર્યા. તેવી રીતે ૧૯૩૮માં ગુજરાતમાં કિસાનસભાનો પ્રચાર થયો ત્યારથી ગણોતનું સખત નિયમન કરવા વિષે અને દેવામાં ભારે કાપ મૂકવા વિષે ઝુંબેશ

૧. બાવળાના આગેવાન ખેડૂત સોમનાથભાઈ તેમના વિસ્તારમાં છેક નળકાંઠા સુધી કિસાનસભાનું કામ કરતા. ભાઈલાલભાઈ પણ ગામના વતની હોવાથી પૂરો સાથ આપતા. બન્ને સભામાં હાજર રહ્યા હતા.

ચાલી અને ઘણાંયે સરઘસોની કૂચ થઈ. પરિણામે સન ૧૯૩૯ની આખર સુધીમાં બંને માગણીઓ વિષે પાછા કાયદા ધારાસભામાં પસાર થયા અને તેને વાઈસરોયની મંજૂરી પણ મળી. હવે આ કાયદાઓનો પૂરો લાભ ખેડૂતોને મળે તે સારુ "ગણોત નિયમનના કાયદાની સમજણ", "દેવા કાપના કાયદાની સમજણ" એ મથાળા નીચે બે નાની પત્રિકા અમદાવાદથી મેં પ્રકટ કરી. બંને કાયદાનો કલમવાર સાર આપીને મેં જણાવ્યું કે, આપણી બધી માગણીઓ મંજૂર થઈ નથી છતાં પણ ગણોતના વધારા, ગણોતિયાની હકાલ-પટ્ટી, જૂઠાં દેવાની ચૂકવણી અને ભારે બ્યાજની વસૂલાત પર કડક અંકુશ મુકાયા છે; આ કાયદાનો લાભ લેવાને સર્વ કિસાનોએ નિર્ભય બની સંગઠન સાધવું જોઈએ. આ બંને પુસ્તિકા અમારી સભાઓમાં વહેંચીને અમે તેનો પ્રચાર કરતા અને તેના આદેશનો અમલ કરવા ખેડૂતોને સમજાવતા.

સન ૧૯૩૯ની આખરથી અમદાવાદમાં મેં થાણું નાખ્યું અને વૌઠાના મેળાની ભરચક મેદનીમાં અમે પ્રચાર કર્યો, ત્યારથી મારા પત્રવહેવારનું, નિરંતર પ્રવાસનું અને પુસ્તિકાઓના પ્રચારનું કામ વધી ગયું. સદ્ભાગ્યે તે જ વખતે એક સુશિક્ષિત, ચારિત્ર્યવાન અને કસાયેલો યુવાન જયંતીભાઈ પરીખ મારા પૂરા સમયનો સહાયક બની ગયો. પહેલાં તે દિનકરભાઈ ને તેમના સાથીઓ તરફથી ચાલતા 'નવી દુનિયા' કાર્યાલયમાં રોકાયેલો હતો. તેથી લેખનના અને પત્રવહેવારના કામથી પૂરો ટેવાયેલો હતો. તેના પિતા ગાંધીજીના આશ્રમમાં સહકુટુંબ રહેતા તેથી જયંતીભાઈના ઉપર ગાંધી–આશ્રમની સ્વચ્છતા, નિયમિતતા, સાદાઈ જેવા સદ્ગુણની સારી છાપ પડી હતી. સવારે નક્કી કરેલા વખતે હસતો હસતો અમારી નાની કોટડીમાં તે દાખલ થતો, અને જરા પણ આરામ કે છૂટી લીધા સિવાય કલાકો સુધી કાગળો લખતો, પ્રવાસ અને

સભાના કાર્યક્રમ ઘડે અને તેની નકલો બધા ભાઈઓને ચોકસાઇથી મોકલે તો ખેડૂતો મળવા આવતા તેમની સાથે પૂરી સમજથી તે વાતો કરતો અને તેમની મુસીબતો ઉકેલવાની કોશિશ કરતો. બોરસદના મોહનજી અને સંખેડાના જમનાદાસ જેવા મારા જૂના સંબંધીઓને પૂરી જાણકારીથી બધું સમજાવીને વિગતવાર કાગળ મોતીના દાણા જેવા અક્ષરે તે લખતો તે જોઈને હું બહુ જ ખુશ થતો. લેખનકામમાં તે બાહોશ હતો તેમ પ્રવાસ કરવામાં, સૂચનાઓ પહોંચાડવામાં અને ભાષણ કરવામાં પણ તે ખંતીલો અને કુશળ હતો. કંઇ પૈસો ખરચે તેનો પાઈએ પાઈનો હિસાબ રાખવામાં અને કરકસરથી કામ લેવામાં તે ઘણો જ કાબેલ હતો. આવા બધા અદ્ભુત ગુણને લીધે તે મારો અણમોલ સાથી બન્યો અને જાણે જિંદગીભરના કિસાની હોય એવી અદાથી તે કિસાનસભાની બધી જાતની કામગીરી બજાવતો.

સન ૧૯૩૬માં અમરેલીમાં અમે વિદ્યાર્થીઓ માટે ગ્રીષ્મ શાળા ચલાવી ત્યારથી ઉનાળામાં કંઈ ને કંઈ શાળાઓ ને શિબિરો ગુજરાતમાં યોજાતી. કિસાનસભા તરફથી પણ માંગરોળ, માંડવી અને બીજા તાલુકામાં અમારા કાર્યકરો માટે અભ્યાસવર્ગો અમે ચલાવતા. સન ૧૯૪૦ના મે માસમાં અમદાવાદના વિદ્યાર્થી મંડળે અમદાવાદમાં જ ગ્રીષ્મ શાળાના વર્ગ સવાર અને સાંજના રાખેલા. પહેલેથી નક્કી કર્યા મુજબ ૧૬મી તારીખે સાંજે અમદાવાદથી સરખેજના રસ્તા પર આવેલા ખોજાખાનામાં જઈને મેં કિસાનસભાની સમગ્ર નીતિ વિદ્યાર્થીઓને સમજાવી અને સવાલના જવાબ આપ્યા. આ વર્ગમાં મેં ભાગ લીધો તે પહેલાં અને પછી કિસાનસભા અને બીજાં અનેક મંડળો તરફથી ગુજરાતમાં અને બીજા પ્રાંતમાં અનેક અભ્યાસવર્ગોમાં મેં પ્રવચનો કરેલાં તે યાદ આવે છે. ઉપરાંત દિનકરભાઈ, ચન્દ્રભાઈ, પાંગારકર વગેરે સાથીઓએ કોઈ

શહેરોમાં અને ગામડામાં થોડા દિવસના કે અઠવાડિયાના કિસાનવર્ગ ચલાવેલા તેમાં સેંકડો યુવાનોને કિસાનસભાની તાલીમ મળી હતી અને તેથી ગુજરાતનું કિસાન આંદોલન પ્રબળ બન્યું હતું.

પારડી તાલુકામાં ઝાબવાલાના પ્રમુખપણા નીચે આદિવાસીઓની પરિષદ થઈ તેથી તે ઘણા જાગૃત થયા. તેમણે તરત કંઈ જમીન મેળવવાની આશા રાખેલી તે સફળ થઈ નહિ. તેમની કિસાન પરિષદના હેવાલ મુંબઈ અને સુરતનાં અખબારોમાં ચમકેલા. મેં પણ માંગરોળ–માંડવીની લડત દરમ્યાન ગણોતિયા અને હાળીઓની લડત વિશે સુરતની જાહેર સભાઓમાં પ્રવચન કરેલાં. પારડીની પરિષદ પછી એ મહિનામાં ફરીથી સુરતના સેવા મંડળના આશ્રય નીચે ગામડાંની સેવા વિષે ભાષણ કરતાં પારડીના જમીનના સવાલ તરફ સર્વનું ધ્યાન મેં ખેંચેલું. છતાં સરકાર કે શાહુકારોએ તે તરફ કંઈ ધ્યાન આપ્યું નહિ. થોડા જ વખતમાં જે પરીઆ ગામે પરિષદ મળેલી ત્યાં પોતાની ગયેલી જમીનનો કબજો લેવા જતાં ખેડૂતો અને શાહુકારના માણસો વચ્ચે ઝપઝપી થઈ, પરિણામે અમારો બરજુલ નામનો ઢોડિઓ કાર્યકર બીજા થોડાની સાથે પકડાયો અને સજા ખાઈને સાબરમતી જેલમાં પુરાયો.

૧૯મી એપ્રિલને દિવસે સ્વામીજીએ બિહારમાં પકડાઈને ત્રણ વરસની સજા ખાધેલી. બરાબર એક મહિના પછી ૧૯મી મેને દિવસે અમે બાવળામાં સભા રાખી, તેમાં રંગાજી, સ્વામીજી વગેરે આગેવાનોની ધરપકડોનો અમે વિરોધ કર્યો. મેં જાહેરાત કરી કે આવી દમનનીતિથી જરાયે ગભરાયા વિના ગુજરાતના કિસાનો પોતાની આગેકૂચ ચાલુ રાખશે. બીજે જ દિવસે બાવળાના અમારા સાથી ભાઈલાલ પટેલ સાથે હું રેલગાડીથી એલિસબ્રીજ સ્ટેશને ઊતર્યો ત્યારે એક પોલીસ અધિકારીએ રસ્તા વચ્ચે આવેલી

ચોકી[1] પર મને લઈ જઈને મુંબઈ સરકારના સહીસિક્કાવાળો એક હુકમ બજાવ્યો. તેનો સાર એવો હતો કે તમે રાજ્યની સલામતી, કાયદા અને વ્યવસ્થાનો ભંગ થાય એવી પ્રવૃત્તિ આદરવાની તૈયારીમાં છો તેથી તમારે હવે અમદાવાદ જિલ્લો છોડવો નહીં અને જિલ્લામાં પણ કંઈ નિવેદન કે ભાષણ કરીને કંઈ પ્રચાર કરવો નહિ. દમનનો આ ફતવો વાંચીને હું તાજુબ થયો.

તરત જ મેં ચંદ્રભાઈ, દિનકરભાઈ, જયંતીભાઈ વગેરે સાથે મળીને આ હુકમ વિષે ચર્ચા કરી. અંતે એવો નિર્ણય થયો કે હવે અખિલ હિન્દ કિસાનસભાના મંત્રી તરીકે હું કામ ન કરી શકું તેથી મારે નિવેદન કરીને કલકત્તાના અમારા સાથી અબદુલ્લા રસુલને એ કામગીરી સોંપી દેવી. તેની સાથે બીજો પણ નિર્ણય લેવાયો કે મારે બને તેટલા વહેલા બાવળામાં સોમનાથભાઈને ખબર આપીને રાતે ત્યાં ઊપડી જવું અને ત્યાંથી પછી ગામડાંનો પગપાળા પ્રવાસ આદરવો. સાર એ કે મારે સત્યાગ્રહ કરીને સજા વહોરી લેવી અને ગુજરાતમાં કિસાનસભાનું નામ અને કામ રોશન કરવું.

પહેલું તો સરકારે મારા પર બજાવેલા હુકમના કારણે હું કંઈ જાહેર પ્રવૃત્તિ કરી શકું એમ નહિ હોવાથી મેં, અબદુલ્લા રસુલને કિસાનસભાનું મંત્રીપદ સુપરત કરવાનું નિવેદન કર્યું તેની નકલો મેં ઘણાં પત્રોને મોકલી; પણ મારા પર મૂકેલા પ્રતિબંધને લઈને એક માત્ર 'પ્રભાત' પત્રે જ તે પ્રકટ કર્યું. તરત જ પોલીસે મારી શોધ આરંભી પણ ત્યાં સુધીમાં હું રાતે ખાનગી મોટરમાં બાવળા પહોંચી ગયેલો અને સવારે સોમનાથભાઈ સાથે પગપાળા ચાલી

૧. આ પોલીસ ચોકી આશ્રમ રોડ અને સ્ટેશનના રસ્તા જ્યાં મળે છે ત્યાં વચ્ચોવચ બાંધેલી હતી. હવે એ નાની કોટડી પાડી નાખી છે અને સામે પોલીસ સ્ટેશનનું મોટું મકાન બંધાયું છે.

હું ભાયલી ગામે ગયેલો. ત્યાં બપોરે જમ્યા પછી જે ખેડૂતો ચોરામાં ભેગા થયા તેમને ખેડૂતના કાયદા વિષે સમજૂતી આપી. તે જ રાતે અમે ચાલીને થોડે દૂર નાનોદરા ગામે ગયા. ત્યાં તો રીતસર સાદ પડાવીને અમે જાહેર સભા ભરી અને તેમાં સોમનાથભાઈએ અને મેં ભાષણો કર્યાં. ત્યાં રાત રહીને બીજે એક ગામ પહોંચી કૂવા પર નાહતા હતા ત્યારે પોલીસની મોટર આવી પહોંચી. દેખીતી રીતે ભાયલીથી મારી ખબર બાવળા પહોંચેલી તેથી તા. ૨૫મીના રોજ મારી ધરપકડ કરીને મને અમદાવાદ લાવવામાં આવ્યો.

પહેલાં તો મને ગાયકવાડની હવેલી પર લઈ ગયા. ત્યાં છાપાવાળા મને ઘેરી વળ્યા. પોલીસે તો મને છાપામાં જાહેર નિવેદન કરવા માટે જ પકડયો હતો. પણ હવે મેં મિત્રોને પૂરા અભિમાનથી જણાવ્યું કે મેં તો ભાયલીના ચોરામાં તો વાતો કરી છે અને વળી નાનોદરામાં તો રીતસર ભાષણ કર્યું છે. પછી તે દિવસે રવિવાર હોવાથી મને એક મેજિસ્ટ્રેટ આગળ રજૂ કર્યો ત્યારે મેં કહ્યું કે તમે કહેશો ત્યારે આ કેસની સુનાવણી વખતે હાજર થઈશ. આ વાત અધિકારીને ગળે ઊતરી ગઈ તેથી જાતમુચરકા લઈને મને છોડી મૂકયો. પણ બીજે દિવસે સવારે બધાયે છાપાંમાં ધોળકા તાલુકાની મારી પ્રવૃત્તિના હેવાલ પ્રકટ થયા એટલે પાછી પોલીસ સજાગ થઈ. તેમને આ વધારાની પ્રવૃત્તિનો પુરાવો મળ્યો એટલે રાતે દશ વાગે હું કોઈ મિત્રને ઘેર શુભ પ્રસંગે મિષ્ટાન આરોગીને પ્રાર્થનાસમાજમાં સૂવાની તૈયારી કરતો હતો ત્યારે એક પોલીસ અધિકારી મને પકડવાને આવ્યા. આખી રાત ગાયકવાડની હવેલીની માંકડ–મચ્છરથી ખદબદતી ઓરડીમાં મહામુસીબતે ગાળીને સવારે હું તૈયાર થયો. તરત મને પોલીસ અધિકારી મોટરથી ધોળકા લઈ ગયા. ત્યાં આ

મેજિસ્ટ્રેટની આગળ પહેલાંના જેવી જ દલીલ મેં કરી ત્યારે પોલીસ અધિકારીએ તેનો વિરોધ કર્યો છતાં મેજિસ્ટ્રેટના હુકમ મુજબ હું જાતે જામીનગીરી પર છૂટીને અમદાવાદ ગયો.

જ્યારે અમદાવાદમાં અને ધોળકામાં મારા કેસની સુનાવણી ચાલી ત્યારે કિસાનસભાની નીતિ અને લડતનો બને તેટલો પ્રચાર વર્તમાનપત્રો દ્વારા જનતામાં થાય તે હેતુથી બધી કાર્યવાહી બને તેટલી લંબાવવાની નીતિ મેં અપનાવી. સરકારે અમદાવાદમાં 'પ્રભાત'માં પ્રકટ થયેલું મારું નિવેદન પ્રકટ કર્યું અને ધોળકામાં થોડા પટેલ, તલાટીઓએ ભાઈલી અને નાનોદરામાં કરેલા પ્રચારનો પુરાવો રજૂ કર્યો, એટલે સરકારનું કામ તો કાયદાની દષ્ટિથી પૂરું થયું. પણ મારા પર બજાવેલા હુકમમાં દેશની સલામતિ, કાયદો અને વ્યવસ્થા જેવા જે શબ્દો વાપર્યા હતા તેને અનુલક્ષીને મેં સરકારી સાક્ષીઓને તેના ભંગ વિષે પૂછ્યું તો તેઓ કંઈ ચોક્કસ ઉત્તર આપી શક્યા નહિ, તેથી મારા નિવેદનમાં મેં સાફ કહ્યું કે કામદારોની માફક કિસાનો પણ પોતાના હકના રક્ષણ માટે પોતાનું સંગઠન કરે છે તેને કિસાનસભાનું નામ આપ્યું છે; તેના તરફથી ગુજરાતભરમાં સેંકડો સભાઓ થઈ છે અને અનેક પ્રવૃત્તિઓ ચાલે છે; પણ તેથી શાંતિ કે સલામતિનો કંઈ ભંગ થયો નથી. આ બધું ધ્યાનમાં લઈને કિસાનસભાની શાંતિમય નીતિ અને તેની નિર્દોષ પ્રવૃત્તિ વિશે મેં આચાર્ય નરેન્દ્રદેવ, દા. સુમંત વગેરે સાક્ષીઓને મારા તરફથી બોલાવવાની માગણી કરી તેને અમદાવાદના મેજિસ્ટ્રેટે નામંજૂર કરી. મેં સેશન્સ કોર્ટમાં અપીલ કરી, ત્યાં મેજિસ્ટ્રેટનો હુકમ ગેરકાયદેસર ઠર્યો. તરત જ દા. સુમંત અને 'પ્રભાત'ના તંત્રી કકલભાઈ કોઠારી મારી પ્રવૃત્તિને પિછાનતા તેથી તેમની જુબાની મેં લીધી. સ્વાભાવિક રીતે બંને મિત્રોએ વરસોની પિછાન પરથી મારી અને કિસાનસભાની શાંતિમય નીતિની પૂરી ખાતરી આપી. પહેલેથી સરકારી

સાક્ષીઓની ઊલટ તપાસ મેં જ કરેલી તેમ બંને કેસમાં આખરી દલીલો પણ મેં જ કરી. ખરા અર્થમાં સરકારી હુકમનો ભંગ થયો જ નથી અને થયો હોય તો તે ઔપચારિક જ હતો, એમ મેં જણાવ્યું. છતાં અમદાવાદના કેસમાં મને ઑગસ્ટની ૧૬મી તારીખે બે વરસની સજા થઈ ત્યારથી હું સાબરમતી જેલનો મહેમાન થયો. પછી બીજા કેસ માટે ધોળકામાં બીજાં બે વરસની સજા થઈ. કુલ ચાર વરસની સજા ઠોકાતાં હું જરા વ્યગ્ર બન્યો.

તરત જ મેં અપીલ કરવાની તજવીજ શરૂ કરી. મારા કેસ ચાલતા હતા ત્યારથી મર્હુમ દેશસેવક ગોકળદાસ કહાનદાસ પારેખના દૌહિત્ર કાંતિલાલ પારેખ અમદાવાદમાં તે વખતે વકીલાત કરતા હતા. એક જમાનામાં હું મુંબઈમાં આ વકીલનો શિક્ષક હતો, તેથી તેમણે મારું કામ હાથમાં લીધું. અપીલના ખરચની રકમ દા. જયાબહેન ખાંડવાલાએ તેમને આપી અને સેશન્સ કોરટમાં બંને હુકમનામા સામે અપીલ દાખલ થઈ. તેની સુનાવણી નીકળી ત્યારે જાણીતા ધારાશાસ્ત્રી હરિલાલ નાથાલાલ પરીખની સહાયથી મેં જ ન્યાયાધીશ રાજાધ્યક્ષ આગળ જેલમાંથી આવી લગભગ બે દિવસ સુધી દલીલો કરી. મારા કૃત્યથી શાંતિ અને વ્યવસ્થાનો જરાયે ભંગ થતો નહિ હોવાથી મારી સજા રદ કરવાની અથવા તો છેક નજીવી કરવાની મેં દલીલ કરી. છેવટે ચૂકાદો આપતાં ન્યાયાધીશે મારા બચાવમાં દાખવેલી અક્કલ-હુંશિયારીની પ્રશંસા કરી; અને પછી અમદાવાદના કેસમાં એક વરસની અને ધોળકાના કેસમાં છ મહિનાની સજા કરી. આવી રીતે છેવટે ચાર વરસને બદલે દોઢ વરસની સજા ખાઈને હું સાબરમતી જેલમાં પુરાયો.

# ખંડ ૩ જો

## ૯. વિશ્વયુદ્ધના વમળમાં

**સન** ૧૯૪૦ના ઉનાળા સુધીમાં હિટલરની સેનાઓએ નોર્વેથી ફ્રાંસ સુધીના દેશ સર કર્યા પછી ઇંગ્લાન્ડ ઉપર ભયંકર બોંબવર્ષા ચાલુ કરી હતી. તે વખતે ગાંધીજીની આગેવાની નીચે કૉંગ્રેસની કારોબારી લડાઈની પરિસ્થિતિની ચર્ચા કરતી રહી. ગાંધીજીએ સરકારને કાગળો લખી તેની યુદ્ધની નીતિના ખુલાસા માગ્યા. જવાહરલાલજી ફાસીવાદી આક્રમણના કટ્ટર વિરોધી હતા છતાં દેશની આઝાદી અને લોકલાગણી તરફ અંગ્રેજ સરકારની ભયંકર બેદરકારી તેમને કઠતી હતી. માર્ચ મહિનામાં કૉંગ્રેસ કમિટીની બેઠક મળી ત્યારે કોઈ નિશ્ચયાત્મક ઠરાવ ન થયો. ગાંધીજીએ કહ્યું કે દેશ સત્યાગ્રહ માટે તૈયાર નથી. છેવટે જુલાઈ માસમાં કૉંગ્રેસની કારોબારીએ સરકારને દેશને સત્વર સ્વતંત્રતા આપવાની અને તે દરમ્યાન સર્વપક્ષીય સરકાર રચવાની વિનંતિ કરી. વાઈસરોયે જવાબમાં નન્નો પરખાવ્યો ત્યારે ઑગસ્ટ માસમાં યુદ્ધ વિષે મત દર્શાવવાની આઝાદી માટે વ્યક્તિગત સત્યાગ્રહ કરવાનો ઠરાવ, કૉંગ્રેસની કારોબારીએ પસાર કર્યો અને તેના સંચાલનની સર્વ સત્તા ગાંધીજીને સુપરત કરી. તરત તેમના સૂચન મુજબ તેમના પટ્ટશિષ્ય વિનોબાએ પગપાળા કૂચ કરતાં યુદ્ધવિરોધી ભાષણો કરીને સત્યાગ્રહ કર્યો. તેમની ધરપકડ થઈ. તેવામાં જવાહરલાલજીને

યુદ્ધવિરોધી ભાષણ કરવા માટે ચાર વરસની સજા થઈ. પછી દેશભરમાં ગાંધીજીએ અધિકૃત કરેલા આગેવાનોએ વ્યક્તિગત સત્યાગ્રહ કરવા માંડ્યા. તેને અંગે અમદાવાદમાં પણ દાદા સાહેબ માવલંકર, સરદાર વલ્લભભાઈ વગેરે અગ્રણીઓ સત્યાગ્રહ કરીને સાબરમતી જેલમાં આવતા ગયા.

દરમ્યાન જેલમાં આવતાં મને બીજો વર્ગ આપવામાં આવેલો હોવાથી મને કંઈ તકલીફ પડેલી નહિ. મારી સાથે અંગ્રેજ કેદીઓને નામે ઓળખાતી ખોલીઓમાં સામાન્ય ગુનાસર સજા પામેલા ત્રણેક ભાઈઓ હતા. તેમની સાથે મળીને સવારે ચા-દૂધની સાથે પાઉં-માખણનો નાસ્તો કરતો, બપોરે ને સાંજે અમને બાજરીના રોટલા કે કવચિત ઘઉંની રોટલી, દાળ કે શાક મળતાં અને પાછલા પહોરે ચા મળતી. મને અનુકૂળ સોબત નહોતી તેથી મારા સાથીઓ સાથે સામાન્ય વહેવાર રાખતો અને બાકીનો વખત વાંચતો અને કંઈક લખવાનું વિચારતો. કમનસીબે અહીં પણ સાંજે બીજા કેદીઓની માફક અમને સાતેક વાગે પૂરી દેતા. અમે જીવજંતુથી બચવા માટે ઓરડીમાં બત્તીની માગણી કરી તે મંજૂર થઈ. હવે રાતે દશેક વાગે બત્તી બંધ થાય ત્યાં સુધી હું શરીરને તાલીમ આપવાને અને વિચારમાળાને તેજ કરવાને ઓરડીમાં સામસામા ખૂણા વચ્ચે દોઢેક કલાક આંટા માર્યા પછી પોઢી જતો.

જેલમાં વખતોવખત જયંતીભાઈ વગેરે સાથીઓ મળવા આવતા. તેમની પાસે કંઈક કંઈક પુસ્તકો મંગાવતો અને બહારની પ્રવૃત્તિની બનતી ખબર મેળવતો. અહીં એક દિવસ અકસ્માતથી પારડી તાલુકાના જમીનના ઝઘડા અંગે સજા પામેલા ઉદવાડાના દોડિયા કાર્યકર બરજુલને જોઈને હું નવાઈ પામ્યો અને તેની લડતની વાત સાંભળીને હું ખુશી થયો.

હમેશ મુજબ કેદી બનતાં જ હું અંતર્મુખ બની ગયો અને વાંચન ઉપરાત ચિંતન કરીને કંઈક લખવાનો વિચાર કરતો. પહેલાં અમદાવાદમાં વરસેકથી રહેતાં અને ગામડે ફરતાં જે અનુભવ થયા હતા તેની નોંધ કરવા માંડી. પછીથી મારા બાળપણથી માડીને વિવિધ જીવનપ્રસંગ એક નવલિકામાં ગૂંથવાની યોજના કરી. "જીવનસંગ્રામ" નામે પ્રકટ કરવા ધારેલા પુસ્તકમાં હું મુખ્ય નાયક હતો. તેનાં સાત પ્રકરણ મેં પૂરાં કર્યાં, એવામાં ગાંધીજીની વ્યક્તિગત સત્યાગ્રહની ખબર મળતી ગઈ. નવેમ્બર માસમાં એક દિવસ સરદાર અને બીજે દિવસે માવલંકર સત્યાગ્રહ કરીને અમારી જેલના પહેલા વર્ગમાં દાખલ થયા. પછી આખા ગુજરાતના જિલ્લે જિલ્લામાં ગાંધીજીએ મંજૂર કરેલી યાદી મુજબ કોંગ્રેસી કાર્યકરો મોટી સંખ્યામાં અમારી જેલમાં આવતા ગયા. તેમને બીજો વર્ગ આપીને એક મોટા બેરેકમાં રાખ્યા હતા, ત્યાં એક દિવસ પોલીસે મને પણ દાખલ કર્યો. હવે મારા જૂના પરિચિત મિત્રોની સાથે ભળતાં મારા આનંદનો પાર ન રહ્યો. જે લખવાની શરૂઆત કરી હતી તેને મેં ઊંચે મૂકી દીધું. ખાસ કરીને પંચમહાલના ભીલોના સેવક લક્ષ્મીદાસ શ્રીકાંત અને ગોધરાના જૂના સાથી વામનરાવ મુકાદમ સાથે દિલ ખોલીને વાતો કરવાની મજા પડી. વરસની આખરે સત્યાગ્રહીઓની સંખ્યા વધતાં અમારા બેરેકના સર્વ કેદીઓને પૂને લઈ જઈને યરવડા જેલના એવા જ બેરેકમાં પૂર્યા ત્યારથી મારી નવી જીવનચર્યા શરૂ થઈ.

પૂનાની મજાની હવામાં થોડા દિવસ ગુજરાતના, મહારાષ્ટ્રના અને કાનડી ભાઈઓ સાથે ઠીક વાતો ચાલી. સવારમાં ચા અને નાસ્તો પતી ગયા પછી દરબાર ગોપાળદાસ, બાબુભાઈ જશભાઈ વગેરે ચુસ્ત ગાંધીવાદીઓ સવારના વખતમાં રેંટિયા ચલાવતા. બીજા થોડાઘણા કોઈ દિવસ કાંતવામાં જોડાતા તો

ક્યારેક વાંચતા કે કસરત કરતા. સવારે અંગ્રેજી ટાઈમ્સ છાપું આવતું તેનું ભારે આકર્ષણ રહેતું અને વારા ફરતી સાંજ સુધી તે વંચાતું. બપોરે બધા બરાબર સામસામી હરોળમાં ગોઠવાઈને ભોજન કરતા. પછી ઘણા આરામ કરતા તો કોઈ વાંચનમાં કે નોંધ-ટિપ્પણ કરવામાં રોકાતા. પાછલા પહોરે આ પત્યા પછી કોઈ શેતરંજ કે પાનાં રમતા. સાંજ પડે ત્યારે વિશાળ ચોગાનમાં ઘણાખરા ધીરે ધીરે કે ઝપાટાબંધ ફરતા. બીજા કેટલાક રબ્બરના દડા પર હાથની થપાટ મારીને પાકા છોબંધ કોર્ટ પર ટેનીસ રમતા. આ રમત યોજવામાં સુરતની મ્યુનિસિપાલિટીના પ્રમુખ દા. ઘીઆ આગેવાની લેતા. આ રમતમાં હું જોડાતો અને કોઈ દિવસે જુદી જુદી ટુકડીઓ વચ્ચે હરીફાઈ થતી તેમાં પણ હું ઝુકાવતો. રાતે જમ્યા પછી કેટલાક ભાઈઓ વખતોવખત પોતાના ગીત–સંગીતની લહાણી કરીને આનંદનું વાતાવરણ જગવતા.

અમારી પાસેના બેરેકમાં માત્ર મહારાષ્ટ્રના જ સત્યાગ્રહીઓ મોટી સંખ્યામાં રહેતા. તેમની એ એક વિશિષ્ટતા હતી કે, કેટલાક ભાઈઓ રોજ દેશી કસરત કરતા અને રવિવારે ખૂબ તેલ ચોળીને નહાતા. રોજ સવારે એક ગોરો જુવાન ખાસ ‘ કેલીસ્થાનીસ ’ની[1] કવાયત કરાવતો તેમાં ઘણા જોડાતા. ગોરી સરકાર સામે સત્યાગ્રહ કરનાર ભાઈઓ કંઈ રાગદ્વેષ વિના એક અંગ્રેજ જુવાનના હુકમ મુજબ કવાયત કરતા !

થોડા વખતમાં રાત માટે એક વિશિષ્ટ કાર્યક્રમ ગોઠવાયો. દરેક ભાઈ પોતાની પૂરી ઓળખાણ આપવાને અથથી ઇતિ સુધી

૧. આ રમત સ્વીડન દેશની છે. તેમાં ખાસ હોય છે તો હાથ અને પગનું જુદી જુદી રીતે હલનચલન અને શરીરને કમરથી જુદી જુદી રીતે વાળવાનું હોય છે.

જીવનકથા ટૂંકમાં રજૂ કરતો. આ કાર્યક્રમમાં ભાઈલાલભાઈએ[1] કહ્યું કે બોરીયા નામના રબારીએ સદીઓ પહેલાં બોરીઆવી ગામની સ્થાપના કરેલી. એ સાંભળીને હું ખુશ થયેલો. કોઈ રાજાઓએ તેમ કોઈ રબારી–ભરવાડે પણ ગામની સ્થાપના કરેલી છે. તેવી રીતે લક્ષ્મીદાસ શ્રીકાન્તે ભીલોની સેવાની, વામનરાવ મુકાદમે તેમની પેઢીની કામગીરીની—એમ ઘણાયે પોતપોતાની બોધદાયક કહાણીઓ સંભળાવેલી. મુકાદમ ટીખળમાં કહેતા કે અમે તો સત્યાગ્રહી છીએ અને તમે તો (હું) રીતસરના ગુનેગાર છો! મારો વારો આવ્યો ત્યારે ગાંધીયુગની મારી કહાણીની સાથે વિલાયતના મારા સંસ્કારની અને કિસાનસભાની પ્રવૃત્તિની વિગતવાર વાત રજૂ કરી. તે વખતે નરીમાનના પ્રકરણમાં મેં સરદારની સામે જે જેહાદ ચલાવેલી તે માટે ગુજરાતના કોંગ્રેસી મિત્રોએ મને ઉધડો લીધો. તેમણે કહ્યું કે તમે તો વિલાયત હતા ત્યારે મુંબઈની મ્યુનિસિપાલિટીમાં નરીમાનને કોંગ્રેસ તરફથી ઉમેદવાર તરીકે ઊભા રાખેલા, પણ તેઓ પક્ષનો દ્રોહ કરીને એક પારસી મૂડીપતિની તરફેણમાં ખસી ગયેલા; આવા માણસને આખા મુંબઈ રાજના પંતપ્રધાન જેવી મહત્ત્વની જવાબદારી કેમ સોંપી શકાય? તરત આ બધી વાતનું મારું અજ્ઞાન મેં જણાવીને મારી ભૂલ કબૂલ કરી. જેલમાંથી છૂટીને વલ્લભભાઈને મળીને તેમની માફી માગવાની મેં તૈયારી બતાવી ત્યારે બધા ખુશી થયા. સન ૧૯૪૧ના આખરે યરવડા છોડીને બહાર નીકળ્યો ત્યારે પહેલી તક સાધીને સરદારને મળ્યો. મારો ખુલાસો સાંભળીને તેમણે મને ઘણા ભાવથી અપનાવી લીધો.

૧. ભાઈલાલભાઈ બોરીઆવીના ગાંધીવાદી ગૃહસ્થ ખેડૂત છે. ખેડા જિલ્લામાં મુંબઈ ધારાસભાની પહેલી ચૂંટણી થઈ ત્યારે તેઓ ધારાસભ્ય તરીકે ચૂંટાયા હતા.

યરવડાની હવામાં મારા જીવનની કહાણી લખવાની વાત ઊડી ગઈ. તેને બદલે એક નવો કોયડો મારા મગજને કોરી રહ્યો. અહીંયાં હું ગુજરાતીઓને તેમજ મરાઠી ભાઈઓને રોજ મળતો. બંગાળના વીરલાઓ વિષે ઘણું વાંચેલું હતું. ગુજરાતને વિશાળ દરિયાકિનારાનો અને બંદરોનો લાભ મળ્યો. આપણી ખેતી અને વેપારઉદ્યોગ એકંદરે ઊંચા પ્રકારનાં રહ્યાં. આપણે ત્યાં ગાંધીજી, દયાનંદજી જેવા મહાપુરુષ પાક્યા. છતાં એકંદર એક પ્રજા તરીકે આપણે એશઆરામી અને સહેલાણી કેમ? આપણામાં મરાઠી લોકોની સાદાઈ, જાતમહેનત, સંગીતપ્રેમ, સાહસિક વૃત્તિ અને કોઈ કામને ચીટકી રહેવાની ચીકાશ–એવા ગુણ કેમ નહિ? બંગાળમાં ભાવના, કલ્પના, રસવૃત્તિનો વૈભવ અને જાનફેસાનીની ભાવના છે તે આપણામાં કેમ નથી? આપણે દેખાઈએ ઉપરથી ઘણા ઊજળા, હસમુખા, શાણા, કંઈક સુખી; પણ અંદરથી આટલા બધા પોલા કેમ? ગુજરાતને કુદરતે આટઆટલી સુખસંપત્તિ આપી છતાં તેના ચારિત્ર્યમાં આવી ખોડ કેમ? આ સવાલ મને મૂંઝવી રહ્યો અને તેનો ઉકેલ શોધવાને હું જે મળ્યું તે વાંચતો ગયો.

હું છૂટો હોત તો તરત કોઈ વિદ્વાનોને મળીને કે કોઈ પુસ્તકાલયમાં જઈ જોઈતી ચોપડીઓ મેળવત. છતાં આ ધૂનમાં હતો ત્યારે મને કનૈયાલાલ મુનશીનું અંગ્રેજી પુસ્તક "ગુજરાત અને તેનું સાહિત્ય" મળી ગયું. તેમાંથી એક મુદ્દાની કડી મને મળી કે ગુજરાતની ભૂગોળના સંયોગોને લીધે બધી નદીઓ પૂર્વના પહાડોમાંથી દરિયામાં વહેતાં જમીનને ફળદ્રુપ કરે છે; વિશાળ સાગરકાંઠાને લીધે બધાં બંદરોને ભરપૂર આયાત–નિકાસનો લાભ મળ્યો છે; આવી રીતે ઉત્તમ ખેતી અને બહોળા વેપારની સગવડ જે લોકોને મળતી રહી તેઓ જૂની કહેવત મુજબ અનાદિકાળથી મહેનત કરીને ઘણું કમાતા રહ્યા છે. જે ઠીક કમાય તે વધારાનાં

નાણાં બીજા પ્રાંતોમાં કે સાગરપાર પરદેશમાં રોકીને વધારે નાણાં કમાઈ શકે. આથી ગુજરાતીઓ મહારાષ્ટ્ર અને બંગાળમાં, પંજાબમાં અને કેરલમાં, રંગુન, જાવા, સુમાત્રા તેમજ આફ્રિકાના મુલકમાં પણ વેપાર કરીને ધનસંપત્તિ ઘરભેગી કરતા આવ્યા છે.

ગુજરાતીઓની આવી જીવનચર્યામાં તેમની નબળી કડીની ઝાંખી થઈ. પણ તેટલા પરથી કંઈ પાકો નિર્ણય થઈ ન શકે કે ઇતિહાસની રૂપરેખા પણ આલેખી ન શકાય. કોઈના સૂચનથી ફોર્બ્સની ગુજરાતી રાસમાળા મંગાવીને મેં વાંચવા માંડી ત્યારે મને તેમાં બહુ રસ પડ્યો. અંગ્રેજ અધિકારી ફોર્બ્સે કવિ દલપતરામ સાથે ગુજરાતનાં ગામડાંમાં ફરીને જે રાસા, લોકકથા વગેરે મુખત્વે ભાટચારણો પાસેથી મેળવેલાં તેને આધારે લખેલા આ પુસ્તકમાં ગુજરાતના રાજાઓના સંગ્રામ અને સુલેહનું, બધી વરણોની નીતિરીતિનું, તહેવારો અને આનંદોત્સવનું તાદૃશ દર્શન થયું. પછી વિન્સેન્ટ સ્મિથના "ભારતનો પ્રાચીન ઇતિહાસ"માંથી બૌદ્ધ યુગથી ગુજરાતના ભૂતકાળની તવારીખ મેળવીને મેં તરત પુસ્તક લખવાની શરૂઆત કરી. તેમાં રામાયણ–મહાભારતના કાળ પર ઊડતી નજર નાંખીને આબુની ઉત્તરે ભિન્નમાળની ગુજરાતીઓની વસાહતથી મેં આરંભ કર્યો. પછી વલભીપુર, ગુર્જરો વગેરેનાં રાજની કડીઓ ગોઠવીને હું રાસમાળાને પંથે વનરાજ સુધી પહોંચી ગયો.

રાસમાળાનાં મારાં ગુણગાન સાંભળીને કોઈ મિત્રોએ કહ્યું કે ઐતિહાસિક દૃષ્ટિથી રાસમાળા પ્રમાણભૂત ગણાય નહિ. વળી હું મારી ભરજુવાનીથી ભીલ વગેરે આદિવાસીઓનો સાથી હોવાથી મને રામાયણમાં આલેખેલા આર્યોના ઉદય પહેલાં દેશમાં વસતા અનાર્યોની તવારીખ વિષે જિજ્ઞાસા થઈ. તે પરથી પંડિત ગૌરીશંકર ઓઝાનો "રાજપૂતાનાનો ઇતિહાસ" વાંચતાં માલૂમ પડયું કે અસલ રાજસ્થાન તેમજ ગુજરાતના સળંગ વિસ્તારમાં ભીલ વગેરે

આદિવાસી જાતિઓ ફેલાયેલી હતી; તેમના રીતરિવાજો વચ્ચે ઘણું સામ્ય હતું; તેમના પર ઉત્તરથી ધસતા આર્યોએ હુમલા કરીને તેમને જંગલમાં અને પહાડી વિસ્તારમાં ધકેલી મૂકયા. પણ રામ અને કૃષ્ણના કાળમાં અને તે પહેલાં આર્યો અને અનાર્યો વચ્ચે જે સંગ્રામ અને સંધિઓ થઈ અને તેમની વચ્ચે આર્થિક, સામાજિક અને ધાર્મિક સંબંધો બંધાયા તે વિષે શિષ્ટ સંસ્કૃત કાવ્યો અને ગ્રંથો પરથી માત્ર અનુમાન જ કરી શકાય. તેનું તાદૃશ ચિત્ર મને વિ. કા. રાજવડેએ પ્રકટ કરેલા "રાધા માધવ વિલાસ ચંપુ" ગ્રંથની લંબાણ પ્રસ્તાવનામાંથી સાંપડયું ત્યારે મને સંતોષ થયો. આ વિદ્વાને આર્ય જુવાનો અનાર્યોની કન્યાઓને પરણીને કે પરણ્યા વિના પતિપત્ની તરીકે રહેતાં; તેથી તેમના માનનીય સસરાનું સ્થાન અનાર્યો ભોગવતા. આવાં વખાણને લીધે રાજવડેને જરા ફાંટાબાજ લેખક ગણવામાં આવે છે છતાં તેના પુસ્તકથી મારી કલ્પનાને ઘણો વેગ મળ્યો.

મારી જુવાનીના કાળથી હું બુદ્ધના સાહિત્યનો રસિયો હતો. પણ જ્યારે આર્યોના રૂઢિચુસ્ત ધર્મજીવનના સંદર્ભમાં મેં બુદ્ધના આદેશનો અભ્યાસ કર્યો ત્યારે તેણે જે સમૂળી ક્રાંતિ કરી તેનો મર્મ મને સમજાયો. આર્યોએ પૂજ્ય ગણેલા ઈશ્વરના અસ્તિત્વનો તેણે ઇન્કાર કર્યો; ત્રણ કે ચાર વર્ણના ભેદભાવ પર તેણે છીણી મૂકી; જે સંસ્કૃત ભાષાને આર્યો સર્વોપરી ગણતા તેને નેવે મૂકીને તેણે લોકભાષા પાલીમાં બોલવા-લખવા માંડયું; હિંસાથી ખદબદતા યજ્ઞનાં વિધિવિધાન અને જૂની ધાર્મિક રૂઢિ અને સંસ્કારોને બુધ્ધે સાફ કર્યા; આર્યોની વ્યક્તિવાદી ફિલસૂફીને હઠાવીને બુધ્ધે સંઘનું વર્ચસ્વ સ્થાપ્યું. પ્રેમ અને અહિંસાના અચળ આધાર પર નવો ધર્મ સ્થાપીને બુધ્ધે ક્રાંતિના આદેશ આપ્યા. અશોકે નવો ધર્મ સ્વીકારીને ભારતમાં તેનું સામ્રાજ્ય સ્થાપ્યું અને બીજા દેશમાં પણ ઉપદેશકો મોકલ્યા. આ અત્યંત ગૌરવવંતા કાળનો વાસ્તવિક

સમકાલીન ઇતિહાસ મળતો નથી તેથી જે પુસ્તકો વાંચ્યાં તેથી પ્રોત્સાહિત થઈને મેં તેની રૂપરેખા તૈયાર કરી.

કમનસીબે આ ક્રાંતિ પછી પ્રતિક્રાંતિ આવતાં વાર ન લાગી. મૌર્યવંશના જ એક બ્રાહ્મણ સેનાપતિ પુષ્યમિત્રે બંડ કરીને નવું રાજ્ય સ્થાપ્યું. તેણે બૌદ્ધધર્મ સામે જેહાદ ચલાવી અને જૂના બ્રાહ્મણ ધર્મને ફરીથી સ્થાપવાને રાજશક્તિનો ઉપયોગ કર્યો. ત્યારથી તે આદિ શંકરાચાર્યના પ્રચાર સુધીના આશરે એક હજાર વરસમાં બ્રાહ્મણધર્મ, બૌદ્ધધર્મ અને જૈનધર્મ વચ્ચે દેશભરમાં કવચિત સમભાવ, કવચિત હરીફાઈ અને કવચિત સંગ્રામ ચાલતા ગયા.[1] તે દરમ્યાન વિક્રમાદિત્ય, સમુદ્રગુપ્ત, શાલીવાહન, હર્ષવર્ધન વગેરે સમ્રાટો થઈ ગયા. કેટલાય રાજવંશો સ્થપાયા અને નાબૂદ થયા. તેમણે કોઈ ને કોઈ ધર્મ તરફ પક્ષપાત કર્યા અને બીજાનો વિરોધ કર્યો. આ કાળમાં જ મૂર્તિપૂજાની અને મોટાં દેવમંદિરોની પ્રથા બધા ધર્મના અગ્રણીઓએ અપનાવી ને પરસ્પર હરીફાઈ કરતાં ખૂબ જમાવી. વિવિધ ધર્મનાં મંદિરોનાં મંડન અને ખંડનની પરંપરા પણ ચાલુ થઈ.

કમનસીબે વિવિધ ધર્મના સહઅસ્તિત્વ, સંગ્રામ અને સમાધાનનો સમકાલીન વાસ્તવિક ઇતિહાસ મળતો નથી[2] તો પછી અનાર્યો કે શૂદ્રોના જીવન પર કંઈ પ્રકાશ ક્યાંથી સાંપડે? છતાં

૧. મારા મિત્ર રસિકલાલ પરીખે જૈન આચાર્ય હેમચંદ્રના કાવ્યાનુશાસન બીજા ભાગની પ્રસ્તાવનામાં ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ વિષે એક લેખ લખ્યો છે તે પણ મને ઘણો બોધદાયક લાગ્યો હતો.

૨. કોઈ કવિઓએ તેમનાં કાવ્યોમાં મોટે ભાગે રાજાઓમાં અમીર-ઉમરાવોના જીવનવહેવાર વર્ણવ્યા છે. એક ચીની મુસાફર હ્યુએનસંગે આ કાળમાં જે કંઈ જોયું તેનું વાસ્તવિક વર્ણન કર્યું છે. પણ તે હું જેલમાં મેળવી શકેલો નહિ.

વિક્રમ સંવતનાં પહેલાં હજાર વરસ દરમ્યાન વૈદિક ધર્મના આચાર-વિચાર અને નીતિનિયમ પર મનુની[1] અને બીજી સ્મૃતિઓ પૂરો પ્રકાશ પાથરે છે. તેમાં "સ્ત્રીઓ સ્વતંત્રતા માટે લાયક નથી" અને "શૂદ્ર જો વેદ સાંભળે તો તેના કાનમાં ભઠ્ઠીમાં કકડાવેલું સીસુ રેડવું જોઈએ"—જેવા શ્લોક આવે છે એ હું જાણતો હતો. હવે બ્રાહ્મણ પુષ્યમિત્રે બૌદ્ધોનું રાજ હઠાવીને વૈદિક રાજ સ્થાપ્યું તે પછીથી જૂની સંસ્કૃતિ ફરીથી સ્થાપવાને રચાયેલા આ મહત્ત્વના ગ્રંથને મેં ઇતિહાસની દૃષ્ટિથી તપાસવા માંડ્યો. તે ઉપરથી સમજાયું કે તેમાં માત્ર જૂની વર્ણવ્યવસ્થા સ્થાપવાનો જ આશય નહોતો, તેમાં પહેલેથી છેલ્લે સુધી બ્રાહ્મણોનું સર્વોપરી વર્ચસ્વ સ્થાપવામાં આવેલું દેખાયું. વેદશાસ્ત્રનું અધ્યયન તો બીજા કરે પણ તેનું શિક્ષણ આપવાનો ઈજારો તો બ્રાહ્મણનો જ. સંસ્કૃત ભાષામાં વાદવિવાદ અને લેખન પણ તેઓ જ કરે. ધાર્મિક, લગ્ન-મરણના સર્વ પ્રસંગે બધા કર્મકાંડ અને વિધિ બ્રાહ્મણો જ કરી શકે. તેઓ સામાન્ય રીતે રાજસત્તા ન ચલાવે પણ રાજાને ઘટિત વિધિ કરીને ગાદીએ તો તેઓ જ બેસાડે. બીજે ઠેકાણે કેટલાંક કામ બ્રાહ્મણો અને ક્ષત્રિયો મળીને કરી શકે; તેથી આ બે સર્વોપરી વર્ણની-બ્રહ્મક્ષાત્રની સર્વોપરી સત્તાને બીરદાવી છે. વળી બધી ખેતી અને ઉદ્યોગ-ધંધા વૈશ્યોને સોંપેલા અને ધનસંપત્તિના માલિક તેઓ જ હતા. તેથી ઉપરી વર્ણમાં તેમને સમજાવીને ત્રિવર્ણનું સર્વોપરી વર્ચસ્ વર્ણવ્યું છે, જેથી આ સંયુક્ત વર્ણો આર્થિક અને લશ્કરી દૃષ્ટિથી પાવરધી બની શકે. બાકીના શૂદ્રની વર્ણ રહી તેને તો ઉપરી જ્ઞાતિઓના દીનહીન ગુલામ તરીકે જ ગણ્યા છે. તેમના કોઈ હક્ક

[1] મનુસ્મૃતિનું હાર્દ સમજવામાં તેનાં અંગ્રેજી ભાષાન્તરના આરંભમાં દા. બ્યુલર નામના જર્મન વિદ્વાને લખેલી પ્રસ્તાવના મને ઘણી ઉપયોગી નીવડી.

કે પ્રતિષ્ઠા જ નહિ. જો તેઓ મનુ મહારાજના કોઈ આદેશનો ભંગ કરે તો તેઓ ભયંકર સજાને પાત્ર બને. ખૂબીની વાત એ હતી કે આ બધી જાતિઓ પરસ્પર સહવાસમાં રહેતી તેથી વર્ણસંકર લગ્ન થતાં. એક જાતિના પુરુષ ઊતરતી જાતિની કન્યા સાથે લગ્ન કરે તો તેને અનુલોમ લગ્ન કહેતા અને ઊલટી રીતે લગ્ન થાય તેને પ્રતિલોમ લગ્ન નામ આપતા. તેમાં અનુલોમ લગ્ન માટે કંઈક હળવી ત્યારે પ્રતિલોમ લગ્ન માટે ભારે સજા અને પ્રાયશ્ચિત ફરમાવ્યાં છે.

આ સ્મૃતિના શ્લોકો ફરી ફરીને વાંચીને તે વિષે વિચાર કરતો ગયો ત્યારે આવી સ્મૃતિએ પ્રબોધેલી અને રાજાઓએ અમલમાં મૂકેલી, સમાજમાં ભેદોપભેદ પાડવાની નીતિમાં, આપણી પ્રજાની કરુણાજનક નિર્બળતાનું મૂળ મને દેખાયું. સ્મૃતિકારોએ સંસ્કૃતિને એક જ સર્વોપરી ભાષા ગણીને બૌદ્ધોની પાલી અને જૈનોની અપભ્રંશ લોકભાષાને હલકી ગણી. તેવી જ રીતે શૂદ્રો, આદિવાસીઓ, અનાર્યો, મિશ્રજાતિઓ વગેરેના જનસમુદાયને છેક જ હલકા ગણીને તેનાથી શાસક વર્ગ અલગ અને અટુલો બન્યો. પછીથી અનેકવિધિ મૂર્તિપૂજા વધી, દરેક જાતિમાં પેટા જાતિઓની સંખ્યાઓ વધી અને તેમની વચ્ચે વાડાબંધી વધી તેમ પરરાજ્યના હુમલા સામે રક્ષણ કરવાની રાષ્ટ્રીય અને રાજકીય શક્તિ ક્ષીણ થઈ. અલેકઝાંડરના વખતથી તે તાજા ઇતિહાસકાળ સુધી જે સામાજિક ક્ષતિ દેશની આઝાદી માટે વિઘાતક નીવડી છે તેની સમજણ મારું પુસ્તક લખવામાં બહુ ઉપયોગી નીવડી.

મારા આ કામને અંગે થોડાં મહત્ત્વનાં પુસ્તકોની સાથે ઘણાં ઘણાં નાનાં ગુજરાતી, અંગ્રેજી, મરાઠી, હિન્દી પુસ્તકો હું વાંચતો ગયો. થોડા જ વખતમાં લગભગ વનરાજથી જ જે લખાણ શરૂ કરેલું તેને રદ કરીને ફરી ફરીને નવેસર લખતો ગયો. આ બધા

અભ્યાસની અને લેખનની પ્રવૃત્તિમાં હું છેક એકાગ્ર થઈ ગયો હતો ત્યારે રાતે કામ કરવાની જરૂર લાગી. સદ્ભાગ્યે મેં આગળથી રમણભાઈને કાગળ લખીને ટેબલ પર મૂકવાની વીજળીની બત્તી મંગાવેલી. તે લઈ આવ્યા ત્યારથી શૌચાલયમાંથી વીજળીનો પ્રવાહ મેળવીને હું રાતે ગમે ત્યાં સુધી કામ ચાલુ રાખતો. સન ૧૯૪૧ના નવેમ્બર માસમાં હું છૂટચો ત્યાં સુધીમાં ગુજરાતની પ્રજાના ઇતિહાસનું લખાણ કર્ણ સોલંકીના કાળ સુધી પહોંચાડયું. એ રાજાએ જ આજના અમદાવાદની ધરતી પર કર્ણાવતી શહેરની સ્થાપના કરી એમ કહી શકાય. પહેલું બધું કાચું લખાણ કરીને અને પછી તેની પાકી નકલ કરીને હું બહાર નીકળ્યો ત્યારે મેં કંઈ ગણનાપાત્ર કાર્ય કર્યાનો સંતોષ અનુભવ્યો. પછી મારા પુસ્તકને ઐતિહાસિક દૃષ્ટિથી ચકાસીને તેમાં જરૂરી સુધારા કરનાર કોઈ વિદ્વાન હજી સુધી મળ્યા નથી તેથી તે પ્રકટ થયું નથી.

હું આ લેખનકાર્યમાં પૂરો રોકાયેલો હતો ત્યારે જેલના ખોરાક પરથી મારી રુચિ ઊઠી ગઈ. ન જ ચાલ્યે કંઈક ખાવું જ જોઈએ એમ સમજીને સવારે એક બે રોટલી ને થોડો ભાત ખાઈને પૂરું કરતો. સાંજે તો ઘણુંખરું દૂધ કે ચા લઈને જ ચલાવતો. જેલમાં એકવાર હું માંદો પડચો ત્યારે મારા કાનડી સાથીએ મારી ઘણી સંભાળ લીધી. તે વખતે ખોરાક ન લઈ શકાય તેથી તે ચા પીવાનો વ્યર્થ આગ્રહ કરતા. પણ તેમણે ચામાં "ઓવલ્ટીન" નામે વિલાયતી પોષક પાઉડર નાંખીને આપવા માંડયું તે મને બહુ જ ભાવ્યું. હું એ પાવડરનો એવો રસિયો થયો કે તબિયત સુધર્યા પછી પણ તે ચામાં નાખીને પીતો. આવું પોષક પીણું પીવા છતાં હું જેલમાંથી બહાર નીકળ્યો ત્યારે આશરે ૨૫-૩૦ રતલ વજન ઘટયું હતું.

સન ૧૯૪૧ના જૂન માસમાં જે સોવિયેત રાજ સાથે હિટલરે

બિન–આક્રમણના કરાર કર્યા હતા તેના પર ઓચિંતો હુમલો કર્યો. આથી જેલમાં બધા ભાઈઓની વચ્ચે નવી ચર્ચા શરૂ થઈ. કેટલાક સાથીઓને એમ થયું કે આજ સુધી યુદ્ધવિરોધી નીતિ આપણે અખત્યાર કરી હતી તે વિષે ફેરવિચારવા કરવી જોઈશે. હિટલરની જંગી સેનાઓએ રશિયા પર હુમલો કર્યો કે તરત જ તેની સાથે અમેરિકા અને ઇંગ્લેંડે સંધિનો કરાર કર્યો અને સંયુક્ત મોરચો રચ્યો. હવે તો ચોખ્ખી રીતે હિટલરની રાવણી સેનાઓની સામે લોકશાહી અને સામ્યવાદી દેશોની વચ્ચે કદી ન થયો હોય એવો વિરાટ વિગ્રહ શરૂ થયો. તેમાં બધાં લોકશાહી અને સમાજવાદી જૂથો તો હિટલરની સામે જ રહ્યાં. જેલમાં પણ કેટલાક સમાજ-વાદીઓ અને સામ્યવાદીઓએ એવી ભૂમિકા રજૂ કરી કે ભારતને સરકાર સ્વરાજ આપે તો આપણે પૂરી તાકાતથી હિટલરની સામે લડીએ. ત્યારે ઘણાખરા કોંગ્રેસી અને રાષ્ટ્રવાદી ભાઈઓએ રશિયા પરના નવા હુમલાને ખાસ મહત્ત્વ ન આપતાં કટ્ટર યુદ્ધવિરોધી નીતિ કાયમ રાખી. પરિણામે અમારા બૅરેકમાં રાષ્ટ્રવાદી અને સમાજવાદી–કે કિસાનવાદી–એવાં બે વર્તુલ રચાયાં. તેમાં ઉદ્દામ જૂથને એકત્ર કરીને મેં કિસાનસભાની પ્રવૃત્તિનો ઇતિહાસ રજૂ કરવાને અને ગાંધીજીના રાજકારણની ટીકાત્મક સમીક્ષા કરવાને એક અભ્યાસ વર્તુલ ચલાવવા માંડ્યું. એકાદ મહિનામાં આ વર્ગમાં ઘણા ભાઈઓનું એક સારું જૂથ રચાયું તેમાં મોટા ભાગના તો મહારાષ્ટ્રીઓ જ હતા. તેમની સાથે મારો કાયમનો નાતો બંધાયો તેથી જેલમાં રહીને પણ કંઈક પ્રચાર કર્યાનો મને સંતોષ થયો.

'૪૧ની આખરે હું દરબાર ગોપાળદાસ અને લક્ષ્મીદાસ શ્રીકાંત સાથે જેલમાંથી છૂટ્યો ત્યારે મુંબઈમાં થોડુંક રોકાઈને હું અમદાવાદ ગયો. આ વખતે મારું શરીર જરા નબળું પડ્યું

હતું અને મારા કાર્યાલયના જૂના સાથીઓ વેરવિખેર હતા. તરત મેં મણિનગરમાં કાકા સાકરલાલને જ ઘેર રહેવા માંડયું. રોજ બપોરે પ્રાર્થના સમાજમાં જઈને ગુજરાતના સાથીઓ સાથે મેં પત્રવહેવાર કરવા માંડયો—તે વખતે સ્વામીજી અને રંગાજી જેલમાં હતા અને મારા પર પણ હદબંધીનો હુકમ કાયમ હતો. પહેલાં તો હુકમ રદ કરવાને સરકારને વિનંતિ કરતાં મેં લખ્યું કે, હિટલરે રશિયા પર ભયંકર હુમલો કર્યો છે તેથી અમારી દૃષ્ટિથી આ વિશ્વયુદ્ધનું બદલાયું છે; હવે લોકશાહી અને સામ્યવાદી દેશોએ મળીને ફાસીવાદી વિરોધી સંયુક્ત મોરચો રચ્યો છે તેના તરફ અમારી પૂરી સહાનુભૂતિ છે; એથી મારા પર કરેલો હદબંધીનો હુકમ રદ કરવો જોઈએ. આ કાગળ મળતાં મારો હુકમ મુંબઈ સરકાર તરફથી થોડા દિવસમાં રદ કરવામાં આવ્યો.

મારું બીજુ કામ સ્વામીજી અને રંગાજીને જેલમાંથી છોડાવવાનું હતું. થોડા જ મહિના પર દિલ્હી સરકારને કંઈક પ્રજાકીય સ્વરૂપ આપવાને લોકનાયક આણેને મધ્યસ્થ સરકારના સભ્ય નીમવામાં આવ્યા હતા. તેથી એક જૂના રાષ્ટ્રવાદી તરીકે તેમને અમારી નવી નીતિ સમજાવીને અમારા બંને નેતાઓને તરત છોડી મૂકવાની મેં વિનંતિ કરી. થોડા દિવસમાં તેમનો જવાબ મને મળ્યો. તેમાં મારા વલણ તરફ સહાનુભૂતિ દાખવીને તેમણે જણાવ્યું કે માત્ર મારાં વચન પરથી તેમને છોડી શકાય નહિ પણ જો કેન્દ્રીય કિસાન કમિટી નવી પરિસ્થિતિનો વિચાર કરીને નવી નીતિ અપનાવવાનો ઠરાવ કરે તો સરકાર તેનો સુયોગ્ય જવાબ આપશે. આ ઉપરથી તરત દેશભરમાં ફેલાયેલા બધા સાથીઓનો સંપર્ક સાધીને ૧૯૪૨ના ફેબ્રુઆરીમાં અમારી કારોબારીની સભા નાગપુરમાં રાખવાની મેં જાહેરાત કરી.

આ કમિટીની હું વાટ જોતો અમદાવાદમાં કાકાને ઘેર રહેતો

હતો ત્યારે સ્ત્રીઓની આઝાદીની તમન્નાનું આલેખન કરવાને એક નાટક લખવાનું મન થયું. "સરિતાનો સંગ્રામ" નામથી એ નાટક સપાટાબંધ લખતો ગયો. તેમાં એક યુવતીને પરાણે કોઈ અજુગતા બુઢ્ઢા વર સાથે પરણાવવાની વેતરણ ચાલતી હતી ત્યારે તેનો સાચો પ્રેમી તેનું હરણ કરીને તેની સાથે ગામડે જઈને લગ્ન કરે છે. મુંબઈ જઈને આ નાટક "હિન્દુસ્થાન" અઠવાડિકમાં પ્રકટ કરવાની વ્યવસ્થા કરી અને થોડી ખરચી પણ મેળવી. તે નાટક પ્રકટ થયા પછી ત્રિપાઠીની પુસ્તક પ્રકાશનની પેઢીના સંચાલક ભાઈ પરમસુખના વાંચવામાં તે આવ્યું. તેમને તે નાટક ગમ્યું તેથી તેને "વરઘોડો" નામ આપીને પ્રકટ કર્યું. પછી અમદાવાદની એક કૉલેજના વિદ્યાર્થીઓએ તેમના વાર્ષિક મેળાવડા વખતે ભજવ્યું હતું. પણ તે માટે મારી કોઈએ પરવાનગી માગી ન હતી અને તે પેટે કંઈ મેળવવાનો ખ્યાલ પણ રાખ્યો નહોતો.

મારી ધરપકડ થઈ તે પહેલાં સન ૧૯૪૦માં નેતાજીએ પોતાના જૂથની પરિષદ નાગપુરમાં ભરીને "દેશની જનતાને સર્વ સત્તા સોંપવાની" અને રાષ્ટ્રીય અર્થતંત્ર "સમાજવાદના પાયા પર રચવાની" માગણી કરેલી. તેથી યુદ્ધવિરોધી પ્રચારના આરોપસર '૪૦ના ઉનાળામાં સુભાષબાબુની ધરપકડ થઈ હતી. પછી વરસની આખરે છૂટયા પછી[૧] '૪૧ના આરંભમાં નેતાજી તેમના કલકત્તાના ઘરમાંથી અદૃશ્ય થઈને કાબુલને રસ્તે મોસ્કો અને બર્લિન પહોંચ્યા. આ બધા બનાવોથી ચાનક મેળવીને થોડા માસમાં ખેડા જિલ્લાના કેટલાક વિસ્તારમાં અને ગોધરા તાલુકામાં અમારા સાથીઓએ કિસાન પરિષદો ભરેલી. પરિણામે જૂન માસમાં ઠાકોરભાઈ પટેલ, જયાબહેન ઠાકોર, લક્ષ્મીશંકર પંડ્યા, ઝીણાગીર આર્ય વગેરે

---

૧. નેતાજી છૂટયા ત્યારે ગાંધી જે વ્યક્તિગત સત્યાગ્રહ ચલાવતા હતા તેમાં ભાગ લેવાની તેમની રજા નેતાજીએ માગેલી. પણ મતભેદનો નિર્દેશ કરીને ગાંધીએ રજા આપેલી નહિ.

અમારા મુખ્ય કાર્યકર્તાઓને તેમના વિસ્તારમાં નજરબંધ કરવામાં આવ્યા. તેથી કિસાનપ્રવૃત્તિ મોટે ભાગે સ્થગિત થઈ ગઈ.

હું '૪૧ની આખરે જેલમાંથી છૂટયો તે પછી એક મહિનામાં જાપાને અગાઉના કરાર મુજબ હિટલર સાથે મળી જઈને અમેરિકા અને ઇંગ્લેંડ સામે રીતસર યુદ્ધ જાહેર કર્યું. તે પહેલાં જ જાપાની મરજીવાએ અગ્નિ–એશિયામાં પર્લહાર્બર આગળ લાંગરેલી અમેરિકાની વિરાટ મનવારને બોમ્બથી ઉડાવી દીધાં. તે સમાચાર વાંચી આખી દુનિયા આશ્ચર્યચકિત થઈ. પછી '૪૨ના ફેબ્રુઆરી સુધીમાં જાપાની સેનાએ સીંગાપુર, ઇન્ડોનેશિયા અને બ્રહ્મદેશ સુધીનો દક્ષિણ એશિયાનો વિશાળ વિસ્તાર સર કર્યો. જાપાનનો આવો વીજળિક ધસારો લગભગ ભારતની સરહદ નજીક આવી પહોંચ્યો તેથી ગભરાઈને અંગ્રેજ સરકારે કોંગ્રેસના આગેવાનો સાથે વાટાઘાટો કરવાને સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સને હિન્દુસ્થાન મોકલ્યા.

ક્રિપ્સ દેશમાં આવ્યા ત્યારે તેમણે બ્રિટિશ સરકારની લોકશાહી નીતિનાં મોટાં બણગાં ફૂંક્યાં. કોઈ લોકોને થોડો વખત ઊજળી આશા પડી. છેવટે જ્યારે ગાંધીજીએ હાલ તેમની પાસેથી તરત આપવાના સુધારા કે સ્વરાજની યોજના માગી ત્યારે તેમણે લડાઈ પતી ગયા પછી સ્વરાજનું બંધારણ ઘડીને મંજૂર કરવાની અને દરમ્યાન સર્વપક્ષી સલાહકાર કમિટી નીમવાની વાત કરી. તરત જ ગાંધીજીએ ક્રીપ્સની યોજનાને લાંબી મુદતના ચેક સાથે સરખાવીને તેનો છેદ ઉડાવી દીધો. પછી ક્રીપ્સ ખાલી હાથે પાછા ગયા; હવે બ્રિટિશ સરકારની નીતિથી છેક જ નિરાશ થઈને ગાંધીજીએ લડતની નવી વ્યૂહરચના કરવા માંડી.

દરમ્યાન ફેબ્રુઆરીની ૧૨મીએ કેન્દ્રીય કિસાન કમિટી નાગપુરમાં જગજીતસિંગ લાયલપુરીના પ્રમુખપણા નીચે મળી ત્યારે છૂટા રહેલા સભ્યોમાંથી ભારતીદેવી, રંગા, જમુના કાટજી, શીલભદ્ર

યાજી, બંકિમ મુકરજી વગેરે મોટા ભાગના સભ્ય હાજર રહ્યા. હવે આગલી સાલમાં રૂસ પર હિટલરે હુમલો કર્યો તે પછી અમારી કમિટીના કેટલાક સામ્યવાદી ભાઈઓએ વિશ્વયુદ્ધને લોકયુદ્ધ તરીકે બીરદાવવા માંડયું હતું. તેથી જ્યારે રાજકીય પરિસ્થિતિની ચર્ચા શરૂ થઈ ત્યારે બધાએ કબૂલ કર્યું કે સોવિયેટ ભૂમિ પર જંગી આક્રમણ થયું ત્યારથી યુદ્ધનું સ્વરૂપ બદલાયું છે; પરંતુ તેને લોક-યુદ્ધ ગણવાની સામે મારા જેવા ભાઈઓનો વિરોધ હતો. પરિણામે સર્વમાન્ય ઠરાવ ઘડવાને એક પેટા કમિટી પહેલે દિવસે નિમાઈ. કમિટીએ એવા નિર્ણયની ભલામણ કરી કે હવે દુનિયાના તખ્તા પર ફાસીવાદી અને ફાસીવાદ વિરોધી–એ વિરાટ જૂથની વચ્ચે મહાયુદ્ધ ચાલી રહ્યું છે; તેમાં આ કમિટી લોકશાહી અને સમાજ-વાદી મોરચા તરફ પોતાની શુભેચ્છા દાખવે છે; સાથે ભારતની પ્રજા આ વિરાટ યુદ્ધમાં લશ્કરી, આર્થિક અને નૈતિક રીતે શાનદાર સહાય આપી શકે તે માટે તેને તરત જ જવાબદાર સ્વરાજ આપવું જોઈએ, બધા રાજકીય કેદીઓને છોડી મૂકવા જોઇએ અને લાયક શહેરીઓને હથિયારો અને તાલીમ આપીને દેશના રક્ષણ માટે લોકસેના તૈયાર કરવી જોઈએ. વળી કિસાનો વધારે અનાજ પકવીને યુદ્ધમાં પોતાનો પૂરો ફાળો આપી શકે તે માટે વરસોથી માગેલા ખેતીના સુધારા તરત અમલમાં મૂકવા જોઈએ, અને શાહુકારો, જમીનદારો વગેરેના શોષણ પર સખ્ત અંકુશ મૂકવા જોઇએ. તે ઉપરાંત કિસાનસભાની આવતી બીહટાની બેઠકને અંગે બધી ચૂંટણીઓનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો.

આ કમિટીમાં જે ઠરાવ થયા તે મેં તરત જ દિલ્હી સર-કારના સભ્ય લોકનાયક આણેને મોકલી આપ્યા અને ફરીવાર સ્વામીજી, રંગાજી વગેરે બધા આગેવાનોને તરત છોડી મૂકવાની વિનંતિ કરી. થોડા વખતમાં સર્વ મુક્ત થયા.

આમ કિસાનસભાનું કામ આગળ ચાલતું હતું તે દરમ્યાન વરસના આરંભથી જ અમદાવાદમાં રહેતા મારા દિલમાં કંઈક તાલાવેલી થવા લાગી. તે વખતે અમદાવાદના વિદ્યાર્થી મંડળ તરફથી "પડકાર" નામનું એક અઠવાડિક પત્ર પ્રકટ થતું હતું. તેણે કિસાનસભાની જેવી નીતિ અપનાવી હતી, તેથી તેમાં કંઇ કંઈ લખવા માંડયું. કવચિત તેના સંચાલક જશવંત સુતરિયાના સૌજન્યથી તે પત્રમાં પહેલા પાના પર અગ્રલેખ લખતો અને તેમાં ક્રાંતિની ભાવના સીંચતો. વળી આખું પત્ર બરાબર છપાય અને વખતસર પ્રકટ થાય તે માટે તેને છાપખાને પણ પહોંચી જતો. સ્વાભાવિક રીતે પ્રાર્થના સમાજમાં આ પત્રના કાર્યાલયમાં ઘણા વિદ્યાર્થીઓ ભેગા થતા. તેમની સાથે ઘેરી બનતી અછત અને મોંઘવારીને વિષે ચર્ચાવિચારણા કરતો. વરસના આરંભમાં મોંઘવારી વિરોધી દિન ઉજવવાનો આદેશ મુંબઈનાં કામદાર મંડળો તરફથી અપાયેલો તે મુજબ હું વિદ્યાર્થીઓના સહકારથી એક નાનું સરઘસ કાઢી સૂત્રોથી આંકેલાં પૂંઠાં–પાટિયાં લઇને મસ્કતી માર્કેટના રસ્તા પર ફરેલો અને પછી એક નાની સભા આગળ ભાષણ કરેલું.

માત્ર તૂટક પ્રવૃત્તિથી મારું પેટ ભરાય એમ નહોતું. જેલમાં ઘણાં પુસ્તકો વાંચીને એક વ્યવસ્થિત પુસ્તક લખેલું તેથી હવે ભદ્ર પાસે ખેડૂત ઑફિસમાં જૂના મિત્ર રામરાયભાઈને મળતાં કંઈક વિસ્તૃત પુસ્તિકા લખવાનું મન થયું. તે વખતે ગ્રામ પંચાયતનો કાયદો પસાર કરીને સરકારે તેની ચૂંટણીઓ યોજવા માંડેલી. પ્રખર ગાંધીવાદી તરીકે નરહરિભાઈએ તે વિષે એક પુસ્તિકા પ્રકટ કરેલી. પણ હું તો કિસાનોના પ્રતિનિધિરૂપ પંચાયતના શક્તિશાળી પુરુષાર્થથી ગામડાંની સિકલ ફેરવવા માગતો હતો. તેથી તેની મારફત ગામડામાં સત્વર ક્રાંતિ થાય એ દૃષ્ટિથી ખેડૂતોને સૂચનાઓ આપવાનું

વિચાર્યું. વળી ગુજરાતના ઇતિહાસના તાજા અભ્યાસને લીધે પંચાયતો વિષે પણ કડીબંધ હકીકત મારી પાસે તૈયાર જ હતી. તેથી મેં તરત જ એક નાની પુસ્તિકા લખી નાખી અને રામરાયે તેની પ્રસ્તાવના લખીને તે સન ’૪૨ ના આરંભમાં પ્રકટ કરી. આ કાર્યાલયમાં બેસીને રેવાશંકર ત્રિવેદી પોતાનો જમીનનો ધંધો ચલાવતા અને જાહેર સવાલોમાં રસ ધરાવતા ઘણા ભાઈઓની મિજલસ જામતી. તેથી કોઈવાર ત્યાં જઈને અલકમલકની વાતો કરવાની મજા પડતી.

છતાં આમ મનમાં ઊંડે ઊંડે કંઈક અજંપો ચાલુ રહ્યો. જેલમાં બોરીઆવીના ભાઈલાલભાઈ અને આણંદના નટવરલાલ દવે સાથે મારે ભાવિ પ્રવૃત્તિ વિષે વાતો થયેલી. ત્યારે મેં થોડા જ વખતમાં સાચા કિસાનોને શોભે એવા કોઈ નાના ગામ કે ગામડામાં રહેવાનો મનસૂબો કરેલો. હવે અમદાવાદમાં રહીને કોઈકવાર આણંદમાં અને કોઈકવાર બોરીઆવીમાં રહેવાના મનસૂબા કર્યા. પણ નવી જગ્યાએ કોઈ મિત્રને ઘેર લાંબો વખત રહી શકાય નહિ અને જુદાજુદા વાસની વ્યવસ્થા માટે કંઈ પૈસા પાસે હતા નહિ. છેવટે મારું મન ચોપાસ ફરીને વતન નડિયાદ પર જ એકાગ્ર થયું. અમારા બંગલાનું ઘર તો હંમેશ મારે માટે ખાલી જ રહેતું. મેં સન ૧૯૧૫ માં નડિયાદ છોડેલું તે પછીનાં આટલાં વરસમાં નડિયાદ જાહેર કામે આવેલો ત્યારે ઘેર તો રહેલો જ નહિ. છતાં હવે નડિયાદનું ઘર ઉઘાડીને ત્યાં રહેવાનો જ પાકો નિશ્ચય કર્યો. તરત જ રમણભાઈને લખીને ઘરમાં પડેલાં વાસણ વગેરે સરસામાન મેળવી લીધાં. પછી જરૂરી ખાદ્યખોરાકીની બધી વસ્તુઓ મંગાવીને બંને વખત હાથે રસોઈ કરવાનો આરંભ કર્યો. કોઈ સંબંધીઓ કે મિત્રો મદદે આવતા—કવચિત કોઈને ઘેર જમવા જતો. છતાં વિલાયતના મારા સ્વાનુભાવને લીધે પચાસ વરસની વયે ભોજન પકાવવાની ટેવ સહેલાઈથી પડી ગઈ.

આ ઉપરથી કોઈ એમ ન સમજે કે હું કોઈ ગૃહસ્થીની જૂની રીતે બધી રસોઈ કરતો. પહેલું તો વિલાયતના ધોરણે સગડીમાં, કાગળના ટુકડા આમળીને તેના કાકડા બનાવી મૂકતો; તેના પર થોડાં છોડિયાં અને નાના કોલસા મૂકતો; પછી ગ્યાસતેલનું એક ટીપું પાડયા વિના નીચેના કાગળ દિવાસળીથી સળગાવતો. હવે કાગળનો કાકડો ધીમે ધીમે સળગે તેમ પહેલાં છોડિયાં અને પછી કોલસા સળગતા જાય. પછી સગડી પર પાણી ગરમ કરીને ચાના બેત્રણ પ્યાલા પીતો. દરમ્યાન એક તપેલીમાં પાણી ગરમ કરવા મૂકું અને રાંધવાને દાળ અને ચોખા તૈયાર કરું. બટાટા, વેંગણ, કાંદા જેવું જે શાક તૈયાર હોય તેના મોટા કકડા કરી રાખું. પાણી ખખળે એટલે પહેલી દાળ, પછી તેમાં ચોખા અને પછી શાક અંદર પધરાવી દઉં. સાથે ઘઉંનો સ્વાદ કરવો હોય તો લોટમાં મીઠાં–મરચા સાથે સારું મોણ નાંખી કઠણ કણક બનાવી તેની ઢોકળી તપેલીમાં સ્વાહા કરું. આમ અડધા કલાકમાં મારું સંપૂર્ણ ભોજન તૈયાર થાય ત્યારે દૂધ કે દહીં સાથે તે આરોગીને સાત્ત્વિક સુખ પામતો.

સવારે નવ દશ વાગે ભોજન પતાવીને મારે ટપાલના કે લેખનના કામ માટે કોઈક કાર્યાલયમાં જવું જ પડે. હવે તે વખતે છેક જૂની ઢબના છાપખાનામાં છાપનાર મૂળજીભાઈના પુત્ર મણિભાઈ ડભાણ ભાગોળને રસ્તે એક નાનું ‘મોરલીધર’ છાપખાનું ચલાવતા. તેમણે મને ઘણા ભાવથી સત્કારીને તેમના ‘કર્મભૂમિ’ પત્રના તંત્રી બળવંતરાય પંડિત સાથે મારું ઓળખાણ કરાવ્યું. મારા નડિયાદના વસવાટથી ખુશ થઈને તેમણે એમના કાર્યાલયના એક ખૂણામાં બેસીને લખવાને માટે જરૂરી સગવડ કરી આપી. નાગપુરથી પાછા આવ્યા પછી મેં રીતસર નડિયાદમાં જ પલાંઠી મારીને રહેવા માંડયું અને નવા સ્થાનકમાં બેસીને બધો પત્રવહેવાર કરવા માંડયો. સાથે અમારી

નવી નીતિ મુજબ નાના લેખ અને નિવેદન પણ અખબારોમાં પ્રકટ કર્યાં. "નડિયાદની સંરક્ષણ કમિટીની ફરજ: ચોકીદારને તાલીમ આપો, ગરીબોને રાહત આપો," મોંઘવારીના સરજનહાર "વેપારીઓ કાળની ઘડી પિછાનશે?" "ભૂખની હોળી સરકાર અને પ્રજા મળી તરત હોલવશે?" કિસાનોના અંતર ને પેટની આગ ઠારવાને પ્રયત્નો થશે?" "રૂ. ૩૦ માં બાર વરસના દીકરાને ગીરો મૂકનાર વૃદ્ધ ભીલની કહાણી," લડાઈના કાળમાં ઢીંગલા-ઢીંગલીનાં લગ્ન કરનાર "ગાંડી ગુજરાત," "નવજુવાનો! આગેકદમ"—આવાં મથાળા નીચે અનેક લેખ નડિયાદમાં બેસીને અમદાવાદથી સૂરત સુધીનાં અનેક પત્રમાં મેં પ્રકટ કર્યાં.

મેં ગ્રામ પંચાયત વિશે પુસ્તિકા લખી અને અનેક વિષય પર જે નિવેદન કર્યાં તેમાં એક નવું તત્ત્વ સહેલાઈથી પરખાય છે. જેલમાં જતાં પહેલાં તો અમે કિસાનોની ભારોભાર માગણી સરકાર અને મામલતદારો આગળ રજૂ કરતા, અને તેને સાર્થક બનાવવાને કિસાનોને આંદોલન કરવાને આદેશ આપતા. હવે હિટલર સામે લડાઈમાં અંગ્રેજ સરકાર રોકાયેલી હોવાથી અમે કિસાનોને અને જનતાને વધારે અનાજ પેદા કરવાના, મોંઘવારી પર અંકુશ મૂકવાને સંયમ, સંઘશક્તિ અને જાતમહેનતનાં સૂત્ર અપનાવવાના અને સ્વરક્ષણ કરવાને જરૂરી તાલીમ લેવાના—એવા નવા આદેશ આપવા લાગ્યા. વળી નડિયાદમાં જાતઅનુભવથી મેં જોયું કે ખાંડ ને ગ્યાસતેલ જેવી જરૂરી ચીજો માટે કલાકો સુધી લાઈનમાં ઊભા રહો તોયે કાં તો કંઈ મળે નહિ અથવા છેક મોંઘા ભાવે મળે. દેશભરમાં જામતી આવી અસહ્ય પરિસ્થિતિમાંથી જનતાને બચાવવાને સરકાર સાથે સહકાર કરવાની જરૂર મને સમજાઈ.

નડિયાદમાં ફરતાં મને યાદ આવ્યું કે ડભાણ ભાગોળે કંડ તળાવની પાળે આવેલા શંખેશ્વર મહાદેવના મકાનનો વહીવટ રમણ-

ભાઈને હસ્તક હતો. મંદિરના સ્થાનિક વહીવટદાર મારફત થોડા વખતમાં મંદિરના મેડાનો કબજો મને મળ્યો. મે માસમાં હું બિહટાની વાર્ષિક કિસાન પરિષદનું પ્રમુખસ્થાન સંભાળવા ઊપડ્યો ત્યારે એ મેડાની ચાવીઓ મારા જુવાન મિત્ર મધુભાઈ બુચને સોંપીને હું મુંબઈ ગયો.

મુંબઈમાં મારું થાણું હંમેશ મુજબ "હિન્દુસ્થાન" કાર્યાલયમાં જ જમાવ્યું. ત્યાં બધા મિત્રોને મળીને બિહટાની બેઠક માટે પ્રમુખનું ભાષણ મેં તૈયાર કર્યું. દરમ્યાન હું જેલમાંથી છૂટીને પહેલી જ વાર "જન્મભૂમિ" કાર્યાલયમાં અમૃતલાલ શેઠને મળ્યો ત્યારે અમારી નવી વિચારસરણી તરફ તેમની સહાનુભૂતિ જોઈને હું ખુશી થયો. તેમના સત્કારથી પ્રોત્સાહિત થઈને મેં બિહારમાં બિહટા સુધી સફર કરવાના પૈસા માગ્યા તે હસતે હસતે તેમણે આપી દીધા. સફરમાંથી પાછા આવીને ફરી મળવાનું કહીને મારા મારા કાર્યાલયમાં આવ્યો ત્યારે કેટલાક મિત્રોએ મારું ભાષણ છપાવવાનો આગ્રહ કર્યો, તેથી તે લખાણ તેમને સોંપીને હું પહેલો અમરાવતીમાં વરાડની પ્રાંતિક કિસાન પરિષદમાં હાજર થવાને રવાના થયો.

વરાડના ભાઈઓએ ભારે પ્રચાર કર્યો હતો. તેથી પરિષદ માટે હજારો કિસાનો આખા પ્રાંતમાંથી ત્યાં જમા થયા. સ્વાભાવિક રીતે કિસાન કમિટીએ નાગપુરમાં કરેલા નિર્ણય બરાબર સમજાવવાનું મારું કામ હતું. યુદ્ધવિરોધી નીતિને નવી પરિસ્થિતિમાં નવો વળાંક આપવાનું કહીને કિસાનોને વધારે અનાજ પેદા કરવાના રચનાત્મક સૂત્ર પર મેં વધારે વિવેચન કર્યું. દેશને અન્નમાં સ્વાશ્રયી કરવાનું સૂત્ર તો સર્વમાન્ય હતું જ; પણ તે માટે ખેડૂતને વધારે શક્તિ જોઈએ, તેને પેટ ભરીને ખાવાનું જોઈએ, અને શાહુકાર, જમીનદાર અને અમલદારોના ત્રિવિધ ત્રાસમાંથી તેને

બચાવવો જોઈએ. આ લડાઈના વખતમાં સરકારનો પ્રચાર સાંભળીને બેસી ન રહેતાં પોતાના હક્ક અને સવલતો મેળવવાને નિરંતર જાગૃત રહેવાનો અને "વધારે અન્ન પેદા કરો" એ સૂત્રની સાથે "પેટ ભરીને જમો" એ સૂત્ર અપનાવવાનો મેં આદેશ આપ્યો.

આ પરિષદમાંથી પરવારીને હું સીધો રેલગાડીથી બિહટામાં પહોંચ્યો ત્યારે સ્વામીજીને સ્ટેશન પર ઘણે વખતે મળતાં મને ઘણો આનંદ થયો. તેમણે નાગપુરના ઠરાવો વિષે પૂરેપૂરી સંમતિ દર્શાવી અને આશા રાખી કે પરિષદના મોટા ભાગના પ્રતિનિધિઓ જરૂર તેને વધાવી લેશે; પણ તેણે મને ચેતવણી આપી કે જદુનંદન શર્મા જેવા આપણા કેટલાક પ્રતિષ્ઠિત કાર્યકર, નેતાજી સુભાષ[1] બાબુના આગેકદમ જૂથ તરફથી નાગપુરના ઠરાવોનો સખત વિરોધ કરે છે અને તેમનું એક નાનું જૂથ પરિષદની ખુલ્લી બેઠકમાં કાળા વાવટા દેખાડશે; છતાં તેથી ધાંધલ ન થાય તે સારુ પૂરતી વ્યવસ્થા કરી છે. પછી બધા આગેવાનો પધાર્યા એટલે અમારી મહાસમિતિની બેઠકમાં નાગપુરના ધોરણસર ઘડેલા ઠરાવો જરૂરી સુધારાવધારા સાથે મંજૂર થયા.

કિસાનસભાની બેઠક ૩૦મી મેના રોજ મળી. પ્રમુખ તરીકે મારું ભાષણ અંગ્રેજીમાં છપાઈને બિહટામાં મળી ગયું હતું તે વર્તમાનપત્રકારોમાં અને પ્રતિનિધિઓમાં વહેંચાયું. પણ પરિષદમાં ભાષણ મેં હિન્દીમાં જ કર્યું અને સ્વામીજીના પ્રોત્સાહનથી કલાક સુધી હું હિન્દીમાં બોલ્યો. ચાલુ રાજકીય પરિસ્થિતિની સમીક્ષા

૧. નેતાજીએ સન ૧૯૪૧ના આરંભમાં ભારત છોડયું, છેવટે જાપાન જઈને આઝાદ હિન્દ ફોજ રચી અને તે ફોજે સારાયે અગ્નિએશિયામાં ભારતની આઝાદીનો પ્રચાર કર્યો. તે વિષે એક નોંધ પરિશિષ્ટ નં. ૪ માં આપી છે.

કરીને કિસાનસભાની નવી નીતિના નીચે મુજબના દશ મુખ્ય મુદ્દા મેં રજૂ કર્યા :

(૧) ફાસીવાદ વિરોધી લડતને ટેકો આપવો; (૨) દેશમાં કોમી એકતાની સ્થાપના કરવી; (૩) કિસાનોને જમીન, ખેતી, દેવા વગેરે બધી બાબતમાં રાહત આપવી; (૪) શહેરના કામદારોને મોંઘવારી ભથ્થું આપવું; (૫) બધા સ્વયંસેવકોના સંયુક્ત રક્ષક દળની રચના કરવી. (૬) સ્થાનિક રક્ષક દળ અને શસ્ત્રની માગણી કરવી; (૭) જનતાના બધા વર્ગને માટે યોગ્ય ભાવે અનાજની વ્યવસ્થા કરવી; (૮) વધુ અન્ન પેદા કરવા માટે સંયુક્ત કમિટીની રચના કરવી; (૯) કાયદો અને વ્યવસ્થાની જાળવણી કરવી અને (૧૦) સર્વપક્ષી સંયુક્ત સરકારની રચના કરવી. આ સૂત્રોમાં પરિષદના બધા ઠરાવોનો સાર પણ સમાઈ ગયો. પછી સ્વામીજી ગુજરાતની પરિષદનું પ્રમુખસ્થાન સંભાળવાને વલસાડ આવવાના હતા તેથી તેમનો કાર્યક્રમ નક્કી કરીને મેં રજા લીધી.

બિહટાની પરિષદમાંથી પરવારીને પાછો હું મુંબઈ ગયો ત્યારે ફરીથી અમૃતલાલભાઈને મળ્યો. તેમને મેં મારા ભાષણની અને પરિષદના ઠરાવોની નકલ સુપરત કરી. તેમણે કહ્યું કે તમારા ભાષણના અને ઠરાવોના હેવાલ તો રેડિયો પરથી સારી રીતે સાંભળ્યા છે અને છાપામાં પણ પ્રકટ થયા છે. પછી તેમણે આ કટોકટીની ઘડીએ એક નવું સવારનું દૈનિક પત્ર પ્રકટ કરવાની અને તેનું તંત્રીપદ મને સોંપવાની મુરાદ રજૂ કરી. હું તો ઘડીવાર ચકિત થયો. છતાં તે વિષે વિચાર કરવાનું કહીને હું સીધો વલસાડ ગયો. ત્યાં ૧૫ મી જૂનને દિવસે ગુજરાતની પરિષદ સ્વામીજીના પ્રમુખપણા નીચે ભરવાની તડામાર તૈયારીઓ ઠાકોરભાઈ કરી રહ્યા હતા. વલસાડ–પારડીના અને બીજા વિસ્તારના આદિવાસીઓમાં તેમણે ઘણી સભાઓ ભરીને સારો પ્રચાર કર્યો હતો. ઠાકોરભાઈ કિસાનોના

બરનાં સરસ ગીત બનાવતા અને બુલંદ અવાજે ગાતા. પરિષદ મળી ત્યારે સારા પ્રમાણમાં સ્થાનિક લોકો અને આદિવાસી ખેડૂતો હાજર થયા. દેશના અને ગુજરાતના બધા કાર્યકરો પરથી સરકારે બધાં બંધન ઉઠાવી લીધાં હતાં તેથી વલસાડનું સંમેલન ઘણું શાનદાર બન્યું. સ્વામીજી વલસાડ સ્ટેશને પધાર્યા ત્યારે તેમનું ભાવ-ભીનું સ્વાગત થયું. બિહટાના ધોરણસર તૈયાર કરેલા ઠરાવો મંજૂર કરવામાં કંઈ મુસીબત ન પડી. ખરું જોતાં પરિષદમાં સ્વામીજીના દર્શનનું અને તેમના ભાષણનું જ મુખ્ય આકર્ષણ રહ્યું. તેમણે ખાસ કરીને બિહારના કિસાનોની લડતનો આબેહૂબ ખ્યાલ આપ્યો અને હાલની પરિસ્થિતિમાં અમલમાં મૂકવાની રચનાત્મક નીતિ સમજાવી. ખાસ કરીને જ્યારે તેમણે લંગોટિયા આદિવાસીઓને જોઈને, ઈશ્વરની શોધ કરતાં છેવટે ઝૂંપડામાં વસતા કિસાનોમાં જ તેમણે ઈશ્વરનાં કરેલાં દર્શનની વાત કરી ત્યારે સર્વેએ તેમને તાળિયોના ગડગડાટથી વધાવી લીધા.

વલસાડની પરિષદ એક વિશિષ્ટ ઠરાવને લીધે યાદગાર બની. મારી નવી વિચારસરણીને લીધે ફરીવાર પરિષદમાં લંગોટિયા ઢોડિયા ખેડૂતોને સારી સંખ્યામાં જોતાં મને થયું કે તેઓ અમારા પ્રચારથી તેજીમાં આવીને કંઈ જમીનના કબજા લેવા જાય તો તેઓ બરજુલની માફક જેલમાં જઈને હેરાન થાય અને હોય ત્યાંના ત્યાં જ રહે! સન ૧૯૧૮માં પંચમહાલમાં ભીલોને મેં જોયા હતા. તેવી જ દશા આ ઢોડિયાની મને દેખાઈ; તેમનાં બાળકો પણ તાલીમ અને જ્ઞાન મેળવીને પૂરી સમજથી કંઈ લડતોમાં ભાગ લઈ શકે. આ ખ્યાલ રાખીને કિસાનોના સવાલનો ઝડપી ઉકેલ કરવાને તેમનાં બાળકોને શિક્ષણ આપવાને વિદ્યાલય ખોલવાની અને બીજું રચનાત્મક કામ કરવાનો ઠરાવ મેં પરિષદમાં રજૂ કર્યો અને તે સર્વાનુમતિથી મંજૂર થયો.

આ પરિષદનું કામ પતાવીને હું મુંબઈમાં મારા પરિચિત ખાંડવાલા કુટુંબનાં લીલાવતીબહેનને મળ્યો ત્યારે મેં સહેજમાં ઉદવાડા પાસે આદિવાસીઓનાં બાળકો માટે એક વિદ્યાલય ખોલવાની વાત કરી. તેમાં રસ દાખવીને તેમણે જરૂરી રકમનો અંદાજ માગ્યો ત્યારે મેં બે હજારથી શરૂ કરવાનું કહ્યું. તેમણે એટલી રકમ આપવાની હા પાડી[1] તેથી હું ઘણો ખુશી થયો. તેમની પાસેથી જમીન ખરીદવાને રૂા. ૫૦૦ લઈને મેં વલસાડના એક વેપારી મિત્ર ઉજમશીભાઈને સોંપ્યા. તેમણે બધી તપાસ કરીને ઉદવાડા સ્ટેશનની પૂર્વ દિશામાં ઓરવાડ ગામના એક ખેડૂત પાસેથી આશરે એક એકર જમીન રીતસર દસ્તાવેજ કરીને વેચાણ લીધી, તેથી અમારું કામ શરૂ થયું.

દરમ્યાન અમૃતલાલભાઈએ નવું ગુજરાતી દૈનિકપત્ર મારા તંત્રીપણા નીચે પ્રકટ કરવાનો નિર્ણય સરકારને જણાવીને તે માટે છાપવાના જરૂરી કાગળના પરવાનાની માગણી કરી. થોડા વખતમાં તેમને જવાબ મળ્યો કે કિસાનસભાના પ્રમુખની પોતાની સહીથી કાગળ લખવામાં આવશે તો સરકાર વિચાર કરશે. આ ઉપરથી અમૃતલાલભાઈનો તાર મળતાં હું મુંબઈ ગયો. નવા પત્ર માટે "નૂતન ગુજરાત" નામ મંજૂર થયું. તેના તંત્રી તરીકે વર્તમાનપત્ર પ્રકટ કરવાના કાગળ પર મારી સહી કરીને દિલ્હી મોકલવામાં આવ્યો. તેનો અનુકૂળ જવાબ મળતાં અમૃતલાલભાઈએ લોકમાન્ય ટિળકની પુણ્યતિથિને દિવસે પત્રનું કામ શરૂ કરી બીજી ઑગસ્ટના દિવસથી નવું પત્ર મારા તંત્રીપણા નીચે પ્રકટ કરવાની જાહેરાત કરી. તરત નડિયાદના મારા કાર્યાલયની જરૂરી વ્યવસ્થા કરીને હું

૧. લીલાવતીબહેને તેમના પિતા છબીલદાસ માસ્તરના સ્મરણાર્થે આ દાન કરેલું. પણ પછીથી તે વિષે તેમણે કદી આગ્રહ રાખ્યો નહોતો.

જુલાઈની આખરે મુંબઈનાં જન્મભૂમિ કાર્યાલયમાં નવા પત્રની કામગીરી સંભાળવા બેસી ગયો.

દરમ્યાન અગ્નિએશિયા પર અને ખાસ તો બ્રહ્મદેશ પર જાપાનના વધતા ધસારાને લીધે દેશમાં ગભરાટ ફેલાતો ગયો. અંગ્રેજ સરકાર તરફથી વાટાઘાટ કરવા આવેલા ક્રીપ્સની વિદાય પછી બંગાળમાં થોડા બોમ્બ પડયાની અફવા ફેલાતાં કલકત્તા અને મુંબઈના બંદરેથી હજારો ગુજરાતીઓ બને તેટલો માલસામાન લઈને ગુજરાતમાં ધસી આવ્યા. સરકારી અમલદારો સાથે મળીને મોટા વેપારીઓએ ખોટી અછત અને કાળાં બજાર દેશભરમાં સર્જ્યાં હતાં. વ્યક્તિગત સત્યાગ્રહ તો ક્યારનોયે પતી ગયો હતો. અંગ્રેજ સરકાર પર કોઈ આશા રહી નહોતી. પરદેશથી રેડિયો મારફત નેતાજી દેશને અને ગાંધીજીને, સરકારને આખરી ફટકો મારવાનાં એલાન વખતોવખત કરતા. મુસ્લિમ લીગની લાહોરમાં મળેલી પરિષદે પાકિસ્તાનને પોતાના તાકીદના ધ્યેય તરીકે સ્વીકાર્યું, હવે તેની સાથે કંઈ સમજૂતિનો અવકાશ ન રહ્યો.

બીજી પાસ મહાયુદ્ધ રશિયાથી તે અગ્નિએશિયા સુધી ફેલાતાં ખરેખર વિશ્વયુદ્ધ બન્યું હતું. સોવિયેટ ભૂમિ પર લાખોની જર્મન સેનાઓ ત્રાટકતી હતી. છતાં ઉત્તરમાં લેનિનગ્રાડ, મધ્યમાં મોસ્કો અને વોલ્ગાને કિનારે સ્ટાલિનગ્રાડ અણનમ અને અડીખમ ઊભાં રહ્યાં. વોલ્ગા પાર કરીને પૂર્વમાં ભારત સુધી ધસવાની હિટલરની યોજના નિષ્ફળ નીવડી. હવે તો રશિયન સેનાઓ વળતો હુમલો કરીને હિટલરની સેનાઓને પાછી હઠાવવા મંડી હતી. ખરેખર આ ખૂનખાર વિગ્રહ ભયંકર કટોકટીએ પહોંચ્યો હતો.

આવા સંયોગોમાં ઉનાળાની ભારે ગરમીમાં સેવાગ્રામમાં બેસીને ગાંધીજીએ નવી લડતની યોજના ઘડી કાઢી. તેમણે સરકાર આગળ તત્કાળ રાષ્ટ્રીય સ્વરાજ સ્થાપવાની માગણી કરી. દેશના

મુસ્લિમો કૉંગ્રેસ સાથે સંમત ન થાય તો તેમને જ રાજ સોંપીને પણ રવાના થવા તેમણે સરકારને પડકાર કર્યો. પણ કૉંગ્રેસને કે કોઈને કંઈ પણ સત્તા આપવાને બદલે સરકાર પોતાનું એકહથ્થુ લશ્કરી રાજ ચલાવી રહી હતી. ગાંધીજીને તો હિટલરનો કે જાપાનનો કોઈનો ડર નહોતો. અંગ્રેજોના ગુલામ છીએ તે કરતાં બીજા કોઈ-ની ગુલામી બદતર ન હોય; અને જો પ્રજામાં રામ હશે તો કોઈ પણ શાસનને અહિંસક શક્તિથી હટાવી શકશે.

બધી રીતે વિચારો કરતાં ગાંધીજીના અંતરમાં એક જ અવાજ ગુંજી રહ્યો: અંગ્રેજો, ચાલ્યા જાઓ! ઘણા સાથીઓ સાથે તેઓ ચર્ચા કરતા ગયા અને છાપામાં પ્રચાર કરતા ગયા. જવાહરલાલજી અને આઝાદને ગાંધીજીનું સૂત્ર પહેલાં તો ન ગમ્યું. તેમણે બહુ દલીલ કરી પણ છેવટે જર્મની–જાપાનના હુમલાની બધી ચિંતાને દૂર કરીને તેઓ ગાંધીજી સાથે સંમત થયા. પછી જુલાઈ માસમાં કૉંગ્રેસની કારોબારીએ એને ઑગસ્ટની આઠમીએ મહાસમિતિએ "હિન્દ છોડો"નો ઐતિહાસિક ઠરાવ પસાર કર્યો. બીજે જ દિવસે ગાંધીજીની અને બધા આગેવાનોની ધરપકડ થઈ. સરકારે ગાંધીજીને અને તેમના સાથીઓને આગાખાનના મહેલમાં કેદ કર્યા. પછી સાત જ દિવસમાં તેમના સગા દીકરા જેવા મહાદેવભાઈ જેલમાં અવસાન પામ્યા. તે વખતે દેશભરમાં આઝાદીની છેલ્લી લડત જોરશોરથી જામતી ગઈ અને ચોતરફ લાઠીમાર, ગોળીબાર અને ધરપકડનું તાંડવ ફેલાતું ગયું.

આવી તોફાની પરિસ્થિતિમાં બીજી ઑગસ્ટને દિવસે મારા તંત્રીપણા નીચે સવારનું નવું દૈનિક "નૂતન ગુજરાત" શરૂ થયું. ઘણા દિવસથી તૈયારી કરીને પહેલા અંકમાં લોકમાન્ય ટિળકની પહેલી ઑગસ્ટની સંવત્સરીને અનુલક્ષીને તેમને સ્મરણાંજલિ આપવા મેં એક લેખ પ્રકટ કર્યો. તેમાં ૧૮૭૫માં દખ્ખણમાં ખેડૂતોનાં બંડ

થયાં ત્યારથી તે સન ૧૯૧૯ની કોંગ્રેસમાં ટિળકે નોંધપાત્ર ભાગ લીધો તે લાંબા કાળના તેમના જાહેર જીવન પર નજર ફેરવીને તેમને સંપૂર્ણ સ્વરાજના અણનમ યોધ્ધા તરીકે મેં બીરદાવ્યા. 'ગીતા રહસ્ય' વિષે જે અમર પુસ્તક તેમણે કારાવાસમાં લખ્યું તેને મેં અંજલિ આપી. અને સન ૧૯૧૪માં ૭ વરસની જેલમાંથી છૂટીને તેમણે લડાઈના વખતમાં જે મુત્સદ્દીગીરીથી, સરકાર સાથે સમાધાનની નીતિ સ્વીકારી તેની પણ કદર કરી. પછી તે જ અંકમાં "ગુજરાતના ભીતરમાં—પછાત પ્રજાનો આછો પરિચય—ભીલો અને બારૈયાના કમનસીબ જીવન પર દૃષ્ટિપાત" એ મથાળા નીચે આપણી કિસાન જનતા વિષે એક સચિત્ર લેખ પ્રકટ કર્યો. આખા પ્રદેશમાં ગાજવીજ કરતા ઉપરી વર્ગની સાથે સેંકડો ગામડાંમાં રહેતા અને પાછલા ઇતિહાસમાં પરાક્રમી નીવડેલા રજપૂતો અને ક્ષત્રિયો, ભીલો અને કોળીઓનાં દુખીયારાં જીવન પર મેં દૃષ્ટિપાત કર્યો. સરકાર અને શાહુકારોની નીતિથી ઘણા કિસાનો પરાધીન ગણોતિયા અને મજૂર બનીને ઓશિયાળો રોટલો ખાય છે; તેમાંના કોઈ વખાના માર્યા લૂંટફાટ કરે એટલે ઘણા ગુનેગાર જાતિના ગણાઈને પોલીસના દમનનો ભોગ બને છે; ચૌહાણ, ચાવડા, સોલંકી ને પઢિયાર જેવાં પંકાયેલાં નામો યશકલગીની માફક ધારણ કરનાર ક્ષત્રિયોને પાપી પૈસા લેવાને "ચોટલા ખત" લખીને તેમની સ્ત્રીઓને બાનમાં મૂકવી પડે છે; છતાં આ અજ્ઞાન અને ભોળા લોકો આજે સુંદર રાસડા લે છે; ભજન મંડળીઓની ધૂન ચલાવે છે; આદિવાસી ભીલ નાયકો અને રાનીપરજ સ્ત્રી-પુરુષો હાથમાં હાથ મિલાવીને સારે ટાણે નાચરંગની રમઝટ ઉડાવે છે; આ શ્રમજીવી કિસાનો જ ગુજરાતની જૂની સંસ્કૃતિના સાચા વારસદાર છે. અંતમાં આવા નિર્દોષ છતાં દુખીયારા લોકોનાં કારમાં દુઃખ હૈડે ધરવાની વિનંતિ મેં વાંચકોને કરી.

પહેલા અંકમાં તંત્રી તરીકે મેં અગ્રલેખ પ્રકટ કર્યો તેમાં

કિસાનસભાની નીતિનો જ પડઘો પડ્યો. ચોપાસ ઘેરી બનતી લડાઈના પરિસ્થિતિ પર બ્રહ્મદેશ સુધી પહોંચેલા ફાસીવાદી લશ્કરના ધસારાનો ઉલ્લેખ કરીને મેં એ સ્પષ્ટ સિદ્ધાંત રજૂ કર્યા: આજે વિશ્વયુદ્ધમાં સામેલ થયેલી મુખ્ય રાજકીય સત્તાઓ પૈકી મદોન્મત્ત ફાસીવાદી સત્તાઓની સામે લડતી લોકશાહી સત્તાઓની તરફેણમાં અમારી સહાનુભૂતિ છે; તેમ દેખીતી રીતે જાપાન અને જર્મનીની રાક્ષસી સેનાઓનો કરોડોની પૂરી તાકાતથી સામનો કરવાને દેશમાં આજના આપખુદ તંત્રને સંકેલી લઈને રાષ્ટ્રીય સ્વરાજ સ્થાપવું જ જોઈએ. છેવટે દેશનાં સર્વ પ્રજાજનોને દિલમાંથી બધા ભેદભાવ કાંટાની માફક કાઢી નાખીને રાષ્ટ્રીય ઐકચ સ્થાપવા મેં અપીલ કરી.

આવા ધોરણસર હું અગ્રલેખ લખતો ગયો, ત્યાં તો આઠમી તારીખે કૅાંગ્રેસની મહાસમિતિએ "હિન્દ છોડો"નો ઠરાવ કર્યો અને ગાંધીજી વગેરે રાષ્ટ્રીય નેતાઓની ધરપકડ થઈ. આ બધા સમાચાર નવમીના અંકમાં મોટાં મથાળાં નીચે પ્રકટ થયા. તે ઉપર લખતાં આઝાદીના ઠરાવ તરફ મેં પૂરી સહાનુભૂતિ દર્શાવીને પછી કૅાંગ્રેસને બીજા બધા પક્ષ સાથે મળીને આઝાદીની લડત ચલાવવાની સલાહ આપી. પણ તે વખતે મુસ્લિમ લીગે પાકિસ્તાનની માગણીનો ઠરાવ કર્યો હતો અને દા. આંબેડકર દિલ્હી સરકારમાં જોડાવાની તૈયારીમાં હતા. તેથી મારા લેખથી ઘણાનાં દિલમાં ભારે ચોટ લાગી અને અમૃતલાલભાઈ પર મારી સામે ફરિયાદો થઈ. તેમણે મને સાનમાં કહ્યું કે, "હવે નવા સંયોગોમાં આપણા મતભેદ પ્રજા સહન કરી શકે એમ નથી." તરત મેં રાજીનામું આપવાની ખુશી બતાવી અને અમૃતલાલભાઈએ આ પત્રનું તંત્રીપદ સંભાળ્યું. તેમ કરતાં તેમણે "ઇન્દુલાલ અને હું" એ મથાળા નીચે એક લેખ પ્રગટ કર્યો. તેમાં તેમણે મારાં ભારોભાર વખાણ કર્યાં. સન ૧૯૨૭માં દેશી રજવાડાના સીતમ અને તેની પ્રજાનાં વિતક વિષે એક જુદું પત્ર

પ્રકટ કરવાનો વિચાર લઈ તેઓ અમદાવાદ આવેલા ત્યારે ગાંધીજીના આશ્રમમાંથી તેમને પ્રોત્સાહન ન મળ્યું અને સરદાર વલ્લભભાઈએ "નવજીવન" પત્રમાં એક પાનામાં જ તેમનું લખાણ પ્રકટ કરવાની સૂચના આપેલી. માત્ર મેં જ તેમના વિચારને પૂરો ટેકો આપેલો. ગુજરાતમાં ચારસો ઉપરાંત નાનાં મોટાં દેશી રાજ્યો છે ને તેમનાં પાપના ભંડા ફોડવાને એક પૂરા કદનું આઝાદ સાપ્તાહિક અવશ્ય સત્વર પ્રકટ કરવા મેં શેઠને પ્રોત્સાહન આપ્યું. તરત તેઓ રાણપુરમાં છાપખાનું લઈને બેસી ગયા અને તેમણે જે 'સૌરાષ્ટ્ર' પત્ર શરૂ કર્યું તેનાથી દેશી રાજ્યોમાં તો જાણે વીજળીનો કડાકો થયો. આ પ્રસંગને આવરીને તેમની ભાષામાં તેમણે મને ખૂબ નવાજ્યો, અને નવા સંયોગોમાં મતભેદ અસહ્ય નીવડતાં તેમણે પોતે જ તંત્રીપદ લેવાની જાહેરાત કરી.[૧]

સન ૧૯૨૧માં પોતાના પત્રની દરખાસ્ત મનમાં લઈને અમૃતલાલભાઈ અમદાવાદ આવ્યા તે વિષે તેમણે લખ્યું: "સન ૧૯૨૧માં મહાત્માજીની અસહકારની હાકલ સાંભળી જ્યારે મેં મારી લીંબડીની નોકરી છોડી અને દેશનું કામ કરવા હું અમદાવાદ આવ્યો... હું આશ્રમમાં ગયો. મારા આત્માને ત્યાં ટાઢક મળી. પણ મારી તૃષા છીપવાનું સાધન મને ત્યાં ન મળ્યું......હું તરસ્યો રખડતો હતો. પછી શ્રી ઈન્દુલાલની કુટિર પર જઈ ચઢયો. ત્યાં સ્નેહનાં, સત્કારનાં અને પ્રેરણાનાં વારિ એણે મને ધરાઈ ધરાઈને પાયાં. મારી નિરાશા નાશ પામી; હું નવો માનવી થઈ ને ત્યાંથી નીકળ્યો......

"તે વખતના ઇન્દુલાલ એક અદ્ભુત વ્યક્તિ હતા. એનું એ ઘર એ અખાડો હતો. ખાવાનું હોય પણ અને ન પણ હોય. એને તો કંઈ ભાન જ નહિ.............. ઇન્દુલાલ તો આખા ગુજરાતમાં ભટકયા કરે. ખભે બગલથેલી મારતા ઘોડાની માફક દોડયા જ કરે... .... એની એ વખતની મૂર્તિ આજે પણ સાંભરે છે ત્યારે પ્રેરણા આપે છે."

મેં પણ દશેક દિવસમાં પત્રનું રાજીનામું આપતાં ટૂંકું નિવેદન કર્યું. મેં લખ્યું કે, "બધા અગ્રેસરોની ધરપકડ થયા પછી હવે તેમને સર્વેને છોડાવવાને, સરકારી દમન બંધ કરાવવાને અને સત્વર સ્વરાજની સ્થાપના માટે પ્રચંડ આંદોલન ચલાવવામાં મારી સહાનુભૂતિ છે. છતાં આજની ગંભીર પરિસ્થિતિમાં મારા જેવા કિસાનસેવક લાંબો વખત શહેરમાં ન રહી શકે અને કિસાન તરીકે જુદો સૂર પણ ન કાઢી શકે. " આમ દેશ ને કિસાનોની પણ યથાયોગ્ય સેવા કરી શકું અને "નૂતન ગુજરાત" પણ યથાયોગ્ય સેવા કરી શકે તે માટે તેના તંત્રીપદેથી ઊતરી જવાનું યોગ્ય ધાર્યું છે."

મેં તંત્રીપદ છોડીને અમૃતલાલભાઈની રજા લીધી ત્યારે મેં મારી નવી પ્રવૃત્તિની વાત કરી. તેમાં પૂરી સહાય કરવાનું તેમણે વચન આપ્યું તેથી રાજી થઈને હું વિદાય થયો.

મેં મુંબઈ છોડયું તે પહેલાં એક દિવસ દા. આંબેડકરનો સંદેશો મળતાં કોટની એક હોટલમાં તેમને મળવા ગયો. ગાંધીજીની નવી લડતથી કંઈક ડરીને દિલ્હી સરકારે પોતાની કારોબારીના નવા સભ્ય તરીકે દેશના અછૂત વર્ગના આગેવાન દા. આંબેડકરની નિમણૂક કરી. હું સન ૧૯૩૬થી મુંબઈમાં રહેતો ત્યારથી તેમનો સંબંધ સાચવતો. ભોળે વકીલ જેવા તેમના સાથીઓ મારા કાર્યા-

---

સન ૧૯૨૧ના આખરે મેં પ્રાંતિક સમિતિના મંત્રીપદનું રાજીનામું આપ્યું તે વિષે 'સૌરાષ્ટ્ર' પત્રમાં શબ્દચિત્ર દોરીને તેમણે લખેલું : "કવિ કાલિદાસ સંબંધી એક ઉક્તિ યાદ કરીને કહ્યું કે : ' કવિઓની ગણતરી કરતાં પહેલી આંગળી પર જેમ કાલિદાસને મૂકીએ છીએ અને એની હરોળમાં મૂકવા જેવો બીજો કવિ નહિ હોવાથી બીજી આંગળીનું નામ અનામિકા હોવાની જેમ એક કલ્પના છે તેમ ગુજરાતના કાર્યકર્તાઓની ગણતરી કરતાં પહેલાં ઇંદુલાલ આવે છે. એની હરોળનો બીજો માણસ ગુજરાતમાં જડતો નથી."

લયમાં આવી મળતા અને કોઈ સભાઓમાં મને નોતરતા. એક વાર ડૉકટરની એક સભામાં હું ગયેલો ત્યારે તેમણે બુલંદ અવાજે કહેલું કે હું મોટા આગેવાન થવામાં નહિ પણ (અછૂત) મહાર થવામાં ગૌરવ અનુભવું છું. તેમણે સ્વતંત્ર કામદાર પક્ષ સ્થાપીને તેનો પ્રચાર કરવાને મુંબઈના કામદાર વિસ્તારમાં વરસો પહેલાં એક સભા રાખેલી. તેમાં તેમના આગ્રહથી હું થોડુંક બોલેલો તે તેમને બહુ ગમેલું. તેથી જ સન ૧૯૩૮ના આરંભમાં અમે કિસાનો અને કામદારોનો મોટો મોરચો મુંબઈની વિધાનસભા પર લઈ ગયેલા ત્યારે તે અમારી પડખે રહ્યા હતા. આવા સંબંધને લીધે ડૉકટર જ્યારે દિલ્હીમાં મોટી પદવી પર નિમાયા ત્યારે મને ઘણી મમતાથી મળવા બોલાવ્યો. એક મુદ્દાની વાત પર અમે સંમત થયા કે દેશના અછૂતોની ઉન્નતિ સાધવાની ઉત્તમ તક તેમને મળી છે તેનો તેમણે પૂરેપૂરો ઉપયોગ કરવો જ જોઈએ.

હવે મુંબઈના નૂતન ગુજરાતના કાર્યાલયને રામરામ કરીને નડિયાદના નવા મથકમાં બેસી ગુજરાતમાં ફરી વાર આદિવાસીઓ અને હરિજનોની રચનાત્મક સેવા કરવાને હું પ્રવૃત્ત થયો.

## ૧૦. આશ્રમપ્રવૃત્તિ

ફાસીવાદ વિરોધી નીતિ આચરતાં કિસાનસભાની લડાયક પ્રવૃત્તિ નરમ પડી એટલે મેં વલસાડના ઠરાવ અનુસાર રાનીપરજ બાળકોના ઉત્કર્ષ માટે નવું વિદ્યાલય સ્થાપવાની પ્રવૃત્તિ આગળ વધારી. અમારા વલસાડના મિત્ર ઉજમશીભાઈએ ઉદવાડા સ્ટેશનની પૂર્વમાં ટેકરીની પાછળ ખડકી ગામમાં એક એકર જમીન સન '૪૨ની આખરમાં વેચાતી લીધી હતી. ત્યાં ખેર અને સાગના થાંભલા ઊભા કરી વાંસને છાણથી થેપીને ખપરડાંની દીવાલો ઊભી કરવાની હતી. તે વખતે ઉદવાડા સ્ટેશન પાસે વાડી રાખનાર મિત્ર અંબાલાલભાઈ[1] જેલમાં હતા. પણ ત્યાં સુધીમાં અમારો કિસાન કાર્યકર બરજુલ જેલમાંથી છૂટીને આવ્યો હતો. તેથી તેને તરત આ કામમાં રોકી લીધો. પછી સાદું બાંધકામ નવા વરસના આરંભમાં પૂરું કરવાને ગોધરાના કિસાન કાર્યકર શ્રી રામચંદ્ર કૌશિક ઉદવાડા આવી પહોંચ્યા. પાસેના ઓરવાડ ગામના નરભેરામ પંડ્યા અને બરજુલની સાથે તેમનું ઓળખાણ કરાવીને તત્કાળ તેમના મુકામની વ્યવસ્થા કરી આપી. પંડ્યાજી સાથે જરૂરી લાકડું ને

---

૧. આણંદ પાસે ચીખોદ્રા ગામના મૂળ વતની અંબાલાલભાઈ ખેતીના નિષ્ણાત થઈને ઉદવાડાના વિસ્તારમાં એક વાડી રાખીને વસ્યા હતા. પક્ષના ભેદભાવ વિના બધા રચનાત્મક કામમાં તેઓ હંમેશ સહકાર આપે છે.

વાંસની ખરીદીની અને મજૂરીના કામની બધી વ્યવસ્થા કરી દીધી. જરૂર પ્રમાણે હું મુંબઈમાં લીલાવતીબહેન અને બીજા મિત્રો પાસેથી પૈસા લાવીને પંડયાજીને આપતો. તેમણે પણ લાતીમાંથી લાકડાં અને જંગલમાંથી વાંસ મંગાવીને અને જરૂરી મજૂરો મેળવીને બાંધકામ ઝપાટાબંધ આગળ ધપાવ્યું. શરૂઆતમાં તો છાત્રાલયની સાથે શાળા પણ ચલાવવાની હતી તેથી વિદ્યાર્થીઓના વસવાટ માટે વાંસનું અધમેડાઉ પણ તૈયાર કર્યું. વળી પીવાનું પાણી દૂરથી લાવવાનું પાલવે નહિ તેથી એક નવો કૂવો પણ ખોદાવવા માંડયો. થોડા વખતમાં હું પણ કામની તપાસ કરવાને આવતો ત્યારે કૌશિક સાથે કાચા છાપરામાં રહેતો અને ઠંડીના દિવસમાં પણ વહેલો ઊઠીને અંબાલાલભાઈની વાડીએ તેમનાં પત્ની લક્ષ્મીબહેનને મળવા પહોંચી જતો. તેમની સહાનુભૂતિથી અમે આંબાની સારી કલમો આશ્રમ માટે મેળવી અને વિદ્યાલયની સ્થાપનાના દિવસે પધારનાર મહેમાનોની વ્યવસ્થા કરવાને તેમની સલાહ લીધી.

આ પ્રવૃત્તિ શરૂ કરી ત્યારથી મેં જ મારા જૂના વડીલ મિત્ર ઠક્કર બાપાનો સંપર્ક સાધ્યો હતો. તેમની જ સૂચના મુજબ મુંબઈની સહકારી બેંકના ગાંધીવાદી સંચાલક વૈકુંઠભાઈ મહેતાએ '૪૩ના જાન્યુઆરીની ૨૧મી તારીખે રાનીપરજ વિદ્યાલયનું ઉદ્‌ઘાટન કર્યું. તે પ્રસંગે જિલ્લાના કલેકટર અને પછાત વર્ગના ખાતાના અધિકારીઓ હાજર રહ્યા. મારા કિસાનસભાના સાથીઓ જયંતીભાઈ પારેખ, ઠાકોરભાઈ પટેલ વગેરે પણ આવી ગયા. મુંબઈથી ખાંડવાલા કુટુંબના કોઈ પ્રતિનિધિઓ પણ આવી પહોંચ્યા. આરંભમાં આશ્રમની પ્રવૃત્તિનો હેવાલ રજૂ કરીને તેમાં ત્રણ કુમાર જોડાયાની મેં જાહેરાત કરી. પછી સંસ્થાનું ઉદ્‌ઘાટન કરતાં વૈકુંઠભાઈએ વિદ્યાલયના સ્થાનકના કુદરતી સૌંદર્યની તારીફ કરી અને આદિ-

વાસીઓની સેવાની આ પ્રવૃત્તિ માટે પૂરી સહાનુભૂતિ જાહેર કરી. છેવટે બીજા સખીજનોએ આશ્રમ માટે દાનની જાહેરાત કરી, તેથી અમને સારું પ્રોત્સાહન મળ્યું. સભા વેરાયા પછી અમે કિસાન સાથીઓએ નવા શરૂ થયેલા રસોડામાં વિદ્યાર્થીઓના સંબંધીઓ સાથે ભોજન કર્યું. તે દિવસે એ ખુલ્લી જગ્યામાં ઠંડીનો ચમકારો હતો. પણ અમે ગામમાં જવાને બદલે બધા આથર ભેગા કરી તેમાં જેમતેમ લપાઈને રાતે સૂઈ ગયા.

આ વિદ્યાલય શરૂ કરીને મેં માથે મોટી જવાબદારી લીધી. ત્યાં શાળા શરૂ કરવાને તરત મેં શિક્ષકો રોકી લીધા. બીજે જ દિવસે વિદ્યાર્થીઓને સુતારી કામ શીખવવાને થોડાં ઓજારો અને અઝોલાં ખરીદ્યાં. પછી એક મિસ્ત્રીને સુતારીકામ કરવાને તેમજ શીખવવાને રોકી લીધા. આ ખરચને પહોંચી વળવાને કોઈ મિલમાલિકો અને મોટા વેપારીઓ પાસેથી જરૂરી દાન મળ્યાં. ઠક્કર બાપાએ પણ તેમના ફંડમાંથી મહિને રૂ. ૫૦ આપવા માંડ્યા. તેમનો પરિચય વધતાં માંગરોળ તાલુકામાં સરધા ગામે તેમનો બંધ પડેલો વિદ્યાર્થી આશ્રમ ચાલુ કરવાની મેં તૈયારી બતાવી ત્યારે તે વિષે સહાનુભૂતિથી વિચારવાની તેમણે ખાતરી આપી.

ઉદવાડાની સંસ્થા માટે જરૂરી સહાય મળતાં તે શરૂ થઈ ત્યારે દા. સુમંતે એવો એક વિદ્યાર્થી આશ્રમ ઉત્તર ગુજરાતમાં સ્થાપવા મને ખાસ ભલામણ કરી. ત્યાં સૌથી પછાત ગણાતા ઠાકરડા અને રબારી કોમના બાળકોને શિક્ષણ આપવાને ગાયકવાડ સરકારે પાટણથી સિદ્ધપુર જવાના રસ્તા પર દિઓદરડા ગામે એક ઠાકરડા બોર્ડિંગ ખોલી હતી. પણ મહેસાણા–કલોલ–વિજાપુર વિસ્તારમાં આવી સંસ્થા સ્થાપવાની ડૉકટરની ખાસ ઇચ્છા હતી. તેમની પ્રેરણાથી હું થોડા જ દિવસમાં સિદ્ધપુર થઈ, ત્યાંના સન્નિષ્ઠ કાર્યકર છોટુભાઈ પંડિત સાથે દિઓદરડાનું વસતિગૃહ જોઈ આવ્યો. પછી મારા જૂના મિત્ર રામરાય મુનશીએ માણસાના ખેડૂતોની

મોટી લડત ચલાવેલી તેથી તેમણે મકાખાડ–માણસાના વિસ્તારમાં સંસ્થા સ્થાપવાની મને શિખામણ આપી. આ પ્રદેશ મારે માટે કંઈક પરિચિત હતો. થોડાં વરસ પર માણેકપુરના ઠાકોરના વહીવટ સામે કંઈ ફરિયાદો મને મળેલી. તેથી તે ગામમાં મેં જાહેર સભા ભરેલી અને ગેમલભાઈ ચૌધરી જેવા જુવાનોનો પરિચય કરેલો. થોડા વખતમાં ત્યાં જવાનું નક્કી કરીને હું માર્ચ માસની આખરે પંજાબમાં અમૃતસર પાસે આવેલા ભકના–કલાન ગામે દેશની કિસાનસભાની પરિષદમાં હાજરી આપવાને ઊપડી ગયો.

ભકના–કલાન એ જૂની ગદર (બંડખોર) લડતના બુઝર્ગ આગેવાન બાબા સોહનસિંગનું ગામ છે. બાબા સન ૧૯૪૦ની પલાસાની કિસાનસભાના પ્રમુખ હતા અને તેમની ખાસ ભલામણથી જ તેમનું ગામ આ પરિષદ માટે પસંદ કરવામાં આવ્યું હતું. ગામની બહાર વિશાળ વિસ્તારમાં પરિષદનો મંડપ બાંધ્યો હતો અને પ્રતિનિધિઓ માટે તંબુની હારમાળા ઊભી કરી હતી. બંગાળના અમારા જૂના બિરાદર બંકિમ મુકરજી પરિષદના વરાયેલા પ્રમુખ હતા. કાશ્મીરના અગ્રેસર શેખ અબ્દુલ્લા આ બેઠકમાં ખાસ હાજરી આપવા આવ્યા હતા. કેન્દ્રીય કારોબારીની જે સભાઓમાં બધા ઠરાવોની પહેલી ચર્ચા થઈ તેનું પ્રમુખસ્થાન મેં સંભાળ્યું. પણ જ્યારે મહાસમિતિ મળી ત્યારે ટૂંક પ્રવચન કરીને મેં પ્રમુખપદનો હવાલો નવા પ્રમુખ બંકિમ મુકરજીને સોંપ્યો. બીજે દિવસે સભાનો લાલ ધ્વજ ફરકાવવામાં મેં સ્ટાલીનગ્રાડથી હિટલરની પીછેહઠની અને સોવિયેટ લશ્કરના જ્વલંત વિજય વિષે બે બોલ કહ્યા. વળી કેટલાક ઠરાવો ઘડવાને જે પેટા કમિટી નીમાઈ તેમાં પણ હું હતો. પરિષદમાં અનાજની પરિસ્થિતિ, ગણોત કાયદાના સુધારા, સહકારી પ્રવૃત્તિ વગેરે વિષયોના ઠરાવો થયા તેમાં પણ મેં રસ દાખવ્યો. છેવટે પરિષદના છેલ્લા ઠરાવથી સ્વામીજી ફરીથી સામાન્ય

મંત્રી નિમાયા અને હું ઉપપ્રમુખ નિમાયો.

છતાં આ પરિષદમાં ભાગ લેતો હતો ત્યારે જ મારા દિલમાં ભારે અસંતોષ વ્યાપી ગયો. પલાસાની બેઠક સુધી જે પ્રજા-સમાજવાદીઓ અને નેતાજીના જૂથના ભાઈઓ પરિષદમાં સામેલ હતા તેઓ બિહટાની બેઠકથી જુદા પડયા. રંગાજી બિહટામાં અમારી સાથે હતા પણ થોડા મહિનામાં જુદા પડયા ત્યારે તેમણે સ્વામીજીની ને મારી કડક ટીકા કરી. આચાર્ય નરેન્દ્ર દેવે તો આગલી સાલમાં જુદી કિસાન પરિષદ ભરવામાં આગેવાની લીધી હતી. આ પરિષદમાં સ્વામી અને મારા જેવા જૂજ અપક્ષ પ્રતિ-નિધિઓ સિવાય બાકીના બધા પ્રતિનિધિઓ સામ્યવાદી પક્ષના જ બિરાદર હતા. તેમના પક્ષે ચાલુ લડાઈને "જનતાની લડાઈ" તરીકે બિરદાવીને અને આત્મનિર્ણયને નામે પાકિસ્તાનને ટેકો આપીને કાયદેસર પક્ષની પ્રતિષ્ઠા મેળવી હતી. તેથી તેનો પ્રચાર અને તેની લાગવગ ચોપાસ જામતાં હતાં. આવા સંયોગોમાં આ પરિષદમાં તેમનાં પ્રચારનાં સૂત્રોનું અને નીતિરીતિનું સંપૂર્ણ વર્ચસ્ જામી ગયું. પરિષદના મંડપમાં મનોરંજક કાર્યક્રમ અને નાટકો રજૂ થયાં તેમાં સામ્યવાદી પક્ષનો જ ધૂમ પ્રચાર દેખાયો. ખરેખર પરિ-ષદના આખા વિસ્તારમાં ચોતરફ ફરતાં અહીં કોઈ કિસાનસભાનું નહિ પણ સામ્યવાદી પક્ષનું જ સંમેલન ભરાતું હોય એમ લાગ્યું. મારી માફક ચોપાસ ફેલાએલા નવા વાતાવરણથી સ્વામીજી પણ ગુંગળાયા. તેથી જ અધિકારીઓની નિમણૂક થઈ ત્યારે સ્વામી-જીએ તેમ જ મેં કોઈ હોદ્દા સ્વીકારવાની ના પાડી. છેવટે ઘણા આગ્રહને વશ થઈને અમે નવી નિમણૂક સ્વીકારી. પણ હું તો પરિષદના નવા રંગથી એટલો અકળાઈ ગયો કે તે પૂરી થતા પહેલાં જ એક દિવસ સવારે અમૃતસરને રસ્તે ચાલી નીકળ્યો. મને શેખ અબ્દુલ્લાનો સંગાથ સાંપડયો તેથી અમે સાથે વાતો કરતા કરતા ચાલ્યા અને સ્ટેશન પર નાસ્તો કરીને છૂટા પડયા.

હું દિલ્હી પહોંચીને સીધો હરિજન સેવક સંઘના કાર્યાલયમાં ઠક્કર બાપાને મળવા ગયો. મેં ફરીથી આશ્રમપ્રવૃત્તિ અપનાવી ત્યાર પછી પહેલી જ વાર તેમને મળ્યો. તેમણે બહુ જ ખુશી થઈને હવે નવું કામ પૂરી ચીવટથી હાથ ધરવાની સૂચના આપી. પછી મેં સરધા આશ્રમ ચલાવવાની રજા માગી. તેમણે ખુશીથી તે મને સોંપવાની ચિઠ્ઠી સુખદેવભાઈ પર લખી આપી. હવે મારા કાર્યની પ્રગતિ વિષે વિગતવાર હેવાલ મોકલવાની ખાતરી આપીને મેં તેમની રજા લીધી.

તે વખતે દા. સુમંતની મોટી પુત્રી પ્રેમલીલા ન્યુ દિલ્હીમાં રહેતી હતી તેથી તેને મળવા ગયો. ખરું જોતાં મારે રામરાયભાઈ સાથે કરેલી ગોઠવણ મુજબ જ તે દિવસે રાતે નીકળીને બીજે દિવસે રાતે કલોલ થઈ મકાખાડ સ્ટેશને ઊતરીને માણસાના કાર્યકરોને મળવાનું હતું. પણ તે ગાડી ચૂકીને હું દિલ્હીમાં રાત રહ્યો ત્યારે લીલા અને તેના પતિ કાંતુભાઈ સાથે વરસો પછી વાતો કરવાની ઘણી મજા પડી. પછી માલૂમ પડયું કે સવારે દિલ્હી એક્સપ્રેસમાં નીકળવાને અમારા વિસ્તારમાં બહુ વહેલું કંઈ વાહન મળે એમ નહોતું. પણ લીલાએ મને અને એક માણસને એકેક સાઇકલ આપીને રવાના કર્યા. મને ટાંગો મળ્યો ત્યારે સાઇકલ છોડીને મેં તે માણસને સોંપી દીધી. ઘણા દાયકા પછી સાઇકલ પર બેસવાની મને મજા પડી.

બીજે દિવસે સવારે હું કલોલ થઈને મકાખાડ પહોંચ્યો ત્યારે જાણ્યું કે જે ભાઈઓ મારું સ્વાગત કરવાને આગલી રાતે આવેલા તેઓ ઘણી વાટ જોઈને ચાલ્યા ગયા. સદ્‌ભાગ્યે પ્રજામંડળના એક જૂના કાર્યકર ભાનુપ્રસાદ મને મળ્યા. તેમની મદદથી સ્ટેશન પાસે માણસાના મહાજને બાંધેલા પ્રતાપનગરના બજારમાં ફર્યો. બહાર ઉજ્જડ પડી રહેલ ખંડિયેર મકાન પણ જોયાં.

લાતીવાળા છોટાભાઈ અને તેલની મિલવાળા વેપારીનું ઓળખાણ કર્યું. આ બધા ભાઈઓની આગળ મેં એક પ્રાથમિક શાળા અને પછી પછાત વર્ગ માટે છાત્રાલય સ્થાપવાની વાત કરી, ત્યારે બધા ખુશ થયા અને પૂરો સહકાર આપવા ખાતરી આપી. ત્યાં આ વસાહતને છેડે સુતારના ઘરની સામે એક મોટું ખાલી મકાન મેં શાળા માટે પસંદ કર્યું અને તેના માલિકને અમદાવાદમાં મળવાનું ભાનુપ્રસાદને કહીને હું નડિયાદ પાછો ફર્યો.

એપ્રિલ માસમાં પ્રતાપનગરનું કામ સપાટાબંધ આગળ વધ્યું. ભાનુપ્રસાદે મારી સૂચનાથી પસંદ કરેલું મકાન ભાડે રાખી લીધું. થોડા દિવસમાં સિદ્ધપુરના છોટુભાઈ પંડિત સાથે હું પ્રતાપનગર ગયો અને ત્યાં શાળા વહેલામાં વહેલી ખોલવાની બધી વ્યવસ્થા કરવાને અમે ચોપાસ ફરી વળ્યા. તપાસ કરતાં માલમ પડયું કે પ્રતાપનગર જુદું ગામ નથી પણ જરા દૂર આવેલા ગળથરા ગામનું પેટા પરું છે. એ ગામે જઈને ત્યાંના ખેડૂતોને અમારી શાળામાં બાળકોને મોકલવા સમજાવ્યું. ત્યાં મંદિરમાં રહીને આશ્રમ ચલાવનાર એક સંતનો પણ સહકાર સાંપડયો. પછી પ્રતાપનગરના આગેવાનો સાથે મળીને મે માસની નવમી તારીખે છોટુભાઈના વરદ હસ્તે પ્રતાપનગરમાં નવી શાળા ખોલવાનું નક્કી કર્યું.

છોટુભાઈ સાથે વખતોવખત આ પ્રવૃત્તિ વિષે વિચાર કરતાં અમે એવો નિર્ણય કર્યો કે અહીંયાં માત્ર સામાન્ય શાળા કે છાત્રાલય ખોલવાં નથી પણ આ પછાત પ્રદેશમાં વિકાસમાં સહાયભૂત થાય એવી ખેતી અને ઉદ્યોગની તાલીમ વિદ્યાર્થીઓને આપવી જોઈએ. જે ગરીબ કોમના વિદ્યાર્થીઓ આ સંસ્થાનો લાભ લે તેઓ જ પહેલાં ખેતીની અને પછી કંઈક ગૃહઉદ્યોગોની તાલીમ લે તો તેઓ ગામડામાં જઈને તેમના ખેતરમાંથી વધારે આવક મેળવી શકે અને નવરાશના વખતમાં કંઈ ઉદ્યોગ ચલાવીને

એ પૈસા કમાઇ શકે. અમારી શાળામાં વહેવારિક જ્ઞાન અને તાલીમ લઈને ખેડૂતના દીકરા નવી સમજ અને શક્તિ કેળવે તો ગામડાંની સિકલ સુધારે એવો ખ્યાલ હતો. તેથી અમે નવી સંસ્થાને ખેતી ઉદ્યોગ શાળા નામ આપીને તેની સ્થાપનાના મેળાવડાની જાહેરાત કરી.

આ મંગળ દિને છોટુભાઈની સાથે જિલ્લાના પ્રજામંડળના અનેક અગ્રણીઓ પધાર્યા. માણેકપુર, પ્રતાપનગર, ગળથરા, મકા-ખાડ વગેરે ગામના આગેવાન ખેડૂતો, વેપારીઓ અને બાળકો પણ હાજર થયાં. અમારા મકાનના ચોગાનમાં જ સાંજના પહોરે સભા મળી તેમાં કેટલાય અગ્રેસરોના અને અધિકારીઓના સંદેશા વંચાયા. મેં તો ગામડાના નવનિર્માણ માટે બાળકોને સર્વ પ્રકારની જરૂરી તાલીમ આપવાની નેમ રજૂ કરી. છોટુભાઈએ મારા પ્રયાસને બિરદાવીને સર્વને તેમાં સહકાર આપવાની વિનંતિ કરી. અમે બન્નેએ થોડા વખતમાં અહીં પછાત વર્ગનાં બાળકો માટે છાત્રાલય ખોલવાની યોજના જાહેર કરી અને તેના નિભાવ માટે કંઈ ફાળો આપવા સખી જનોને વિનંતિ કરી. તેના જવાબમાં થોડુંક ઉઘરાણું તો તે વખતે જ શરૂ થયું. તેમ ચાલુ નાના મકાનમાં થોડા વિદ્યાર્થીઓને તરત રાખવાનો નિર્ણય કર્યો. જે સ્થળે વરસો પર માણસાના વેપારીઓએ તેમના ઠાકોરની સામે લડત કરતાં આ વસાહત બાંધેલી તેમાં જ અજ્ઞાન, ગરીબાઈ અને બેકારીની સામે આવી લડત શરૂ થતાં અમે ઘણા ખુશ થયા.

આવી રીતે ગુજરાતની છેક દક્ષિણે ઉદવાડામાં અને ઉત્તરે પ્રતાપનગરની સંસ્થાને સંભાળવાને હું પ્રવાસ કરતો હતો તે દર-મ્યાન મારાં મથક નડિયાદમાં જ એક નવી પ્રવૃત્તિમાં પણ ઘણા

ઉત્સાહથી જોડાયો. સરકારે બ્રહ્મદેશના મોરચા પર હજારો સૈનિકોના નિર્વાહ માટે બજારમાંથી ઘણું અનાજ અને બીજી વસ્તુઓ ખેંચવા માંડી હતી. બંગાળમાં તો છેક '૪૨ની આખરથી ચોખાની પરિસ્થિતિ વણસતી હતી. સારા દેશમાં તેમ ગુજરાતમાં મોંઘવારીએ અને અછતે માઝા મૂકી હતી. નડિયાદમાં હું રહેતો ત્યાં પણ મારા માણસને થોડા ચોખા કે બાજરી, ખાંડ કે ગ્યાસતેલ માટે કેટલાય વખત દુકાન આગળ લાંબી લાઈનમાં ઊભા રહેવું પડતું અને છેવટે વેચાણ બંધ થાય તેથી ખાલી હાથે પાછા જવું પડતું. આમ ખાધાખોરાકીમાં આગલી સાલથી કટોકટી ગંભીર થતી હતી. એક દિવસ મુંબઈની સરકારી બૅંકના નડિયાદના પ્રતિનિધિ તનસુખરાય મહેતાએ મને મળીને કંઈ સહકારી સંસ્થા સ્થાપીને વાજબી ભાવે માલ ખરીદી તે નજીવા નફાથી વેચવાની યોજના મારા આગળ રજૂ કરી. પછી અમે જિલ્લાના સરકારી અને સહકારી અધિકારીઓને મળ્યા. તે વખતે સરકાર જોઈતું અનાજ ખાનગી વેપારીઓ મારફત ખરીદતી. પણ જો સહકારી સંસ્થા સ્થપાય તો તેને જ ખરીદવાની અને વેચવાની પણ સત્તા આપવાની વાત થઈ. તે ઉપરથી સન ૧૯૪૩ના આરંભમાં ખેડા જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ. સ્થાપવાનું નક્કી કરીને તેના પેટા નિયમ ઘડવાને અમે થોડા મિત્રો ભેગા થયા. નિયમ પ્રમાણે અમે અગિયારેક ભાઈઓએ રૂ. ૧૦ના શેર લઈને અને પેટા–નિયમ પર સહી કરીને તે અમદાવાદના સહકારી અધિકારીને મોકલી આપ્યા. પરિણામે આ સંઘને ૧૯–૪–૪૩ના રોજ સહકારી કાયદા મુજબ નોંધીને તેનું પ્રમાણપત્ર મોકલવામાં આવ્યું. પછી સંઘની પહેલી રીતસરની સભા મળી તેમાં હું પ્રમુખ તરીકે ચૂંટાયો. તેની કાર્યવાહક કમિટીના સભ્યો પૈકી સહકારી મંડળીઓના એક પ્રતિનિધિ તરીકે ઉત્તરસંડાના રાવજીભાઈ મોતીભાઈ અને વ્યક્તિગત સભ્ય તરીકે મોતીભાઈ વકીલ (મોતીભાઈ શિવાભાઈ)

ચૂંટાયા; અમે પહેલાં તો શેર ભરાવવાનું કામ હાથમાં લઈને જૂનની ૩૦મી સુધીમાં આશરે રૂપિયા હજારેક ભેગા કર્યાં. અમારી ભંડોળની રકમથી આઠગણી રકમ સહકારી બેંક આપે તેથી પહેલાં થોડા મહિનામાં તો સીમલાથી બીજના બટાટા મંગાવીને તે ખેડૂતોની મંડળીને વેચવાનું જ કામ કર્યું. પછી પહેલી વાર્ષિક સામાન્ય સભા મળી તેમાં હું પ્રમુખ તરીકે ચૂંટાયો. ત્યાં સુધીમાં ખેડાના કલેક્ટરે તેની સલાહકાર કમિટીમાં પણ મને નિમ્યો હતો. તેમની સાથે ચર્ચા કરતાં માલૂમ પડયું કે જો અમારો સંઘ પૂરી મૂડી ભેગી કરી શકે તો તેને જ આવતી ફસલમાં બાજરી અને ડાંગરની ખરીદી કરવાનો ઈજારો આપવામાં આવશે અને તે માલ સહેજ નફો ચઢાવીને વહેંચવાના પરવાના પણ અપાશે. ખેડૂતો અને આમજનતાનું હિત સાચવવાને અને કાળા બજારીઓને બાજુએ હડાવવાને આ યોજના ઘડાઈ હતી, તેને સંઘની કમિટીએ વધાવી લઈને તેનો અમલ કરવાને પોતાનું શેર ભંડોળ વધારવાનો નિશ્ચય કર્યો.

તરત હું મારા વડીલ મિત્ર દાદુભાઈ દેસાઈ અને આગેવાન વકીલ ચતુરભાઈ નરસિંહભાઈને મળીને, કાળા બજાર પર પાકો અંકુશ મૂકવાને અમારા કામમાં પૂરો સહકાર આપવાની વિનંતી કરી. બંને મિત્રો સંમત થયા. એટલે મેં સંઘ તરફથી ડાહીલક્ષ્મી પુસ્તકાલયના સભાગૃહમાં એક જાહેર સભા બોલાવી. તેમાં દાદુભાઈ અને નરસિંહભાઈએ હાજર રહીને સંઘના શેર ભરવાની અમારી વિનંતીને ખરા દિલથી ટેકો આપ્યો. તરત તેમણે અને તેમના મિત્રોએ શેર ભરવા માંડયા તેથી થોડા વખતમાં અમારું ભંડોળ વધીને આશરે રૂા. ૩૦૦૦ પર પહોંચ્યું. આથી પ્રોત્સાહિત થઈને અમે અમારા સાથી મોતીભાઈ વકીલ અને ઉત્તરસંડાના રાવજીભાઈ પટેલને સાથે લઈ તેમના ગામે ગયા. અને પુરુષોત્તમદાસ

પટેલ નામના તમાકુના મોટા વેપારીને ત્યાં બીજા આગેવાનોને મળ્યા. ત્યાં સપાટાબંધ હજારો રૂપિયાના શેર ભરાઈ ગયા. થોડા માસમાં અમારા ભંડોળનો આંકડો વીસેક હજારને ટપી ગયો. વરસની આખરે ચાળીસ હજાર પર પહોંચ્યો. હવે બેંકની આઠગણી રકમ મળતાં સંઘની કમિટીએ નવી ફસલ ખૂલતાં જિલ્લાના બધા તાલુકામાં બાજરી અને ડાંગર ખરીદવાની વ્યવસ્થા કરવા માંડી.

પ્રતાપનગરની શાળાની વ્યવસ્થા કરીને મે માસની આખરે ટુવામાં મારા જ પ્રમુખપણા નીચે મળવાની ગુજરાત કિસાન પરિષદ તરફ મારું ધ્યાન ખેંચાયું. વેજલપુરના મારા જૂના મિત્ર છોટાભાઈ ગણપતરામ ટુવામાં કપાસની સહકારી મંડળી તરફથી એક જીન ચલાવતા. તેમને જ વિનંતી કરીને ટુવામાં કિસાન પરિષદ ભરવાનું મેં નક્કી કર્યું હતું. બાકી આ વિસ્તારમાં કોઈ કિસાન આંદોલન થયું નહોતું. ખેડા અને પંચમહાલના સંગમના આ વિભાગમાં કદી કોઈ સભાઓ કે લડતો થઈ નહોતી. મે માસની અધવચમાં હું ટુવા પહોંચ્યો, ત્યારે અસહ્ય ગરમીથી કાયર થતો. છતાં પાસેના કોઈ ગામે રાતવાસો કરવાનો પણ સંબંધ નહોતો. પરિષદનો દિવસ નજીક આવ્યો ત્યારે અમે ટુવાના જીનની બાજુનું એક મકાન સ્ત્રી પ્રતિનિધિઓને માટે રોકી લીધું. પણ તેમાં અમારા સામ્યવાદી પક્ષના બિરાદરોએ જ થાણું જમાવીને પરિષદની કાર્યવાહી વિષે અલગ મસલતો શરૂ કરી. મેં ભકના-કલાનમાં જે દૃશ્ય જોયું હતું તેની અહીંયાં પુનરાવૃત્તિ થતી જોઈ. પહેલાં બધા મારી સાથે ભેગા મળીને બધી ચર્ચાવિચારણા કરતા તે હવે ન રહ્યું. જે ઠરાવો ઘડીને બિરાદરોએ રજૂ કર્યા તેના એકેક શબ્દનો તેઓ

આગ્રહ કરતા ગયા—મારા કંઈ સૂચનને જરાયે મચક આપી નહિ. અલબત્ત બંકિમ મુકરજીની પરિષદના ઠરાવોને અનુસરતા ઠરાવો ઘડીને પસાર કરવામાં આવ્યા. છતાં અહીં ઠાકોરભાઈ પટેલ, જમનાદાસ, રામજીભાઈ વગેરે મારી માફક અપક્ષ હતા. તે બહુ કચવાયા. છેવટે પરિષદ મળી તેમાં સૂર્ઈની પરિષદ કરતાં હાજરી ઓછી હતી. જરાયે ઉત્સાહનું કિરણ ક્યાંય દેખાયું નહિ. હું ઘણો હતાશ થયેલો હોવા છતાં મેં રાબેતા મુજબ પ્રમુખ તરીકે બિહટાના ધોરણસર ભાષણ કર્યું અને બધા ઠરાવો પસાર થયા.

આવી રીતે દેશની તેમજ ગુજરાતની પરિષદમાં સામ્યવાદી ભાઈઓની નીતિરીતિથી હું ઘણો નિરાશ થયો. સન ૧૯૪૨માં ગાંધીજીની “ હિન્દ છોડો ”ની લડત શરૂ થઈ ત્યારથી તેમના મુખ-પત્રમાં વિશ્વયુદ્ધને “ લોકયુદ્ધ ” તરીકે બિરદાવતા; પાકિસ્તાનની યોજનાને તેઓ પૂરો ટેકો આપતા અને સુભાષબાબુની નાલેશી કરવાને કટાક્ષ ચિત્રો પ્રકટ કરતા. હવે તો ઘરઆંગણે પક્ષના કિસાન કાર્યકરો નવા રંગે રંગાઈને પોતાની આગવી સત્તા દાખ-વતા ગયા તે મને અસહ્ય લાગ્યું. તેથી ’૪૩ના ચોમાસામાં મેં દિલ્હી તાર કરીને અખિલ હિન્દ કિસાનસભાના ઉપપ્રમુખપદનું અને તેની કારોબારીના સભ્યપદનું રાજીનામું મોકલી આપ્યું. પછી તે વિષે ચર્ચા કરવાને મુંબઈની કારોબારીની સભામાં ખાસ આમંત્રણથી હું હાજર રહ્યો. પણ મારા દિલમાં સામ્યવાદી પક્ષની નવી નીતિથી જે ઊંડો ઘા પડયો હતો તે હવે કોઈ મીઠાં વચનથી રુઝાય એમ નહોતું. આમાં કોઈ વ્યક્તિના મતભેદનો નહિ પણ પક્ષના અને અપક્ષ સભ્યો વચ્ચે નીતિવિષક મતભેદનો સવાલ હતો. મારા આગ્રહને લીધે મારું રાજીનામું સ્વીકારાયું. થોડા મહિના પછી સ્વામીજી પણ કિસાનસભામાંથી છૂટા થયા.

પછી તરત અમે કિસાનસભાના અપક્ષ કાર્યકરો વડોદરે

ભેગા થયા. તેમાં પાંગારકર, રામજીભાઈ, જમનાદાસ વગેરે મુખ્ય હતા. અમે હવે ગુજરાત ખેડૂત સભાના નામથી રાખેતા મુજબ કિસાન પ્રવૃત્તિ ચાલુ રાખવાનું નક્કી કર્યું. તેવી રીતે જિલ્લા તાલુકાની સંસ્થાઓ પણ ખેડૂત સભા બની ગઈ. ગુજરાત સભાના પ્રમુખ તરીકે મેં તેનું મથક નડિયાદમાં જ રાખ્યું. આવા ભાગલા પડતાં મારા સાથી જયંતી પારેખ જેવા આદર્શ મંત્રીથી જુદા પડતાં મને ઘણું દુઃખ થયું. પણ તે સહન કરીને અમે સારાયે પ્રદેશમાં પ્રવૃત્તિ કરતા ગયા. અને વિરમગામ તાલુકા જેવા કોઈ નવા વિસ્તારમાં પણ કામ શરૂ કરતા ગયા.

વિરમગામ તાલુકાના પારડી ગામના કાર્યકર કાંતિલાલ ગોર કિસાનસભાની પ્રવૃત્તિ વિષે છાપામાં વાંચીને ટુવાની પરિષદમાં મને મળેલા. તેમના દરબાર સાત હકૂમતી ગામના જેવો જ જુલમ પાટડી જેવાં સત્તર બીનહકૂમતી ગામમાં પણ ચલાવતા. આવા આપખુદ જુલમની ઘણી ફરિયાદ તેમણે મારી આગળ રજૂ કરી. તેમની પાસેથી સ્થાનિક પરિસ્થિતિનો કયાસ કાઢીને હું એપ્રિલ મહિનામાં પાટડી ગયો. ત્યાં દરબારના દેસાઈ કુટુંબના જ એક અગ્રણી ભૂપતભાઈની મને ઓળખાણ થઈ. તેમને ઘેર ગામના મોટા ખેડૂતો અને નાગરિકોની સાથે બધી ફરિયાદો અને માગણી વિષે ચર્ચા કરી. પછી કાર્યક્રમનો વિચાર કરતાં પ્રથમ તો જનતાનાં બધાં દુઃખદર્દ વિષે ઊહાપોહ કરવાને સ્થાનિક આગેવાનોની પાટડી વિભાગ કમિટી નીમવામાં આવી. પછી પાટડી જેવાં બીનહકૂમતી ગામમાં રાતે દરબાર તાળું મારી લોકોની અવર-જવર પર પ્રતિબંધ મૂકે, ગામમાં મકાનનાં બાંધકામની રજા આપવાની સત્તા ચલાવે, પડતર ખેતરોમાં ઢોરની ચરાઈ પર પ્રતિબંધ મૂકે, સરકારના નાના ખેડૂતોને રાહત આપવાના કાયદાનો ભંગ કરીને રીતસર ગણોત ભરનારને પણ જમીન ખાલી કરવાની નોટિસ આપે, હકૂમતી ગામનો

વહીવટ ચલાવવાને જેલ, પોલીસ, કચેરી વગેરે પાટડી જેવા બિનહકૂમતી વિસ્તારમાં રાખીને લોકોને સતાવે અને લૂંટે—આ બધી ફરિયાદો દૂર કરવા માટે જરૂરી ઠરાવ ઘડાયા. વળી મુંબઈના કાયદા મુજબ આ ગામોમાં બધો સ્થાનિક વહીવટ કરવાને લોકશાહી પંચાયત સ્થાપવાની, નાના ખેડૂતોની રાહતના કાયદાનો અમલ કરવાની, નવો ગણોત કાયદો લાગુ પાડવાની, આ ગામોમાં દરબારની હકૂમતી સત્તાનો અમલ નાબૂદ કરવાની માગણી કરવાના ઠરાવ પણ તૈયાર કર્યા. આ બધા ઠરાવ મારે જાહેર સભામાં રજૂ કરી સમજાવવા હતા. પણ તે વખતે લડાઈને અંગે સભા—સરઘસ પર બંધી હતી તેથી અમે મૂંઝાયા.

છેવટે અમારા કોઈ કાર્યકરોએ પોલીસનો સંપર્ક સાધીને રસ્તો કાઢ્યો. ગામના માણસો ભલે એક ઠેકાણે ભેગા થાય અને ત્યાં મહેમાન તરીકે હું બધાની સાથે વાતચીત કરું—સવાલ પૂછાય તેના જવાબ આપું—તેમાં કંઈ વાંધો નહિ. આ ખુલાસો થયા પછી લોકોને ખબર આપીને રાતે એક ધર્મશાળામાં સભા ભરાઈ. ત્યાં ખેડૂતના હક, દરબારની સત્તા, સરકારી કાયદા વગેરે વિષે સવાલો પૂછાયા અને એક એક વિષય પર હું પા—અડધો કલાક ભાષણ કરતો ગયો. ત્યાં કમિટીએ તૈયાર કરેલા ઠરાવો પણ વંચાયા અને તાળીઓના અવાજો સાથે મંજૂર થયા. છેવટે હું દરબારને પણ મળ્યો પણ તેમાં કંઈ નિકાલ આવ્યો નહિ. નડિયાદ જઈને પાટડી વિભાગીય કમિટી તરફથી બધા ઠરાવો મેં મુંબઈ સરકારને મોકલીને દરબારની ગેરરીતિઓ પર કડક અંકુશ મૂકવાની વિનંતી કરી.

સરકારે દરબારને આ ઠરાવોની જાણ કરી ત્યારે તેમણે આ સત્તરે ગામમાં સરકાર સાથે થયેલી સંધિ મુજબ મળેલા વિશાળ હકનો આધાર રજૂ કર્યો. આ પત્રવહેવાર દરમ્યાન નાના ખેડૂતોની

રાહતના કાયદાનો ભંગ થયો હોય તેવા કેસ રજૂ કરવાને મામલતદારે અમારી કમિટીને ખબર આપી. પહેલીવાર આ તપાસ શરૂ થઈ ત્યારે ખેડૂતોનું મોટું જૂથ લઈને હું કચેરીમાં હાજર થયો. તેથી લોકો ધીમે ધીમે હિંમતવાન થતા ગયા અને જુનું ગણોત ભરનાર ખેડૂતોની હકાલપટ્ટી પર અંકુશ મુકાયા. વળી ચોખ્ખા ત્રીજા ભાગ ઉપરાંત વધારે ગણોત લેવાની દરબારની સત્તા રદ થઈ અને વેઠની પ્રથા પર પ્રતિબંધ મુકાયો. છેલ્લો નિકાલ તો આઝાદી આવ્યા પછી બધાં રાજ્યોનું વિલીનીકરણ થયું અને ઈનામદારી પ્રથા નાબૂદ થઈ ત્યારે જ આવ્યો[1]

સન ૧૯૪૩નું ચોમાસું શરૂ થતાં પહેલાં ઠક્કરબાપાની સાથે દિલ્હીમાં થયેલી વાતચીત મુજબ મેં ભીલ સેવા મંડળ પાસેથી સરધાનો ભીલ આશ્રમ સંભાળી લીધો. સરધા ગામ કોસંબા-ઉમરવાડા લાઈન પર કેવડી સ્ટેશનેથી એક માઈલ પર આવેલું છે. સન ૧૯૩૦ની સાલમાં એ પ્રદેશમાં વસતા વસાવા-ભીલ જાતિનાં બાળકોને કેળવણી આપવાને એક વિદ્યાર્થી આશ્રમ ખોલવામાં આવ્યો હતો. પછીથી તે આશ્રમ બંધ થતાં તેના મકાનમાં એક શાળા જ ચલાવવામાં આવતી. હવે પહેલી જૂનને દિવસે ત્યાં જઈને મેં દશ વિદ્યાર્થીઓને આશ્રમમાં રાખવા માટે થોડું અનાજ

૧ સાત હકૂમતી ગામોમાં દરબારે મફતમાં ખેડૂતોની સારી જમીનો પડાવી લીધી હતી. આઝાદી પછી સન ૧૯૪૮માં સૌરાષ્ટ્ર સરકારે પાટડી સ્ટેટનો કબજો લીધો તેને આગલે દિવસે બધા ખેડૂતોએ સંગઠન કરીને પોતાની અગાઉની જમીનમાં હળ ચલાવીને કબજો કરી લીધો, તે છેવટે કોરટમાં વાજબી ઠર્યો અને ઈનામદારની ફરિયાદ રદ થઈ.

ભરી દીધું. જે વિદ્યાર્થીઓ ત્યાં હાજર હતા તેમની સાથે અમે બધાયે ભોજન લઈને આશ્રમનું મંગલાચરણ કર્યું. ત્યારથી એ વિદ્યાર્થીઓ આશ્રમમાં રહેવા લાગ્યા અને શાળામાં બહારથી વીશેક છોકરા ભણવા આવતા. આ આશ્રમને ફરતી બહોળી જમીનમાં બાગની અને અનાજની ખેતી કરવાની પૂરી સગવડ હતી. તેથી આવતા ચોમાસાનો પૂરો લાભ લેવાને વિદ્યાર્થીઓ અને તેમના શિક્ષકો તૈયાર થયા.

આવી રીતે તદ્દન સાદી રીતે આશ્રમનો આરંભ કરીને હું વાંકળમાં કિસાનસભાના સાથીઓને મળ્યો. પછી નવા આશ્રમ માટે ફાળો ઉઘરાવવા હું કોસંબામાં જંગલનાં લાકડાંના મોટા વેપારીઓને મળ્યો. અગાઉ તેઓ બાપાને ઘણી મદદ કરીને હવે થાકી ગયેલા. છતાં તેમની પાસેથી જે મળ્યું તે લઈને મેં સંતોષ માન્યો.

આવી રીતે મેં આ સાલમાં ત્રણ વિભાગમાં ત્રણ આશ્રમ સ્થાપ્યા પછી મારા જ ખેડા જિલ્લામાં મથક કરીને હું બેઠો હતો ત્યાંના જ પછાત જાતિનાં બાળકો માટે એક સંસ્થા ખોલવાની મને તાલાવેલી થઈ. ભરચોમાસામાં એક દિવસ હું ડભાણ ભાગોળે મારા કાર્યાલયમાં બેઠો હતો ત્યારે રવિશંકર મહારાજનાં બહેન ચંચળબહેન મને મળવા આવ્યાં, તેમને મારી આશ્રમપ્રવૃત્તિની કંઈક ખબર પડી હશે તેથી તેમણે ખેડા જિલ્લામાં અનુકૂળ સ્થળે ખાસ કરીને ગરીબ વર્ગની કન્યાઓ માટે આશ્રમ કાઢવાની વાત કરી તેને મેં વધાવી લીધી. પછી તેમની સાથે મહેમદાવાદ તાલુકાના પરસાંતજ અને શત્રુંડા ગામે જઈ આવ્યો. પણ ત્યાં કંઈ સગવડ મળી નહિ. છેવટે વરસો પર કડી, અમદાવાદ વગેરે સ્થળે પ્રસિદ્ધ થયેલા મહારાજ બંસીવાલાએ મહેમદાવાદ પાસે વાત્રકનદીને કિનારે

સ્થાપેલા એક આશ્રમમાં સંસ્થા ચલાવવાની વાત ચંચળબહેને કરી. તે પસંદ કરીને હું તેમની સાથે એ મહારાજને મળવા મહેમદાવાદ ગયો. તેમણે તેમના આશ્રમની જમીન અને તેનાં મકાન કેળવણીની સંસ્થા માટે આપવાની મરજી બતાવી. પછી ૧૨ મી ઑગસ્ટને દિવસે મહારાજની ઇચ્છા મુજબ તેમના ટ્રસ્ટીઓએ તેમનો આશ્રમ અમને સોંપવાનો ઠરાવ કર્યો. થોડા દિવસમાં તેનો કબજો લઈ મકાનોની સાફસૂફીનું કામ હાથ ધરવામાં આવ્યું.

બીજા આશ્રમોનું કામ તો સ્થાનિક મિત્રોને મેં સોંપી દીધું. પણ આ નિર્જન નદીતટે આશ્રમ ચલાવવાની જવાબદારી મારે જ ઉઠાવવાની હતી. સદ્‌ભાગ્યે વરસેકથી મારી સાથે બાહિ (તા. ગોધરા)-ના જૂના કિસાન કાર્યકર ફૂલસિંગનો ભાણેજ રઘુવીર નડિયાદમાં રહેતો અને ઘરકામમાં ને ઑફિસમાં મને મદદ કરતો. હવે તેને જ રૂપિયા પચાસ આપીને આશ્રમની સફાઈ અને ખેતીકામની વ્યવસ્થા કરવાને મેં મોકલ્યો. તેણે આસપાસ રહેતાં ખેડૂતકુટુંબો સાથે મહોબત કરીને ત્યાં રહેવા માંડયું. થોડા દિવસમાં હું ત્યાં ગયો ત્યારે મકાનની પાસે બાંધેલા પતરાનું છેક તૂટેલું છાપરું જોયું. તેને પૂરું તોડી નાંખીને તેનાં પતરાંથી ખુલ્લા રહેલા પાકા મકાન પર અમે છાપરું જડી દીધું. વળી છાપરાને અભાવે તેના ભોંયરામાં ભરાયેલાં પાણી સાફ કરીને તે જગ્યા કામમાં લીધી. આમ મૂળ મકાન વસવાટ માટે તૈયાર થયા પછી દશેરાના દિવસથી બે શિક્ષકો રાખીને શાળા શરૂ કરવામાં આવી. થોડા દિવસમાં પાંચ વિદ્યાર્થી-ઓથી વસતિગૃહ શરૂ કર્યું, અને રસોડાને સારુ કાચું છાપરું ઊભું કરવામાં આવ્યું. મારી કિસાની ભાવના મુજબ આ સંસ્થાને વાત્રક ખેડૂત વિદ્યાલયનું નામ આપવામાં આવ્યું.

આ વખતે મારે પણ એક નવી કસોટીમાંથી પસાર થવું પડયું. આશ્રમ જવા માટે પૂરપાટ વહેતી વાત્રક નદી મારે પાર કરવી પડતી તેથી મારે મહેમદાવાદથી સણસોલી ગામને સામે કિનારે

ઊતરીને નાવડીમાં બેસીને અને કાદવકિચ્ચડ ખૂંદીને આશ્રમમાં પહોંચવું પડતું. કોઈવાર નદીમાં પાણી ઓછું હોય ત્યારે સામેના રાણીના હજીરાથી નદી ઓળંગીને આશ્રમને દરવાજે પહોંચી જતો. એકવાર પાણી ઓછું ગણીને અમારા એક ક્ષત્રિય સ્વયંસેવક વખતસિંગ સાથે હું નદીમાં પડયો. મને તરતાં આવડે નહિ. અને જોતજોતામાં હું માથોડાથી વધારે ઊંડા પાણીમાં સરકયો. સદ્‌ભાગ્યે તે વખતે કંઈક કુદરતી પ્રેરણાથી હું છેક નીચે પગ ઠેકીને ઊંચે છલંગ મારીને પાણીની સપાટી ઉપર દેખાયો ત્યારે તરત વખતસીંગે મારો હાથ પકડીને મને મદદ કરી. વળી ખાદ્યખોરાકીનો પ્રબંધ, આશ્રમનું સમારકામ, ખેતીની વ્યવસ્થા, શિક્ષકો અને વિદ્યાર્થીઓની કામગીરી—વગેરે અનેક કામ માટે હું આશ્રમમાં વખતો વખત બેચાર દિવસ રહેતો. અહીં કોઈ પણ ગામથી દૂર એક વિશાળ ખેતરના એકાંતમાં રહેવાનો મને નવો અનુભવ થયો. સાદા ખોરાકથી તો હું ટેવાયેલો હતો. હવે સવાર પડે એટલે પડોશનાં ખેતરમાં રહેતાં ખેડૂત-કુટુંબોને મળવા જતો. કોઈવાર સણસોલી જઈને તેના નાના મોટા ખેડૂતોને મળવાની અને તેમના સવાલની ચર્ચા કરવાની મજા માણતો. વળી સવાર-સાંજ વિદ્યાર્થીઓ સાથે પ્રાર્થનામાં જોડાઈ કંઈક સલાહસૂચના આપતો. વળી તેમની સાથે સફાઈ-કામમાં કે બીજી કાળી મજૂરીમાં જોડાવાનો પણ હું લહાવો લેતો.[1]

---

૧. વરસની આખરે વિદ્યાર્થીઓ, શિક્ષકો અને સ્વંયસેવકો મળીને આશરે પંદરેક ભાઈઓ ત્યાં રહેતા હતા ત્યારે એક દિવસ સવારે આશ્રમમાં તુવેરની દાળ, ચોખા કે શાક નહોતાં. તેથી આંધણ માટે ચૂલા પર પાણીનું તપેલું ચઢાવીને મેં તુવેરની દાળ સણસોલીથી લેવા કોઈને મોકલ્યો. બીજી બાજુ ઘઉંના લોટમાં મીઠું મસાલો નાંખીને કણક બાંધી. કયાંય સુધી ગામેથી તુવરની દાળ તો ન જ આવી, ત્યારે મેં ઊકળતા પાણીમાં મીઠું, હળદર નાંખીને તેમાં ઘઉંની કણકની ઢોકળી મૂકવા માંડી. તે સરસ સીજી ગઇ, એટલે અમે દાળ વિનાની મસાલેદાર ઢોકળી ખાઈને મોજ કરી!

આ વિદ્યાલય શરૂ કરતાં પહેલાં મેં એક નવી પ્રવૃત્તિ આદરી તેનો ઉલ્લેખ કરવો જોઈએ. આ વરસમાં એક પછી એક આશ્રમ ખોલતો ગયો, ત્યારે તે વિષે મિત્રો સાથે વાતો કરીને તેને માટે જરૂરી દાન અપાવવા તેમને હું વિનંતિ કરતો. સાથે સાથે આ બધી સંસ્થાઓનું રીતસર સંચાલન કરવાને એક સંસ્થા સ્થાપવાનું તેમની સાથે મળીને વિચારતો. પહેલાં તો "ગ્રામ સહાયક મંડળ" જેવું નામ મને સૂઝયું અને તેના ઉદ્દેશ અને બંધારણનો કાચો ખરડો તૈયાર કરેલો. પણ તે વિશે કંઈ નિર્ણય થઈ શકે તે પહેલાં તો મેં જાનેવારીમાં રાનીપરજ વિદ્યાલય શરૂ કરી દીધું. અને તેની વ્યવસ્થાપક કમિટી તરફથી નાણાંની પહોંચ સ્વીકારવામાં આવતી. જૂનની પહેલી સુધીમાં પ્રતાપનગર અને સરધામાં શાળાઓ શરૂ કરી અને તેની પહોંચ આપીને કંઈક દાન મેળવવા માંડયાં. જૂન માસમાં "હકીકત પત્ર–૧"ના મથાળાથી બધા આશ્રમ વિષે મેં પહેલો હેવાલ પ્રકટ કર્યો. તેની છપાઈ અને રવાનગી મુંબઈથી કરવાની બધી જવાબદારી કેશવપ્રસાદ દેસાઈએ ઉપાડી લીધી. આ પત્રિકાના લેખક તરીકે મારા નામની સાથે "ગ્રામવિકાસ કાર્યાલય, ડભાણ ભાગોળ, નડિયાદ" એ સરનામું છાપ્યું. વરસની આખર સુધીમાં આવાં ચાર હકીકત પત્ર પ્રકટ થયાં પછી દિલ્હીથી પ્રેમલીલા મહેતાએ એકસો રૂપિયાનો ચેક મોકલીને સંસ્થાના નામની રીતસરની પહોંચ મોકલવાની માગણી કરી ત્યારે હું ગુંચવાયો. ત્યાં સુધી તો જે તે આશ્રમને નામે પહોંચ અમે આપતા, પણ સમગ્ર આશ્રમ-પ્રવૃત્તિ માટે આ રકમ મોકલી તેની પહોંચ કયે નામે સ્વીકારવી? પણ ત્યાં સુધી જે સરનામેથી હું બધી પ્રવૃત્તિ કરતો તેને લક્ષમાં રાખીને સમગ્ર આશ્રમપ્રવૃત્તિની વ્યવસ્થા માટે હવે રીતસર "ગ્રામ-વિકાસ સંઘ" નામની સંસ્થા સ્થાપવાનું મેં મિત્રોની સંમતિ લઈને નક્કી કર્યું.

ચોમાસું આગળ ધપતું હતું તે દરમ્યાન કલેકટરની ભલામણથી

મુંબઈ સરકારે આખા જિલ્લામાંથી બાજરી અને ડાંગર ખરીદવાની સર્વ સત્તા અમારા સહકારી ખરીદ–વેચાણ સંઘને આપવાનું ઠરાવ્યું. બાજરી અને ડાંગરના ભાવ કલેકટર છેક નીચા રાખતા હતા તે ખેડૂતના હિતમાં વધારવાની અમે ભલામણ કરી. તે વખતે કોઈ તાલુકામાં ખરીદ-વેચાણ સંઘ નહોતો તેથી અમારા સંઘે મહેમદાવાદ, માતર, નવાગામ, ખેડા, મહુધા, આણંદ વગેરે મથકે અમારા વતી ખરીદી કરવાને હુંશિયાર પ્રતિનિધિઓની નિમણૂક કરી. પછી તેમણે ખરીદેલા અનાજનો સંગ્રહ કરવાને ગોદામોની વ્યવસ્થા કરી. હવે સેંકડો ખેડૂતો અમારાં મથકો પર માલ વેચવા આવતા. તેમ અમારા ભાઈઓ રોકડા પૈસા આપીને ભરપટ્ટે અનાજ ખરીદીને ગોદામમાં ભરતા. વળી ડાંગરના ઢગ જામતા ગયા, તેમ તેમ અમે તે ચોખાની મિલમાં ખંડાવીને ચોખા તૈયાર કરતા. વળી સરકાર સાથે થયેલી સમજૂતી મુજબ અમારા સંઘને આખા જિલ્લામાં દુકાનો ખોલીને બાજરી અને ચોખા ઠરાવેલા ભાવે વેચવાના પરવાના મળ્યા. વધારાનું અનાજ બીજી સ્થાનિક સહકારી મંડળીઓને સરકારી પરવાના મુજબ વેચાણ માટે અમે સોંપતા. આમ ફસલ દરમ્યાન હજારો મણ બાજરી અને ડાંગરનો વહીવટ અમે કર્યો. તેથી જ સન ૧૯૪૪ના જૂન સુધીના એક વરસના વહીવટમાં સંઘે આશરે સત્તાવીશ હજારનો નફો કર્યો. આ બધી પ્રવૃત્તિ ફેલાતી ગઈ તે દરમ્યાન જિલ્લામાં, અનેક તાલુકામાં ખરીદ–વેચાણ સંઘ સ્થપાયા અને તેમના પ્રતિનિધિને જિલ્લા સંઘમાં યોગ્ય સ્થાન અપાયું.

આ ભારે કામને અણીશુદ્ધ પાર પાડવાને મારે વિવિધ કામગીરીમાં રોકાવું પડ્યું. એક બાજુ કલેકટર અને પુરવઠા ખાતાના ડેપ્યુટી કલેકટર, નડિયાદના મામલતદાર અને અવલ કારકુન વગેરેને વખતોવખત હું મળતો અને અમારી ખરીદી અને વેચાણના સવાલોની ચર્ચા કરતો. નવાગામથી ચોખા નડિયાદ લાવવાના અને

મહુધાથી બાજરી નવાગામ મોકલવાને અમારે પણ પરવાના લેવા પડતા. વળી કલેકટરની સલાહકાર કમિટીમાં બીજી સહકારી સંસ્થાઓ અને અધિકારીઓનો પણ મારે મુકાબલો કરવો પડતો. સંઘમાંથી ગામડાંની જે સહકારી મંડળીઓને ગ્યાસતેલ અને ખાંડ આપતાં તેમાંનો થોડોઘણો માલ નડિયાદમાં કાળા બજારમાં વેચાયાની ફરિયાદો રજૂ થતી ત્યારે ગરમા ગરમી જામતી. જિલ્લા સંઘનું આખું બંધારણ સુધારવાને પણ ચર્ચાઓ શરૂ થઈ. અમે થોડા મિત્રોએ આણંદના સંઘના પ્રમુખને ઘેર મળીને તેનો ફેંસલો કર્યો. એકંદર સંઘની સમગ્ર કામગીરીથી જિલ્લાના ખેડૂતો તેમના શાહુ-કારોના પંજામાંથી છૂટીને રોકડેથી વાજબી ભાવ પામ્યા અને સામાન્ય જનતાને બાજરી-ચોખા ઉપરાંત ઘઉં, ખાંડ અને ગ્યાસ-તેલ પણ ચોક્કસ દુકાનેથી વાજબી ભાવે મળતાં. તેથી લડાઈના કપરા કાળમાં લોકોએ રાહતનો દમ ખેંચ્યો. તે વખતે બંગાળના ભયંકર દુકાળમાં લાખો માણસો મરી ગયા તેના સમાચાર વાંચીને હેબતાઈ ગયેલા લોકો ચોક્કસ ભાવે અનાજ અને બીજો માલ મળતાં બહુ રાજી થતા.

સન ૧૯૪૩ની આખરે થોડા દિવસ હું વાત્રક વિદ્યાલયમાં રહેતો હતો ત્યારે ઓચીંતો માંદો પડયો. થોડા દિવસ તો સાદા દેશી ઉપચાર કર્યા. તેથી જરાય ન મટયું ત્યારે મહેમદાવાદથી દાક્તર રમણલાલને બોલાવ્યા. તે વખતે વાત્રક બે કાંઠે વહેતી હતી તેથી તે પાર કરવાને દાક્તર ઘોડા પર બેસીને આશ્રમમાં ઊતર્યા. તેમની દવાથી જરા ઠીક થતાં હું નડિયાદ જઈ સ્થાનિક ડૉકટરની સારવાર નીચે રહ્યો. તે વખતે જિલ્લામાં અનાજની ખરીદીનું કામ પૂરપાટ ચાલતું હતું તેથી કોઈવાર કલેકટર એકટન તો કોઈવાર આસિ. કલેકટર પિમ્પુટકર મને ઘેર મળવા આવતા. એવામાં નવે-મ્બર માસની આખરે ભાવનગરમાં મળવાની કાઠિયાવાડની ત્રીજી વિદ્યાર્થી પરિષદનું પ્રમુખસ્થાન લેવાનું આમંત્રણ મને મળ્યું. મારી

નબળી તબિયત છતાં વિદ્યાર્થીઓના આગ્રહને વશ થઈને હું ભાવનગર ગયો. ત્યાં રમેશને ઘેર ઊતર્યો ત્યારે ત્યાં ડૉક્ટર સુમંત અને શારદાબહેનને મળતાં મને ઘણો આનંદ થયો.

વિદ્યાર્થી પરિષદના પ્રતિનિધિ તરીકે જૂના શિક્ષણશાસ્ત્રી ગિરજાશંકર બધેકાનાં પુત્રી દિવ્યાબહેન મને બધા[1] કાર્યક્રમમાં દોરી જતાં. તેમની અને સનત મહેતા જેવા બીજા વિદ્યાર્થીઓ સાથે વાત કરતાં માલૂમ પડ્યું કે તાજેતરમાં કિસાનસભામાંથી રાજીનામું આપીને મેં સામ્યવાદી આંદોલનનો વિરોધ કર્યો હતો તેની સારી છાપ પડી હતી. પહેલે જ દિવસે ગાંધીજીના મોટા કદના એક તૈલચિત્રનો અનાવરણ વિધિ કરતાં મેં કહ્યું : 'આજે ગાંધીજીની[2] છબીને હાર પહેરાવું છું તે રીતે હું મારું દિલ તેમને ચરણે ધરું છું.'

આ પહેલો કાર્યક્રમ ઉત્સાહના વાતાવરણમાં પાર પડ્યો તે પછી આનંદવાટિકાના મેદાન પર પરિષદ માટે મંડપ બાંધવામાં આવેલો હતો ત્યાં પરિષદ ન ભરાય એવી ઇચ્છા દીવાને દર્શાવી તેથી પરિષદનાં વર્તુલોમાં ઠંડીનું મોજું ફરી વળ્યું. છેલ્લી ઘડીએ પરિષદની પહેલી બેઠક "ફ્રેન્ડ્ઝ ક્લબ"ના ખુલ્લા મેદાનમાં ભરવી

૧. સનત મહેતા હાલમાં ગુજરાતમાં પ્રજાસમાજવાદી પક્ષના આગેવાન છે અને વિધાનસભાના સભ્ય છે.

૨. તેવામાં ગાંધીજીએ વાઈસરોયને કાગળ લખીને બધી ભાંગફોડની પ્રવૃત્તિને સખ્ત શબ્દોમાં વખોડી કાઢી હતી અને જો તેમને છોડવામાં આવે તો બધી પરિસ્થિતિ વિષે નવેસર વાટાઘાટો કરવાની તૈયારી બતાવી હતી. છતાં બડા લાટસાહેબે તો ગાંધીજી સામે માથું ફેરવીને કંઈ જવાબ આપવાનો ઈન્કાર કર્યો. આવા સંયોગોમાં જેમની પાસેથી આઝાદીનો પહેલો પાઠ હું શીખ્યો તેમને ભાવિક અંજલિ આપીને હું કૃતકૃત્ય થયો.

પડી. પરિષદનું ઉદ્ઘાટન કરતાં ડૉ. સુમંતે જગતભરના વિદ્યાર્થી-ઓની કૂચકદમનો ઇતિહાસ આપ્યો, અને દેશની શરમ જેવાં જીવતાં હાડપીંજરનો ઉલ્લેખ કર્યો. પરિષદના પ્રમુખસ્થાનેથી બોલતાં મેં અનાજની તંગ પરિસ્થિતિનો ઉલ્લેખ કર્યો; ખેડૂતોને હેરાનગતિ કરનાર સરકારી હુકમોનો ખ્યાલ આપ્યો; તે માટે જવાબદાર અમ-લદારોની અનાવડતની સખ્ત ઝાટકણી કાઢી; ગાંધીજીને અંજલિ આપીને વિદ્યાર્થીઓ અને જુવાનોના સવાલોની ચર્ચા કરી તેમનું સંગીન સંગઠન કરવાની શિખામણ આપી. પછી કારાવાસ ભોગ-વતા દેશનેતાઓના છૂટકારા માટે, રૂસ અને ચીન અંગે તેમ જ વિદ્યાર્થીઓના વિવિધ પ્રશ્નો અંગે ઠરાવો પસાર કરવામાં આવ્યા.

બીજે દિવસે દક્ષિણામૂર્તિ ભવનના ચોગાનમાં પરિષદ માટે રાજ તરફથી બધી વ્યવસ્થા કરવામાં આવી હતી. તે દિવસે સવારે શારદાબેનને હાથે ધ્વજવંદન કરવામાં આવ્યું. વળી છેલ્લાં થોડાં વરસથી સૌરાષ્ટ્રનું વિદ્યાર્થી સંગઠન નબળું પડી ગયું હતું; તેથી અહીં સૌરાષ્ટ્રના ઘણા ભાગમાંથી આવેલા સોએક પ્રતિનિધિઓએ નવેસર સૌરાષ્ટ્ર વિદ્યાર્થી ફેડરેશન–મહાસભા રચવાનો ઠરાવ પસાર કરીને અને તેનું કામ ચલાવવાને કમિટી નીમીને આ પરિષદ પૂરી કરી.

સન ૧૯૪૪ના આરંભમાં આશ્રમોની પ્રવૃત્તિને એક વરસ પૂરું થયું, ત્યારે તેના કામનું સરવૈયું રજૂ કરી જનતા પાસે મદદ માગવાને મેં વાર્ષિક સંમેલન યોજવા માંડયાં. ઉદવાડાના રાનીપરજ વિદ્યાલયમાં હવે વિદ્યાર્થીઓની સંખ્યા ૩ થી ૩૩ ઉપર પહોંચી હતી. આ સંમેલન ઠક્કરબાપાના પ્રમુખપણા નીચે માર્ચના આરંભ-માં ભરવામાં આવ્યું. તે વખતે વિદ્યાર્થીઓની શિસ્તથી અને અમારા કામથી પ્રસન્ન થઈને ઠક્કરબાપાએ રૂા. ૧૦૦) ખાસ ભેટ તરીકે આપ્યા. પછી એપ્રિલના આરંભમાં વડોદરા રાજના વિદ્યાધિકારી

દા. જ્યોતીન્દ્ર મહેતાના પ્રમુખપણા નીચે સરધા આશ્રમનો મેળાવડો થયો તે પહેલાં એ આશ્રમમાં રાંદેરના (જિ. સુરત) ડૉ. કાંતિભાઈ અને નીકોરાના (જિ. ભરૂચ) રાવજીભાઈ[1] એ આશ્રમમાં આવી રહેલા. તેમણે આ સંમેલન માટે આશ્રમના ત્રીશેક વિદ્યાર્થીઓને સરસ કાર્યક્રમ રજૂ કરવાને ખાસ તાલીમ આપી. આ વિદ્યાર્થીઓએ સંવાદો, અભિનય ગીત, સમૂહ ગીત અને ગામઠી રાસનો મનોરંજક કાર્યક્રમ રજૂ કર્યો. તેમાં જંગલી હાકોટા અને ઉગ્ર હલનચલનથી ભરપૂર–આફ્રિકાના "ઝુલુ" હબસીઓના નામે યોજેલા સંઘનૃત્યથી ત્યાં હાજર રહેલા સર્વ પ્રેક્ષકો પ્રભાવિત થયા. તે વખતે વડોદરા રાજના દીવાન, અધિકારીઓ અને બીજા મિત્રોના શુભેચ્છાના સંદેશા મળ્યા. મે માસમાં પ્રતાપનગરની શાળાનો મેળાવડો મહેસાણા પ્રાંતના સુબાના પ્રમુખપણા નીચે પાર પડયો, તે વખતે ત્યાં ચાલતા ગ્રીષ્મ વ્યાયામવર્ગના યુવાનોએ અને શાળાના વિદ્યાર્થીઓએ થોડાં ગીત અને સંવાદનો કાર્યક્રમ રજૂ કર્યો. સભામાં પ્રવચનોમાં ક્ષત્રિય, રબારી વગેરે પછાત વર્ગની ઉન્નતિ સાધી નવો યુગ સ્થાપવાની આશા વ્યક્ત

[1] આ બંને ભાઈઓ છોટુભાઈ પુરાણીની ભૂગર્ભ પ્રવૃત્તિ કરનાર આઝાદ ટુકડીના સ્વયંસેવક હતા. તેમણે અને તેમના સાથીઓએ મળીને સરધા આશ્રમમાં રહીને સુથારી, દરજીકામ, કાંતણ-વણાટ વગેરે ઉદ્યોગની તાલીમ પણ વિદ્યાર્થીઓને બેએક વર્ષ સુધી આપેલી. કાંતિભાઈ અને રાવજીભાઈ જેમનાં મૂળ નામ ભોગીલાલ બાળવૈદ અને પરાગજી પટેલ હતાં, તેઓ ઉદવાડા અને વાત્રક આશ્રમમાં પણ વાર્ષિક મેળાવડાના પ્રસંગે સન ૧૯૪૫ સુધી વિદ્યાર્થીઓને તાલીમ આપતા. આ ભાઈઓએ શિક્ષકો અને વિદ્યાર્થીઓ સાથે મળીને સરધામાં એકવાર નળિયાં પાડયાં અને લાકડું મળતાં મકાન તૈયાર કરેલું. દા. ભોગીલાલ વાત્રક વિદ્યાલયમાં વખતોવખત રહેતા, વિદ્યાર્થીઓને કસરતકવાયતની તાલીમ આપતા અને તેમનાં જીવન ઘડવામાં રસ લેતા.

કરવામાં આવી. આ બધા મેળાવડાના પ્રસંગે કંઈ કંઈ દાન પણ જાહેર કરવામાં આવ્યાં.

સન ૧૯૪૪ના મે માસમાં ગાંધીજી ઘણા વખતથી બીમાર રહ્યા તેથી તેમને આગાખાનના મહેલમાંથી સરકારે છોડી મૂકયા. તે પછી થોડો વખત તેઓ જુહુકિનારે નરોત્તમ મોરારજીને બંગલે રહેતા અને સાંજે દરિયાકિનારે પ્રાર્થના કરતા. તે પહેલાં મેં ગાંધીભક્તિની જાહેરાત કરેલી તેથી સ્વાભાવિક રીતે તેમનાં દર્શન કરવાને પહેલી તક મેં ઝડપી લીધી. મે માસમાં એકવાર કોઈ મિત્રની સાથે મેં નજીક જઈ તેમનાં દર્શન કર્યાં. પછી છેક નીચે વળીને મેં પ્રણામ કર્યા ત્યારે તેમણે મારો વાંસો થાબડયો પણ મને ઓળખ્યો નહિ. તેથી બીજી વખત જઈને મેં તેમને પ્રણામ કર્યા ત્યારે એક સન્મિત્રે મારી ઓળખાણ આપી. તરત ગાંધીજીએ મૌનવાર હોવાથી હસતે હસતે ચિઠ્ઠીમાં લખ્યું: કેટલા વેશ કાઢશો— મારા જેટલા ? તે વાંચીને હું પણ હસી પડયો. તેમને વિષે મારી નવી ભાવનાની તેમણે ખેલદિલીથી કદર કરી. વેશપલટા માટે પોતાનો દાખલો આપીને તેમણે પોતાની ટીકાનો ભાર હળવો કર્યો. ગાંધીજીના દર્શનથી કૃતકૃત્ય થઈને મેં તેમની રજા લીધી.

ગાંધીજીના પ્રત્યક્ષ સમાગમથી પ્રોત્સાહિત થઈને અમે વાત્રક વિદ્યાલયનો વાર્ષિક સમારંભ જૂનના આરંભમાં નડિયાદના દાદુભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે ઊજવ્યો. તે વખતે બારેક વિદ્યાર્થીઓ મળીને એકંદરે વીસેક ભાઈઓ આશ્રમમાં રહેતા હતા.

થોડા જ વખત પર નડિયાદની શોરોક મિલ તરફથી ચાર વાછરડા,[૧] અને સોની મહાજન તરફથી એક શુકનીઆળ ગાય ભેટમાં મળેલાં. સરધા આશ્રમના અમારા મિત્રોએ આ સંમેલન માટે વિદ્યાર્થીઓને ખાસ તાલીમ આપીને મનોરંજક કાર્યક્રમ તૈયાર કર્યો. તેમાં ખાસ કરીને ચેતનવંતાં અભિનયગીત ગવાયાં તે સૌને બહુ જ ગમ્યાં. આ પ્રસંગે અમારા અગ્રણી સ્વામી સહજાનંદ સરસ્વતી ગુજરાતમાં પ્રવાસ કરતાં પધાર્યા તેથી અમારું કાર્ય દીપી ઊઠ્યું. તેમણે ખેતી અને ખેડૂતોની ઉન્નતિ માટે આવા વિદ્યાલયની જરૂરિયાત પર ભાર મૂક્યો અને તેને મદદ કરવાની ફરજ સમજાવી. આ પ્રસંગે ઉત્તર ગુજરાતના ઠાકોર મંડળના અને ચરોતરના ક્ષત્રિય મંડળના આગેવાનોએ હાજરી આપી અને તેમનાં બાળકોને અહીં મોકલવાની ઇચ્છા બતાવી.

સ્વામીજી ગુજરાતમાં પધાર્યા ત્યારે તેમણે માંડવી તાલુકાના ખેડૂતોની મોટી પરિષદમાં ભાગબટાઈ સામે જૂની લડત આગળ ધપાવવાને હાકલ કરી. તે સભામાં હાઇસ્કૂલમાં ભણવા ઇચ્છતા ગામડાંના વિદ્યાર્થીઓને મેં મારા વાત્રક વિદ્યાલયમાં મોકલવાની જાહેર વિનંતિ કરી. તેના થોડા મહિના અગાઉ નવસારી પ્રાંતના મહુઆ તાલુકામાં મહવરીયા ગામે ખેડૂતોની લડત વિષે મેં સભા કરેલી ત્યારે મારા આશ્રમમાં વિનાખરચે રહીને હાઈસ્કૂલમાં ભણવાની સગવડની જાહેરાત કરી હતી. તેથી જૂનથી તે ઑગસ્ટ

[૧] શોરોક મિલ તરફથી આશ્રમ માટે વાછરડાં દાનમાં આપવાનો સંદેશો મળ્યો ત્યારે મેં થોડા રબારીને દોરડાં લઈને તેને પગરસ્તે લઈ જવાને મોકલ્યા. પણ થોડા જ કલાકમાં તો વાછરડાં દોરડાં તોડીને પાછાં મિલમાં ભરાઈ ગયાં. પછી વાછડાને બાંધવાને દોરડાં અને લોઢાની સાંકળોની વ્યવસ્થા કરી ત્યારે તે વાછડાં આશ્રમમાં મહા-મુસીબતે પહોંચી ગયાં.

સુધીમાં મહુઆ, માંડવી, ચરોતર વગેરે બધા વિસ્તારમાંથી મળી કુલ વિદ્યાર્થીઓની સંખ્યા ૩૨ પર પહોંચી ગઈ.

સ્વામીજી ગુજરાતમાં ફર્યા ત્યારે તેમણે ખેડૂતોની નવી લડતને સુયોગ્ય ઉત્તેજન આપ્યું. ખેડા જિલ્લામાં ઓડ ગામે અમે કેટલાક ગણોતિયા માટે વરસોથી લડયા હતા તેનો દાખલો લઈને પાસેના કણભાઈપુરા ગામના ગણોતિયા ખેડૂતોએ, રજનીભાઈની[1] મદદથી સારું સંગઠન જમાવીને સ્વામીજીને ત્યાં પધારવા વિનંતિ કરી. તેમની સાથે હું પણ એ ગામે ગયો ત્યારે સેંકડો ખેડૂતોના લડાયક જુસ્સાથી હું પ્રોત્સાહિત થયો. ખરેખર સ્વામીજીએ ગરમ થયેલાં લોઢા પર બરાબર ઘણ માર્યા. પરિણામે ઘણાખરા ગણોતિયા છેવટે તેમના કબજાની જમીનના માલિક બન્યા. ગુજરાતમાં કણભાઈ-પુરાએ અજબ ઇતિહાસ રચ્યો અને તેમાં સ્વામીજીએ યશસ્વી ફાળો આપ્યો.

આ પ્રવાસ કરતાં પહેલાં સ્વામીજીએ પણ મારા જેવા જ કારણસર કિસાનસભામાંથી રાજીનામું આપી દીધું હતું; તેમને તો તરત સારા દેશમાં કંઈ નવું સંગઠન કરવું હતું. તેથી તેમણે બંગાળ, ઉત્તર પ્રદેશ વગેરે નજીકના પ્રાંતના મિત્રો સાથે મસલત કરીને સંયુક્ત કિસાનસભાની સ્થાપના કરી. અમે ગુજરાતમાં તો ખેડૂતસભા કાઢીને સંતોષ માન્યો હતો છતાં અમારે કોઈ રાષ્ટ્રીય સંસ્થાનું છત્ર જોઈએ; તેથી સાથીઓએ મળીને સંયુક્ત કિસાનસભા સાથે ગુજરાતની સભા જોડવાનું નક્કી કર્યું. સંયોગ-

---

૧. વિલાયતથી બૅરિસ્ટર થઈ આવેલા રજની પટેલ તે વખતે કલેકટરની અનાજ સલાહકારી કમિટીના સભ્ય હતા અને જૂની કિસાનસભા સાથે સંકળાયેલા હતા. હાલમાં મુંબઈમાં રહી હાઈકોરટમાં વકીલાત કરે છે.

વશાત્ નવી સભામાં કંઈ વાર્ષિક સંમેલન મળ્યાં નહિ. પણ સ્વામીજીનો અકાળે અંત આવ્યો ત્યાં સુધી તેઓ જૂની કિસાન-સભામાં ન જ ભળ્યા.

સન '૪૪નું ચોમાસું જામતું ગયું તેમ મારું દિલ નડિયાદ પરથી ઊઠતું ગયું. સરકારે બીજે ચોમાસે અમારા સંઘને ખરીદીનું કામ સોંપવાની નીતિ છોડી દીધી. જમીનના ક્ષેત્રફળ મુજબ અનાજની "લેવી"નો ફરજિયાત ફાળો બાંધેલા ભાવે ખરીદવાની નીતિ સરકારે સારા રાજ્યમાં અખત્યાર કરી. મુંબઈમાં તે વિષે ચર્ચા કરવાને રાજ્યની કમિટી મળેલી ત્યારે આવા ફરજિયાત ફાળાનો મેં વિરોધ કરેલો અને ખેડૂતને જે વેચવાનું હોય તેની ખરીદી સહકારી સંસ્થાઓ મારફત કરવાની જૂની નીતિ ચાલુ રાખવાની હિમાયત કરેલી. હવે "લેવી"ની નીતિ મંજૂર થઈ ત્યારે કયા ખેડૂત પાસે કેટલો ફાળો લેવો તે નક્કી કરવાની સત્તા સરકારી અધિકારીઓને જ સોંપાઈ. વળી અમારા સંઘના વધેલા અનાજ-માંથી ફાવે તેટલો માલ ફાવે તેને આપવાની સત્તા પણ અમલદારો પાસે જ રહી. આમ ખરીદી ને વેચાણની જે સર્વોપરી સત્તા અમારા સંઘ પાસે હતી તે સરકારે ઝૂંટવી લીધી તેથી હું નાસી-પાસ થયો. હવે કાળા બજારના જમાનામાં સરકારની મહેરબાની પર જ અમારા સંઘને જીવવાનું રહ્યું. વળી કલેક્ટરની સલાહકાર કમિટીમાં જિલ્લાની સહકારી સંસ્થાઓના પુરવઠા માટે સરકારી અધિકારીઓ સાથે મારે લડવું પડતું. ધીમે ધીમે કમિટીમાં મારી ગણતરી ઓછી થતી ગઈ તેથી મારા પગ નીચેથી ધરતી સરકવા લાગી.

અમારા જિલ્લા સંઘમાં પણ પરિસ્થિતિ બગડતી ગઈ. ઉનાળામાં ગાંધીજી જેલમાંથી છૂટ્યા પછી કોંગ્રેસી આગેવાનો બહાર નીકળતા ગયા. આવી મોટી સહકારી સંસ્થામાં મારા જેવા

બિનકૉંગ્રેસીની સત્તા તેમને ખૂંચતી ગઈ. ધીમે ધીમે અમારી કમિટીમાં મારા વહીવટ વિષે વિરોધ, ટીકા અને કટુતાના સૂર વધતા ગયા. આવતી વાર્ષિક સભામાં તો હું પ્રમુખ થવાનો નહોતો. પણ તેની કમિટીમાં ઇજ્જત સાચવીને ભાગ લેવાનું મારે માટે મુશ્કેલ બનતું ગયું. વળી આગલા એક વરસમાં જ મેં ચાર આશ્રમ ખોલ્યા હતા. તો હવે મારા જિલ્લામાં જ સ્થાપેલા વાત્રક આશ્રમમાં જ મારું થાણું જમાવવાનો વિચાર મગજમાં ઘૂમવા લાગ્યો. આ આશ્રમમાં વિદ્યાર્થીઓની સંખ્યા સપાટાબંધ વધતી હતી ત્યારે જમીન થોડી અને તે પણ પારકી હતી. તેથી મેં આશ્રમના વિસ્તારમાં જ કોઈ મોટું વિશાળ ખેતર ખરીદવાનો મનસૂબો કર્યો.

મહેમદાવાદમાં ફરતાં માલમ પડયું કે આશ્રમ પાસે આવેલા વહેળાની પાર મોટા કૂવાવાળી આશરે ૪૫ વિઘાં જમીન સાબરમતીમાં રહેતા એક રેલવેના માજી અધિકારીએ થોડાં વરસ પર ખરીદી છે અને ત્યાં પતરાંનાં થોડાં છાપરાં પણ બાંધ્યાં છે. તે જમીન તેને વેચવી છે એવું પણ જાણવામાં આવ્યું. તેને ખરીદવાને મારી પાસે તો કંઈ રકમ નહોતી પણ નડિયાદમાં મારા મિત્ર ચિમનલાલ નરખી[1] સાથે એવું ઠરાવ્યું કે તેમના એક શ્રીમંત મિત્ર આ જમીનની કિંમત આપીને પોતાના નામનો જ દસ્તાવેજ કરાવે અને તેમની રકમનું છ ટકા જેટલું વ્યાજ લઈને તેઓ અમને ખેડવા આપે. આવી સમજૂતના આધારે મેં મહેમદાવાદના એક મિત્રને એકસો રૂપિયા લઈને જમીનની વાજબી કિંમત ઠરાવીને

---

૧. ભાઈ ચિમનલાલે જૂના વખતમાં નડિયાદમાં સ્થાપેલી અંત્યજ શાળામાં શિક્ષક તરીકે કામ કરેલું. સન ૧૯૩૫માં વિલાયતથી પાછો આવીને હું તેમને મળ્યો ત્યારે તેઓ હરિજનોની સેવાનું તેમજ વિમાનું અને જમીનો ખરીદી સોસાઈટીનાં મકાનો બાંધવાનું કામ કરતા.

બાનાખત કરાવી લેવા મોકલ્યા. તે સાંજે રૂ. ૬૦૦૦માં જમીનનું બાનાખત કરાવીને તેમણે મારા હાથ મૂક્યું; નડિયાદમાંથી છૂટકારાનો દિવસ હવે નજીક આવવાથી મારા આનંદનો પાર ન રહ્યો. તરત ભાઈ નરખીને ખબર આપીને તેમના મિત્રને જમીન દેખાડવાની વિનંતિ કરી.

બરાબર એક વરસ પર મહારાજ પાસેથી આશ્રમની જમીન લીધી હતી તે જ દિવસે—ઑગસ્ટનાં ૧૨મીએ—દસ્તાવેજ કરવાની મુદ્દત ઠરાવી. દરમ્યાન ભાઈ નરખી તેમના મિત્રને આ જમીન દેખાડી ન શક્યા, તેથી તેમના નામ પર જમીન ખરીદવાની ના પાડી. છતાં તેમણે કહ્યું કે જો હું જમીન મારે નામે લઉં તો તો કબજાગીરેનો દસ્તાવજ કરાવીને તેમના મિત્ર મને પાંચ હજાર રૂપિયા આપશે અને સાંથ પેટે તેમની રકમ પર ૭ ટકા વ્યાજ જ લેશે. આ વાત સાંભળીને મેં પૂરા ઉત્સાહથી જિલ્લા સંઘના મિત્રો પાસેથી બનતી રકમ ઉછીની લીધી અને બાકીની ચેકથી નરખીએ આપી. આમ પૂરા પૈસા લઈને હું મહેમદાવાદ ગયો અને વાત્રક ખેડૂત વિદ્યાલયના વહીવટદાર તરીકે મારા નામ પર આ જમીનનો પહેલો જ દસ્તાવેજ રજિસ્ટર કરાવી લીધો. પછી થોડા જ વખતમાં બધા મિત્રોના પૈસા ભાઈ નરખીના મિત્રે ચૂકવી આપ્યા અને તેમને નામે મેં જમીનનો કબજાગીરેનો દસ્તાવેજ કરી આપ્યો. મૂળ દસ્તાવેજ થયો તે જ દિવસે ભરવરસાદમાં બધા બળદ ને વાછડા લઈને મારો કાર્યકર રઘુવીર વહેળા પાર નવી જમીન પર પહોંચી ગયો. થોડાક દિવસમાં મેં પણ ત્યાં રહેવાનો લહાવો લીધો. ત્યાં જમીનની વચ્ચે ઊંચી જગ્યાએ આવેલો મોટો કૂવો જોઈને વિદ્યાર્થીઓ માટે આવતા શિયાળામાં ઘઉં પકવવા માટે તે કૂવા પર એન્જિન મૂકવાનો વિચાર કર્યો. નવી જમીનના થોડા દિવસના અનુભવ પરથી એ વિષે પાકો નિશ્ચય કર્યો.

નડિયાદમાં બેસીને તપાસ કરતાં માલૂમ પડ્યું કે સલુણના એક

ખેડૂતને મારે જોઈતો બધો માલ વેચવાનો છે અને તે કૂવા પર લાવીને ગોઠવતાં આશરે રૂા. ૪૫૦૦ થાય. તરત મેં આખા જિલ્લાના સંઘના મિત્રોને ગયા વરસના નફામાંથી આશ્રમ માટે કંઈ ફાળો આપવાની વિનંતિ કરી. તેમની પાસેથી અને બીજા દાનમાંથી જોઈતી રકમ મળી જતાં ઑકટોબર માસ દરમ્યાન એન્જિન પંપ વાત્રક નદીના મહેમદાવાદ તરફના કિનારા સુધી તો હું જાતે ખટારામાં ભરીને લાવ્યો. નદી પાર કરવાને બે ગાડાં ભાડે કર્યાં. તેમાં બધો માલ ભરીને સામે કિનારે આટલો ભાર લઈ ચઢતાં ગાડાં બે વાર પાછા પડયાં. છેવટે, ભારે રેતને સાફ કરીને ઝાડની નાની ડાળીઓ રસ્તામાં માટી નીચે દબાવી ત્યારે તેના પર થઈને ગાડાં સમીસાંજે આશ્રમમાં પહોંચ્યાં. બધા સંચા કૂવા પર જોડીને ચાલુ કરતાં માલમ પડયું કે આ જૂની ઢબનું ભારે એન્જિન સહેજે ચાલે એવું નહોતું. વખતોવખત મારે નડિયાદથી આ એન્જિનની મરામત માટે આશ્રમ તરફ દોડવું પડતું. છેવટે એક હોંશિયાર કારીગરની સાથે અમે બધા આખો દિવસ મંડયા ત્યારે છેવટે પંપમાંથી પાણીનો પ્રવાહ નિયમિત વહેતો થયો.

નવા એન્જિન પંપની ગડમથલમાં હું રોકાયો હતો ત્યાં સુધીમાં ખેડા જિલ્લાના કલેકટર સાથે મારો મતભેદ પરાકાષ્ઠાએ પહોચ્યો. એ સાલનું ચોમાસું શરૂ થયા પછી નડિયાદની સહકારી મંડળીઓને સંઘ તરફથી મોકલવાના પુરવઠા વિષે સરકારી અધિકારીઓએ છેક જ આપખુદ અને નિષ્ઠુર વલણ દાખવવા માંડયું. તાલુકામાં નોંધાયેલા ઘરાકો માટે જુલાઈમાં નજીવો જ પુરવઠો સંઘને મળ્યો. ઑગસ્ટમાં ઘણું ઘણું દબાણ કર્યા પછી કંઈક વધારે મળ્યો અને સપ્ટેમ્બરની પહેલી તારીખે આપવાનો માલ છેક ૧૮ મીએ અને તે પણ નજીવા પ્રમાણમાં મળ્યો. ફરી ફરીને અધિકારીને લખવા અને મળવા છતાં પરિસ્થિતિ બગડતી હતી. તેવામાં નવાગામ પાસેના ગોભળજ ગામેથી કોઈ ખેડૂતોના ડાંગરના

જથ્થાનો ખોટો અંદાજ કરીને વધારે પડતો માલ 'લેવી'માં લેવાને સ્થાનિક અધિકારીઓએ ભારે હેરાનગતિ આદરી. આ વિષે મેં ફરિયાદ કરી ત્યારે હંમેશાં સભ્યતાથી વાત કરનાર કલેકટરે તોછડો જવાબ આપ્યો. તેથી સપ્ટેમ્બર માસથી કમિટીની સભામાં હાજરી આપવાનું મેં બંધ કર્યું. તે વિષે પત્રવહેવારમાં મેં કલેકટરને સાફ લખી દીધું કે કેટલીયે સહકારી મંડળીઓની ફરિયાદો તેમને પહોં-ચાડવા છતાં કંઈ રાહત મળી નહોતી; અને હવે ગોભળજમાં ખેડૂતોને ઘોર અન્યાય થાય ત્યારે સરકારી કમિટીમાં મૂંગે મોઢે બેસી રહેવું મારે માટે અશકય બન્યું છે. આવી રીતે જિલ્લા કમિટી સાથે અસહકાર થયા પછી સંઘની વાર્ષિક સભામાં આવતી સાલના પ્રમુખ તરીકે મોતીભાઈ વકીલ ચૂંટાયા. તેથી નડિયાદ છોડવાનો મારો માર્ગ મોકળો થયો.

સહકારી સંઘની જવાબદારીમાંથી છુટકારો મેળવીને હું દીવા-ળીમાં નાણાં ઉઘરાવવા મુંબઈ ગયો. જન્મભૂમિ કાર્યાલયમાં હું ગયો ત્યારે અમૃતલાલભાઈએ મને જોતાંવેત મારી ખબર પૂછી. મેં તરત કહ્યું કે મારા આશ્રમો માટે દિવાળીની બોણી લેવા આવ્યો છું. તરત તેમણે રૂા. ૫૦૦નો ચેક મને આપ્યો. પછી બધા આશ્રમની પ્રવૃત્તિ વિષે વાતે વળગ્યા. થોડા દિવસ મુંબઈમાં રહ્યો એટલામાં તો આશ્રમથી ખબર આવી કે પાછું એન્જિન બંધ પડયું છે, માટે તરત આવો !

નડિયાદથી પાછો કાબેલ કારીગર લઈ જઈને એન્જિન ચાલુ તો કર્યું. પણ હવે એમ લાગ્યું કે આવડી બધી જમીન ખરીદીને તેમાં કૂવાની ખેતી કરવી હોય અને આશ્રમના પચાસેક બાળકોની સંભાળ રાખવી હોય તો મારે હવે ત્યાં જ પથારી કરવી જોઈએ. તેથી વરસના આખરે નડિયાદ છોડીને વાત્રકકિનારે હું રહેવા ગયો અને નર્યા ગ્રામવિસ્તારમાં વસવાનો લહાવો પહેલીવાર લેવા માંડયો.

## ૧૧. સાધના અને સિદ્ધિ

વાત્રક ખેડૂત વિદ્યાલય માટે સન ૧૯૪૪ની આખરે સારી જમીન ખરીદીને તેના પર એન્જિનપંપ મૂકયા પછી ખેતરમાં ઘઉંનો મોલ ઝૂલતો હતો ત્યારે ઘણીવાર હું તેની પાસે બેસીને નવી યોજ-નાઓ વિચારતો. તે વખતે વલ્લભવિદ્યાનગરના સર્જક ભાઈલાલભાઈ પટેલ પાસેથી હું ઘણી પ્રેરણા મેળવતો, અને તેમના રાહે પ્રગતિ કરવાના ખ્યાલ કરતો.

વરસેક પર હું નડિયાદમાં બેસીને લેખનની અને રચનાત્મક પ્રવૃત્તિ ચલાવતો હતો ત્યારે એક દિવસ મોતીભાઈ અમીનના ચરોતર કેળવણી મંડળ તરફથી તેના વધુ વિકાસનો વિચાર કરવાને મિત્રોની સભા બોલાવવામાં આવી. આણંદમાં ચરોતર વ્યાયામ શાળાના વિશાળ ખંડમાં આ સભા મળી ત્યારે જૂના સ્વયંસેવક ભીખાભાઈએ અને ભાઈલાલભાઈએ[1] મળીને સામાન્ય આર્ટ્સ કૉલેજ કાઢવાની યોજના રજૂ કરી. સુરતથી ખાસ પધારેલા એક અધ્યાપકે અને બીજા અનેક ભાઈઓએ તેમાં સંમતિ આપી. પણ તેનો સખ્ત

૧. અમદાવાદની મ્યુનિસિપાલિટીના ઇજનેરની કામગીરી સન ૧૯૪૨ની લડતના સંયોગોમાં છોડીને તે ફારગ થયા ત્યારે ગામડાના ઉદ્ધારની યોજના ઘડતા હતા. તેવામાં તેમને ચરોતર કેળવણી મંડળનું સુકાન સોંપાયું તેથી ભીખાભાઈનો સાથ તેમને સાંપડયો.

વિરોધ કરતાં મેં કહ્યું કે, હાલની કૉલેજમાં જે શિક્ષણ અપાય છે તેથી વિદ્યાર્થીઓ કંઈ ધંધો શીખતા નથી અને સ્વાશ્રયી થતા નથી; લંડનના દરેક વિભાગમાં છે તેવી વિવિધ ઉદ્યોગ–ધંધા શીખવવાની સુસજ્જ સંસ્થાની જિલ્લામાં આજે ખાસ જરૂર છે. મારા વિરોધને વડોદરાના મગનભાઈ શંકરભાઈ પટેલે અને બીજા થોડા મિત્રોએ ટેકો આપ્યો. છેવટે તે વિષે વિચાર કરી ભલામણ કરવાને એક કમિટી નીમાઈ તેમાં મારી પણ નિમણૂક થઈ. થોડાક દિવસમાં હું ભાઈલાલભાઈનું સારું ઓળખાણ કરવા અને તેમની યોજનાની પૂરી ચર્ચા કરવા આણંદ ગયો ત્યારે તેમની દૂરગામી વિચારશક્તિનો પરચો મને મળ્યો.

તેમને મળ્યો ત્યારે ઘણા ભાવથી મને બેસાડીને તેમણે પોતાની યોજના સાંગોપાંગ સમજાવી. આણંદ પાસે જ આડા માર્ગને નામે ઓળખાતી જમીન[૨] તેના માલિકો પાસેથી કૉલેજ માટે દાનમાં લેવી અને તેને સુધારી તેનો અડધો ભાગ માલિકોને પાછો આપવો; તેના પર જથ્થાબંધ ઇંટો સસ્તામાં પાડીને અને તેમાંથી કેટલીક વેપારીભાવે વેચીને બાકીની માફકભાવે વાપરવી; જંગલનાં લાકડાં જથ્થાબંધ ભાવે લઈ, બેન્શોથી વહેરીને અને સુતારો પાસે ઘડાવીને વેચતા જવું અને બાકીનાં મકાનમાં વાપરવાં; મોટરો સંસ્થાનો માલ ખેંચે અને બીજાનો માલ ઘેર પહોંચાડીને કંઈક કમાણી કરે; લોખંડનો માલ અને સિમેન્ટની પાઈપો બનાવીને ગામડાંને પૂરી પાડવી અને બાકીની આપણા કામમાં લેવી; વીજળીથી નગરને રોશન કરવું અને તે વડે પાણી ખેંચી બાજુની જમીનોને રસબોળ

૨. આ જમીન આણંદ, કરમસદ ને બાકરોલના ત્રિભેટા પર આવેલી છે. ત્યાં વરસોથી બહારવટિયાએ થાણું જમાવેલું અને ત્યાં ધોળે દિવસે લૂંટાઈ જવાનો ભય રહેતો. સરદાર વલ્લભભાઈએ કહેલું કે ભાઈલાલભાઈએ ધૂળમાંથી સોનું નીપજાવ્યું છે.

કરવી. આવી રીતે કારખાનાની, ગટરની, બાંધકામની, રસ્તાની વગેરે તમામ વ્યવસ્થા ઓછા ખરચે કરીને વિવિધ પ્રકારની ઉચ્ચ કેળવણી માટે નવી વસાહત સ્થાપવાની સંપૂર્ણ યોજના તેમણે રજૂ કરી. આ બધું સાંભળીને હું સ્તબ્ધ જ થઈ ગયો. મારી પાસે ટીકા કે ટિપ્પણ કરવાને કંઈ શબ્દો રહ્યા નહિ.[1] થોડા વખતમાં આ યોજના મંજૂર થયા પછી જ્યારે તેઓ જમીન પર કાચાં ઝૂંપડાં બાંધીને[2] ઈંટ-ચૂનો પકવતા હતા અને બધી જમીનની માપણી કરી નકશા બનાવતા હતા ત્યારે ત્યાં અને પછી પ્રખ્યાત થયેલા મોટા આંબા નીચે તેમને મળતો ગયો ત્યારે તેમના કામ વિષે નવું નવું શીખતો અને તેની ઝડપી પ્રગતિથી હું ખુશ થયો.

ભાઈકાકાએ પ્રથમ તો તેમની કેળવણીના વિશાળ કાર્યની વ્યવસ્થા કરવાને ચરોતર કેળવણી મંડળની સ્થાપના કરી. તેવી રીતે મારા નાના આશ્રમોની વ્યવસ્થા કરવાને મેં ગ્રામ વિકાસ સંઘની યોજના સન ૧૯૪૩થી તૈયાર કરી અને સન ૧૯૪૪ના જૂન સુધી-ના તેના વહીવટનું સરવૈયું અમારા હકીકતપત્રમાં પ્રકટ કર્યું. પછી સન ૧૯૪૫ના આરંભમાં આ સંઘના સભ્યો નોંધીને અને દાદા સાહેબ માવલંકરની સલાહ મુજબ તેનું બંધારણ ઘડીને, મુંબઈના અધિકારીને મંજૂરી માટે મોકલ્યું હતું. વળી ભાઈકાકાએ ઈંટો, ચૂનો, સિમેન્ટ, લોખંડ વગેરે સામાન બનાવવાને અને નળ-ગટર

1. ભાઈલાલભાઈ સાથે આ વાતો કરીને હું નડિયાદ ગયો ત્યારે તેમની "વિદ્યાનગરની યોજના" વિષે એક લેખ કર્મભૂમિ પત્રમાં મેં પ્રકટ કર્યો. તે પરથી ભાઈલાલભાઈ મને તેમના નગરની ફોઈબા કહેતા; કારણ કે તેમણે "વિદ્યાનગર"ના શબ્દ આગળ "વલ્લભ" નામ ઉમેરીને પોતાની વસાહતનું નામ પાડ્યું.

2. ભાઇલાલભાઈ અને ભીખાભાઈ ૩-૩-'૪૬ના રોજ ઝૂંપડાં બાંધીને પહેલીવાર આ જમીન પર રહેવા ગયા તેથી દર વરસે ત્રીજી માર્ચનો દિવસ "વલ્લભ વિદ્યાનગર દિન" તરીકે ઉજવાય છે.

વગેરેની વ્યવસ્થા કરવાને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળની સ્થાપના કરી.[1] હવે ઘઉંના ખેતર પાસે બેસીને હું પણ અમારી બહોળી ખેતી ઉચ્ચ ધોરણસર કરવાને, એંજિન-પંપ ચલાવવાને, ગાય-ભેંસની સંભાળ રાખવાને અને અનુકૂળ લાગે તે ગ્રામ ઉદ્યોગો ચલાવવાને કંઈક સહકારી સંસ્થા સ્થાપવાનો વિચાર કરતો. નડિયાદમાં મોટી સહકારી સંસ્થાનો વહીવટ મેં કરેલો હતો અને ગુજરાતમાં અનેક સહકારી સંઘની સ્થાપનામાં મેં રસ લીધેલો. વળી કોઈ સહકારી ખાતાના કર્મચારીએ પંચમહાલમાં ઉચ્ચતર ખેતી અને ગ્રામોદ્યોગ ખીલવવાના હેતુસર ચાલતી સહકારી સંસ્થાની માહિતી મને આપી હતી. આ વિષે સહકારી ખાતાના ભાઈઓ સાથે ચર્ચા કરીને અને ઉચ્ચતર ખેતી વગેરે કામ માટે યોજેલા પેટા નિયમની નકલ મેળવીને વાત્રક સહકારી વિકાસ મંડળની યોજના મેં તૈયાર કરી. એક દિવસ અમદાવાદના સહકારી અધિકારી અમારા આશ્રમમાં પધાર્યા ત્યારે તેમણે અમારી યોજના પસંદ કરી. તેથી આ સહકારી મંડળની યોજના સન ૧૯૪૫ના માર્ચ માસમાં રીતસર મંજૂર થઈ. તે મંડળનો હું પ્રમુખ નીમાયો. પછી મંડળે આશ્રમની બધી જમીન ઋણવત પટા કરીને ખેડવા રાખી અને અમારા એન્જિન-પંપ વેચાણથી રાખી લીધાં. વળી, પાસેની વધુ જમીન મંડળે વેચાતી લીધી અને નેનપુરના હરિજનોની જમીન પણ પટાથી ખેડવા રાખી. અન્જિન પર ઘંટી મૂકીને મંડળે આશ્રમનું અને લોકોનું અનાજ દળવા માંડ્યું. આ જમીન પર આશ્રમની ગૌશાળા બંધાઈ ત્યારે તેને વિનાખરચે મુંબઈથી[2]

---

૧. ચારુતર વિદ્યા મંડળ અને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ—બંને સંસ્થા સન ૧૯૪૫ની સાલમાં જ સહકારી ધોરણે નોંધાઈ હતી. તે જ વરસમાં મારી બે સંસ્થાઓ પણ નોંધાઈ.

૨. અમે આશ્રમમાં ગૌશાળા બાંધી તે પછી અમરતલાલ શેઠે અમને ઉત્તેજન આપવાને પંદરેક ભેંસો અને પાડો રેલવેનો ડબ્બો ભરીને મહેમદાવાદ સ્ટેશને મોકલી આપ્યાં તે અમે મંડળને સોંપી દીધાં.

પાલવવાને મળેલી પંદરેક ભેંસોનો હવાલો મંડળને સોંપાયો. વળી જિલ્લાના કાર્યકરોના મારા પરિચયને લીધે નવા મંડળને આરંભથી જ શેરની થાપણ ખાતે પણ સારી રકમ મળી તેથી તેનું કામકાજ સારી રીતે જામી ગયું.

ઉદવાડામાં રાનીપરજ કન્યાઓ માટે નવી પ્રવૃત્તિ આ સાલમાં શરૂ થઈ. આગલી સાલમાં રાનીપરજ વિદ્યાલયનું એક વરસ પૂરું થયા પછી સરકાર તરફથી મને પૂછવામાં આવ્યું કે તમને ઉદવાડામાં રાનીપરજ જાતિની ૩૦ કન્યાઓ માટે છાત્રાલય ચલાવવાને પૂરો ખરચ આપવામાં આવે તો તેનો વહીવટ કરવા ખુશી છો? આ વિષે ઉદવાડાની કમિટીએ આવું વિદ્યાલય ચલાવવાની તૈયારી બતાવીને તે માટે તજવીજ પણ શરૂ કરી દીધી. સન ૧૯૪૨માં ગાંધીજી જેલમાં ગયા તે પહેલાં તેમણે હંસાબહેન અને મુંબઈ ભગિની સમાજની બહેનોએ ગામડાંની સ્ત્રીઓ માટે સેવાની કંઈ પ્રવૃત્તિ કરવા સૂચના આપેલી. આ વિષે હંસાબહેને મને વાત કરી તે પરથી મેં રાનીપરજ કન્યા છાત્રાલયની જમીન લઈ કાચું મકાન બાંધવામાં તેમની સહાય માગેલી. તે પરથી આગલા ચોમાસામાં ભગિની સમાજના પ્રતિનિધિ મંડળે ઉદવાડા જઈને છાત્રાલય માટે જમીન પણ પસંદ કરેલી. હવે '૪૫ ના એપ્રિલ માસમાં છાત્રાલય માટે ઉદવાડા ગામના સરિયામ રસ્તા પર આવેલી જરૂરી જમીન એ સમાજે ખરીદ કરી તેનો પાકો દસ્તાવેજ કરાવી લીધો. તરત મારા જૂના સાથી દલસુખરામ શાસ્ત્રીએ ત્યાં જઈને ૩૦ કન્યાઓ માટે જરૂરી સગવડવાળું કામડાંનું મકાન બાંધી દીધું. પહેલી જૂનથી રાનીપરજ કન્યા છાત્રાલય ત્રણ કુમારિકાને દાખલ કરીને શરૂ કરવામાં આવ્યું. ત્રણ વરસમાં આશ્રમની વ્યવસ્થાપક કમિટીએ તેનો વહીવટ કરીને કન્યાઓની સંખ્યા પચીશ પર પહોંચાડી. પણ તેને

કન્યા છાત્રાલયનો વહીવટ અને નિભાવ કરતાં ભારે આર્થિક મુસીબત પડતી. તેથી તેમના કાર્યમાં આરંભથી જ મદદ કરનાર મુંબઈની ભગિની સમાજને છાત્રાલયનો વહીવટ સન ૧૯૪૮માં સોંપવામાં આવ્યો.

આવી રચનાત્મક પ્રવૃત્તિમાં હું રોકાયેલો હતો ત્યારે મે માસમાં ('૪૫) કોંગ્રેસની વિદ્યાર્થી સમિતિ તરફથી ઈંટોલામાં સારા ગુજરાત માટે ગ્રીષ્મશાળા યોજવામાં આવી. હું થોડા જ મહિના પર ગાંધીજીને મળી આવ્યો હતો અને રાષ્ટ્રવાદી તરીકે પંકાયો હતો તેથી આ ગ્રીષ્મશાળામાં કિસાન આંદોલન વિષે થોડાં વ્યાખ્યાન આપવાનું આમંત્રણ મને મળ્યું. તે વખતે આ શાળાના સંચાલકોમાં સુરતના પોપટભાઈ વ્યાસ, ભરૂચના ઠાકોરભાઈ શાહ, વાડાશીનોરના નટવર મોદી, વડોદરાના મનુભાઈ પટેલ, ખેડા જિલ્લાના ઘનશ્યામ પંડિત વગેરે આશાસ્પદ યુવકો હતા. આ શાળામાં સરેરાશ આશરે બસો વિદ્યાર્થીઓ ઈંટોલાની હાઇસ્કૂલનાં વિશાળ મકાનોમાં રહીને સવારસાંજ જુદા જુદા વિષય પર વ્યાખ્યાનો સાંભળતા, તે વિષે ચર્ચા કરતા અને બાકીના વખતમાં સાથે સાદું ભોજન લઈ આનંદપ્રમોદ કરતા. આ વર્તુલમાં દાખલ થઈને મેં રસોડાની મુલાકાત લીધી ત્યારે ચૂલા પરથી ગરમાગરમ રોટલીઓ ઊતરતી જોઈ; તે પરથી મેં સવારે રોટલા, શાક અને સાંજે ખીચડી કે દાળભાત જેવું સાદું ભોજન લેવાની સૂચના કરી; પણ શહેરના જુવાનિયા તો જ્ઞાન સાથે ગમ્મત કરવા આવ્યા હતા એટલે તેમણે હસીને મારી વાતને ઉડાવી દીધી.

મારા પહેલા પ્રવચનમાં મેં આયર્લૅન્ડનું રાષ્ટ્રીય સાહિત્ય, વ્યાયામ વગેરે અનેક પ્રવૃત્તિઓ વિષે વિવેચન કર્યું. પણ બેત્રણ દિવસ હું ત્યાં રહ્યો તે દરમ્યાન મોટે ભાગે તો દેશની અને ગુજરાતની કિસાન લડતો અને કિસાનોનાં જૂનાં બંડ વિષે હું બોલ્યો. કિસાનસભામાં પક્ષીય નીતિ દાખલ થવાથી મેં તેમાંથી રાજીનામું

આપ્યું હતું. છતાં લગભગ છ વરસ સુધી કિસાનોના જે વિરાટ આંદોલનથી નવો ઇતિહાસ રચાયો હતો તે વિષે હું ઘણું અભિમાન ધરાવતો. તેથી પૂરી રાષ્ટ્રીય દૃષ્ટિથી તેમજ જુસ્સાથી મેં કિસાન પ્રવૃત્તિનાં જુદાં જુદાં સોપાનનું મુદ્દામ બયાન આપ્યું. આમ છતાં તે વખતે હું સક્રિય કિસાન કાર્ય નહોતો કરતો તેથી ઇટોલાના મોટા ખાતેદારોએ પણ મારું સ્વાગત કર્યું તેમજ મારી આશ્રમપ્રવૃત્તિ વિષે પૂરી સહાનુભૂતિ દાખવી, ને ગ્રીષ્મશાળાની બધી પ્રવૃત્તિમાં ગામના અને બહારના જુવાનીઆએ ભારે તરવરાટ અને જોશીલો ઉત્સાહ દાખવ્યો તે હજી પણ મારી નજર આગળ તરે છે.

ગ્રામ વિકાસ સંઘ મારફત બધા આશ્રમ માટે દાન લઈ તેનો વહીવટ ચાલતો હતો. હવે તેના કાચા બંધારણ મુજબ તેના નોંધાયેલા સભાસદોની પહેલી સભા જૂન માસમાં દાદા સાહેબના પ્રમુખપણા નીચે બોલાવવામાં આવી. તેમાં ૧-૫-૪૩ થી ૩૦-૬-૪૪ સુધીની આવકજાવકનું સરવૈયું મંજૂર થયું. તે મુજબ સંઘને આશરે રૂપિયા તેર હજાર જુદા જુદા આશ્રમોના નિભાવ માટે મળ્યા હતા અને તે સંસ્થાઓના વ્યવસ્થાપકોને સોંપ્યા હતા. એ સભામાં સંઘનું કાચું બંધારણ રીતસર મંજૂર કરીને તે મુંબઈના અધિકારીને મંજૂરી માટે મોકલવાનું પણ ઠરાવ્યું. વળી આ સભાએ માવલંકરને પ્રમુખ તરીકે અને મને ઉપપ્રમુખ તરીકે ચૂંટીને અને કુલ સાત સભ્યોની એક કાર્યવાહક કમિટી નીમીને સંઘનું કામ રીતસર શરૂ કર્યું

આ સાલનું ચોમાસું બરાબર જામ્યું ત્યાં સુધીમાં ખેતીના કાર્યકરોના વસવાટ સારુ વિશાળ ઓટલાવાળા ત્રણ બેવડા ખંડ-પવાળું આશરે ચાસ ફૂટ લાંબું મકાન બાંધવામાં આવ્યું હતું.

વળી ચોમાસા દરમ્યાન એટલી જ લંબાઈ પહોળાઈની એક ગૌશાળા પણ બંધાઈ હતી, અને તેના એક ઓરડામાં તાજો વીઆયેલો એક વાછડો બાંધીને દાદા સાહેબે તેનું ઉદ્દઘાટન કર્યું હતું. જૂન–જુલાઈ માસમાં બંસીવાલા મહારાજને તેમના કોઈ સ્વાર્થી ભગતોએ અમારા વિદ્યાર્થીઓ અને શિક્ષકોના કંઈ વર્તન વિરુદ્ધ ખૂબ ભંભેર્યા હતા. અમારી સંસ્થામાં તે વખતે મહુઆ–માંડવીના મળીને કુલ સિત્તેરેક વિદ્યાર્થીઓ હતા અને તે પૈકી કોઈ હરિજનો પણ હતા. બધા ભેગા મળીને ભણતા અને જમતા. આ સાચી વાત અને બીજી કપોલ-કલ્પિત ગપ સાંભળીને મહારાજે દશેરાને દિવસે બપોરે અમારી પાસેના કોઈ ભગતના ખેતરમાં ખેડૂતોની સભા ભરી. બધી ચર્ચા-વિચારણાને અંતે ખેડૂતોનું સરઘસ કાઢીને "સનાતન ધર્મની જય"-નાં સૂત્રો પોકારતા નદીને માર્ગે આશ્રમને દરવાજે આવી પહોંચ્યા. તેમણે અમને આજ ને આજ આશ્રમ ખાલી કરવાનો હુકમ કર્યો. ધાર્મિક ઝનૂનથી છલકાતા વાતાવરણમાં કંઈ વિરોધ કર્યા વિના તરત જ નવી જમીનમાં બધા વિદ્યાર્થીઓને ખસેડવાનો મેં નિર્ણય કર્યો. પણ તે વખતે અંધારું થતું હોવાથી વહેળો ઓળંગીને બધી ફેરબદલી થઈ શકે એમ નહોતું. તેથી વિદ્યાર્થીઓએ બધો સામાન બાંધી લીધો. અને અમારું બળદગાડું જોડીને અને તેના બે ત્રણ ફેરા કરીને ટેબલ, ખુરશીઓ, ખાટલા, ગોદડાં, ખાદ્યખોરાકીનો અને બધો સરસામાન બંસીવાલા આશ્રમની હદની બહાર પડતર જમીનમાં ખડકી દીધો. ત્યાં જ ઘણાખરા વિદ્યાર્થીઓએ રાતવાસો કર્યો. બીજે દિવસે સવારે પૂરું સ્થળાંતર થયા પછી નવાં મકાન, સિત્તેર વિદ્યાર્થીઓ અને નવા રસોડાની સગવડ માટે એક ઝૂંપડું તરત બાંધીને અમે નવો સંસાર શરૂ કર્યો. મેં પણ ઓટલાને છેડે એક નાની ઓરડી બાંધીને તેમાં રહેવા માંડયું.

બંસીવાલા મહારાજની અમાનુષી આપખુદી સામે મારા

દિલમાં જે આગ લાગી તે મેં અમદાવાદમાં દાદા સાહેબની આગળ ઠાલવી. તેમની સંમતિથી આશ્રમની નવી પરિસ્થિતિ વિષે વિચાર કરવાને ઑક્ટોબરની આખરે ગ્રામ વિકાસ સંઘની ખાસ સામાન્ય સભા બોલાવવામાં આવી. તે સારુ અમે નેનપુર ગામમાંથી મોટા આથર લાવીને નવા આશ્રમના ચોગાનમાં ખાસ મંડપ બાંધ્યો. સંઘના સભ્યો, નેનપુર ગામના આગેવાનો અને વિદ્યાર્થીઓથી મંડપ ભરાઈ ગયો. સભામાં દશેરાના દિવસે બંસીવાલા મહારાજે તેમના મકાનમાંથી કરેલી અમારી હકાલપટ્ટીનો વિગતવાર હેવાલ મેં રજૂ કર્યો. પછી ઠરાવ કરીને "વાત્રક ખેડૂત વિદ્યાલય મહારાજના આગ્રહને કારણે એકાએક ખસેડવું પડ્યું...તે સાંભળી આ મંડળની લાગણી દુભાઈ છે તેમ જ મહારાજશ્રીના ઉતાવળિયા અને આપખુદ વર્તનથી દુઃખ થયું છે," તે જાહેર કરવામાં આવ્યું. પછી ૧૨-૮-૪૩ના ઠરાવથી જૂનો આશ્રમ મને સોંપવામાં આવેલો તેનો અકારણ ભંગ કરવાને પણ મહારાજને દોષિત ઠરાવ્યા. તે બાબતમાં મહારાજ ફરી વિચાર કરી આશ્રમને ન્યાય ન આપે તો કાયદેસર પગલાં લેવાનું પણ ઠરાવવામાં આવ્યું. છતાં હવે અમે અમારા પોતાના જ મકાનમાં રહેતા થયા તેથી સભાના સૂચન મુજબ મેં કંઈ પગલાં લીધાં નહિ. તે જ સભામાં આશ્રમ માટે નવી જમીન ખરીદીને તે વાત્રક સહકારી વિકાસ મંડળને ગણોતે ખેડવા આપી હતી તેમ જ કૂવા પર મૂકેલા એન્જિન-પંપ પણ એ સહકારી સંસ્થાને વેચાણ આપ્યાં હતાં, તે બધી કામગીરી મંજૂર કરવામાં આવી.

'૪૫ની આખરે આશ્રમના નવા મકાનમાં હું રહેવા ગયો ત્યારથી વખતોવખત કંઈ ને કંઈ કામે નેનપુર ગામમાં જતો. એક વખત રેલવેના ફાટક પાસે જૂના નેનપુર સ્ટેશનનું પાટિયું ઊંધું મૂકેલું જોયું તેથી મને તેની યાદ આવી. તરત ગામમાંથી રેલવે સ્ટેશન વિષે પત્રવ્યવહારનું દફતર લઈને મેં મુંબઈના રેલવે

અધિકારીને લખવા માંડયું. બીજી બાજુ મને મનમાં વિચાર આવ્યો કે મણિનગર જવા નવા સ્ટેશનની આસપાસ હોટલો અને દુકાનોનો કોલાહલ જામે છે તેવો આ સ્ટેશન ખૂલશે ત્યારે અહીં પણ જામે. તેથી વાત્રક અને મેશ્વો જેવી સરસ નદીઓની વચ્ચે આવેલ આ રળિયામણા વિસ્તારની સૌમ્ય શાંતિ અભંગ રાખવાને કંઈક વિચારવું જોઈએ, તે સારુ જૂના સ્ટેશનથી પૂર્વ તરફની જમીનના સળંગ વિસ્તારમાં ચાંચ બોળવાનો વિચાર મને ઘેરી વળ્યો.

આ જમીનના સોદા કરવામાં પરમાર્થની સાથે આશ્રમનો સ્વાર્થ પણ મારા દિલમાં ભળ્યો. મારી બધીયે સંસ્થાને રોજ નાણાંની જરૂર તો રહેતી જ. નેનપુરના જ નવા આશ્રમમાં સર્વ વિદ્યાર્થીના વસવાટ માટે નવાં મકાન બાંધવાની શરૂઆત કરી હતી. તેમ નવા સહકારી મંડળે થોડા જ મહિનાના પહેલા વરસમાં આશરે રૂપિયા છવીસસોની ખોટ ખાધી હતી, તે પછીના પૂરા વરસમાં વધવાનો સંભવ હતો. પછી યાદ આવ્યું કે વલ્લભ વિદ્યાનગરને પણ વધારાની જમીનમાં પ્લોટ પાડીને વેચતાં સારી રકમ મળી હતી. મારા મિત્ર રેવાશંકર ત્રિવેદી અમદાવાદમાં મહાવીરનગરના પ્લોટ વેચીને ટંકશાળ પાડતા હતા. નડિયાદના મિત્ર નરખી પણ આ માર્ગે આગળ ધપી રહ્યા હતા. વળી કેટલાક મિત્રોએ પોતાને માટે થોડી થોડી જમીન લેવાની ભલામણ મને કરી હતી. તો પછી હું આશ્રમ અને સોસાયટીની ખોટ પૂરી કરવાને જમીનના ધંધામાં કેમ ન પડું?

આ વિચાર મગજમાં ઘૂમતાં સ્ટેશનની પૂર્વે આવેલી જમીન અમદાવાદના એક ખાતેદાર પાસેથી ખરીદીને એક મિત્રને બાનાની રકમ આપીને મોકલ્યા. ત્યારે જવાબ મળ્યો કે તેમની સનંદીયા અને બીજી સરકારી જમીન વરસે રૂા. ૭૫૦ના ગણવત પટાથી નવ્વાણું વરસને માટે આપવાની છે. ગણોતની આવડી મોટી રકમ

સાંભળતાં હું ચકિત થયો. છતાં તે શરતે પણ જમીન આપવાનું બાનાખત કરાવી લઈને મેં તેનો પૂરો લાભ લેવા વિષે વિચાર કરવા માંડયો.

હવે આ સાલમાં ગાંધીજીને અને સરદારને મળીને કૉંગ્રેસની પ્રવૃત્તિમાં મેં કંઈક ભાગ લીધો તેનો ઉલ્લેખ કરવો જોઈએ.

સન '૪૪ના ઉનાળામાં ગાંધીજીને સહેજ મળી આવ્યો, તે પછી નડિયાદની સંઘની અને લેખનની બધી પ્રવૃત્તિ છોડીને હું આશ્રમપ્રવૃત્તિમાં જ દટાઈ ગયો. તેથી ગાંધીજી પાસેથી કંઈ માર્ગ-દર્શન મેળવવાને મેં તેમને લખીને મળવાનો વખત માગ્યો. જવાબ મળતાં હું વર્ધા થઈને સેવાગ્રામમાં નરહરિભાઈનો મહેમાન થયો. બીજે દિવસે ગાંધીજીને મળ્યા. ત્યારે તેમનો મૌનવાર હતો. મેં તેમની આગળ કિસાનસભામાંથી મારા અને સ્વામીજીના રાજીનામાની વાત કરી. પછી ઠક્કરબાપાના સહકારથી ઉદવાડાથી પ્રતાપનગર સુધી જે આશ્રમો ચલાવતો તેનો ખ્યાલ ટૂંકમાં આપ્યો. બધું શાંતિથી સાંભળી તેમણે જે લેખિત સંદેશો[1] આપ્યો તેનો સાર એ હતો કે પાછલા અનુભવને લીધે તેઓ ને બીજા મારાથી ડરે છે; છતાં સારું કામ ચાલુ રહે તો અવિશ્વાસ દૂર થાય: બાકી બધા સારા કામમાં તેમના આશીર્વાદ તો છે જ.

[1]. સંદેશો નીચે મુજબ હતો:

૧. "સહજાનંદનું તો હું જોઈ લઈશ.

૨. "તમારે વિષે સમજ્યો. ઠક્કરબાપા, કાનજીભાઈ, માવલંકર વિ. તમારી પૂંઠે છે ત્યાં કંઈ કહેવાપણું નથી. બધાયને થોડોઘણો અવિશ્વાસ હોય તો તે સહન કરજો, ને તમારા વર્તનથી એ ભૂંસી નાંખજો. મારા આશીર્વાદ તો દરેક શુભ કામમાં છે જ. તમારી ઉપર મારો વિશ્વાસ તો પરિચયથી જ થાય. ૧૯૧૫ની સાલથી તમને ઓળખું છું. તમારી સાથે કામ કર્યું છે, તમારી પાસેથી લીધું છે, કડવામીઠા પ્રસંગો

પછી થોડા મહિનામાં ઠક્કરબાપાનો તાકીદનો સંદેશો મને મળ્યો કે મારે સરદારને પૂના જઈને તરત મળવું. તે વખતે તેઓ આવતી સાલની ચૂંટણીઓની વ્યૂહરચના કરી રહ્યા હતા. બાપાએ મને છેક જ ભૂલી જવાની ફરિયાદ સરદારને કરી તે પરથી મને તેમનું તેડું મળ્યું. હું તરત પૂને જઈ ને દીનશાજીના કુદરતી ઉપચારના ભવનમાં સરદારને મળ્યો. બાજુ પર જ ગાંધીજી રહેતા પણ તેમને તો થોડા માસ પર જ મળેલો તેથી સરદારે જ મારી સાથે વાત કરી લીધી. કોંગ્રેસની છત્રછાયામાં કામ કરવા વિષે મને પૂછ્યું. આટલા કડવા મીઠા અનુભવ પછી પણ સરદારે કોંગ્રેસના તંત્રમાં મને કંઈક સ્થાન આપવાની ઇચ્છા બતાવી તેથી હું ખુશ થયો. મેં નમ્રપણે કહ્યું કે સારા ગુજરાતના ક્ષેત્રમાં ફરી દાખલ થવાની મારી ઇચ્છા નથી, પણ હું ખેડા જિલ્લામાં રહું છું તેથી ત્યાં કંઈ કામગીરી સોંપાય તો જરૂર ખુશીથી કરું. આ વિષે જરૂરી સૂચના ગુજરાતના તંત્રવાહકોને આપવાનું કહીને સરદાર બીજી વાતે વળગ્યા. મારી આશ્રમપ્રવૃત્તિ અને સાધનોની મુસીબતોની વાતો કરી. તેમ ગુજરાત માટે નવી ઢબની યુનિવર્સિટી સ્થાપવાની જે પ્રવૃત્તિ ચાલતી તેની હળવી ટીકા કરી. છેવટે સરદારે ચાહીને

આવ્યા છે. તમારામાં ગુણો જોયા છે. તમારી અસ્થિરતા અનુભવી છે એટલે હું ડરું છું. પણ મારો સત્યાગ્રહીને ડર હોવો ન જોઈએ; કેમ કે તમારાં સારાં કામમાં હું વચ્ચે ન જ પડું. મારો એવો પણ અનુભવ છે કે સારું કામ પોતાની સાથે જગતનો આશીર્વાદ રાખે છે. એટલે તમે નિડર થઈ કર્તવ્ય કર્યે જાઓ.

૩. "છોકરાંઓ વિષે તમે કહો છો તે ગમે છે. એ વિચારીશ. અમલમાં મુશ્કેલી જોઉં છું. મેં એક લાખની માગણી કરી નથી. મને તો એક હજાર ખરા જુવાનિયા મળે તો એ સદ્‌ભાગ્ય સમજું. હું તો જોયા કરું છું.
૧૬—૧—'૪૫ બાપુ."

મને ખાસ બોલાવ્યો તે માટે ખરા દિલથી આભાર માનીને હું પાછો ફર્યો.

આશ્રમમાં જઈને મેં જુલાઈના આરંભમાં એક વિસ્તૃત નિવેદન પ્રકટ કર્યું. તેમાં સરદાર સાથેના ત્રીશ વરસના લાંબા પરિચય પર નજર નાંખીને અને નરીમાન પ્રકરણમાં તેમની કરેલી ટીકા માટે માફી માગેલી તેનો ઉલ્લેખ કરીને મેં લખ્યું : 'તેમને (ગાંધીજીને) સેવાગ્રામમાં મળ્યો ત્યારે તેમના સાંગોપાંગ આદેશ પાળવાનું વ્રત લઈ આવ્યો. હવે શ્રી વલ્લભભાઈને શિર નમાવીને ફરીવાર મને અપનાવવાની વિનંતિ કરી આવ્યો છું."

સરદારે ગુજરાત કોંગ્રેસના આગેવાનોને સૂચના આપી તેની અસર તરત થઈ. ખેડા જિલ્લામાં તરત રાવજીભાઈ પટેલ મળ્યા ત્યારે કોંગ્રેસી પ્રચારકાર્યના દરવાજા મારે માટે ખોલી નાખ્યા. મેં વખતોવખત નડિયાદના કોંગ્રેસભવનમાં જઈને માધવલાલભાઈ અને રાવજીભાઈને મળવા માંડ્યું અને મહેમદાવાદ વગેરે તાલુકામાં ખેડૂતોને ગણોતનો કાયદો સમજાવવા ફરવા માંડ્યું. નવેમ્બરના આરંભમાં ખેડા જિલ્લાની સમિતિએ લડાઈ પૂરી થયા પછી પણ ચાલુ રાખેલી, ખેડૂતોના ઘઉં, ડાંગર પર લેવાતી લેવી પ્રથાને સખ્ત શબ્દોમાં વખોડી કાઢી. તેમણે ખેડૂતોને સ્પષ્ટ શબ્દોમાં સૂચના આપી કે સરકાર માગે તેટલું અનાજ આપવાનો ઇન્કાર કરવો પણ પોતાની જરૂરિયાતથી વધારાનું હોય તો જરૂર સરકારને વેચવું. આ ઠરાવનો પ્રચાર કરવાને બોરસદ, ઠાસરા વગેરે તાલુકામાં સભાઓ યોજાઈ. તેમાં મેં કોંગ્રેસી સાથીઓ સાથે પૂરો સહકાર કર્યો.

'૪૫ના છેલ્લા માસમાં ભારે ગણોતે નેનપુર સ્ટેશન પાસે જમીન રાખવા વિષે હું જરા ગુંચવાયેલો હતો ત્યારે એક દિવસ નડિયાદ જઈને હું ભાઈ નરખીને મળ્યો; ત્યાં સુધીમાં મેં જાણી

લીધું કે સ્ટેશન પાસે ગામની અને ખેડૂતોની મળીને બીજી જમીન પણ રૂપિયા બસોપચીસના ગણોતે લાંબા પટાથી મળે એમ હતું. મેં ભાઈ નરખીને કહ્યું કે નેનપુર સ્ટેશનની પૂર્વે તેને સરતી જરા ઊંચાણ પર આવેલી સળંગ જમીન ૯૯ વરસના ઊંચા ગણોત-પટાથી મળે એમ છે. તરત તેમણે કહ્યું કે તમારી પાસે તો સોનાની લગડી છે! ખુલાસો કરતાં તેમણે ઉમેર્યું કે અઘાટ વેચાણ જમીનના જેમ પટાની જમીનના પણ પ્લોટ પાડીને ઠીક રકમ લઈ વેચી શકાય; તેના પર વરસે ભાડું મંગાય અને મળે પણ ખરું. આ સાંભળીને હું ખુશ થઈ ગયો. બીજે દિવસે અમદાવાદ જઈ રેવાશંકરભાઈને મળ્યો ત્યારે તેમણે તરત મારી જમીનના વાર ગણી કાઢ્યા અને અંદાજ કાઢ્યો કે રસ્તાની જમીન બાદ કરીને આશરે ૬૦,૦૦૦ વાર જમીન અડધે રૂપિયે વારથી વેચાય તો મને ૩૦,૦૦૦ રૂપિયા મળે! આ સાંભળીને હું છક થઈ ગયો. તેમણે હજાર હજાર વારના પ્લોટ પાડી દરેકના રૂ. ૫૦૦) લેવા અને તેના પહેલા હપ્તા તરીકે રૂ. ૨૦૦) લેવાની સૂચના આપી.

આ બધી સલાહથી હિંમત કરીને સન '૪૬ના આરંભમાં મારા પ્રમુખ દાદા સાહેબની સંમતિ મેળવવા હું ગયો. તે વખતે તેઓ લાંબી માંદગીમાંથી સાજા થતા હતા તેથી તેમના બંગલાના ચોગાનમાં તે ખાટલા પર બેઠા હતા. તેમની આગળ આશ્રમો અને વાત્રક સહકારી મંડળની આર્થિક સ્થિતિ વિષે થોડી વાત કરી. પછી નેનપુરના જૂના સ્ટેશન પાસે શહેરોની બજારુ ધમાલ ન ફેલાય તે સારુ પાસેની થોડી જમીન લાંબા ગણોતપટાથી લઈ તેના પ્લોટ પાડવાની દરખાસ્ત મેં રજૂ કરી. ધંધાદારી મિત્રોની સલાહ મુજબ આ યોજનાથી સારો લાભ થાય તો આશ્રમની સગવડો વધારવામાં ઉપયોગી નીવડે. દાદા સાહેબ પોતે કુદરતના

બહારમાં સાદું જીવન ગાળવાના ઘણા શોખીન હતા તેથી સહેજે મારી યોજનામાં તેમણે સંમતિ આપી. ઉપરાંત તેમણે આ યોજના સાકાર થાય એટલે તેમાં થોડા પ્લોટ પોતે રાખવાની મરજી બતાવી.

દાદા સાહેબની મારી મુલાકાત સફળ થઈ એટલે મેં રેવા-શંકરભાઈ ને મળીને અમદાવાદના ખાતેદાર પાસે ગણુવતનો દસ્તા-વેજ કરાવવાને કદાચ પહેલાં જ રૂા. ૭૫૦ આપવા પડે તે માટે તેમની મદદ માગી. તરત તેઓ આશ્રમમાં આવીને બધી જમીન જોઈ ગયા અને જરૂરી રકમનો ચેક મને આપી દીધો. થોડા દિવસમાં મહેમદાવાદ જઈ અમદાવાદના ડાહ્યાભાઈ ત્રિભુવનદાસ પાસે ૯૯ વરસનો પટો લખાવીને સરકારના રજિસ્ટ્રાર પાસે નોંધાવ્યો ત્યારે કુલ ખરચ રૂપિયા સો જેટલું પણ ન થયું. હવે ગણોતની રકમ તો પહેલા વરસને અંતે આપવાની હતી એ જાણીને તરત મેં સ્ટેશનને સરતી ગામની જમીનોના કુલ વરસે સવાબસોના લાંબા ગાળાના પટા પણ નજીવા ખરચે કરાવી લીધા.

સ્વાભાવિક રીતે દાદા સાહેબને જ હવે પટાના પાકા દસ્તા-વેજની જાણ કરીને તેમનો સહકાર માગવા હું તરત મળ્યો. આ જમીનના પ્લોટના સમૂહને "વાત્રકનગર" નામ આપવાનું મેં ઠરાવ્યું હતું, તેથી તેના જોઈતા પ્લોટ લેવા તેમને મેં વિનંતિ કરી. તેમણે બધી હકીકત સાંભળીને એ પ્લોટ લેવાનું કબૂલ કર્યું. તેની કુલ એક હજારની કિંમત પેટે મેં રૂપિયા ચારસોનો ચેક આપવાની માગણી કરી; ત્યારે તેમણે થોડા દિવસમાં ચેક મોકલ-વાનું કહ્યું. દાદા સાહેબનો ચેક મળ્યા પછી અમદાવાદના દૈનિક પત્રોમાં "વાત્રકનગરમાં દાદા સાહેબ માવલંકરનું મંગળાચરણ"– એ મથાળા નીચે નેનપુર સ્ટેશન પાસેની યોજનાનો સાર મેં પ્રકટ કર્યો. પછી આશ્રમના કામમાં એએક વરસથી સહાય આપનાર

ભાઈ રતિલાલ ખુશાલદાસ પટેલે[1] ને મારા ભાઈ રમણભાઈએ મળીને આશરે ત્રીશ પ્લોટનો નિકાલ કરી આપ્યો. કકલભાઈ કોઠારી, જયંતિ દલાલ અને બીજા ઘણા મિત્રો આ થોડાઘણા પ્લોટ ખરીદતા ગયા. ઉપરાંત આશ્રમને સરનામે વાત્રકનગરને નામે ચેકનો વરસાદ વરસતો ગયો. એએક મહિનામાં જમીન પેટે ખરચેલી જૂજ રકમને આધારે, સન્મિત્રોની સહાનુભૂતિથી આશરે રૂ. ૧૫૦૦૦ મળી ગયા. મારી જિંદગીમાં જે ધંધા કરેલા તે અવળા પડેલા; પણ આશ્રમના કલ્યાણ માટે આદરેલા આ ધંધામાં મને ચમત્કારિક ફત્તેહ મળી.

નેનપુર સ્ટેશન પાસે આવી સળંગ જમીન મળ્યા પછી તેના મધ્ય સ્થાને એક કૂવો ખોદાવવા માંડયો અને તેના ઉપર કુપરનું એન્જિન મૂકવાની પણ તૈયારી કરી. વળી આટલી સારી રકમ થોડા મહિનામાં મળી તેથી હવે બને તો પટાને બદલે અઘાટ વેચાણથી થોડી સારી જમીન લેવાનો વિચાર કર્યો. નેનપુરમાં જતાં આવતાં, તેના ચોતરા પાસે ખેડૂતોનું દૂધ ભરતા આગેવાન ખેડૂત અંબાલાલ લલ્લુભાઈ પટેલ સાથે મારી યોજનાઓ વિષે વાતો કરતો. તેમણે સ્ટેશનના વડથી આમસરણના સરિયામ રસ્તા પર નજીકમાં આવેલી જમીન મને ખરીદવા સૂચવ્યું. ત્યાં જમીનના થોડા ટુકડાનું નક્કી કર્યા પછી માલૂમ પડયું કે તેની સાથે સંધાયેલી ઉપરની જમીન મહેમદાવાદના એક ગૃહસ્થની હતી. તેનો ભાવ જરા આકરો લાગ્યો છતાં જે રકમો મને મળી હતી તેમાંથી તે

૧. તેમના પિતા ખુશાલદાસભાઈ પાસેથી મેં સન ૧૯૨૦માં જે. એલ. ન્યુ ઇંગ્લીશ સ્કૂલ ચલાવવા લીધી હતી. રતિભાઈ થોડાં વરસથી આશ્રમ અને સહકારી મંડળના કામમાં સારો સહકાર આપે છે. આજ સુધી તેમનો સાથ કાયમ રહ્યો છે. હાલમાં તેઓ ગુજરાતની વિધાનસભામાં અપક્ષ સભ્ય છે.

ભરી શકાય એમ હતું. તેથી દાદા સાહેબની સંમતિ લઈને આ વરસની વસંતઋતુમાં બધી જમીનના દસ્તાવેજ કરાવી લીધા. તેમની સંમતિથી આ "મેશ્વોનગર"ના હજાર વારના પ્લોટ વારે સવા રૂપિયાના ભાવે આપવાનું નક્કી થયું. આ નવા નગરમાં દાદા સાહેબને કંઈ પ્લોટ લેવાના નહોતા. તેથી નવી યોજના વિષે તેમની સંમતિના કાગળની સાથે "વાત્રક–મેશ્વોનગર યોજના"ની નાની પુસ્તિકા મેં ઉનાળામાં પ્રકટ કરી. દાદા સાહેબે તેમના કાગળમાં લખ્યું કે વાત્રકનગરની યોજના ચીલે પડ્યા પછી "હવે તમે મેશ્વો પાસે પણ એ જ પ્રકારે યોજના કરવા માગો છો તે પણ આવકારદાયક છે." પછી આવાં નગરના જીવનનો આદર્શ રજૂ કરતાં તેમણે લખ્યું: "ખેતીવાડી, જાતમહેનત, ઉદ્યોગ, શારીરિક શ્રમ વગેરે સાથેનું સાદું ચારિત્ર્યમય અને ઈશ્વરસ્મરણ-વાળું જીવન આપણે સર્વે સાથે મળી જીવી શકીએ એવી આપણી કલ્પના છે." આ પત્ર સમેત પુસ્તિકા ઘણા મિત્રોને મેં મોકલી ત્યારે ઘણાયે અજાણ્યા ગૃહસ્થો તેમના કાગળની સાથે ચેક મોકલતા ગયા. થોડા માસમાં આ નગરના બધા પ્લોટ પણ ખપી ગયા. તેથી છેવટે આશ્રમને આશરે ચાલીશેક હજારનો નફો થયો. તેમાંથી વળી વાત્રકનગરની બાજુમાં કંઈક વધારે જમીનો મેં વેચાતી લીધી અને તેના પ્લોટને વાત્રકનગર નં. ૨ નું નામ આપીને તે વેચવા માંડ્યા. તે પણ વરસની આખર સુધીમાં ખપી ગયા.

'૪૬ના ચોમાસામાં આ બધાં નગરની વ્યવસ્થાનો વિચાર કરતાં સમજાયું કે એક ધર્માદા સંસ્થા તરીકે ગ્રામ વિકાસ સંઘ પ્લોટ ધરાવનાર ભાઈઓને યોગ્ય શરતે લોન અપાવી શકે નહિ. તેમ તેમને માટે પાણી–વીજળીની વ્યવસ્થા કરી શકે નહિ. તે માટે તો ખરું જોતાં રીતસર ગૃહનિર્માણ સહકારી મંડળી જેવી સંસ્થા જ જોઈએ. હવે અમારું વાત્રક સહકારી મંડળ પ્લોટની જમી-

નોમાં એન્જિન મૂકી ખેતીનું કામ કરતું હતું; તેથી જો તેના પેટા નિયમમાં વધારો કરીને તેને ગૃહમંડળની સત્તાઓ આપવામાં આવે તો તે બધું કામ કરી શકે. આ દૃષ્ટિથી અમારા સહકારી મંડળમાં ઉમેરવાના પેટા નિયમોનો ખરડો વ્યવસ્થાપક કમિટીમાં મંજૂર થયો. પછી અમદાવાદના સહકારી અધિકારીઓની સંમતિથી મંડળની ખાસ સામાન્ય સભાએ તેને નવેમ્બર માસમાં મંજૂર કર્યો.

હવે અમારે આશ્રમ તરફથી ખરીદેલી બધી જમીનો સહકારી મંડળને વેચાણ કરવાની કિંમતનો કૂટ સવાલ ખડો થયો. આશ્રમ તરફથી જ અમે આવડી બહોળી જમીનો હાથ કરવાનું સાહસ કરીને મોટો નફો મેળવ્યો તેથી પ્લોટની કુલ કિંમતે જ તે વેચવાનો આગ્રહ અમારા તરફથી થયો. બીજી પાસ પ્લોટ ખરીદનાર સહકારી મંડળના ભાઈઓએ, અસલ વીઘાથી લીધેલી જમીન વારના હિસાબે ખરીદીને ભારે રકમ ખર્ચી છે તેથી થયેલા મોટા નફામાં તેમના હિસ્સાનો હક રજૂ થયો. આ ચર્ચા થોડો વખત ચાલ્યા પછી દાદા સાહેબની સૂચનાથી આ બાબતનો નિર્ણય કરવાને ડિસેમ્બરમાં પ્લોટ ધરાવનાર સર્વ સભાસદોની એક સભા અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભાના મકાનમાં મળી. તેમાં પણ સામસામાં દૃષ્ટિબિન્દુ રજૂ થયા પછી દાદા સાહેબે ચુકાદો આપ્યો કે રૂપિયા એક લાખ ઉપરાંત જે નફો થયો છે તેની વહેંચણી આશ્રમ અને સહકારી મંડળની વચ્ચે અડધે ભાગે કરવી અને એ રીતે બધી જમીનના ભાવ નક્કી કરી દસ્તાવેજ કરવા. આ સૂચના સર્વેએ માન્ય કરી તેથી તે મુજબ સન ૧૯૪૭ના વરસમાં આશ્રમ તરફથી બધા દસ્તાવેજ મેં વાત્રક સહકારી વિકાસમંડળને કરી આપ્યા. આમ પારમાર્થિક આશ્રમ અને સહકારી સંસ્થા એ બંને ખાતાં સરભર અને સમૃદ્ધ થયાં તેથી મને ઘણો આનંદ થયો.

આ વરસના ઉનાળામાં જ નેનપુરનું સ્ટેશન ફરીથી ખૂલી

ગયું તેથી જૂના-નવા મિત્રોને આશ્રમની મુલાકાત લેવાનું અને તેમના પ્લૉટનું ચોક્કસ સ્થાન તપાસવાનું બહુ સરળ થઈ ગયું. ઘણા મહિના પહેલાં મેં રેલવેના મેનેજર સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો ત્યારે તેનો જવાબ મળ્યો કે લડાઈ પૂરી થયા પછી તે ચાલુ થશે. તેથી છેવટે વરસની અધવચમાં નેનપુરનું ફ્લેગ સ્ટેશન ખોલવામાં આવ્યું ત્યારે ગામલોકોએ એન્જિનને હારતોરા કર્યા. ખૂબીની વાત તો એ હતી કે વાત્રકનગરના બધા પ્લોટો વેચાયા ત્યારે બંધ રહેલું સ્ટેશન મેશ્વોનગરના પ્લૉટ વેચતી વખતે જ ચાલુ થયું.

અહીંયાં એક પાછલી ઘટનાનો ઉલ્લેખ કરવાની જરૂર છે. સોનગઢ—વ્યારાના રાનીપરજ ખેડૂતોનાં રક્ષણ માટે ગાયકવાડ સરકારે ઘણાં વરસ પર એક કાયદો કરેલો તેના મૂળમાં ઘા કરતો એક સુધારો વ્યારાના વકીલ બાબુભાઈ દેસાઈએ વડોદરાની ધારાસભામાં રજૂ કર્યો હતો. અમારી માફક વડોદરાના પ્રજામંડળે પણ આ સુધારાનો સખ્ત વિરોધ કર્યો. આથી પ્રજામંડળના અગ્રેસર મગનભાઈ શંકરભાઈ પટેલને હું વખતોવખત વડોદરામાં મળીને અમારી લડતને અસરકારક બનાવવાની યોજના ઘડતો. આ કાળમાં ગાંધીજી તેમજ સરદાર તરફ મારું દિલ ખેંચાયું હતું. તેથી પ્રજામંડળની સંમતિથી તેમની વડોદરાની કચેરીમાં અમારી ખેડૂત કમિટીની સભા ભરવામાં હું ગૌરવ સમજતો.

એક દિવસ હું સન '૪૫માં પ્રજામંડળના કાર્યાલયમાં બેઠો હતો ત્યારે એક ફાંકડો જુવાન મને મળવા આવ્યો. તે વિલાયતી ઢબનાં કપડાંમાં સજ્જ થયેલો હતો. તેણે મને કહ્યું કે હું ગામડામાં કામ કરવાને ઘણો આતુર છું. મેં તરત જવાબ આપ્યો કે ગામડાંના કામની વાત કરવી હોય તો ગામડાના વાતાવરણને અનુકૂળ દેશી કપડાં પહેરીને મને વાત્રક આશ્રમમાં મળજો. થોડા દિવસમાં એ જુવાન પૂરાં દેશી કપડામાં સજ્જ થઈને મને જૂના આશ્રમમાં

મળવા આવ્યો. તે વખતે પાસેના ખંડમાં બેસીને મારા સાથી દલસુખરામ શાસ્ત્રી ચોપડા લખતા હતા. તેમની અને આ જુવાનની નજર મળી એટલે એકબીજાને ઓળખતા લાગ્યા પછી એ જુવાનને બીજા ખંડમાં બેસાડીને શાસ્ત્રીજીને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે આ તો છોટુભાઈ પુરાણીની ભૂગર્ભ સેનાના એક સૈનિક જશુભાઈ મહેતા છે. આથી ખુશી થઈ ને મેં જસુભાઈને સંખેડા-મેવાસમાં પ્રચારકાર્ય કરવાની સલાહ આપી. જવાબમાં તેમણે ઉદવાડાના પ્રદેશમાં કામ કરવાની ઇચ્છા દર્શાવી. જવાબમાં મેં તેમની પરિસ્થિતિનો ફોડ પાડીને સાફ કહ્યું કે, ઉદવાડાના નર્યા બ્રિટિશ વિભાગમાં તમે ઓળખાઈ જાઓ તો પકડાઈ જવાની દહેશત છે; ત્યારે મેવાસમાં ગાયકવાડી, બ્રિટિશ અને રાજપીપળાના ગામનો ત્રિભેટો છે તેથી પોલીસનો પડછાયો પડતાં, એકમાંથી બીજા રાજમાં સરકી જવાશે. છેવટે તેમણે મારી સૂચના માન્ય રાખી અને ભાવનગર તરફના કેટલાક સાથીઓની સાથે તેઓ જમનાદાસની સૂચના મુજબ મેવાસમાં કામ કરવાને ઊપડી ગયા.

તે અરસામાં સંખેડા તાલુકા સાથે ગુંથાયેલા મેવાસના ઠકરાતી પ્રદેશમાં અમારી લડત જામી હતી. સન ૧૯૩૯માં સંખેડા તાલુકાના કોલા ગામે ગાયકવાડી ખેડૂતોની સભા ભરાયા પછી આશરે પાંચ વરસે સન '૪૪માં એ જ ગામે સંખેડા–મેવાસાના ખેડૂતોની પહેલી પરિષદ મારા પ્રમુખપણા નીચે મળી. તેમાં ઉચાદ સ્ટેટના ગામમાં વરસો સુધી ધંધો કર્યા પછી ચાંદોદ આવીને વસેલા મણિભાઈ કરજણવાળાએ આ પરિષદના કામમાં જમના-દાસને પૂરો સાથ આપ્યો. મેવાસી પ્રદેશના એક નાના ખેડૂત દાદ મહમદખાંએ આ બંને ભાઈઓને મળીને પરિષદની પત્રિકાઓ ગામે ગામ વહેંચીને ઠાકોરના જુલમની સામે ખૂબ પ્રચાર કર્યો. તે કામમાં છોટુભાઈની લડતના ભૂગર્ભવાસી સૈનિક રામનારાયણ

મહંતે પૂરી હિંમતથી સાથ આપ્યો. તેઓ સર્વ ગામડાંનો પ્રવાસ કરતા ગયા તેમ ઠાકોરની જમીનની તફડંચીના, ભયંકર વેઠના, ધોળા દિવસની લૂંટના અને એવા કિસ્સાની કેફિયતો લેતા ગયા, અને છાપાંમાં પણ તેના હેવાલ પ્રકટ કરતા ગયા. આવી બધી તૈયારી કરીને તેઓ કોલા પહોંચ્યા ત્યારે હું પણ આગલી રાતે આવી ગયો.

આવી રીતે '૪૪ના એપ્રિલમાં પહેલી રેવાકાંઠા ખેડૂત પરિષદ મળી તેમાં ભારે હિંમત કરીને આશરે ત્રણ હજાર ખેડૂતો ભેગા થયા તે દિવસે ઠકરાતી જુલમના અમાનુષી વહીવટ સામે લડતનાં પહેલાં મંડાણ થયાં અને ઠકરાતોને પહેલો પડકાર અપાયો. મુખ્ય ઠરાવમાં ખેડૂતો જમીનના માલિકો હોવા છતાં તેમને ગણોતિયા ગણીને ઠાકોરોએ ભાગબટાઈની પ્રથા તેમના પર ઠોકી બેસાડી છે. કોઈ ખેડૂતોનાં ઘરબાર ખૂંચવી લેવામાં આવ્યાં છે અને એવા અનેક જુલમ થાય છે તે તત્કાળ બંધ કરવાને, મેવાસ વિસ્તારના વડોદરાના અધિકારીને[1] વિનંતિ કરવામાં આવી. મેવાસની ઠકરાતો સામે રોજબરોજ લડત ચલાવવાને એક કાર્યવાહક કમિટી નીમવામાં આવી. ભાઈ પાંગારકર અને રામજીભાઈ ચૌધરીએ સર્વને સંગઠિત થઈને લડત માટે તૈયાર રહેવાની અપીલ કરી. પરિષદના મંચ પર રાષ્ટ્રીય ધ્વજ લહેરાતો હતો. તેની છત્રછાયા નીચેથી પ્રમુખ તરીકે ઉપસંહાર કરતાં મેં મેવાસના ૩૬ ઠાકોરો ઉપર દેખરેખ રાખવાને ચાંદોદના મંદિરવાળા લીલાધર ઠાકોરની નિમણૂકની જાહેરાત કરી ત્યારે ખેડૂતોની મોટી મેદનીએ તેને ભારે હર્ષનાદથી વધાવી લીધી. પરિષદમાંથી ચાંદોદ પાછા ફરીને તેના

૧. તે વખતે સંખેડા અને પાંડુ મેવાસના ઠકરાતી પ્રદેશને વડોદરા રાજ સાથે સંયોજિત કર્યો હતો. તેથી તેનાં અધિકારીઓ મેવાસી પ્રદેશમાં ઉપરી સત્તા ચલાવતા.

મંત્રી નિમાયેલા મણિભાઈ કરજણવાળાએ તેમની દુકાનના મેડા પર "રેવાકાંઠા ખેડૂત પરિષદ"નું પાટિયું લગાવી દીધું અને પરિષદના તેમણે મોકલેલા હેવાલ મોટાં મથાળાં નીચે ઘણાં છાપાંમાં પ્રકટ થયા.

'૪૪ના ચોમાસામાં નર્મદા નદીના ભારે પૂરને લીધે પાકને ઘણું નુકસાન થયું ત્યારે ભરૂચના કૉંગ્રેસી ભાઈઓની મારફત રાહત મેળવવામાં ચાંદોદથી મણિભાઈએ મોટો ફાળો આપ્યો. વળી એ પરિષદની પ્રેરણાથી ખેડૂતો વેઠને બીજો ગેરકાયદેસર લાગાનો વિરોધ કરતા ત્યારે તેમના પર ભારે સીતમ થતો. વળી ઠાકોરો અને વેપારીઓ મળીને સરકારનો પુરવઠો કાળા બજારમાં ધકેલીને કાળઝાળ મોંઘવારી સર્જતા. ઉપરાંત ઠાકોરની મોટરનો વેરો, દીકરી પરણાવવાનો વેરો, ખેડૂતો મકાઈ વગેરે ઉગાડે તેમાંથી સો સો ડોડાનો વેરો એવા ઘણા જુલ્મી વેરા લેવાતા. તેથી '૪૪ની આખરે મેવાસની અધવચમાં બે હકૂમતવાળા ગામ સાવલીમાં બીજી પરિષદ મળી ત્યારે મેં આ બધા જુલ્મની ધૂળ કાઢીને મેં સરદારની ટીકા ટાંકી કે યુરોપમાં તો એક હિટલર છે પણ મેવાસમાં તો ૩૬ હિટલરો સીતમ ગુજારે છે. વળી આ સાવલીમાં બે ઠાકોરની હકૂમત છે તેથી તેના પર જપ્તી મૂકવાની મેં માગણી કરી. આ ઠકરાતી જુલ્મમાં ન્યાયનું તો નામનિશાન જ નથી તેથી એજંસીના અધિકારીને આ વિસ્તારમાં સારા કાયદાશાસ્ત્રીને ન્યાયાધીશ તરીકે નીમવાની વિનંતિ કરી. પરિષદમાં આ ધોરણે બધા ઠરાવો થયા અને રોજિંદા કામ માટે નવી કાર્યવાહક કમિટી ચૂંટાઈ. તેના તરફથી વેપારીઓના કાળબજાર અને ઠાકોરોના જુલ્મની સામે સભાઓ ભરીને તેમજ છાપાં મારફત પ્રચાર ચાલુ રહ્યો.

'૪૬ના આરંભમાં ત્રીજી પરિષદ સાવલી ગામે જ ભરવાનું નક્કી થયું ત્યારે છોટુભાઈ પુરાણીની ભૂગર્ભ લડતના સાથીઓ

જશુભાઈ મહેતા[1], પૂનમભાઈ પટેલ વગેરે પત્રિકાઓ લઈ મેવાસના ડુંગરાળ અને બિહામણા પ્રદેશમાં હિંમતભેર રાતદિવસ પ્રચાર કરવા મેદાને પડયા. વડોદરા પ્રજામંડળના એક અગ્રેસર ચુનીભાઈ શાહ આ પરિષદના પ્રમુખ ચૂંટાયા. તેમની સાથે હું સાવલી ગયો ત્યારે ખેડૂતોએ ભારે ઉત્સાહથી તળાવની પાળે બાંધેલો ભવ્ય મંડપ જોઈને અમે બહુ ખુશી થયા. ચુનીભાઈએ તેમના ભાષણમાં કહ્યું કે આ ઠકરાતો જીવવાને પાત્ર રહી નથી; તેમને જોઈએ તો પેન્શન આપો; પણ હવે તેમની પાસે કોઈ અધિકાર રહેવા દઈ શકાય નહિ. આ ઠાકોરોથી આપણે હવે થાકયા છીએ; એમનાથી હવે બચાવો. ઠરાવો પણ વધારે કડક ભાષામાં થયા અને તેનાં પરિણામ આવતાં વાર ન લાગી.

અગાઉના જૂના નિયમ મુજબ મહેસૂલગણોત ભર્યા સિવાય મોલ કાપવા માટે દંડ, વગર પરવાનગીએ ઘાસ કાપવા માટે દંડ, અડાળીની અને વાડાની જમીનોનું દબાણ કરવા માટે દંડ, બાપદાદાની પાછલી બાકી ન ભરવા માટે દંડ, ખેતરનાં બાણનો નાશ કર્યા બદલ દંડ. આવા ઘણા દંડ કરવાની સેંકડો નોટિસો ઠાકોરોએ ખેડૂતો પર વરસાવી. કંઈક આવા દંડની વસૂલાતનું બહાનું કાઢીને વાસણ-વીરપુરના ઠાકોરે સીમલીયા ગામના ખેડૂત અનોપ ગિરધર અને તેના સાથીઓના ખેતર પર ભરશિયાળામાં વહેલી સવારે બંદૂકધારી માણસો સાથે છાપો માર્યો. આ ખેડૂતોની ગેરહાજરીમાં હજારો રૂપિયાનો જંગમ માલ-બળદ, વાછડા, દૂધાળાં ઢોર, કપાસનાં ભરેલાં ગાડાં ને બીજું ઘણું ઉપાડી ગયા. પછી પોતાના માણસોને પંચમાં રાખી ઠાકોરે નજીવી કિંમતે પંચકયાસ કર્યો

---

[1] જશુભાઈ તે વખતે મંગળદાસ નામ ધારણ કરીને મેવાસમાં ફરતા. પછીથી તે મહુવા(સૌરાષ્ટ્ર)ના વતની જશુભાઈ તરીકે ઓળખાયા. થોડા સમય પહેલાં તેઓ ગુજરાત રાજના નાણાંમંત્રી હતા.

અને તેવા જ ભાવે[1] બધું વેચી નાખ્યું.

ઠાકોરની ધોળા દિવસની આ લૂંટની ખબર મને થોડા જ દિવસમાં વડોદરા પડી. તરત ઠાકોરના અત્યાચારનું પૂરું વર્ણન કરીને ખેડૂતોની અરજી મેં તૈયાર કરી. તે લઈને ખેડૂતોની સાથે મણિભાઈ વડોદરા એજન્સીના અધિકારી લાલસિંગરાવ ગાયકવાડને મળ્યા. તે જ વખતે આ અત્યાચારના સમાચાર ઘણાં છાપાંમાં પ્રકટ થયા. પછી વાડીયા[2] થાણાનો કાગળ મળતાં ખેડૂતો મણિભાઈ સાથે ત્યાં પહોંચ્યા ત્યારે વકીલની મારફત કેસ ચલાવવાની સૂચના મળી. છેવટે '૪૭ના આરંભમાં ઠાકોરના અને ખેડૂતોના વકીલોએ વાડીયામાં કેસ ચલાવ્યો. કેસની ઘણી સુનાવણી થયા પછી મદદનીશ એજંસી અધિકારીએ ચુકાદો આપીને ઠાકોરનો જમા પેટે માત્ર રૂા. ૧૫ લેવાનો જ હક માન્ય કર્યો અને ઠાકોરની બીજી બધી કાર્યવાહી ગેરકાયદે ઠરાવી. તેથી આખા મેવાસમાં આ ઠાકોરની હાર ઘેર ઘેર ગવાઈ અને ખેડૂતોનો ઝળહળતો વિજય પંકાયો.

સન '૪૬-'૪૭માં સંખેડા-મેવાસના ઠકરાતી મુલકમાં અમને કંઈક કંઈક ફત્તેહ મળી તેનું મુખ્ય કારણ એ હતું કે દેશની આઝાદીની ઘડીઓ ગણાતી હતી. સન '૪૬માં અંગ્રેજ સરકારનું ખાસ પ્રતિનિધિ મંડળ દેશના આગેવાનો સાથે વાટાઘાટ કરવા આવ્યું હતું. તેણે દેશના ભાગલાની જે વાત કરી તેથી ગાંધીજીના

---

૧. તેમાં બળદની કિંમત રૂા. ૪૦, વાછરડાની રૂા. ૨૫, ભેંસની રૂા. ૬૫, ઘોડીની રૂા. ૨૫ મુકાઈ. આમ પાણીના મૂલે પોતાના માણસોને જ બધું હરાજીમાં વેચી દીધું.

૨. અંગ્રેજોનું રાજ પૂરબહારમાં ચાલતું ત્યારે એક અંગ્રેજ અધિકારી ઠાકોર પર શાસન ચલાવતો. તેમને માટે બાંધેલા બંગલા અને કચેરીઓ હજુ મોજૂદ છે અને જૂના જમાનાની યાદ આપે છે.

પેટમાં તેલ રેડાયું. પછી મુસ્લિમ લીગના આંદોલનથી જે હુલ્લડ-ફાટી નીકળ્યાં તેથી જવાહરલાલજી અને સરદારજી ભાગલાને અનિવાર્ય પાપ સમાન ગણવા લાગ્યા. '૪૬ના સપ્ટેમ્બરમાં આ બે અગ્રણીઓના વર્ચસ્વ નીચે દિલ્હીમાં કામચલાઉ સરકારની રચના થઈ તેથી મેવાસમાં લડાયક પ્રવૃત્તિ તેમજ વાત્રક તટે રચનાત્મક પ્રવૃત્તિ પૂરી શ્રદ્ધાથી આગળ ધપાવવાની મને પ્રેરણા મળી.

વાત્રકનગર અને મેશ્વોનગરની યોજનાઓ સફળ થયા પછી સ્ટેશન પાસે કૂવો ખોદીને તેના પર એંજિન-પંપ સન '૪૬ની આખરે મુકાયાં ત્યારે તે પ્રસંગ આનંદથી ઉજવવામાં આવ્યો. વળી ગામના જંગી વડ પાસે મળેલી એ જ જમીનમાં એક શાળા બાંધવાનું કામ અમે શરૂ કર્યું અને પાસેની જમીનમાં દવાખાનાના મકાનનો પાયો અમદાવાદના પ્રસિદ્ધ દાક્તર મોતીભાઈ દેસાઇને વરદ હસ્તે નંખાયો. નેનપુર ગામના આગેવાનો પાસેથી જમીન લાંબે પટે લેતાં મેં ગામના સાર્વજનિક કલ્યાણ માટે કંઈક રચનાત્મક પ્રવૃત્તિ આદરવાનું જે વચન આપ્યું હતું તે પાળીને મેં સંતોષ માન્યો.

આવાં કામ માટે નવી રકમ જોઈએ તે બંને નગરની બાજુની જમીન વેચાતી લઈ તેના પ્લોટના વેચાણમાંથી મેળવવાની ટેવ પડેલી. ત્યાં સુધી તો સનંદીઆ જમીન મળેલી તેના જૂના કાયદા મુજબ વિશેષ ધારો આપ્યા સિવાય બાંધકામ થઈ શકતું; પણ હવે વધારે જમીન તો સરકારી જ મળે એમ હતું. તેથી મેશ્વોનગરની પાસે જે સરકારી જમીન મળી તે હું લેતો ગયો. વળી કેટલાક વખતથી પરિચિત થયેલા નેનપુરનાં ત્રિકમલાલ ઠક્કરે સ્ટેશનથી ધોડાસર જવાના સરિયામ રસ્તા પર વાંસમણની સીમનાં કુલ ૧૬ વીઘાં જમીન રૂા. ૫૦૦૦માં લેવાની વાત કરેલી. હવે તે જમીન જોઈ ને તરત મેં ખેડૂતોને થોડી રકમ આપીને બાનાખત કરાવી દીધું. પછી એ જ રસ્તા પર નેનપુરના નાના મોટા ખેડૂતોની જમીનોનાં-

બાનાખત મેં કરાવવા માંડયાં. ત્રિકમલાલ સાથે પરિચય વધતાં તેમણે પણ મારા નામે છેક મેશ્વો નદીના કિનારા સુધીની અનેક જમીનમાં બાનાખત કરાવી લીધાં. વળી તેમના ઓળખીતા ખેડૂતોની પાસે બીજી કોઇ જમીનનાં બાનાખત કરાવીને મારા કોઈ મિત્રોને સોંપતા ગયા અને તેમના તરફથી જે રકમ મળતી તે મને આપતા ગયા. આવી એવડી રીતે હું જમીનની ભારે જંજાળમાં પડી ગયો. વળી વેચાયેલા પ્લોટની રકમ ધીમે ધીમે આવતી. તેથી '૪૬ની આખરે મારે થોડી જમીનોના પાકા દસ્તાવેજ કરાવી લેવાનો પ્રસંગ આવ્યો ત્યારે હું નાણાંની ભીડથી ઘેરાઈ ગયો.

હું ગામડાંમાં જ મસ્ત થઈને ફરતો તેથી શહેરના શેઠ–શાહુકારો સાથે મારો કોઈ નાતો નહોતો. પણ નેનપુરનું સ્ટેશન ખૂલ્યું અને પ્લોટની મારી યોજના સફળ થઈ ત્યારથી થોડા શ્રીમંત ભાઈઓ જમીનની શોધમાં નેનપુરમાં ફરતા થયા. આવા કોઈ ભાઈઓનો પરિચય થતાં તેમની આગળ જમીનના દસ્તાવેજ અંગે મારી મૂંઝવણ મેં રજૂ કરી. થોડા જ વખતમાં મને એવા બે ગૃહસ્થો મળ્યા કે જેમને મેશ્વો નદી તરફની જમીનમાં ઘણો રસ પડયો. તેમણે '૪૬ની દિવાળીની આસપાસ મારી જમીનો જોઈ તપાસીને મને માગેલી રકમ આપી દીધી. આમ મારો વહેવાર સચવાયો અને નવા નગરની યોજના કરવાને હું તૈયાર થયો.

'૪૭નું દેશની આઝાદીનું વરસ શરૂ થયું ત્યારે પહેલા માસમાં મેં બે નગરની રચનાની જાહેરાત કરી. પ્રથમ વાત્રકનગરની બાજુ પર સરકારી જમીનનો સોદો કરીને તેના–વાત્રકનગર નં. ૨–હજાર વારના પ્લોટ દોઢ રૂપિયે વારના ભાવે વેચવાના પરિપત્રો મિત્રોને મોકલી આપ્યા. વળી સ્ટેશનથી ઘોડાસરને દશેક મિનિટને રસ્તે મેશ્વોનદીના તટ સુધીમાં કકડે કકડે લાખેક વાર સનંદીઆ જમીન મેં લીધી હતી તેમાં પણ એક નગર યોજવાનું સાહસ

કર્યું. તેની જાહેરાત કરતાં મેં લખ્યું કે તેમાં "ત્રીજા ભાગની મેદીકૂવાની જમીન નદીના તટ પર આવેલી છે; ત્યાંથી નદીએ પહોંચતાં ઝાડીથી ખીચોખીચ ભરેલી પડતર જમીન છે તેને મેળવીને ત્યાં નદી પર હરવાફરવાનું રમણીય સ્થાનક બનાવવા ધાર્યું છે." આ બધી જમીન સરિયામ સડકથી નદી સુધી પથરાયેલી હોવાથી તેમાં વીરલા જ રહી શકે એમ સમજીને મેં તેનું નામ વીરનગર પાડ્યું. અને તેના વારની કિંમત બાર આના રાખવામાં આવી. વળી ત્યાં નદીને કિનારે ત્રણ વીઘાં જમીન અનામત રાખીને તેમાં આશ્રમ તરફથી વિશિષ્ટ પ્રકારની તાલીમ આપવાને વીરવિદ્યાલય સ્થાપવાની જાહેરાત મેં કરી. પણ આ બધી જમીનની વ્યવસ્થા કરવામાં, બધા નગરના પ્લૉટ વેચવામાં અને સ્ટેશન આગળ નિશાળ અને દવાખાનાનાં મકાન બાંધવામાં હું એટલો બધો ગૂંથાઈ ગયો કે વીરવિદ્યાલયનું સ્વપ્ન સાકાર કરી શકયો નહિ.

'૪૬ની આખરમાં જવાહરલાલજીની આગેવાની નીચે દિલ્હીમાં કામચલાઉ સરકાર રચાઈ તેથી દેશભરમાં આઝાદીની ઉષા પ્રકટ્યાનો આનંદ ફેલાયો. જેમ સંખેડા મેવાસની ઠકરાતોમાં તેમ ઈડર જેવા આપખુદ રાજ્યમાં પ્રજાકીય સંસ્થાઓ ફાલવા લાગી. તે વખતે છોટુભાઈના સૈનિક પરાગજી માંદગીને કારણે સરધાનો આશ્રમ છોડીને ઈડર રાજના કોઈ લાટના ખેતીકામમાં રોકાયા હતા. જ્યારે ચોપાસ આઝાદીનાં પડઘમ વાગી રહ્યાં ત્યારે પરાગજીએ નવજુવાનોને '૪૬ની આખરે ખેડબ્રહ્મામાં આત્મરક્ષાની તાલીમ આપવાને થોડાં અઠવાડિયાં સારુ એક શિબિર શરૂ કરી, તેમાં ઈડર રાજના સહકારથી રીતસર બંદૂકોની તાલીમ અપાતી. તેમ અંગકસરત અને કવાયતનું પણ શિક્ષણ ત્યાં અપાતું. આ શિબિરમાં સારા ગુજરાતના યુવાનોને

માટે બપોરે ને રાતે જુદા જુદા વિષયો પર બૌદ્ધિક વર્ગ પણ યોજાએલા. તેમાં ભાગ લેવાને હું ખેડબ્રહ્મા સ્ટેશને ઊતર્યો ત્યારે તાલીમ શિબિરના સૈનિકોએ મને સલામી આપી. વળી ઇડર પ્રજામંડળના આગેવાન ગંગાશંકર શુકલે તેમ ગામડાના ઘણા ખેડૂતોએ મારું સ્વાગત કર્યું. આખો દિવસ હું શિબિરમાં રહ્યો, અને સૈનિકોની લશ્કરી કવાયત અને બંદૂકના પ્રયોગો જોયા. બપોરે અભ્યાસવર્ગમાં આયર્લૅન્ડની ક્રાંતિકારી પ્રણાલિકાઓ અને લશ્કરી તાલીમ વિષે માહિતી આપી. ઉપરાંત દેશની છેલ્લાં દશેક વરસની ખેડૂતોની લડતનો ખ્યાલ પણ આપ્યો.

પછી સાંજે ઇડર પ્રજામંડળ તરફથી બોલાવેલી મોટી સભામાં હું ગયો ત્યારે ગંગારામભાઈએ તેમની સંસ્થાની પ્રવૃત્તિઓનો ખ્યાલ આપ્યો. પછી સભાને સંબોધતાં મેં પહેલો 'ઇડરીઓ ગઢ'થી પંકાયેલા વિસ્તારમાં પગ મૂકતાં અને તેના રહીશોને મળતાં થએલો આનંદ વ્યક્ત કર્યો. પાછલા ઇતિહાસ પર નજર નાંખીને મેં કહ્યું કે રજપૂતોએ જે ભીલ-કોળી વગેરે આદિવાસીઓની શક્તિથી આવાં રાજ્ય સ્થાપ્યાં હતાં તેમને હલકા ગણવાની જ તેમની દુર્દશા થઈ છે. પછી બધા ખેડૂતોના મહેસૂલ, ગણોત ને દેવાંના ભાર હળવા કરવાની સમજૂત આપીને મેં ઇડરના રાજવીને પણ નવો જમાનો પિછાનીને, રાજપીપળાને પંથે ચાલી ખેડૂતોને રાહત આપવા અને લોકોને રાજસત્તા સોંપવાની અપીલ કરી. છેવટે સન '૪૭ના ઉનાળામાં, ઇડર રાજના ખેડૂતોની પરિષદ બોલાવવાની જાહેરાત કરવામાં આવી.

હવે '૪૭માં આઝાદીનો સૂરજ ઊગવાની ઘડી આવી રહી હતી. તે વખતે વાત્રક વિદ્યાલયમાં રહેતા સિત્તેરેક વિદ્યાર્થીઓ માટે જરૂરી મકાન બાંધવાના કામમાં તેમ નવાં નગરો યોજવાના કામમાં હું રોકાયો હતો. કમનસીબે તે જ વખતે માંગરોળ તાલુકામાં

ચાલતો સરધા આશ્રમ છોટુભાઈ પુરાણીના ઘણા લડાયક વીરલાઓ જુદાં જુદાં કારણસર છોડી ગયા. વળી ત્યાં આર્થિક મુસીબત પહેલેથી જ નડતી તો હતી જ. તેથી એપ્રિલમાં વરસ પૂરું થતાં એ આશ્રમ બંધ કરવામાં આવ્યો. ઉદ્વાડાના જૂનામાં જૂના આશ્રમમાં તે વખતે સાઠ કુમારો ભણતા અને તેમને સુથારી-કામ ઉપરાંત નેતરકામ શીખવવાને ખાસ વર્ગ નવા બાંધેલા ખંડમાં ચાલતો. તે પ્રમાણે પ્રતાપનગરની ખેડૂત ઉદ્યોગશાળા પણ નવા બાંધેલા મકાનમાં ચાલતી અને તેમાં ૫૦ વિદ્યાર્થીઓ ભણતા. આ આશ્રમોમાં દર સાલ વાર્ષિક સમારંભ યોજાતા હતા. તેમાં તે વિસ્તારના રાષ્ટ્રીય આગેવાનો, અધિકારીઓ, સદ્ગૃહસ્થો અને પ્રજા-જનો ભાગ લેતા હતા અને તે સંસ્થાઓ માટે જરૂરી સહાય આપતા. હું તો વાત્રક આશ્રમને અંગે વધારેલી પ્રવૃત્તિઓમાં ગળા-બૂડ રોકાયેલો રહેતો તેથી બીજા આશ્રમોની મુલાકાતે થોડો જ વખત જઈ આવતો.

આવી રીતે હું ગામડાંનાં રચનાત્મક કાર્યમાં રોકાયેલો હતો ત્યારે પંદરમી ઑગસ્ટે અંગ્રેજોની હકૂમત પૂરી થઈ અને સ્વરાજની સ્થાપના થઈ. આઝાદીના ઉદયને મેં કેવી રીતે સત્કાર્યો તે હવે જોઈશું.

# ૧૨. મેવાસમાં આઝાદીના લડત

વાત્રક નદીના તટે આશ્રમમાં રહીને છેક મેશ્વોના કિનારા સુધી જમીનો લીધી અને સન ૧૯૪૭ના શિયાળા સુધીમાં વિવિધ નગરોની યોજના કરી ત્યારે એ દિશામાં આગળ વધવાનો અવકાશ રહ્યો નહિ. તે વખતે મેં અનેક નગરોના પ્લોટ વેચીને આશ્રમ અને સહકારી સંસ્થાને સદ્ધર કર્યાં હતાં. વળી આગલી સાલમાં સરધાની સંસ્થા બંધ થયા પછી બાકીના આશ્રમ સારી રીતે ખીલતા હતા. હવે આશ્રમો અને જમીનોની ચિંતામાંથી મુક્તિ મેળવીને હું સરદારશ્રીની સૂચના મુજબ ખેડા જિલ્લાની કોંગ્રેસની પ્રવૃત્તિમાં ઝુકાવી શકું એમ હતું. કમનસીબે તે દિશામાં મેં જે પ્રયાસો કર્યા તેમાં છેવટે મને નિરાશા સાંપડી હતી.

સન '૪૫ના ઉનાળામાં સરદારશ્રીને હું પૂનામાં મળ્યો તે પછી ખેડા જિલ્લાના કોંગ્રેસ તંત્રમાં મને યોગ્ય સ્થાન આપવાની સૂચના તેમણે આગેવાનોને કરી હતી. છતાં અસલ ગુજરાત પ્રાંતિક સમિતિનો પહેલો મંત્રી ચુંટાએલો હોવા છતાં હવે મહેમદાવાદ તાલુકાની કોંગ્રેસ કમિટીની સભામાં હાજર થયો ત્યારે મને કંઈ સ્થાન અપાયું નહિ. પછીથી કોંગ્રેસના કાર્યક્રમ મુજબ પ્રતિનિધિઓની ચૂંટણીઓ થવાની હતી ત્યારે મેં મારા પરિચિત માતર તાલુકા-માંથી મારી અરજી વખતસર જિલ્લા સમિતિના પ્રમુખને મોકલી. છતાં તેમની ગેરહાજરીના લીધે તે અરજી તેમને ઠરાવેલી તારીખ

પછી મળી. આમ હું ગુજરાત પ્રાંતિક સમિતિની બહાર રહ્યો. છતાં જિલ્લાના ભાઈઓએ મારા તરફ સહાનુભૂતિ રાખીને તેના એક સભ્ય તરીકે મારી નિમણૂક કરી અને સમિતિએ નીમેલી ખાસ ખેડૂત કમિટીમાં મને તરત સામેલ કર્યો. તે વખતે દેશની આઝાદી આવી રહી હતી. છતાં અજ્ઞાન અને કુસંપને લીધે ખેડૂતો તેમનાં હિત માટે સન ૧૯૩૯માં કરેલા કાયદાનો લાભ લઈ શકતા નહોતા. ઘણે ઠેકાણેથી આવતી ફરિયાદોને ધ્યાનમાં લઈને ખેડૂતોના નવા સંગઠન અને તેની નીતિ વિષે વિચાર કરવાનું કામ અમારી ખેડૂત કમિટીને સોંપવામાં આવ્યું. કમિટીના સભ્યો સાથે ચર્ચા કરીને મેં તાલુકાના અને જિલ્લાના સ્તર પર ખેડૂત સભાઓ સ્થાપવાની અને તેના કાર્યની નીતિ વિષે એક વિગતવાર હેવાલ રજૂ કર્યો, તે જિલ્લા સમિતિએ મંજૂર કર્યો. તરત જ તેને અમલમાં મૂકવાને તાલુકાઓમાં ખેડૂતસભાઓ સ્થાપવાની દરખાસ્ત મેં રજૂ કરી. ત્યારે મારો હેવાલ મંજૂરી માટે પ્રાંતિક સમિતિને મોકલીને તેની સૂચનાની રાહ જોવાનું ઠરાવવામાં આવ્યું તેથી હું નિરાશ થયો.

જિલ્લા સમિતિ તરફથી ખેડૂતસભાઓ સ્થાપવાની વાતો હવામાં રહી. છતાં તે વખતે હું કોંગ્રેસના આગેવાનો સાથે કોઈ કોઈ ગામડે સભા કરવા જતો. '૪૫ની આખરે મેં રાવજીભાઈ સાથે ઠાસરામાં તેમજ પાસેના પીપલવાડા ગામે ખેડૂતોની સભાઓમાં ભાષણો કર્યાં. વળી અમે સાથે ઓડ અને કણભાઈપુરામાં ખેડૂતો અને ખાતાદારો વચ્ચે ચાલતા ઝઘડાનો નિકાલ કરવા પણ ગયા. છતાં બધી સભાઓમાં ખેડૂતો વિષે મારી ઉત્કટ લાગણી અને મારા કોંગ્રેસી સાથીઓની ઠંડી લાગણી વચ્ચે ભેદ ચોખ્ખો પરખાતો ગયો. છેવટે અમારી ખેડૂત કમિટીનો હેવાલ પ્રાંતિક સમિતિના કબૂતરખાનામાંથી બહાર નીકળ્યો નહિ, અને ખેડૂતસભાઓ રચવાનો કાર્યક્રમ અમલમાં મુકાયો નહિ. તેથી સન ૧૯૪૭ના ઉનાળા સુધીમાં હું કોંગ્રેસી કામગીરીથી હતાશ થયો.

આવા સંયોગોમાં ચોથી એપ્રિલના રોજ વલ્લભ વિદ્યાનગરના ચોગાનમાં કેળવણીકારો, વિદ્યાર્થીઓ અને ખેડૂતોની ભરચક હાજરી વચ્ચે સરદારે પહેલી વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજ ખુલ્લી મૂકવાની વિધિ કરી. વિદ્યાનગરના એક આશક તરીકે મેં ઘણી હોંસથી સરદારની વાણી સાંભળી અને ભાઈકાકાને જે ભવ્ય અંજલિ આપી તેથી હું ખુશી થયો. ત્યાં સરદાર ઘણા કામમાં રોકાયેલા હોવાથી આશરે પોણાબે વરસ પર પૂનામાં તેમને મળીને વાતો કરેલી, તેના અનુસંધાનમાં એક કાગળ લખીને કૉંગ્રેસી તંત્રના મારા અનુભવનો અને મારી આશ્રમપ્રવૃત્તિનો વિગતવાર હેવાલ રજૂ કર્યો. પછી તેમની સૂચના મળતાં તેમને હું મળ્યો પણ ખરો. પણ કંઇ પરિણામ ન આવ્યું તેથી કૉંગ્રેસીતંત્રનો ખ્યાલ મેં હંમેશને માટે છોડી દીધો.

દરમ્યાન આગલી સાલથી નેતાજીની આઝાદ હિન્દ ફોજ ભારતની સરહદે ઈમ્ફાલ સુધી પહોંચી હતી; બિહારમાં પોલીસે બળવો કર્યો હતો; અને મુંબઈમાં નાવિકોએ બંડનો વાવટો ફરકાવ્યો હતો. દેશમાં ક્રાંતિનાં આવાં એંધાણ પારખીને અંગ્રેજ સરકારે દેશમાંથી ખસી જવાનો નિર્ણય કર્યો હતો. પણ તેની સાથે ભાગલા પાડવાની શરતે જ સ્વરાજ આપવાનો તેમણે નિર્ણય કર્યો. આગલી સાલથી દેશના ભાગલા પાડવાની ખતરનાક યોજના આગળ ધપતાં ભયંકર કોમી હુલ્લડ કલકત્તા, નોઆખલી, બિહાર અને પંજાબમાં ફેલાતાં હતાં. એ હોળીને બુઝાવવાને ગાંધીજીએ ઠામ ઠામ જઈ તપશ્ચર્યા કરી. ૧૫ ઑગસ્ટનો આઝાદીનો દિવસ દિલ્હી–મુંબઈ વગેરે પાટનગરમાં લાખોની જનતાએ ભારે હર્ષોન્માદથી ઊજવ્યો. અમદાવાદમાં પણ આઝાદીનો ઉત્સવ બધા પક્ષના આગેવાનોના સહકારથી ઉજવાયો. છોટુભાઈ પુરાણીએ તો નીકોરા ગામમાં મધરાતે બંદૂકના ભડાકા કરીને ઉજવણી કરી. સાથે સાથે બંને પંજાબમાં, દિલ્હીમાં

અને બીજે ઠેકાણે ભયંકર અત્યાચારો થયા અને હજારો સ્ત્રી-પુરુષો-બાળકો ઘાતકી રીતે ઠાર થયાં. તેથી આઝાદીના દિન માટે સ્વરાજના સર્જક ગાંધીજીનો સંદેશો માગવામાં આવ્યો ત્યારે તેમણે કંઈ કહેવાની ના પાડી! ખરેખર આ કરુણતાની પરાકાષ્ઠા જ ગણાય.

કલકત્તામાં ગાંધીજીના ચમત્કારથી ચોપાસ નવી રોશની પ્રગટી. જે હિન્દુ ભાઈઓ ભાન ભૂલીને જીવલેણ હથિયારથી બીજી કોમ પર હુમલો કરતા હતા તેમણે ગાંધીજીના ઉપવાસથી હારી જઈને તેમની આગળ પોતાનાં હથિયાર મૂકી દીધાં. સારા દેશમાં કોમી એખલાસ વર્તાવવામાં આ શસ્ત્રસમર્પણથી મોટી સહાય થઈ.

અમે પ્રાકૃત માણસોએ તો આશ્રમમાં રાષ્ટ્રધ્વજ ફરકાવીને આઝાદીનો મહોત્સવ ઊજવ્યો! પણ તે પહેલાં થોડા મહિનાથી આઝાદીના નવા યુગમાં હું મારી ફરજનો વિચાર કરવા લાગ્યો. મેં પૂરાં સાતેક વરસ સુધી દેશભરમાં કિસાનોનાં આંદોલનનો અનુભવ મેળવ્યો હતો. છેલ્લાં ચારેક વરસથી આશ્રમોનો, સહકારી મંડળોનો, ખેતી અને પશુપાલનનો પાકો અનુભવ મેળવ્યો હતો. ખેડૂતો માટે લડતમાં તેમજ રચનાત્મક કાર્યમાં મને ઠીક ઠીક સફળતા મળી હતી. દુનિયામાં મોટામાં મોટાં શહેરમાં રહ્યા પછી હવે હું એક ગામડામાં રહેવામાં ભારે ગૌરવ સમજતો. હવે સ્વરાજના યુગમાં ગામડાંની અને દલિત પ્રજાની આઝાદીના માર્ગ ખુલ્લા થયા અને સરદારની લોખંડી મુત્સદ્દીગીરીથી દેશી રાજ્યોમાં પણ નવો પ્રકાશ રેલાવાની ઘડી આવી પહોંચી. તેથી મને કંઈક જાહેર પ્રવૃત્તિ કરવાની અદમ્ય તમન્ના થઈ. તાજા અનુભવથી જિલ્લાનાં કોંગ્રેસી તંત્રમાં મારે માટે કોઈ અવકાશ ન દેખાયો. તેથી ગામડાંના સર્વાંગી વિકાસ માટે એક સાપ્તાહિક શરૂ કરવાનો મેં વિચાર કર્યો.

૧૯૪૭ના મે માસમાં પહેલાં તો નડિયાદથી આ પત્ર પ્રકટ

કરવાનો ખ્યાલ રાખીને મેં ખેડાના કલેકટર સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. પણ થોડા વખતમાં બધો વિચાર કરીને મારી જૂની કર્મભૂમિ અમદાવાદમાં જ બેસીને નવું 'ગ્રામવિકાસ' પત્ર પ્રકટ કરવાને તૈયારીઓ કરવા માંડી. ત્યાં વરસોથી પ્રાર્થનાસમાજમાં કામ કરવાની ટેવ પડેલી તેથી તપાસ કરતાં એક ઓરડી થોડા મહિના પછી ખાલી થાય એમ હતું. તેથી એ જ મકાનમાંથી "પ્રસ્થાન" માસિક પ્રકટ કરનાર મારા જૂના મિત્ર રણછોડજી મિસ્ત્રીને અમારા પત્ર માટે થોડી જગા કામચલાઉ ફાજલ પાડવાની વિનંતિ કરી, તે તેમણે મંજૂર કરી. વળી આ પત્ર વસંત પ્રિન્ટિંગ પ્રેસમાં છાપવાની બધી સગવડ આપવા મારા મિત્ર જયંતિ દલાલ[1] સંમત થયા. તેથી ઑગસ્ટના આરંભમાં જ કલેકટરની કચેરીમાં રીતસર લેખિત જાહેરાત કરીને નવા પત્રનો પહેલો અંક મેં ૧૫મીના આઝાદી દિને રજા હોવાથી ૧૬મી ઑગસ્ટને દિવસે પ્રકટ કર્યો.

હું અમદાવાદના મારા કાર્યાલયમાં બેઠો ત્યારે ખેડા જિલ્લાની કૉંગ્રેસ પ્રવૃત્તિના અનુભવને વિસારે નાખીને સ્વરાજ યુગમાં બધી દલિત પ્રજાની ઉન્નતિ સાધવાને મેં મુંબઈના તેમજ દિલ્હીના રાજ-તંત્ર પર આશાભરી મીટ માંડી. સારા ગુજરાતના કૉંગ્રેસી તેમજ બીજા સેવકોનો સહકાર મેળવવીને મેં પત્રો રવાના કર્યા. તેથી "ગ્રામવિકાસ"ના પહેલા અંકમાં સ્વામી સહજાનંદજીના અને જયપ્રકાશજીના તેમ મુંબઈ રાજ્યના વડાપ્રધાન ખેર, મોરારજીભાઈ વગેરેના શુભેચ્છાના સંદેશા પ્રકટ થયા. તે જ અંકમાં ખેડા જિલ્લાના

૧. હું અમદાવાદ પીપલ્સ કો-ઓપરેટિવ બૅંકના જૂના મકાનમાં તેના વ્યવસ્થાપક ભાસ્કર સેતલવાડને મળવા જતો ત્યારે બાજુની ગતિ પ્રકાશનની ઑફિસમાં તેમને વખતોવખત મળતો. તેમણે વાત્રક-નગરમાં પ્લોટ લીધેલા તેને અંગે અને પછી તો સાહિત્યની અને બીજી ચર્ચાઓ કરવાને તેમને મળવાનું થતું.

કૉંગ્રેસી અગ્રેસર બાબુભાઈ જશભાઈએ ખેડૂતોના રાહત કાયદા વિષે એક લેખમાળા શરૂ કરી. વળી આખા ગુજરાતનાં ગામડાંની દુનિયા વાંચકો આગળ રજૂ કરવાનો મારો ઉદ્દેશ અગ્રલેખમાં મેં રજૂ કર્યો. જિલ્લાના અને ખાસ કરીને દેશી રાજ્યના ખેડૂતોના વીતકની કથાઓ પણ પહેલા અંકથી પ્રકટ થઈ.

પરદેશી સરકારની રવાનગીથી મોટામાં મોટો ફેરફાર દેશી રાજ્યોમાં થયો. સરદારની દુરંદેશીથી બધાં દેશી રાજ્યોએ ૧૫મી ઑગસ્ટ સુધીમાં પરદેશ સાથે સંબંધ, લશ્કર, ચલણી નાણું અને દેશના વાહનવ્યવહાર ખાતાં પર બધી હકૂમત તો કેન્દ્ર સરકારને સોંપી દીધી હતી. છતાં હવે તેમના પર અંગ્રેજ એજન્ટોનો કાબૂ નાબૂદ થયેલો હોવાથી ઘડીભર કેટલાયે રાજા અને ઠાકોરો બે દિવસની બાદશાહી ભોગવવાનાં સ્વપ્નામાં રાચતા. બધાએ પોતાના વહીવટમાં આપખુદી ચાલુ રાખી અને વળી પોતાની પોલીસ અને સ્થાનિક લશ્કર પણ ભરતી કરવાની તૈયારી કરી. સ્વાભાવિક રીતે મારા પત્રમાં ઘણાં દેશી રાજ્યોના જુલમ અને ગેરવહીવટના ભારોભાર સમાચાર પ્રકટ થયા. ઈડરના રાજાએ પાડોશમાં આવેલા મોહનપુર રાજ પર હકૂમત જમાવવાની નોટિસ આપી. મોહનપુરના ઠાકોર અને ભાયાતો પણ પ્રજા પર જુલમની ઝડીઓ વરસાવતા, જાત જાતના કર લેતા અને વસૂલ કરવાને સજા કરતા. કાલોલ તાલુકાના ખાખરીયા ટપ્પાના તેમજ પંચાળના અને મહીકાંઠાના ખેડૂતોની મુસીબતો પણ મારા પત્રમાં રોશન થઈ. સંખેડા-મેવાસમાંથી વાસણ-વીરપુરના ખેડૂતને લોહીલુહાણ હાલતમાં અને વજીરીયાના એક ભૈયાને પોતાનું ઘરબાર છોડીને અડધી રાતે ભાગવું પડયું, એ પણ આ પત્રમાં જાહેર થયું.

આવી ઘણી ફરિયાદો સાંભળતાં અમે ઘણાં કિસાનોને હંમેશાં કહેતા કે રડવાથી નહિ પણ લડવાથી જ તમારી ઉન્નતિ થશે. એ

લડતની તૈયારીઓ ચાલતી હતી તે દરમ્યાન સપ્ટેમ્બર માસમાં નેનપુર સ્ટેશન પાસે અમારા નવા મકાનમાં રીતસર દવાખાનું દાદા સાહેબના હસ્તે ખુલ્લું મુકાયું. તે વખતે આશ્રમના હિતૈષીઓ, સહકારી મંડળના આગેવાનો અને કોંગ્રેસી આગેવાનો સારી સંખ્યામાં હાજર હતા. તે પ્રસંગે અમારા મિત્ર રતિલાલ પટેલની ભલામણથી અમદાવાદની રોટરી કલબે આ દવાખાનાના ખર્ચ ખાતે રૂ. ૨૦૦૦ની રકમનું દાન કર્યું. આશરે બે વરસ પર મેં એ કલબની એક સભામાં ગામડાંના વિકાસ વિષે ભાષણ આપેલું, તેમાં ગામડાંની બધીયે જાતની પછાત દશામાંથી તેને ઊંચે લાવવાને એકાદ પ્રવૃત્તિ હાથ ધરવાને શહેરનાં સેવાભાવી મંડળોને વિનંતિ કરેલી; બને તો દરેક ગૃહસ્થી મંડળે એક એક ગામ અપનાવીને તેની સેવામાં કંઈ કંઈ ફાળો આપવાની ભલામણ કરેલી. આ ઉપરથી રોટરી કલબે નેનપુર ગામને આદર્શ ગામ તરીકે ખીલવવાની સરકારને ભલામણ કરેલી અને પોતાના તરફથી દવાખાનાના નિભાવ માટે સારો ફાળો આપેલો.

હવે રજવાડામાં ઘણી નિરાશાઓની વચ્ચે સરદારના શાસનથી જે આશા દેખાવા લાગી હતી તેને સાકાર કરવાનું બીડું સંખેડા મેવાસની જનતાએ ઝડપી લીધું. ત્રણેક વરસથી મણિભાઈ જેવા જનસેવકે ચાંદોલમાં બેસીને મેવાસની સેવા માટે ધૂણી ધખાવી હતી અને તેમણે મેવાસમાં ખેડૂતોની ત્રણ પરિષદ ભરી હતી. આઝાદીને અવસરે ચોથી પરિષદ ચાંદોદ પાસે ઓરસંગ નદીને કિનારે છોટુભાઈ પુરાણીના પ્રમુખપણા નીચે તેમણે મેળવી. તે વખતે છોટે સરદાર ચંદુભાઈની સાથે હું હાજર રહ્યો. અમે સર્વેએ નવા યુગમાં મેવાસની લડત તેજ બનાવવાની હાકલ કરી. બધાં હકૂમતી અને બિનહકૂમતી રાજ્યોના બધા મુલ્કી અને અદાલતી અધિકારો નાબૂદ કરી તેમને સાલિયાણાં

બાંધી આપવાનો ઠરાવ થયો. માંડવાના ઠાકોરે છેક જ નિરંકુશ થવાના પ્રયાસ કરવા માંડયા હતા તેથી તેમના પર જપ્તી મૂકવાનો તાર રેવાકાંઠા ખેડૂત મંડળ તરફથી દિલ્હી સરકારને મોકલવામાં આવ્યો.

બીજી ઑકટોબરના રોજ દેશભરમાં ગાંધી જયંતી બહુ જ ભક્તિભાવથી ઉજવવામાં આવી. તે પછી દશ જ દિવસમાં મેવાસમાં કંથરપુરાના આગેવાન ખેડૂત મોતીભાઈના[1] સહકારથી ,આઝાદી પછી મેવાસના ખેડૂતોની પહેલી સભા મળી. મારા રિવાજ મુજબ હું આગલી રાતે જ કંથરપુરા પહોંચી જઈ ને ખેડૂતો સાથે વાતચીતો કરવા લાગ્યો. પછી તેમની હિંમત અને સંગઠનશક્તિને અનુરૂપ ઠરાવો ઘડી કાઢયા. સભાને દિવસે બધા મિત્રોની સાથે મળીને નક્કી કર્યું કે મેવાસના ઠાકોરોની બધી પાશવલીલા બંધ કરી દેવાને તેમની સમગ્ર પ્રજાને ચોખ્ખું માર્ગદર્શન આપવું જોઈએ. તેથી અમે એવો ઠરાવ તૈયાર કર્યો કે બધીએ કોટીના સર્વ ઠાકોરોને હવે કેન્દ્ર સરકાર સાથે જોડી દેવામાં આવ્યા છે, તેથી સંતોષ ને આનંદ જાહેર કરવો; વળી એવી આશા જાહેર કરવી કે હવે સરકારના સ્થાનિક અધિકારીઓ પોતાની જવાબદારી પિછાનીને ખેડૂતોનું હિત સાચવશે અને તેમ નહિ કરે તો અમારે સરદારને સીધી ફરિયાદ કરવી પડશે. બીજા એક ઠરાવથી વાસણ–વીરપુરના ઠાકોરના કેસમાં માત્ર સરકારી મહેસૂલ લેવાનો હુકમ થયેલો છે તેથી હવે કોઈ ઠાકોરે વધારે માગવું નહિ અને કોઈ ખેડૂતે વધારે આપવું નહિ. વળી જીવાઈદારના હક, શાળાઓનો વહીવટ,

૧. આ ગામના એક વરતણીયા પર ઉચાદના ઠાકોરે જુલમ કરેલો-તેની જમીન પડાવી લેવા તેને ખૂબ મારેલો. તેની તરફ મોતીભાઈએ સહાનુભૂતિ રાખેલી તેથી ઠાકોરે તેમની પટલાઈ ખૂંચવી લીધી. તેથી તે તરત અમારા કાર્યકર બની ગયા.

અનાજનો પુરવઠો વગેરે અનેક બાબતો વિષે કુલ દશ ઠરાવો તૈયાર કર્યા.

બપોરે સભાનો વખત થયો ત્યાં સુધીમાં તો ગામલોકોએ તળાવની પાળે સરસ મંડપ બાંધી દીધો અને ધજાપતાકાથી સુશોભિત કર્યો. પછી ત્રણેક હજાર ખેડૂતોની સભા મળી ત્યારે ગાંધીજીની કઠણ તપશ્ચર્યાને બિરદાવીને ઠકરાતોની બધી ગેર-કાયદેસર સત્તા ખતમ કરવાને મેં ખેડૂતોને હાકલ કરી. મેં ફરી ફરીને કહ્યું કે હવે આપણા સૌને માથે સર્વશક્તિમાન સરદાર વલ્લભભાઈ બેઠા છે તેથી કોઈથી બીધા વિના હિંમતભેર આગળ વધશો તો તમારો જય જ છે. પછી બધા મિત્રોએ બધા ઠરાવો રજૂ કરી તેના પર પ્રવચન કર્યાં. કંથરપુરાની આ સભાથી મેવા-સમાં નવો યુગ મંડાયો. હવે ખેડૂતોની જાગૃતિ સપાટાબંધ વધતી ગઈ.

પછીના મહિનામાં દશેરાને દિવસે ગાંધીજીની વીર વાણી સંભળાઈ. તેમણે ઠાકોરોને સ્પષ્ટ રીતે કહ્યું કે, રાજના ધણી તમે નથી પણ તમારી પ્રજા છે. છતાં ગાંધીજીની શિખામણને તેઓ ગાંઠયા નહિ. વળી અમારા પ્રચારથી જરા ઉશ્કેરાઈ જઈને કેટલાક ઠાકોરો અવળે રસ્તે ચાલતા ગયા. વજીરીયાના ઠાકોરે તેના બે કુંવરને જીવાઈમાં બે ગામ આપવાની જાહેરાત કરી ત્યારે ગામના ખેડૂતોએ તેનો સખ્ત વિરોધ કર્યો. ઉચાદના ઠાકોરનાં કુટુંબીઓ ધોળા દિવસે નદીકિનારે ગમે તે સ્ત્રીઓ સાથે બેસીને પાશવલીલા આચરતા. વાસણ–વીરપુરના ઠાકોરને સરકાર તરફની ઠપકો મળ્યો છતાં તે હજી બધા ખેડૂતોને હાંકી કાઢવાને હવાતિયાં મારતો. ખરેખર દિલ્હી સરકારનું સંપૂર્ણ શાસન આવી રહ્યું હતું તે વખતે ઠાકોરોને આવી કુબુદ્ધિ સૂઝી !

છતાં મેવાસની આગેકૂચ વણથંભી ચાલુ રહી. ધનતેરશના

શુભ દિને શનોર સ્ટેટના સોમપુરા ગામે ખેડૂતોનું સંમેલન મળ્યું. અહીં અમારા સોમભાઈ પટેલના પ્રયાસથી જે સરસ મંડપ બંધાયો તેમાં ત્રણેક હજાર ખેડૂતો ચોપાસથી હાજર થયા. ઠરાવો કંથરપુરાના ધોરણે પસાર થયા. પણ ખાસ ભાર હવે ખેડૂતને જમીનનો માલિક ગણીને તેની પાસેથી માત્ર સાદું મહેસૂલ ઉપરાંત કંઈ ન આપવાનો ખાસ આગ્રહ કરવામાં આવ્યો. અમે સભા ભરીને શનોર ગામમાંથી પસાર થતા હતા, ત્યારે સમજુ ઠાકોરે મને વાતચીત કરવા બોલાવ્યો. મેં તેમને સાફ કહ્યું કે જમાનાથી તમારી જમીન ખેડતા ખેડૂતોને ગણોતિયા ગણીને ભારે ગણોત લો છો એ વાજબી નથી. બધી ચર્ચાને પરિણામે વરસોથી હજારેક કુંભા જમીન ખાનગી ગણીને તેનું ભારે ગણોત ખેડૂતો પાસેથી લેવાતું; હવે તે જમીનને સરકારી ગણીને તેનું હળવું મહેસૂલ જ લેવાનું ઠાકોરે બધા ખેડૂતોની આગળ જાહેર કર્યું. આથી ખેડૂતોને આશરે રૂ. ૬૦૦૦નો ફાયદો થયો, તેથી સૌ ઘણા ખુશી થયા.

થોડાં અઠવાડિયાંમાં અમારા મેવાસી કાર્યકરોએ માંડવા દરબારના ગેરવહીવટ પર હલ્લો કર્યો. તે વખતે સરકાર તરફથી મળેલો ચોખાનો પુરવઠો એ દરબારના કારભારીએ કાળા બજારીઆમાં વહેંચી નાંખ્યો. આ અત્યાચારની સામે પાસેના ચાંદોદના મણિભાઈની આગેવાની નીચે સ્વયંસેવકોએ કારભારીના બંગલા આગળ ઉપવાસ શરૂ કર્યા. સાથે સાથે અનાજના ગેરવહીવટ વિષે વડોદરાના એજન્સી અધિકારીને તાર કરવામાં આવ્યા. મારી સૂચનાથી ત્રીજે દિવસે હજારેક માણસનું સરઘસ રાષ્ટ્રધ્વજ ફરકાવતું દરબારને બંગલે પહોંચ્યું. પછી ચાંદોદના લોકોએ ટાઉનહૉલમાં સભા ભરીને અંધેર વહીવટની તપાસ કરવાને વડોદરાના અધિકારીને વિનંતિ કરી; પરિણામે કારભારી તો તરત બરતરફ થયો. પછી કૉંગ્રેસી અગ્રેસર મગનભાઈ શંકરભાઈએ વચમાં પડીને

જનતાની સાચી કમિટી થવા ન દીધી; પણ ઠકરાતી તંત્ર પર એક નવો હુમલો સફળ થયો તેથી લોકોનું પાણી ચઢતું ગયું.

હવે વજીરીયા સ્ટેટનો વારો આવ્યો. ત્યાં કેટલાક વખતથી પાકિસ્તાની પ્રચાર થવાની અફવા સંભળાતી હતી. ત્યાંના ઠાકોરે એ ભાયાતોને જીવાઈમાં બે ગામ આપીને તેના ખેડૂતોનો સખ્ત વિરોધ વહોર્યો હતો. ત્યાં કરવેરા અને દંડનો તો શુમાર જ નહોતો. છેવટે સ્ટેટના ઉતાવળી ગામે જલોદરાના આગેવાન ભીખસીંગના પ્રમુખપણા નીચે ગામેગામના કાર્યકરોની સભા મળી. તેમાં મારા પ્રમુખપણા નીચે જલોદરા ગામમાં ડિસેમ્બરની આખરે સભા રાખવાનું ઠરાવવામાં આવ્યું. ત્યાં સુધીમાં જૂનાગઢમાંથી નવાબને પદભ્રષ્ટ કરીને આરઝી હકૂમત તરફથી શામળદાસ ગાંધીએ બધો વહીવટ હાથ કર્યો હતો. હવે ચાંદોદના અમારા કાર્યકર પૂનમભાઈ પટેલ અને બીજા ભાઈઓ આરઝી હકૂમતના સિક્કાવાળી ટોપીઓ પહેરીને આ સભાનો પ્રચાર કરવાને નીકળી પડ્યા. જ્યાં આ સેવકો જતા ત્યાં ગામલોકો તેમને તારણહાર ગણીને વધાવી લેતા. ગામેગામ તેઓ આઝાદીનો પૈગામ આપતા, નવા યુગનાં ગીતો ગાતા, સંવાદ–નાટક ભજવતા અને હથિયારબંધ સ્વયંસેવકો પણ નોંધતા. તેમણે સ્ટેટનાં ઘણાં ગામે પ્રચાર કર્યો તેથી સભાની સફળતાની પૂરી આશા પડી.

હંમેશ મુજબ હું મણિભાઈ વગેરે મિત્રો સાથે આગલી સાંજે જલોદરા ગામે પહોંચ્યો. હવે આઝાદીને શોભે એવો ઉદ્દામ ઠરાવ કરવા હું તૈયાર થયો પણ તે જીરવવાની ખેડૂતોની તૈયારી વિષે મેં ભીમસિંગ સાથે લાંબી મંત્રણા કરી. તેમણે કહ્યું કે થોડા વખત પર અમે ઠાકોરથી અને જીવાઈદારથી ઘણા ગભરાતા હતા; પણ હવે તો રાજપલટો થયો છે અને સરદારનું રાજ થયું છે તેથી અમારા સત્તાવીશ ગામના આગેવાનોએ દીવા–દેવતાના સોગન

ખાઈને આ સભાનો હુકમ માથે ચઢાવવાની પ્રતિજ્ઞા લીધી છે; વળી અમારી પાસે હથિયારબંધ સ્વયંસેવકોની સેના પણ તૈયાર છે; તેથી હવે તમે જે ઠરાવ કરશો તે અમે માથે ચઢાવીશું. આવો પૂરો ખુલાસો થયા પછી બધા મિત્રોને મળીને આ ઠાકોરને આખરીનામું આપવાનો–અર્થાત્ એક મહિનામાં આ ઠકરાત પર જપ્તી મૂકીને તેનો વહીવટ કરવાને વડોદરાના વહીવટદારને વિનંતિ કરવાનો અને ત્યાં સુધીમાં ઠાકોર, જીવાઈદારો કે શાહુકારોને એક પાઈ, કપાસનું પૂમડું કે અનાજનો કણ નહિ આપવાનો ઠરાવ અમે તૈયાર કર્યો.

બીજે દિવસે સવાર પડી ત્યારથી સેંકડો ખેડૂતો અને તલવાર-ધારી સ્વયંસેવકો આવવા લાગ્યા. બપોરે હું સભાના મંડપમાં પહોંચ્યો ત્યારે આ સ્ટેટમાંથી જ નહિ પણ સારા મેવાસમાંથી આશરે દશેક હજાર ખેડૂતો ભેગા થયેલા લાગ્યા. તેમની સાથે માથે સાફા પહેરીને અને કેડે તલવાર બાંધીને આવેલા પૂનમભાઈના દોઢસોએક સ્વયંસેવકોએ અમને સલામી આપી. "ઇન્કિલાબ ઝિંદાબાદ" "ઠાકોરશાહી મુર્દાબાદ" "રેવાકાંઠા ખેડૂત સભા ઝિંદાબાદ"ના ગગનભેદી અવાજોથી આકાશ ગાજી રહ્યું. પછી વજીરીયા ઠાકોરના અપાર જુલમનું ટૂંકમાં વર્ણન કરીને મેં સાફ જણાવ્યું કે આવતા એક મહિનામાં વડોદરાના અધિકારીએ આ રાજની હકૂમત સંભાળવી જ જોઈશે; પણ તે જો તેમ નહિ કરે તો પ્રજા રાજ્યનો કબજો લેશે; દરમ્યાન ઠાકોરને એક પાઈ કે એક કણ નહિ આપવાની હાકલ કરવામાં આવી. આ જાહેરાતને હજારોની સભાએ ગગનભેદી હર્ષનાદથી વધાવી લીધી. ના–કરની આ લડતનું ખાસ મહત્વ એ હતું કે હવે કપાસની મોસમ શરૂ થઈ હતી અને સરકારને કંઈ આપ્યા વિના ખેડૂતો માલ વેચવા માંડે તો પછી ઠાકોરને કંઈ મળે નહિ. વળી જુવાર વગેરે અનાજ

પણ ખેતરમાં પાકતાં હતાં--કંઈક ખળામાં હતાં. તે બધો માલ ઘરમાં ભરી દેવાય કે વેચાઈ જાય તો પછી ઠાકોર કે જીવાઈદારને ભાગલાગ કંઈ મળે નહિ. આ બધું સમજીને હજારો ખેડૂતોએ આ મુખ્ય ઠરાવ[1] પસાર કરીને આખા મેવાસમાં એક શકવર્તી લડત આદરી.

જલોદરાના ઠરાવોનો અમલ પણ ચમત્કારિક રીતે થયો. બીજા જ દિવસથી કપાસથી ભરેલાં ગાડાં કંઈ રોકટોક વગર બહાર જતાં થયાં, અને ખેડૂતોએ પોતાનો મોલ લણીને ઘરમાં ભરવા માંડ્યો. પૂનમભાઈનું પ્રજાસંરક્ષણ દળ રાતદિવસ ગામેગામ ફરીને ખેડૂતોને હિંમત આપતું રહ્યું. જલોદરાનું આખરીનામું મોટાં મથાળાં નીચે છાપાંમાં ઝળક્યું. તેથી ચમકીને વડોદરાના અધિકારીએ '૪૭ના છેલ્લા દિવસે ઓચિંતી વજીરીયાની મુલાકાત લીધી અને ત્યાં રાજના આગેવાનો સાથે તેમની માંગણીઓ વિષે વાટાઘાટો કરી.

થોડા દિવસમાં જલોદરામાં નિમાયેલી કમિટીની સભા સજાનપુરામાં મળી તેમાં ઠાકોર સાથે કંઈ પણ સમાધાન નહિ કરવાનો અને મને જ પ્રમુખ તરીકે વાટાઘાટ કરવાની સત્તા આપવાના ઠરાવ થયા. પછી સભાના ઠરાવો વડોદરાના અધિકારીને પહોંચતાં તેમણે મણિભાઈ વગેરે કાર્યકરોને મળવા બોલાવ્યા. હથિયારબંધ સ્વયંસેવકદળ વિષે તેમણે ખુલાસો કર્યો કે આ ઠકરાતોમાં ઘણાં ગેરકાયદેસર હથિયારો ખડકેલાં છે તેથી ખેડૂતોનું રક્ષણ કરવાને અમારા સ્વયંસેવકોએ થોડાં હથિયાર રાખ્યાં છે. પછી ઠાકોરના જુલ્મની કેફિયતો રજૂ કરીને તેમની સત્તા અને હથિયારો સત્વર

---

૧. આ ઉપરાંત જમીનમહેસૂલનો ઘટાડો, જીવાઈદારના હક, બળજબરીથી છોડાવેલી જમીનના હક વગેરે સંબંધી કુલ દશ ઠરાવો પસાર થયા. પણ મૂળ ઠરાવ આગળ તેનું મહત્ત્વ થોડું જ હતું.

ખૂંચવી લેવાની માગણી રજૂ કરી. થોડા દિવસમાં ઠાકોરે કારેલી ગામે આવીને ઘણા ગામના આગેવાનોને અને ચાંદોદથી મણિભાઈ ને બોલાવ્યા. બધા ભેગા મળ્યા ત્યારે ઠાકોરે સમાધાનની વાત કાઢી. તરત તેમના ભાયાતોના જુલ્મ પર અંકુશ મૂકવાની માગણી ખેડૂતોએ કરી. તે વિષે ઠાકોરે પોતાની લાચારી બતાવી. મણિ-ભાઈએ તેમને ચોખ્ખો રસ્તો બતાવ્યો કે તેમણે વડોદરાના અધિ-કારીને મળીને હવે રાજ ચલાવવાની અશક્તિ જાહેર કરવી અને તેમને તે સોંપી દેવું. આથી નિરાશ થઈને ઠાકોર રસ્તે પડયા.

પછી થોડા જ દિવસમાં ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી ઢેબરભાઈની આગેવાની નીચે અમદાવાદમાં ગુજરાતનાં દેશી રાજ્યોના કાર્યકરોનું સંમેલન મેળવવામાં આવ્યું. તેમાં મારી સાથે મણિભાઈ પણ હાજર રહ્યા. તે વખતે ભાવનગર, રાજપીપળા, બારીયા, ઈડર વગેરે અનેક રાજ્યોના વહીવટ પ્રજામંડળોને સોંપવાની માગણીઓ થતી હતી. પણ થોડા જ દિવસ પહેલાં સરદારે ઉત્કલ અને છત્તી-સગઢની માફક બધાં નાનાં રાજ્યોનાં જુદાં એકમ રચવાને બદલે તેમને પાસેના જૂના પ્રાંતમાં જ જોડાવાની સલાહ આપી હતી. હવે ગુજરાતના ભાગ્યે જ કોઈ રાજ પાસે રક્ષણ અને વાહન-વ્યવહારનાં કે રાજની પ્રાથમિક જવાબદારીઓ પાર પાડવાની સાધન-સામગ્રી હતી. તેથી આ સંમેલને બધાં રાજ્યોને ભલામણ કરી કે પોતાના રાજમાં "જવાબદાર રાજતંત્રનો નિષ્ફળ અખ-તરો કરવાને બદલે પોતાના રાજને મુંબઈ રાજમાં જોડી દે." વળી તે જ દૃષ્ટિથી "મહાગુજરાતની આમ જનતાને તથા મહાગુજરાતના કાર્યકર વર્ગને આ ઐતિહાસિક ને શુભ ઘડીએ ગુજરાતના આ સમગ્ર પ્રદેશને એક વિભાગ નીચે લાવવા અનુરોધ કરે છે...આવા જ ઉદ્દેશ અને સિદ્ધિ માટે ક્રિયાશીલ બનશે એવી આશા રાખે છે." અમે તો વજીરીયાની જુદી હસ્તી નાબૂદ કરીને તેને પ્રથમ તો

દિલ્હી સરકારના તંત્ર નીચે લાવવા મથતા હતા. તેથી આ ઠરાવથી અમને ઘણી પ્રેરણા મળી. વળી ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી બોલાવવામાં આવેલી સભાના આ ઠરાવમાં "મહાગુજરાત" શબ્દ વપરાયો એ બહુ જ પ્રોત્સાહક લાગ્યો.

અમદાવાદના આ સંમેલન પહેલાં ભાવનગર રાજના મહુવા તાલુકાની ખેડૂત પરિષદમાં, મારા જુવાન મિત્ર જશુભાઈ મહેતાના આગ્રહથી હું હાજર થયો. ગામમાં પહોંચતાં મને ૨૧ બળદ જોડેલા રથમાં સરઘસ આકારે ફેરવવામાં આવ્યો. બપોરે ખાસ બાંધેલા મંડપમાં પરિષદ મળી, તેમાં ગામેગામથી અને બહાર ગામથી આઠેક હજાર ખેડૂતો અને નાગરિકો ભેગા થયા. પ્રમુખ તરીકે ભાષણ કરતાં તે વખતની સૌરાષ્ટ્રની સ્થિતિ પર મેં નજર નાંખી. સવાર પડે છે ને મૂળીનો કોઈ ઠાકોર પ્રજાશક્તિથી ગભરાઈ ને રાજકોટ ભાગી જાય છે; જૂનાગઢનું રાજ પણ જુવાનોની શક્તિથી ઘડીના છઠ્ઠા ભાગમાં સાફ થયું; આમ મોટા ચમરબંધીઓની સત્તા ધૂળમાં મળતી જાય છે, તે વખતે ખેડૂતોને પોતાની ગુલામીનાં બંધન તોડવાની અણમોલ ઘડી આવી છે તેનો લાભ લઇ આ સંમેલન બોલાવવા માટે તેના પ્રયોજકોને શાબાશી આપીને મેં ખેડૂતોના કાળજૂના સવાલો પર વિવેચન કર્યું. લાગા, જકાતનાકાં, લાંચરુશ્વત, લેવી, અંકુશ ને વિવિધ જુલમ–આ બધાયનો હિંમતભેર સામનો કરવાની મેં હાકલ કરી. પછી સૌરાષ્ટ્રના એક એકમનું રાજ સ્થાપવાના, લેવી અને ભાવબંધી નાબૂદ કરવાના અને બીજા સ્થાનિક મહત્ત્વના ઠરાવો થયા. જશુભાઈ સાથે વાત કરતાં મેં કોઈ ગામમાં જમીનદારોના જુલ્મ હોય તો તેનો સામનો કરવાની વાત કરી. તેમણે મૂળ ગરાસિયાના ત્રાસની વાત કરી, તેથી તે વિષે ખાસ ઠરાવ થયો. બધા ઠરાવોનો અમલ કરતાં જશુભાઈ મૂળ ગરાસિયા વિષે ઠરાવ બરાબર ધ્યાનમાં રાખીને તેમનો સીતમ નાબૂદ કરવાને તૈયાર થયા.

’૪૮ની જાનેવારીની ૨૧મી તારીખે વજીરીયાના ઠાકોરને આપેલી એક મહિનાની મહેતલ પૂરી થતી હતી તેથી તેના થોડા જ દિવસ પહેલાં ચાંદોદથી મણિભાઈ અને બીજા મિત્રોએ વડોદરે જઈને રાજસ્થાની અધિકારી આગળ વજીરીયા સ્ટેટ વિષે કરેલા ઠરાવો તરફ ધ્યાન ખેંચ્યું. દરમ્યાન ઠાકોરની સ્થિતિ છેક કથળી ગઈ. ખેડૂતો તરફથી મહેસૂલ કે કરની એક પાઈ પણ ન મળતાં તેના કારભારી, અવલકારકુન, તલાટીઓ અને નોકરો બધા નોકરી છોડી ચાલ્યા ગયા. ઠાકોરને માથે આશરે એક લાખ રૂપિયાનું દેવું હતું અને પ્રજાની લૂંટનો કંઈ જવાબ સરકારને આપી શકાય એમ નહોતું. તેથી ઠાકોરે પોતે જ વડોદરાની કચેરીને તાર કરીને રાજ ચલાવવાની પોતાની અશક્તિ જાહેર કરી. ખરેખર, ઠાકોરની હયાતીમાં જ તેમની કચેરીઓને ચાવી વગર તાળાં દેવાઈ ગયાં. બીજી પાસ ખેડૂતોના આગેવાનોને વડોદરાથી ખાતરી આપવામાં આવી કે ૨૧મીની આસપાસ વડોદરાથી એક કારભારી આવીને રાજનો વહીવટ સંભાળી લેશે. તેથી તે તારીખે જ અમારા સાથી નરેન્દ્ર ઓઝાના પ્રમુખપણા નીચે જલોદરા ગામે સભા મળી. તેમાં નવા કારભારીની નિમણૂક ધ્યાનમાં લઈને રાજનો કબજો સંભાળવા–કૂચ કરવાનો કાર્યક્રમ મુલતવી રાખવાનો અને તે દરમ્યાન કરમહેસૂલ આપવાનું મોકૂફ રાખી અસહકારની લડત ચાલુ રાખવાનું ઠરાવવામાં આવ્યું. એકંદરે આ લડતથી ઠાકોરનું વહીવટી તંત્ર છેક તૂટી પડયું છે અને દિલ્હી સરકારનો અધિકારી વહીવટ સંભાળવાનો છે તેથી ખેડૂતોને ભવ્ય વિજયનો આનંદ થયો. પછી સાતેક દિવસમાં વડોદરાના અધિકારીએ વજીરીયા રાજનો વહીવટ સંભાળ્યો ત્યારે ફરી તેમને અભિનંદન આપવાને મણિભાઈ વગેરે મિત્રો વજીરીયા પહોંચી ગયા. તેમને પૂનમભાઈના સ્વયંસેવક દળે રીતસર સલામી આપીને યોગ્ય સૂત્રો પોકારીને ખેડૂતોના વિજય પર કીર્તિકળશ ચઢાવ્યો.

૩૦ મી તારીખે ગાંધીજી ગોડસેની ગોળીના ભોગ બન્યા. તેથી સારા દેશમાં તેમ મેવાસમાં પણ હડતાલ પડી અને ઠેરઠેર પ્રાર્થનાઓ થઈ. કમનસીએ તે જ દિવસે વજીરીયાની લડતનો એક ફણગો ફૂટ્યો. ખેડૂતો કંઈ ભાગલાગ આપ્યા વિના બધું અનાજ ભરી લેતા હતા તે જોઈને એક જીવાઈદારનો જીવ હાથમાં ન રહ્યો. તેણે પોતાની એક હથિયારબંધ ટુકડી ખેતરમાંથી માલ લૂંટી જવાને મોકલી. પણ ત્યાં સ્વયંસેવકો અને ગામલોકોએ સામનો કરીને બધા ગુંડાને ભગાડી મૂકયા અને એક પિસ્તોલ સાથે એક માણસને પકડીને તેને પોલીસને હવાલે કરવામાં આવ્યો.

સંખેડા–મેવાસમાં તેમ ગુજરાતમાંનાં ઘણાં રાજ્યોમાં પ્રજાએ જાગૃત થઈને જુદી જુદી રીતે આઝાદીની લડત ચલાવવા માંડી. સંખેડા–મેવાસના પડઘા પાંડુ–મેવાસનાં શીહોરા અને છાલીએર જેવાં રાજ્યોમાં પડ્યા. એ બંને રાજમાં મારા પ્રમુખપણા નીચે પ્રજા પરિષદો ભરાઈ અને તેમાં જમીનમહેસૂલ ઘટાડવાના, ઝાડના હક્ક આપવાના અને એકંદર પ્રજાતંત્ર સ્થાપવાની માગણીઓ કરવામાં આવી. ઈડર અને મોહનપુર, વાડાશીનોર[1] અને વીરપુર વગેરે અનેક રાજના કારભાર અને જુલ્મ સામે મોટી લડતો ચાલવા લાગી. ડાકોર પાસે ડકરાતી મુલકમાં ચીતલાવની માફક રાણીઆની ઠકરાત પર જપ્તી મુકાઈ. ધરમપુરના રાજાને તેના પ્રજામંડળે પડકાર ફેંકયો. દેવગઢ બારીયાના જુવાનોએ જવાબદાર તંત્રની માગણી કરી અને રાજપીપળાની લડતને ટેકો આપ્યો.

---

1. '૪૮ના જાનેવારીના છેલ્લા અઠવાડિયામાં હું આ રાજનાં ગામડાંમાં નટવરલાલ મોદી સાથે પ્રવાસ કરતો હતો અને સભાઓમાં બોલતો હતો. ૩૦ મીએ સાંજે હું એ શહેરની ભાગોળમાં આવ્યો ત્યારે ત્યાં ગાંધીજીના અણધાર્યા અવસાનના ખબર મળ્યા. તરત એક ઘરમાં રેડિયો સાંભળવા બેઠો ત્યાં જવાહરલાલજી ને સરદારનાં ભાષણ ને ભક્તિગીત સાંભળતો ગયો અને આંસુ સારતો ગયો.

ભાદરવાના ઠાકોરે જાહેર સભામાં પ્રજાની સલાહ મુજબ રાજ ચલાવવાની જાહેરાત કરી અને બધા રાજવીઓને પ્રજાનું સાર્વભૌમત્વ સ્વીકારવાની હાકલ કરી. ગુજરાતના રાજસ્થાની યુવકોની પરિષદ છોટુભાઈ પુરાણીના પ્રમુખપણા નીચે મળી. તેમાં મહાગુજરાતનાં બધાં રાજ્યોને મુંબઈ રાજમાં ભેળવવાના ઠરાવ થયા. અને '૪૮ના ફેબ્રુઆરીમાં સૌરાષ્ટ્રનાં બધાં રાજ્યોનું એકમ રચાયું અને ઢેબરભાઈ નવા રાજના વડા પ્રધાન થયા.

વજીરીયાનો વહીવટ સરકારી અધિકારીને સોંપાયા પછી, દરેક રાજને બદલે આખા સંખેડા–મેવાસના ૩૬ ઠાકોરની પ્રજાની પાંચમી પરિષદ બોલાવીને સારાયે પ્રદેશને મુંબઈરાજ સાથે જોડવાનો અવાજ ઉઠાવવાને અમે તૈયાર થયા. આગલી પરિષદમાં છોટુભાઈએ પ્રમુખસ્થાન સંભાળ્યું હતું. આ વખતે તેમના સાથી અને કોંગ્રેસના આગેવાન ચંદ્રશંકર ભટ્ટને તે સ્થાન સોંપવામાં એક ખાસ ધ્યેય હતું. કોંગ્રેસના ઠરાવ મુજબ આ આખો પ્રદેશ મુંબઈરાજ સાથે જોડવા વિષે કંઈ શંકા નહોતી. વળી અગાઉ દુકાળને વખતે ભરૂચથી કંઈ મદદ મળેલી. હવે મેવાસની માફક નર્મદાતટે આવેલા ભરૂચ જિલ્લાના અગ્રેસરના સંબંધને લીધે આ ઠકરાતી મુલક ચાંદોદ તાલુકામાં મુકાય અને તે ગરુડેશ્વરની માફક ભરૂચ જિલ્લામાં સામેલ થાય એવી અમારી મકસદ હતી. વળી વડોદરાના કોંગ્રેસી અગ્રેસરો સાથે મારે પહેલાં સારા સંબંધ હતા. પણ વજીરીયા ઠાકોર સાથે ઊંધુ સમાધાન કરવાના પેતરા મગનભાઈએ[1] રચેલા. તેથી અમને

[1] વજીરીયાના ઠાકોર સાથે અમારી લડત ચાલતી હતી ત્યારે મગનભાઈ તેમને મળી આવ્યા અને કંઈક ઉપરચોટિયું સમાધાન કરી લાવ્યા. પણ વડોદરાની-રાજસ્થાની કચેરીના વડા બનેસિંગે કહ્યું કે મેવાસના લોકો તેમને નહિ પણ ઇન્દુલાલને માને છે તેથી તમારાથી કંઈ વળે નહિ.

ભરૂચ જિલ્લાના જુવાન અને લડાયક કોંગ્રેસી અગ્રણીની ખાસ જરૂર લાગી. છેવટે મેવાસનો પ્રદેશ મુંબઈરાજ સાથે જોડવાનો હતો જ; તે વખતે મેવાસના ખેડૂતો અને પ્રજાજનોને જે નાની-મોટી મુસીબતો પડે તે મુંબઈની કોંગ્રેસ સરકાર આગળ ચંદ્રશંકર જ સારી રીતે મૂકી શકે. વળી ભરૂચથી જરૂર પડે ત્યારે તેઓ ચાંદોદ ને મેવાસમાં વખતોવખત આવજા કરી શકે. આ બધો વિચાર કરીને ચન્દ્રશંકર સાથે ભૂગર્ભ પ્રવૃત્તિમાં સામેલ થયેલા પૂનમભાઈને તેમને આમંત્રણ આપવા મોકલ્યા. તેમનો વિષ્ટિ સફળ થઈ અને મેવાસની આઝાદીની લડતનું સુકાન હાથમાં લેવા તે તૈયાર થયા.

આ સંમેલન અગર સ્ટેટના વઘેરી ગામે ફેબ્રુઆરીની ૧૪મીએ રાખ્યું હતું. આગલી રાતે ચંદ્રશંકર અને હું પ્રવાસ દરમ્યાન જલોદરાથી પસાર થયા ત્યારે ગામલોકોએ ભજનમંડળીઓ સાથે હાજર થઈ અમારું શાનદાર સ્વાગત કર્યું. રાતે અમે વઘેરીયા પહોંચ્યાં ત્યારે ૩૬ બળદની જોડીવાળા રથમાં અમને બેસાડીને ગામમાં ફેરવવામાં આવ્યા. વજીરીયાના વિજય પછી આ સંમેલ-નનો પ્રચાર બહુ અસરકારક નીવડયો. બીજે દિવસે સવારથી હજારો ખેડૂતો ખાસ શણગારેલા મંડપમાં આવતા ગયા. વજીરીયાના ધોરણે અમે એવો ઠરાવ ઘડયો કે હવે કેન્દ્ર સરકાર તરફથી સરદારે જે સૂચન કર્યું છે તેને માથે ચઢાવીને મેવાસના બધા ઠાકોરોએ કંઈ કચકચ કે વિલંબ કર્યા વિના મુંબઈ સરકારમાં ભળવાના ખતપત્ર પર સહી કરી દેવી; જ્યાં સુધી આવી પાકી સહી થશે નહિ અને જોડાણ અમલમાં અમલમાં આવશે નહિ ત્યાં સુધી ખેડૂતોએ ઠાકોરને કંઈ ભાગલાગ કે મહેસૂલ આપવો નહિ; અને તેમણે પોતાનું સ્વયંસેવક દળ રચીને ઠાકોરોના સીતમ સામે પોતાનું રક્ષણ કરવાને તૈયાર થવું. આવો ઠરાવ થવાની વાત ચારેબાજુએ પહેલેથી ફેલાયેલી હતી. તેથી જ્યારે અમે મંડપમાં ગયા ત્યારે વીસ

હજારની મેદની જામી હતી અને કેટલાય ઠાકોરો ને તેમના કારભારીઓ પોતાની મોટર ને વાહનો લઈને આવ્યા હતા. આવી વિરાટ સભામાં પ્રથમ તો રાષ્ટ્રગીત ગવાયું અને પૂનમભાઈના સ્વયંસેવકોએ રાષ્ટ્ર-ધ્વજનું પૂજન કરી સલામી આપી. તરત જ "મહાત્મા ગાંધી અમર રહો" "સરદાર વલ્લભભાઈની જય" વગેરે સૂત્રોની ઘોષણા થઈ.

પરિષદ ખુલ્લી મૂકતાં મેં શરૂઆતમાં કહ્યું કે, છેલ્લું સંમેલન વરસેક પર કરનાળીમાં મળ્યું ત્યારે ખબર નહોતી કે ૧૫મી ઑગસ્ટે દેશ આઝાદ થશે અને પછી દેશી રાજ્યોના પ્રદેશને જૂનાં રાજ્યો સાથે ભેળવી તેમનાં બંધન તોડવામાં આવશે; હવે નવો જમાનો શરૂ થયો છે ત્યારે કોઈ ઠાકોરો અને કાળાબજારીયા ભેગા મળીને મેવાસનું જુદું એકમ રચવાની ખટપટ કરે છે; પણ સરદારના નિર્ણય મુજબ અમે તો બધા ઠાકોરોને આજે એક મહિનામાં મુંબઈરાજ સાથે જોડાણના ખરીતા પર સહી કરવાને આગ્રહ કરીએ છીએ અને તે સહીદસ્તક નહિ થાય ત્યાં સુધી ઠાકોરોને એક પાઈ પણ મહેસૂલ કે ભાગલાગમાં ન આપવાનો આદેશ આપીએ છીએ.

પ્રમુખ તરીકે ચંદ્રશંકરે લાલ પીળા પ્રદેશના ભેદ નાબૂદ કરી મેવાસની પ્રજાને એક રંગ અને એક દિલ થઇ હિંમતભેર નવી આઝાદી ભોગવવા અને આ મુલક મુંબઈ રાજમાં વિલીન થાય ત્યાં સુધી કંઈ કર ન ભરવા એલાન કર્યું. પછી મહાત્માજીની શહાદતને અંજલિ આપવાના, વજીરીયાની પ્રજાને તેની લડત માટે ધન્યવાદ આપવાના, મેવાસના ઠાકોરોની બધી સત્તા નાબૂદ કરી તેમને સાલિયાણાં આપવાના, ત્યાં સુધી ઠાકોરો કે જીવાઈદારોને કંઈ ન આપવાના અને આ ઠરાવોનો અમલ કરવાને એક કાર્ય-વાહક કમિટી નીમવાના ઠરાવો બુલંદ હર્ષનાદો વચ્ચે પસાર કરવામાં

આવ્યા. પરિષદમાં આમોદ સ્ટેટના રાજકુમાર દોલતસિંગે દેશને મળેલી આઝાદી આ પ્રદેશમાં લાવવાની ઠાકોરોને સલાહ આપી. આ સભા પૂરી થતી હતી ત્યારે વાસણ–વીરપુરના ઠાકોરે મુંબઈ ઈલાકામાં જોડાવાની લેખિત સંમતિ પ્રમુખને સુપરત કરી અને પછીના દિવસોમાં નસવાડીના અને કેટલાયે ઠાકોરોએ પરિષદને જોડાણની સંમતિ આપવાના કાગળો લખી મોકલ્યા.

પરિષદના ઠરાવો પ્રમુખે વડોદરા–રાજકોટના રાજસ્થાની અધિકારીને પહોંચાડચા અને ખાસ કાગળ લખીને પ્રજાને સંતોષવાને તાકીદ કરવાની વિનંતિ કરી. પછી વઘેરીના ઠરાવોનો પ્રચાર કરવાને પૂનમભાઈના સ્વયંસેવકો અને પરિષદના નવાજૂના કાર્યકરોએ કંથરપુરા, વીરપુર, રેંગણ[1], વજીરીયા જેવાં અનેક ગામમાં કેટલાક ખેરખાંઓની ધમકીઓને નેવે મૂકીને શાનદાર સભાઓ ભરી. વજીરીયામાં ચંદ્રશંકર જાતે ગયા અને ઠકરાતી પ્રચારથી ઉશ્કેરાયેલા સ્વયંસેવકોને કુનેહથી ઠંડા પાડીને ઠાકોરોને જરૂરી ચીમકી આપી. દરમ્યાન કેટલાક ઠાકોરો મેવાસના એકમનાં ગપ્પાં ચલાવતા, અને કોઈ કોંગ્રેસમાં પહેલેથી પગદંડો જમાવવાની તજવીજ કરતા. પછી રાજસ્થાની ખાતાએ જૂન માસથી સારાયે મેવાસ અને ગુજરાતનાં બધાં રાજ્યોને મુંબઈ રાજમાં જોડવાની જાહેરાત કરી.[2]

---

૧. ખોબા જેવડું રેંગણ ગામ પણ તેમાં ૧૮ ઠાકોર! ત્યાંથી પડકાર ફેંકાયો કે અહીં ગાંધીના જયનાદ કરવાના નથી કે લાઠી ફેરવવાની નથી. કહેવત હતી કે દાતરડાના કાકર એટલા રેંગણના ઠાકર. છતાં અહીં પણ સ્વયંસેવકોએ રામધૂન જગાવી. ગાંધીજીના જયનાદથી ગામ ગજાવ્યું અને વઘેરીયાના ઠરાવનો પ્રચાર થયો.

૨. મેવાસમાં સારાયે ગુજરાતમાં સલામી ને બિનસલામી રાજ્યો મુંબઈરાજમાં જોવાની જાહેરાત સરકારે કરી ત્યારે મારા 'ગ્રામવિકાસ' પત્રમાં 'મહાગુજરાત ઝિંદાબાદ' એ મથાળા નીચે અગ્રલેખ લખીને મેં તેને વધાવી લીધી.

તેથી માર્ચ માસથી જ જપ્ત થયેલી ઠકરાતોમાં મહેસૂલ ભરવાની સૂચના રેવાકાંઠાની સભાએ ખેડૂતોને આપી દીધી. એપ્રિલ માસમાં જોડાણ નક્કી થયા પછી સાલિયાણાં લેવાં કે જમીનો રાખવી—એ વિષે ઠાકોરો વિચાર કરતા હતા. ત્યારે દરબાર ગોપાળદાસે દૂરંદેશી વાપરીને સલાહ આપી કે સાલિયાણું તો સમાજવાદના જમાનામાં રદ થાય; તે માટે જમીનો રાખશો તો ખેડીને ગુજારો કરી શકશો. તેથી મેવાસના ઠાકોરે સાલિયાણાંને બદલે જમીનના હક સાચવીને મુંબઈ રાજમાં જોડાવાને કબૂલ થયા. છેવટે નવેમ્બર માસમાં મુંબઈના પંત પ્રધાન બાલાસાહેબ ખેરે અને મોરારજીભાઈએ ચાંદોદ અને માંડવાની મુલાકાત લઈને ઠકરાતોના વિલીનીકરણ પર સીલ મારી. તેથી સદીઓથી કચડાયેલી અને રીબાતી મેવાસની પ્રજા માટે સોનાના સૂરજ ઊગ્યા.

વઘેરીની પરિષદથી તે પ્રધાનોના સ્વાગતસમારંભ સુધીનો કાળ મેવાસની પ્રજા માટે સંક્રાંતિ—અથવા ક્રાંતિનો કાળ બની ગયો. રાજસ્થાની સરકારની મેવાસના જોડાણની ચોખ્ખી જાહેરાત થઈ ત્યારથી કોઈ ઠાકોરોએ અવળચંડાઈ કરવા માંડી. ઘણાખરા આપખુદ સત્તાના આવતા અંતથી ઢીલા પડી ગયા. મે–જૂન સુધીમાં ઠાકોરોના મહેસૂલ, પોલીસ અને કોરટનાં ખાતાં બંધ થતાં ગયાં ત્યારે ઘણાં વરસથી ઠાકોરોએ જપ્ત કરેલી જમીનો પાછી મેળવવાને ખેડૂતો અધીરા થયા. હવે ઠાકોરની પોલીસ કે બંદૂકનો ડર નહોતો. નવું સ્વયંસેવક દળ ચોપાસ ફરીને ખેડૂતોને હિંમત આપતું હતું. તેથી અમારા પ્રચારથી જેમને ખરો પાનો ચઢ્યો હતો તે પોતાની ગયેલી જમીનો હાથ કરવા લાગી ગયા. વળી બહાર ગામના ભાયાતો અને જીવાઈદારોને ખેડૂતોની જમીન મળેલી અને તેનો કબજો કરીને કોઈ ગામના લોકોએ સંપીને વહેંચી લેવા માંડી. મુંબઈ સરકારની નવી પોલીસ આખા મેવાસમાં ગોઠવાઈ તે

દરમ્યાન અમારી ખેડૂતસભા ખેડૂતોની ગયેલી જમીનો પાછી અપાવવાને મુંબઈ સરકારને વિનંતિ કરતી. ત્યારે બીજી પાસ લડાયક અને મારકણા બનેલા થોડા ખેડૂતોએ આખા મેવાસમાં ઠાકોરોની, ભાયાતોની અને ખાલી પડેલી સેંકડો એકર જમીન પર કબજો જમાવવા માંડયો. જમાનાથી દબાયેલા અને ચૂસાયેલા ખેડૂતો આખરે વિફર્યા ત્યારે તેમણે સંક્રાંતિના કાળમાં ભૂમિની બને તેટલી ક્રાંતિ કરી નાખી! પહેલાં ઠાકોરથી ખેડૂતો ડરતા હતા. હવે નવા કાળમાં ખેડૂતોની વિરલ શક્તિથી ઠાકોરોને ડરીને તેમના ઉજ્જડ મહેલમાં ભરાઈ રહેવાનો વખત આવ્યો!

આવી રીતે સારા ગુજરાતનાં દેશી રાજ્યોમાં કંઈક ક્રાંતિ થઈ અને મેવાસમાં તે પાર પાડવામાં હું સાધનભૂત બન્યો. ગુજરાતની ધરતી પર નવો ઇતિહાસ લખાતો ગયો અને તેનો પ્રચાર હું 'ગ્રામવિકાસ' પત્ર મારફત કરતો ગયો. હવે સૌરાષ્ટ્રનું એકમ રચાયું અને સારુંયે મહાગુજરાત મુંબઈ રાજમાં વિલીન થયું. આઝાદીના નવા વાતાવરણમાં ગામડાંમાં જઈને ખેડૂતોનું સંગઠન કરવાની, તેમને નવા કાયદા સમજાવી રાહત અપાવવાની અને એકંદર ભૂમિક્રાંતિ માટે તેમનું માનસ તૈયાર કરવાની નવી તક મને દેખાઈ. પણ મારા લાંબા અનુભવથી હું જાણતો હતો કે શહેરમાં બેસીને થોડા દિવસ ગામડામાં જવાથી કંઇ સંગીન કામ થઈ શકે નહિ. તેથી ગામડાના જ જુવાનોને નવી તાલીમ આપીને તેની સેવા માટે તૈયાર કરવા જોઈએ. આ વિચાર કરીને '૪૮ના ઉનાળામાં મારા વાત્રક આશ્રમમાં જ 'ખેડૂતોના દેશપરદેશના કાયદા અને તેમનાં આંદોલનો ઉપરાંત પ્રાથમિક સારવાર, કવાયત, ગ્રામસફાઈ, લોકગીત વગેરે વિષયો'ની તાલીમ આપવાને એક વર્ગ ચલાવવાનું મેં નક્કી કર્યું. ગુજરાતભરના કિસાનો અને વિદ્યાર્થીઓ સાથે મારા સંપર્કને લીધે પચીસેક ભાઈઓ તરત આ વર્ગમાં દાખલ થઈ ગયા.

'૫૭ના ક્રાંતિયુદ્ધથી ઐતિહાસિક બનેલી ૧૮મી મેને દિવસે આ વર્ગનો આરંભ કરવામાં આવ્યો. તે વખતે ગાંધીવાદી કિશોરલાલ મશરૂવાળાનું 'સમૂળી ક્રાંતિ' પુસ્તક તાજું જ પ્રગટ થયું હતું. તેથી મારા પ્રવચનની મુખ્ય ભૂમિકા એ હતી કે રાજકીય સ્વરાજ તો આગલી સાલ સ્થપાયું છે અને હવે તે દેશી રાજ્યોમાં સ્થપાશે. હવે આર્થિક અને સામાજિક ક્રાંતિ માટે કઠિન કામ કરવાની તક આપણને મળી છે; હિંસાનો માર્ગ વહેવાર અને સિદ્ધાંતની દૃષ્ટિથી બાજુએ મૂકીને અને શહેરના કોઈ ભણેલા જુવાનો પર આધાર રાખ્યા વિના ગામડાંના યુવાનોએ જ તેમનાં ભાઈભાંડુઓનું સંગઠન સાધીને અને તેમનો સંઘમત જાગૃત કરીને તેમને ખેડૂતોના કાયદાની સમજૂત આપવી જોઈએ અને તે માટે જરૂરી બધી કામગીરી બજાવવી જોઈએ. આ વિવરણ કરતાં તે વખતે ઇંગ્લંડમાં શાસન કરતા કામદાર પક્ષનો દાખલો મેં આપ્યો : કેટલાયે દશકા સુધી હુંશિયાર કામદારોએ જ તેમનું લોખંડી સંગઠન કરીને તેનું લખપતિ કામદાર મહામંડળ સ્થાપ્યું છે, તેની જ શક્તિના પાયા પર કામદાર સરકાર રાજ ચલાવે છે. આપણાં છૂટાંછવાયાં ગામડાંના ખેડૂતોનું સંગઠન કરવાનું કામ મુશ્કેલ છે; પણ તે વીરલા જુવાન ખેડૂતો હાથમાં લેશે ત્યારે લાખો–કરોડો ખેડૂતોને નવી આઝાદીનો લાભ મળશે અને તેઓ સુખી અને સમૃદ્ધ થઈ શકશે.

આ વર્ગની રોજબરોજની વ્યવસ્થા કરવાને સુરતથી દા. ભોગીભાઈ આવી પહોંચ્યા. આ વર્ગમાં પોતાના અનુભવનો લાભ આપવાને રામજીભાઈ ચૌધરી, ડી. એમ. પાંગારકર, જમનાદાસ કંટ્રાકટર વગેરે મિત્રો થોડો થોડો વખત આશ્રમમાં આવી ગયા. તાલીમ લેવાને મોટે ભાગે દક્ષિણ ગુજરાતનાં દેશી રાજ્યોના યુવકો આવ્યા. તેમાં કલોલના ખેડૂતોના અનુભવી બાબુભાઈ પટેલ અને

હાલના ગુજરાત કિસાનસભાના પ્રમુખ ચંદુભાઈ પટેલ હતા. અમદાવાદથી કેટલાક જુવાનો વખતોવખત આવી વર્ગના કામમાં સાથ આપતા. વર્ગના મહિનામાં પણ ઘણુંખરું મારા પત્રના કામે અને કોઈ સભાઓમાં હાજરી આપવાને હું બહારગામ જતો. છતાં વર્ગનો કાર્યક્રમ રોજ નિયમસર પાર પાડતો અને ઘણુંખરું રાતે બધાની સાથે જોડાઈને ભોગીભાઈના યોજેલા મનોરંજનના અને ગીતોની લહાણમાં હું ભાગ લેતો. મહિનાની આખરે વર્ગ પૂરો થયો ત્યારે તેના લાભનો અંદાજ કાઢી શકાયો નહિ. પણ તેમાંથી નીવડેલા જે હોશિયાર ખેડૂતોએ અને લડાયક કાર્યકરોએ ગુજરાતના વિવિધ ભાગમાં કિસાનપ્રવૃત્તિ આદરી છે તે પરથી તે વર્ગ સફળ થયાની મારી ખાતરી થઈ છે.

આ મે માસમાં જ કિસાનો માટે કંઈક સારા સમાચાર મળતા ગયા. ખેડા જિલ્લામાં ઉનાળામાં ઘાસની ગંજીઓ બાળવાનાં તોફાન થતાં, પણ અમે તે વખતે અભિમાનથી જણાવ્યું કે નાપા, દેદરડા, બોરસદ જેવાં જે ગામમાં કિસાનસભાનાં સારાં થાણાં હતાં તેમાં આવી ઘટનાઓ બની નથી. પછી દૂર કાશ્મીરમાં સન ૧૯૪૩ની કિસાન પરિષદના મારા સાથી શેખ અબ્દુલ્લાએ કાશ્મીરના વડાપ્રધાન તરીકે પાકિસ્તાની હુમલાથી નીપજેલી પરિસ્થિતિમાં, જનતાને રાહત આપવાને બધા દેવાની ચૂકવણી એક વરસ માટે મુલતવી રાખી અને જાગીરદારી અને બધી જમીનદારી પ્રથાઓ નાબૂદ કરી. છોટા ઉદેપુરના કંદવાલ વિભાગના જાગૃત થયેલા ખેડૂતોએ સલામતી ધારાનો વિરોધ કર્યો અને સંગઠન કરવાનો નિર્ધાર કર્યો. સાગબારાના દૂરના ઠકરાતી પ્રદેશમાં કેટલાક વખતથી ખેડૂતોની લડત ચાલતી હતી. ત્યાં ઠાકોરે પોતે જ સભામાં હાજર થઈ વેઠની અને કપાસના કર રદ કરવાની અને બીજી ફરિયાદોની તપાસ કરવાની જાહેરાત કરી.

જૂન માસમાં દેશી રાજ્યોનું મુંબઈરાજ સાથે રીતસર જોડાણુ થયું, ત્યાં સુધી કેટલાંક નાનાં લોકશાસન ચલાવતાં રાજ્યોએ જુલમના કંઈ ને કંઈ નમૂના કાયમ રાખ્યા. દાખલા તરીકે રાજ-પીપળામાં પણ નવી લોકશાહી સરકાર સ્થપાયા પછી તેના દેડિયા-પાડા તાલુકામાં એક મોટા શાહુકારના જુલ્મની સામે પોકાર કરવાનો ખેડૂતોને એક સભા ભરવી પડી અને તેણે તે ત્રાસ બંધ કરવાને નાંદોદની લોકશાહી સરકારને વિનંતિ કરી. કમનસીબે આ સરકારની આપખુદીમાં હું પણ સપડાઈ ગયો. એ રાજના ગરુડેશ્વર તાલુકામાં યોજાએલી ખેડૂતોની એક સભામાં પ્રમુખપદ સંભાળવાને હું રાજપીપળા બપોરે પહોંચ્યો ત્યારથી જ પોલીસે મારો પીછો પકડ્યો. બપોરે મારા પર ન્યાયાધીશ—અર્થાત્ નવી સરકાર તરફથી હુકમ બજાવવામાં આવ્યો કે, "મને એમ માનવાનુ કારણ મળ્યું છે કે તમો ઇન્દુલાલ ...જાહેર સલામતિ અને શાંતિને હાનિ થાય એવી રીતે વર્તવાના છો. તેથી...તમારે રાજપીપળા રાજની હદમાંથી તરત પાછા ચાલ્યા જવું અને પાછા આવવું નહિ." પછી તે ખાતાના પ્રધાન સૂરજ-રામભાઈને મળવાની મેં માગણી કરી ત્યારે તબિયતના કારણે તે ટાળવામાં આવી. વળી એવું પણ જાણવામાં આવ્યું કે ટાંગાવાળા અને મોટરવાળાને ગરુડેશ્વર વાહનો લઈ જવાની પોલીસખાતા તરફથી મનાઈ ફરમાવવામાં આવી હતી. રાજપીપળાના રાજા ગયા ત્યારે તેમના પર ચાર ચંદા ચઢાવે એવા કારભારી ફૂટી નીકળ્યા!

જૂન માસમાં દેશી રાજ્યોની સત્તાના અંતનો દિવસ નજીક આવતો ગયો તેમ ખેડૂતોના અને ઠાકોર—ભાયાતોના સંગ્રામ જામતા ગયા. વજીરીયાના અને બીજા રાજ્યમાં, ખૂબ પ્રચારથી જાગૃત થયેલા હિંમતવાન ખેડૂતોએ રાજપલટાના ધૂંધળાકાળમાં ઠાકોરોની થોડી જમીનો કબજે કરી. સામી બાજુએથી મે માસના છેલ્લા દિવસમાં વજીરીયાના બંને જીવાઈદારોએ હથિયારબંધ માણસો સાથે ફતેપુરા ગામે એક દિવસ આવીને એક ખેડૂતના કરાંઠીના ઢગલા સળગાવી

મૂકયા. અને બીજે દિવસે કરાંઠી ભરેલું ગાડુ હંકાવી ગયો. પણ ત્રીજે દિવસે એવી જ પાશવી લીલા કરવા એ જીવાઈદારો સશસ્ત્ર માણસો સાથે ખેડૂતોને ખેતર ખેડતા અટકાવવા ગયા ત્યારે ડંકો વાગતાં ગામલોકો ભેગા થયા અને એ ગુંડાઓ તરત નાસી ગયા. પછી ખેડૂતોની ફરિયાદો ખેડૂત મંડળે વડોદરાના અધિકારીને મોકલીને રક્ષણ મેળવવાને તજવીજ કરી. આવી ઘણી અથડામણો સારા મેવાસમાં થઈ અને તેમાં કોઈ ઠેકાણે ઠાકોરો ફાવી ગયા તો કોઈ ઠેકાણે ખેડૂતોએ ઠાકોરોની કે પડતર જમીન આંચકી લીધી[1]. આ બધી અફરાતફરી પર ખેડૂતો તરફથી છેલ્લો પડદો પાડવાને '૪૮ ની સાલની આખરે એક જંગી સભા ફરીવાર જલોદરા ગામે મારા પ્રમુખપણા નીચે ભરવામાં આવી. ચંદ્રશંકરે જરૂર પડી ત્યારે કોંગ્રેસી આગેવાન મગનભાઈ શંકરભાઈનો વિરોધ કરીને પણ ખેડૂતો તરફ પૂરી વફાદારી બતાવી હતી. તેમણે આ સભામાં મંગળ પ્રવચન કર્યું તે વખતે ત્રણસો જેટલા સ્વયંસેવકો તલવારો લઈને હાજર થયા. તે આડકતરી રીતે ખાસ જીવાઈદારોને ચેતવણીરૂપ જ હતા. આ સભામાં ઠરાવો થયા તેમાં પહેલો જ ખેડૂતોની ખૂંચવાયેલી જમીનો પાછી મેળવવાનો હતો, અને બીજો મહેસૂલમાં ઘટાડો કરવાનો હતો. વળી ગયું ચોમાસું ઘણે ઠેકાણે નિષ્ફળ ગયું હતું તેથી રાહતની માગણી કરવામાં આવી. વળી ગણોતના અને રાહતના કાયદા પણ હવે રાજ્યોને લાગુ પડયા તેથી તેની સમજૂતી આપવાના પણ ઠરાવ થયા. હથિયારબંધ સેવકોના સાથમાં આ છેલ્લી સભા મેવાસમાં થઈ, પણ તેથી બધી ઠકરાતો પર એવી ઊંડી છાપ પડી કે જેથી ખેડૂતોના ગંભીર દમનની બહુ ફરિયાદ પછી અમને સંભળાઈ નહિ.

---

૧. થોડા જ ધૂંધળા મહિનામાં ખેડૂતોએ જમીનોની આ કામગીરી સફળ રીતે ચલાવી. પણ તેમનું જોઈને મોડે મોડે કેટલાક ખેડૂતોએ જમીન બથાવવાના ચાળા કરવા માંડયા ત્યારે તેમના પર પોલીસનો પંજો પડયો એટલે તેમને પાછા હઠવું પડયું.

પ્રધાનો મેવાસમાં પધાર્યા ત્યારે ચાંદોદની જંગી સભામાં ચાંદોદનો જુદો તાલુકો બનાવી તે ભરૂચના જિલ્લામાં ભેળવવાની માગણી થઈ. પ્રધાનોએ પણ તે વખતે આ મેવાસને નસવાડી અને ચાંદોદ તાલુકામાં વહેંચવાનો વિચાર કરેલો. પછી સન '૪૯ ના મે માસમાં આખું વડોદરા રાજ મુંબઈ રાજમાં જોડાઈ ગયું. ત્યારે આ પ્રદેશના ભાગલાનો સવાલ વડોદરાનાં કોંગ્રેસી મંડળોમાં ચર્ચાયો. ચંદ્રશંકરે ચાંદોદ તાલુકો રચવાના બધા પ્રયાસ કર્યા; છતાં તિલકવાડા અને નસવાડી તાલુકા રચીને તેને વડોદરા જિલ્લામાં મુકાયા તેથી અમારાં મંડળોમાં નિરાશા છવાઈ ગઈ. તોયે મેવાસ પ્રદેશને મુંબઈ-રાજના જોડાણનો પૂરો લાભ ખેડૂતોને મળે તે માટે '૪૯ માં વખતો-વખત કારોબારી કમિટી મળતી રહી અને ખેડૂતોને તાકીદની સૂચ-નાઓ અપાતી ગઈ.

સન '૫૦ના જાનેવારી માસમાં થોડાં અઠવાડિયાને અંતરે ઉતાવળમાં અને દેવળીઆમાં ખેડૂતોની જે બે વિશાળ સભાઓ મળી, તેના ઠરાવોમાં લડતના સૂર સંભળાયા. ખેડૂતોની જમીનોની ગેરકાયદે અફરાતફરીનો નિકાલ કરવાનો પંચ નીમવાનો હુકમ મુંબઈ સરકારે કરેલો. પણ કેટલાયે ઠાકોરોએ તેનો વિરોધ કર્યો અથવા તેનો અમલ કર્યો નહિ. તેથી ઉતાવળીની સભામાં આખા મેવાસ માટે મુંબઈ સરકારને એક સ્વતંત્ર પંચ નીમવાની વિનંતી કરવામાં આવી. વળી ખેડૂતોને ગણોતિયા ગણવામાં ભારે ગણોત ઠાકોરો અને જીવાઈદારો લેતા તેને બદલે રીતસર સરકારધારો જ લેવાના હુકમોની માગણી થઈ; અને ખેડૂતો પાસે આકરા કર-લાગા લેવાના બધા હક નાબૂદ કરીને તેમને સાલિયાણાં બાંધી આપવાની ભલામણ કરવામાં આવી. આવા ઠરાવો હજારો ખેડૂતોની સભામાં થયા તે પછી થોડા જ અઠવાડિયામાં વજીરીયા રાજના વીરમપુરા ગામે સીતમનો કિસ્સો બન્યો. એક જીવાઈદાર હથિયાર-બંધ માણસોને લઈને એક બાઈના ખેતરમાંથી કપાસ વીણવા

ગયો. થોડા વખતમાં ખબર પડતાં ગામલોકો આવી પહોંચ્યા ત્યારે જીવાઈદારની ટુકડી વીણેલો કપાસ મૂકીને નાસી ગઈ. છતાં આ જીવાઈદારનો ત્રાસ ચાલુ રહ્યો; તેને છાવરવાને આ ગામને મેવાસમાંથી છૂટું પાડીને સંખેડા તાલુકામાં મૂકવામાં આવ્યું; તેના ખેડૂતો પર ફરી ફરીને જીવાઈદાર અને પોલીસનો બેવડો જુલમ થતાં કપાસનું ખેતર અને ઘરબાર છોડીને આ ગરીબ બાઈને સાત દિવસ સુધી બહારગામ ખુલ્લા ખેતરમાં રહેવાની ફરજ પડી.

આમ મુંબઈ સરકારના સ્પષ્ટ હુકમને અભાવે જમીનના ઝઘડા ચાલુ રહ્યા, તેથી એ જ મહિનાની આખરે ઉચ્ચાદ સ્ટેટના દેવળિયા ગામે મોટી સભા યોજાઈ. આ સ્ટેટમાં બાર ગામમાં ઠાકોર કેટલાંક ખેતરનો કબજો બળજબરીથી લેવાનાં કાવતરાં કરતો હતો. આ ગામમાં મુખ્ય તો કંથરપુરા, હરિપુરા, વાડિયા અને ફેરકૂવા હતાં, તેમાં ઠાકોરની સાથે જમીનના ઝઘડા ચાલતા. વળી તે વખતે વાસણ વીરપુરના ઠાકોર સાહેબખાનજીએ તેમના ગામ રૂપપરાના ઘણા ખેડૂતોની જમીન ખાલી કરાવવા નસવાડીના મામલતદારની કચેરીમાં દાવા કરેલા. થોડા દિવસ પર એવો ચુકાદો આવેલો કે ખેડૂતો મૂળ ખાતેદાર નહિ પણ ઠાકોરના ગણોતિયા છે; તેની સાથે આગલા કરારથી ગણોત તરીકે જમીનમહેસૂલ જ લેવાનો ઠાકોરનો હક માન્ય રાખ્યો અને તે રકમ વખતસર ન ભરાય તો ઠાકોર જમીન આંચકી શકે એમ પણ ઠરાવ્યું. હવે આ સભા ભરાઈ ત્યારે વરસોથી બદનામ થયેલા આ ઠાકોર રૂપપરાની જમીનો ખેડાવીને કબજો કરી બેસે તો ખેડૂતોના હક માર્યા જાય એમ હતું; તેથી પાસેના નબળા ગામ ફેરકૂવાના ખેડૂતોને રૂપપરાની જમીનના ખેડકામનો બહિષ્કાર કરવાને સમજાવવાનું કામ અમારી રેવાકાંઠા ખેડૂતસભાએ હાથમાં લીધું અને તેના ઉપર આખા રૂપપરાની ફત્તેહનો આધાર હતો.

જે દિવસે ચંદ્રશંકરની સૂચના મુજબ દેવળિયામાં સભા-

રાખેલી તે મને અનુકૂળ નહોતો. મારી અવગણનાથી જરા રીસે ભરાઈને હું સાત દિવસ અગાઉ સવારે તિલકવાડામાં રમણલાલ વકીલને મળીને બપોરે કંથરપરાના આગેવાન મોતીભાઈ પટેલને મળ્યો. કંથરપરાના લોકો સંપ કરે અને ફેરકૂવાના ખેડૂતો પર પૂરું દબાણ લાવે તો ઠાકોર કંઈ કરી શકે નહિ. તેથી કંથરપરાના અને ફેરકૂવાના આગેવાનોને રૂપપરાના ઠાકોરે આદરેલી ખેતીનો સખ્ત બહિષ્કાર કરવાની તાકીદ આપીને હું પાછો ફર્યો.

પછી ૨૯મીએ દેવળિયામાં રીતસર જંગી જાહેર સભા ચંદ્રશંકર ભટ્ટની આગેવાની નીચે થઈ ત્યારે સાથે દા. ચંદુલાલ દેસાઈ પણ હાજર રહ્યા. આ પ્રસંગે હું ગેરહાજર હતો તેથી કોંગ્રેસના મગનભાઈ જૂથે પોતાનો દાવ ખેલ્યો. તેમને ઘેર એકવાર ચંદ્રશંકર અને હું મેવાસના સવાલ પર તેમની સામે લડી પડેલા. આ વખતે અમારા કેટલાક કાર્યકરોના ખાસ આમંત્રણથી મગનભાઈ સભાને વખતે ગામે આવી પહોંચ્યા. કુદરતી રીતે ચંદ્રશંકરે અને બીજા કાર્યકરોએ તેમનું હાર્દિક સ્વાગત કર્યું. પણ તેમણે તો આવતાવેંત જ કહ્યું કે તમે રેવાકાંઠા ખેડૂતસભાનું વિસર્જન કરીને કોંગ્રેસ તરફથી આ સભા ભરતા હો તો જ હું તેમાં ભાગ લઉં. તરત જ ચંદ્રશંકરે બહુ અદબથી કહ્યું કે, “ અમોને યાજ્ઞિકે વિશ્વાસથી ખેડૂતોના સંગઠનનું સુકાન સોંપ્યું છે તેને વફાદાર રહીને અમે દોરવણી આપીશું.” તરત જ મગનભાઈ ગુસ્સે થઈને પાછા ચાલ્યા ગયા. પછી ચંદુભાઈ અને ચંદ્રશંકરે બહુ સારી રીતે સભાનું સંચાલન કરીને તાકીદના ઠરાવો સભાની આગળ રજૂ કર્યા. ચંદ્રશંકરે આ સભાની બધી પૂર્વભૂમિકા સમજાવી. છોટે સરદારે બારડોલીના વિજયની યાદ આપી અને ખેડૂતોને પોતાના હક્ક માટે મક્કમ થઈને લડવા જણાવ્યું. આ સભામાં મેવાસના તમામ ખેડૂતોને સ્પષ્ટ રીતે ઠાકોરના ગણોતિયાને બદલે

ખેતરના માલિક ગણવાનો અને માત્ર જમીનમહેસૂલ ભરવાને જવાબદાર ગણવાનો મહત્ત્વનો ઠરાવ પસાર થયો. પછીથી સરકારી અમલદારોને નવા જમાનાને પિછાનીને ખેડૂતો તરફ દિલસોજીથી વર્તવાની ચાનક આપવામાં આવી. છેવટે વજીરીયાના જે જીવાઈદારે ગરીબ નિરાધાર બાઈને હેરાન કરી હતી તેના સારાયે ગરાસ પર જપ્તી મૂકવાની માગણી કરવામાં આવી. આ સભા થયા પછી એક મહિનામાં જ મુંબઈ સરકારે રીતસર જાહેરનામું બહાર પાડીને સારા ગુજરાતમાં બધાં રાજ્યોના ખેડૂતોને પોતાની ખેડાણજમીનના માલિક ઠરાવ્યા અને તેમને ગીરો, વેચાણ, બક્ષિસ વગેરે કરતી વખતે લેવાતા લાગા ગેરકાયદેસર ઠરાવ્યા. ગરીબ લોકોનું રોજ રોજ લોહી પીતા જીવાઈદારોને માત્ર સરકારધારો લેવાને જ હકદાર ઠરાવ્યા, તેથી તેમના દાંત ખાટા થઈ ગયા. આમ રેવાકાંઠાની ખેડૂતસભાનો ઉદ્દેશ પાર પાડતાં તેનો જય જયકાર થયો.

આમ મેવાસની લડતનો ઉપસંહાર થયો તે પહેલાં '૪૮નું ચોમાસુ નિષ્ફળ નીવડ્યું તેથી દુકાળમાં રાહત આપવાને નવી પ્રવૃત્તિ મેં આદરી. તે પહેલાં કેટલાક વખતથી બામણગામ અને ગંભીરાનાં અસલ ગાયકવાડી ગામોમાં ખેડૂત–ખાતેદારોની વચ્ચે જાદવાસ્થળી જામેલી અને તેના પડઘા ખેડા જિલ્લામાં અને આખા ગુજરાતમાં પડેલા. બામણગામમાં જમીનમાલિક પાટીદારોની સંખ્યા ઓછી અને ખેડૂત તેમ જ મજૂરી કરનાર ક્ષત્રિયોની સંખ્યા ઘણી મોટી. ઘણા વખતથી ખેડૂત–ખાતેદારોની વચ્ચે કંઈ ને કંઈ ઝઘડા ચાલતા. પણ આ ઉનાળામાં એક શ્રીમંત ખેડૂતે સાથ માગી ત્યારે ક્ષત્રિય ખેડૂત પાસેથી તે તરત ન મળતાં તેના ખેતરમાં ઊભેલી બધી બાજરી વાઢી નંખાવી અને તેમાં તમાકુ રોપી દીધી. આથી બધા ક્ષત્રિયોએ ભેગા થઈ ને ગામમાં પટેલો સાથે ખેતીના કામમાં

અસહકાર કરવાની પ્રતિજ્ઞા લીધી. ક્ષત્રિય સ્ત્રીઓ પનિહારીનું કામ કરતી તેમાં ઘણો કચવાટ હતો તેથી હવે ઘરકામ પણ બંધ કર્યું. પરિસ્થિતિ સ્ફોટક બની ત્યારે રવિશંકર મહારાજે સમાધાન કરાવ્યું; સાથમાં ઘટાડો કરાવ્યો ત્યારે કંઈક શાંતિ થઈ. પણ ખેત-મજૂરોમાં અસંતોષ રહ્યો તેથી વળી ઘાસની ગંજીઓમાં આગ લાગવા માંડી. ફરી મહારાજે આવીને સાથમાં વધારે ઘટાડો કરાવ્યો. છેવટે મોટા પોલીસ અધિકારીએ સમાધાન પર બધી કોમની સહીઓ લીધી ત્યારે શાંતિ થઈ.

બામણગામનો ચેપ પાસેના એવા જ ગંભીરા ગામને લાગ્યો. ત્યાં અસહકાર થયો ત્યારે ખાતેદારોને સાથ ઘટાડવી પડી અને દાયકાઓથી ગીરોમાં લીધેલી જમીનો ખેડૂતોને પાછી સોંપવી પડી. આ બધોય વખત હું અમદાવાદના અને નડિયાદના કોંગ્રેસ ભવનમાં જઈને રાવજીભાઈ સાથે આ ઝઘડા વિષે ચર્ચા કરતો. કોઈકવાર મેં તેમની સાથે થઈને સમાધાન કરવામાં મદદ કરવાની વાત કરી પણ તે ધ્યાનમાં લેવાઈ નહિ.

રાવજીભાઈ નેનપુરના આશ્રમમાં પણ ઘણીવાર આવી ગયેલા અને મારી બધી રચનાત્મક પ્રવૃત્તિથી અને તેની પહેલાંની ગાંધી-યુગની સેવાથી સારી રીતે માહિતગાર હતા. છતાં વચગાળામાં મેં ગાંધીવાદની સખ્ત ટીકા કરેલી અને પછી કિસાનસભાની લડાયક નીતિ અપનાવેલી તેની ઘેરી છાપ તેમના દિલ પર પડેલી. તેથી ’૪૮માં જ્યારે સરદાર દિલ્હીમાં બેસીને મારો સહકાર મેળવવા કંઈક ચિંતા રાખતા હતા ત્યારે રાવજીભાઈ મારી સામે તેમના દિલમાં ઊંડે ઊંડે કંઈક ઉત્કટ પૂર્વગ્રહ સેવતા.

છેવટે ’૪૮ના દુકાળના વરસમાં એક દિવસ હૈયામાં હતું તે હોઠે આવી ગયું. અમદાવાદના કોંગ્રેસ ભવનમાં તેમની સાથે હું વાત કરતો હતો ત્યારે બામણગામ–ગંભીરાના ઝઘડાના સમાધાનની વાત નીકળી. ગમે તે હેતુથી ખોટું ખોટું હસતે હસતે તેમણે મને ટાણો

માર્યો : "તમે ગમે તે કહો પણ હિંસાવાદી તો ખરા ને ?" તેમની સામે કંઈક કહેવાની મારી હિંમત ન ચાલી ! તેમની આંખ આગળ મારી આટલી બધી જિંદગી ગઈ અને છેલ્લે તેર વરસથી તો ગુજરાતમાં હું આશ્રમમાં અને કિસાનોમાં તેમની આંખ આગળ ખુલ્લી પ્રવૃત્તિ કરતો ! આવા વયોવૃદ્ધ આગેવાન મારા પર આવું આળ મૂકે ત્યારે મારે કોની પાસે રક્ષણ માગવું ? હું કંઈ બોલ્યા વિના તેમના ભવનનો દાદરો ઊતરી ગયો. તે વખતે મારા દિલના ઊંડાણમાં ભારે અકથ્ય વેદના શરૂ થઈ.

મારી હંમેશની ટેવ મુજબ હું રાવજીભાઈના શબ્દો પર આખી રાત વિચાર કરતો રહ્યો. બીજે દિવસે સવારે હું કંઈક કામે ખંભાત ગયો. ત્યાં સવારમાં તેમના શબ્દોનું રટણ કરતાં કરતાં ઓચિંતો દિલમાં ડૂમો ભરાયો. મારા આવા નિકટના સમજદાર સાથી મારા વિષે આવી ઝેરી શંકા રાખે તે મને અસહ્ય લાગ્યું. કોઈના ઘરમાં બેઠો હતો ત્યારે મારી આંખમાંથી આંસુ ટપકવાં લાગ્યાં. તે લૂછતો ગયો ને તે ફરીથી ટપકતાં ગયાં. પછી તે જ દિવસે હું પાછો અમદાવાદ આવ્યો. ત્યારે મારા આઘાતનું ઓસડ જડ્યું. મારી શુદ્ધિનું પારખું આપવાને નહિ પણ મારા સંતાપની શાંતિ માટે મને એક જ માર્ગ દેખાયો: ત્રણ દિવસના ઉપવાસ. મારા ગ્રામવિકાસ પત્રમાં ઉપવાસ વિષે નિવેદન કરીને મેં સંતોષ માન્યો ! સાથે દિલમાં ગાંઠ વાળી કે હવે કૉંગ્રેસ હાઉસમાં જવું નહિ અને કોઈનાં ટાણાં સાંભળવાં નહિ. વળી '૪૭માં સરદારને કાગળમાં મેં લખેલું કે "મારું મૌન મને સાલે છે" અને "આ કટોકટીની ઘડીએ સલાહ અને ચેતવણીના કંઈક સૂર કાઢવા તલસું છું." પછી દોઢેક વરસ સુધી સંયમ જાળવ્યા પછી રાવજીભાઈના બોલથી મારા વિચાર, વાણી અને વર્તન પર મેં રાખેલાં બધાં બંધન તોડીને હવે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ભૂમિકા ઉપર આઝાદીથી વિહરવાને હું તૈયાર થયો.

## ૧૩. મહાગુજરાતનાં રાજ્યોમાં

**સન** ૧૯૨૧ના મારા ગાંધીયુગમાં મેં અનેક આશ્રમ સ્થાપીને ત્રણેક વરસમાં ઠક્કરબાપાને તે સુપરત કરેલા. તેવી રીતે સન ૧૯૪૩માં નવી ભાવનાથી મેં અનેક આશ્રમનું સર્જન કર્યું; પણ સન ૧૯૪૮ની આખર સુધીમાં સરધા આશ્રમ બંધ થયો હતો, ઉદવાડાનું કન્યા છાત્રાલય મુંબઈ ભગિની સમાજને સોંપી દીધું હતું અને પ્રતાપનગરની શાળાનો વહીવટ વડોદરા રાજ્યે સંભાળી લીધો હતો. ઉદવાડાના કુમાર છાત્રાલય પાસે રોહિણામાં સરકારી છાત્રાલય ખૂલવાથી વિદ્યાર્થીઓની સંખ્યા ઘટી ગઈ હતી અને તેનો વહીવટ મોટે ભાગે ઉદવાડા કમિટી જ સંભાળતી. એક બે વરસમાં વિદ્યાર્થીઓને અભાવે આ આશ્રમ બંધ થયો. તેથી તેના સાદા મકાન અને વાડીની કંઈ વ્યવસ્થા કરવાની ચિંતા મને રહેતી.

ઉદવાડાના પ્રકરણ પર પડદો પાડતાં પહેલાં ભગિની સમાજ તરફથી તેના કન્યા છાત્રાલયની નિરીક્ષક નિમાયેલી બહેન પ્રેમલીલાના અવસાનની નોંધ લેવી જોઈએ. સન '૪૮ના ઑગસ્ટની પહેલી તારીખે દા. સુમંત ને શારદાબહેનની જ્યેષ્ઠ પુત્રી–પ્રેમલીલા મહેતાનું કરુણ સંજોગોમાં અવસાન થયું.

સન ૧૯૩૯માં તેના માતા–પિતા સાથે તેણે અમારી ગુસરની પહેલી કિસાન પરિષદમાં હાજરી આપેલી અને તેનાથી પ્રભાવિત

સ્વ. શ્રી પ્રેમલીલા મહેતા

જન્મ : ૭–૯–૧૯૦૩ અવસાન : ૧–૮–૧૯૪૮

થઈ ને મને તેણે અભિનંદન આપેલાં. ગરીબ અને કચડાયેલા વર્ગ માટે તેને ઘણી દિલસોજી રહેલી અને સ્ત્રીઓને આપણા સંસારમાં થતા અન્યાયની સામે તેની આંખ લાલ થતી. તેથી પરિષદમાં આવેલા ગરીબ કિસાનો અને ખાસ તો કિસાન સ્ત્રીઓ તરફ તેનું દિલ ખેંચાયું. સન '૪૩ માં દિલ્હીમાં એક દિવસ તેનો મહેમાન થયો ત્યારે આદિવાસીઓના આશ્રમો મેં સ્થાપવાની વાત કરી તેમાં તેણે રસ લીધો. થોડા જ વખતમાં તેણે રૂ. ૧૦૦ દાન તરીકે મોકલ્યા તે પરથી મેં ગ્રામવિકાસ સંઘની સ્થાપના જરા વહેલી કરી.

સન '૫૫ માં મેં ઉદવાડામાં કન્યા છાત્રાલય સ્થાપ્યું. ત્યારે તેણે તે પ્રવૃત્તિમાં ભાગ લેવાની તમન્ના દાખવી અને મારી સાથે પત્રવહેવાર શરૂ કર્યો. પરિણામે વરસેકમાં તે છાત્રાલય મુંબઈની ભગિની સમાજને સોંપવામાં આવ્યું. આ સંસ્થાની ઉદ્યોગશાળાની વ્યવસ્થા સુધારવાને તેણે ઘણી મહેનત કરી. મારે તેને ઉદવાડાની સંસ્થામાં મળીને ઘણી વાતો કરવી હતી; પણ તેને માટે અનુકૂળ તક છેવટ સુધી ન જ મળી.

છેલ્લાં બેઅઢી વરસના મુંબઈના વસવાટ દરમિયાન પ્રેમલીલા ભગિની સમાજનાં બીજાં અનેક કાર્યોમાં સહાયભૂત થઈ. સ્ત્રીસહકારી ભંડારની એક નવી શાખા ધડમૂળથી તેણે શરૂ કરી અને તેની વ્યવસ્થા પહેલેથી છેલ્લે સુધી જાતે ફરીને કરી. તેનું આ કામ પારખીને રાજકુમારી અમૃતકોરે અમેરિકામાં યુ. નો.( સંયુક્ત રાષ્ટ્રની સંસ્થા )ની સ્કોલરશીપ તેને અપાવી. તે શિષ્યવૃત્તિ લઈ તેણે કેનેડામાં રહીને સહકારી સંસ્થાનું વિશેષ જ્ઞાન મેળવવાનું હતું. હવે અમેરિકા થઈ ને પ્રવાસ કરવાને તેણે પીળા તાવનું ઈન્જેક્શન લીધું. તેના શરીર પર આની ઊલટી જ અસર થઈ. થોડા વખતમાં તે બેભાન જ રહેવા લાગી, અને જીભ પણ લગભગ બંધ થઈ.

મુંબઈની ભાટિયા ઈસ્પિતાલમાં તેની સારવાર થતી હતી તે વખતે હું પણ એક વાર તેને મળવા ગયેલો; પણ બહારના ખંડમાં બેઠેલાં શારદાબહેને કહ્યું કે, તે કોઈને ઓળખતી નથી અને કંઈ બોલી શકતી નથી. આટલી બધી બોલકણી બહેનની જીભ જ જાણે ગઈ એ સાંભળીને મને ભારે દુઃખ થયું. તેનું દર્શન પણ કર્યા વિના હું પાછો ફર્યો. તેની તબિયતના સુધારાની જે આશા તે વખતે રાખી હતી તે જોતજોતામાં નષ્ટ થઈ; અને સર્વ કુટુંબીઓને છોડીને તે ચાલી ગઈ.

પછી કેટલેક વખતે મેં ઉદવાડા જઈને કન્યા છાત્રાલયની મુલાકાત લીધી ત્યારે તેના વિશાળ ખંડમાં તેનું સુંદર તૈલચિત્ર સરસ ચોકઠામાં જડેલું જોયું. છેક જ પછાત ગણાતી આદિવાસી જાતિની કન્યાઓ માટે સ્થપાયેલી મારી એકની એક સંસ્થામાં આવી ગરીબપરસ્ત અને સ્ત્રીજાતિ માટે લડનારી એક બહેનની છબી જોઈને મારું દિલ તેની આગળ વિષાદભાવથી ઝૂકી ગયું.[1]

આવી રીતે બીજા આશ્રમોની વ્યવસ્થા થયા પછી સન ૧૯૪૮ના ઉનાળામાં હું નેનપુરના વાત્રક વિદ્યાલયમાં રહીને તેનો જ વહીવટ સંભાળતો. રોજ સવારે અમદાવાદ જઈ ત્યાં "ગ્રામવિકાસ" સાપ્તાહિકનું સંચાલન કરતો, અને રાતે આશ્રમમાં પાછો ફરતો.

આ આશ્રમને અંગે ભારોભાર જમીનોની જે જવાબદારી મેં વહોરી હતી તેના પ્લોટ પાડીને તે વાત્રક સહકારી વિકાસ મંડળને નામે ચઢાવવા માંડી. બે વરસ પર દાદા સાહેબે નગરોની આવક વિષે જે ચુકાદો આપ્યો હતો તે મુજબ હવે તેની ઘણીખરી

---

૧. પ્રેમલીલાને પહેલી સન ૧૯૧૫માં જોઈ ત્યારે તો તે એક બાળક હતી. પણ તેની જીવનકલાનાં કેટલાક તત્ત્વો સમગ્ર જનતા માટે ઘણાં બોધદાયક ગણીને તેને અંજલિ આપવાને એક ટૂંકી નોંધ પરિશિષ્ટ નં. ૩માં આપેલ છે.

આવક મળી જતાં મેં તેની જમીનના દસ્તાવેજ[1] મંડળને કરી આપ્યા. બાકી જે જમીનમાં આશ્રમનાં મકાન બાંધેલાં હતાં અને બીજી વધારાની જે જમીનના પ્લોટ પાડીને વીરનગરને[2] નામે વેચ્યા હતા તે તેના કાયદેસર વહીવટદાર ગ્રામવિકાસ સંઘના ટ્રસ્ટીઓને નામે ચઢાવી દીધી. અગાઉ અમદાવાદના એક ગૃહસ્થે[3] રૂ. ૧૩,૦૦૦ આશ્રમના દસ્તાવેજ કરવાને ધીરેલા. તેમની રકમને પેટે છેક મેશ્વોને કિનારે આવેલી દૂરની જમીન અમે વેચી દીધી. આવી રીતે આશ્રમોના અને જમીનના જે ભારે બોજા મેં ઘણી હોંશથી વીંઢાળેલા હતા તે છેક જ હળવા કરીને સન ૧૯૪૮ ના ચોમાસામાં હું આગેકદમ ભરવાને તૈયાર થયો.

વરસેક પર "ગ્રામવિકાસ" પત્ર મેં શરૂ કર્યું ત્યારથી રોજ અમદાવાદ આવતો તેથી આશ્રમના કામ અંગે, દાદાસાહેબને મળવાનું થતું. કોઈવાર તેઓ ગ્રામવિકાસ સંઘની સભામાં હાજરી આપવા આશ્રમમાં આવતા. કવચિત અમદાવાદમાં તેમને ઘેર જમવા

1. વાત્રકનગર નં. ૧ ની આશરે ૧૫ એકર જમીનના પરાના પ્લોટના વેચાણમાં આશરે રૂ. ૩૧,૦૦૦ નફામાં મળ્યા. તેથી તે મંડળને રૂ. ૧૫,૦૦૦ માં વેચવામાં આવી. મેશ્વોનગરની આશરે કુલ ૧૫ એકરની અધાટ વેચાણથી રાખેલી જમીનના ૬૩ પ્લોટના કુલ આશરે ૭૫,૦૦૦ મળ્યા તેથી તેમાંથી અડધો નફો બાદ કરીને મંડળને તે આશરે રૂા. ૩૭,૦૦૦ માં વેચવામાં આવી.
2. આ દૂરની જમીનના પ્લોટના વેચાણ ખાતે આશરે રૂ. ૧૪,૦૦૦ આશ્રમને મળ્યા હતા. તે દેવાના બોજા સાથે જમીન સંઘને નામે કરવામાં આવી.
3. હું તે વખતે કોંગ્રેસનાં બંધન તોડીને લડતને માર્ગે આગળ ધસવા તલસતો હતો તેથી તે ગૃહસ્થને સંદેશો મોકલ્યો કે હવે હું ક્યારે જેલમાં જાઉં કે શું કરું તે કહી શકાય નહિ. આવા શબ્દો સાંભળતાં જ તેમણે ઝટપટ મારી પાસે તે જમીનનો દસ્તાવેજ કરાવી લીધો.

જતો કે મળતો ત્યારે દેશના રાજકારણની વાતો થતી. ગુજરાત કૉંગ્રેસની અને મુંબઈ સરકારની નીતિનાં કેટલાંક પાસાં વિષે તેમનું વલણ ટીકાત્મક રહેતું. હું મારા મેવાસના કે ખેડા જિલ્લાના અનુભવની વાત કરતો તે બહુ રસથી સાંભળતા. કુદરતી રીતે ગુજરાત કૉંગ્રેસની નીતિ વિષે સરદારને મેં પત્ર લખેલા અને રાવજીભાઈ સાથે મારે જે સાડમારી ચાલતી તે બધું નિખાલસ રીતે તેમને કહેતો. તેથી મારા તરફ તેમના દિલમાં ઘણી સહાનુભૂતિ રહેતી.

ગુજરાત વિદ્યાસભાનો આજીવન સભ્ય તો હું ઘણા વરસથી હતો જ. તેની સભાઓમાં નવું બંધારણ દાદાસાહેબના પ્રમુખપણા નીચે મંજૂર થયું તે દરમ્યાન હું હાજર રહેતો. સન '૪૮ ના ચોમાસામાં વિદ્યાસભા તરફથી નવયુવાનોને છાપાના કામની તાલીમ આપવાને વૃત્ત વિદ્યાલય ચલાવવામાં આવતું, તેમાં દાદા સાહેબની સૂચનાથી મને અઠવાડિયે બે કલાકનો વર્ગ ચલાવવાનું કામ સોંપાયું. તરત જ મારા જીવન દરમ્યાન નવજીવન માસિક ને ગાંધીજીનું અઠવાડિક, તેમજ હિન્દુસ્થાન, ક્રૉનિકલ વગેરે દૈનિકના જે અનુભવ મેળવેલા તે બધા તાજા કરવા માંડ્યા. વળી બર્લિન, લંડન અને ડબ્લીનના અનુભવને જુદા જુદા વિભાગમાં વણી લીધા. મેં રીતસર તૈયાર કરેલાં પ્રવચન કરવાને બદલે મારા મુદ્દા વાતચીતના રૂપમાં જ કંઈક મજાક-મશ્કરી કરતે કરતે રજૂ કરવા માંડ્યા. તેથી શ્રોતાઓને અને મને ઘણી મજા પડતી. વર્ગના બે કલાક તો ક્યાંયે નીકળી જતા તે જણાતા જ નહિ.

તે વખતે જૂના પ્રેમાભાઈ હૉલના બીજા માળ પર અમારો વર્ગ ચાલતો. આ વર્ગનું સંચાલન યશવંતભાઈ શુકલને સોંપેલું હતું. વળી વર્ગમાં જતાં આવતાં પાસે જ એક ખંડમાં કામ કરતા ઉમાશંકરભાઈ જોશીને મળવાનું થતું. મારા વર્ગના વિદ્યાર્થીઓમાં ઉજમશી કાપડિયા અને અશોક ઠાકોર સાથે મારે ગાઢ પરિચય

થયો. તેમની મારફત કેટલાક વિદ્યાર્થીઓને મળીને ગપાટા મારતો.[1] એકવાર બધાની સૂચનાથી મારા આશ્રમમાં સ્નેહસંમેલન રાખવામાં આવ્યું. યશવંતભાઈ સુદ્ધાંત ૨૦-૨૫ વિદ્યાર્થીમિત્રો[2] આશ્રમમાં આવ્યા, ચોપાસ ફર્યા અને પ્રફુલ્લિત થયા. આશ્રમના વિદ્યાર્થીઓએ તેમને માટે મકાઈની ખીચડી બનાવી. તે બધાને સ્વાદિષ્ટ લાગી ન હોય; પણ બધાંયે બહુ હોંસે હોંસે તે ઝાપટી. સાંજે બધા અમદાવાદ જવાને તૈયાર થયા ત્યારે તેમણે ફરીથી આશ્રમમાં જયાફત ઉડાવવાનાં સ્વપ્નાં રચ્યાં.

મારા પત્રનું કામ પતાવીને હું હંમેશ સાંજની ગાડીમાં નેનપુર જતો. સાધારણ રીતે આવા ભરચક ભરેલા શહેરમાં રાતવાસો કરવાને બદલે મારા વિશાળ ખેતરની વચ્ચે આશ્રમમાં જ રહેવાનું પસંદ કરતો. પણ આ વર્ગ તો સાંજે મોડો પૂરો થાય તેથી ન છૂટકે શહેરમાં રાત રહેવું પડતું, ત્યારે બસમાં બેસીને કૉમર્સ કૉલેજના પ્રિન્સિપાલ સુરેન્દ્ર દેસાઈને ઘેર જતો. જમાનાથી તેમના પિતા વૈકુંઠરાવ સાથે ઘરોબો હતો. તેમના પિતામહ અંબાલાલે બાંધેલા બંગલામાં અમે સન ૧૯૨૨-૨૪માં આશ્રમ ચલાવેલો. દેસાઈનાં બહેન ઊર્મિલાબેનને ઘેર ખારમાં મેં વારંવાર રહેવા-જમવાની મજા માણેલી. વળી દેસાઈ પણ વૃત્ત વિદ્યાલય સાથે સંકળાયેલા હતા તેથી હવે અઠવાડિયે એક બે દિવસ તેમનો મહેમાન થતો.

૧. તે વખતે મારા વિદ્યાર્થીગણમાં બિપિન પટેલ, પ્રબોધ ચોકસી, શારદાબહેન શાહ, કંચનબહેન પટવા, વનલીલા પરીખ, સુલતા દેસાઈ (પાછળથી જે સુલતા અશોક ઠાકોર બન્યાં.) વગેરે હતાં.

૨. ઉપર ગણાવેલા ઘણા વિદ્યાર્થી મિત્રો આવ્યા તે ઉપરાંત અધ્યાપકો પૈકી યશવંત શુક્લ, નગીનભાઈ પરીખ અને જિતેન્દ્રભાઈ જેટલી આવ્યા હતા.

દેસાઈના કુટુંબ સાથે મારે બહુ જૂનો પરિચય હતો. પણ તેમનાં સ્ત્રીબાળકોનો તો નવો જ પરિચય થયો. તેમનાં પત્ની શાંતાબહેન મારી માફક જૂનાં જમાનામાં ઉછરેલાં અને આતિથ્ય-સત્કાર કરવામાં બહુ હોંશિલાં હતાં. મારે રાતે ઘેર આવતાં મોડું થાય તોયે મારા ભોજનની પાકી વ્યવસ્થા કરતાં. તે વખતે તેમનો મોટો દીકરો પ્રદીપ અને નાની દીકરી ચિત્રા સાત દશ વરસનાં હતાં. ડાહ્યાં છોકરાંની માફક તે દેખાય ખરાં પણ બોલતાં સંભળાતાં નહિ. પણ હું મોટાઈ દૂર કરીને તેમની સાથે બાળક બનીને રમતો ત્યારે મજા કરીને આનંદ માણતો. કોઈવાર મારકણો ભાઈ સોજીલી બહેનને સતાવતો ત્યારે હું તેની પડખે રહેતો અને ભાઈને ઠપકો આપતો. આવે વખતે દેસાઈ તો કંઈ વાતચીત કે વાંચનમાં મશગૂલ હોય અને શાંતાબેન બંનેને શાણી શિખામણ આપતાં. કોઈવાર આ કુટુંબની ગોષ્ઠિમાં કોઈ વિદ્યાર્થીઓ અને અધ્યાપકો ભળતા ત્યારે આનંદોલ્લાસની છોળો ઊડતી. તેથી પ્રસન્ન થઈને હું બીજે દિવસે સવારે મારા કાર્યાલયમાં જતો.

સન ૧૯૪૯ના આરંભમાં હું કંઈક કામ હાથમાં લઉં તે પહેલાં હું સૌરાષ્ટ્ર ખેડૂતપરિષદનો પ્રમુખ ચૂંટાયો. આગલી સાલ ઢેબરભાઈની આગેવાની નીચે સૌરાષ્ટ્રની સરકાર રચાઈ[1] ત્યારે તેને ચૂંટણીમાં પૂરો ટેકો આપનાર ખેડૂતજનતાએ જે આશાઓ રાખી હતી તે મોટે ભાગે નિષ્ફળ ગઈ હતી. કોંગ્રેસી આગેવાનો ખેડૂતોના જુદા સંગઠનના જ સખ્ત વિરોધી બન્યા. સૌરાષ્ટ્રની નવી સરકારે પણ જૂની પરિષદની મધ્યસ્થ ખેડૂત કમિટીની કશી કિંમત કરી નહિ. પછી ગીરાસદારોએ પોતાનું પ્રબળ સંગઠન કરીને સરકાર

૧ સરદારની મુત્સદ્દીગીરીથી સૌરાષ્ટ્રનાં રાજ્યો ભારત સરકાર સાથે જોડાયાં. તે પછી ભાવનગર જેવાં કેટલાંક રાજ્યોનાં જુદાં બંધારણ રચાયાં. પછી ૧૫-૨-૪૮ના રોજ સરદારના આશીર્વાદથી સૌરાષ્ટ્રનું એકમ રાજ સ્થપાયું ને ઢેબરભાઈ તેના વડાપ્રધાન નીમાયા.

પર ભારે દબાણ લાવવાની તજવીજ કરવા માંડી. છેવટે ગીરાસદારો તરફથી હજારો ખેડૂતોને જમીનો છોડવાની નોટિસો મળી; ગામડામાં લૂંટ, આગ, ધાડ અને નાક–કાન કાપવાની પ્રવૃત્તિ વધી પડી. ભાગબટાઈની જરીપુરાણી પ્રથા પૂરબહારમાં ચાલુ રહી અને ખેડૂતોના ખળાંના અનાજની વહેંચણીનો કંઈ ઉકેલ ન થયો. તેથી ખેડૂતોની માંગણીઓ, સ્વતંત્ર રીતે બુલંદ બનાવવાને સૌરાષ્ટ્ર ખેડૂતમંડળની સ્થાપના થઈ અને તેના સભાસદોની સંખ્યા બે લાખનો આંકડો વટાવી ગઈ. આ મંડળે પહેલી પરિષદ ત્રીજી જાનેવારીના રોજ બોલાવવાનો નિશ્ચય કર્યો.

પરિષદ તરફથી રાજકોટ જવાનો પ્રચાર ગામડે ગામડે ફેલાઈ ગયો. તેથી ત્રીજીએ બપોરે પટેલની ધર્મશાળાથી ખેડૂતોનું વિરાટ સરઘસ "ભાગબટાઈનો નાશ કરો," "ખેડે તેની જમીન હો", "એક ધક્કા ઓર દો ભાગબટાઈકો તોડ દો"—વગેરે સૂત્રો પોકારતું શહેરના રાજમાર્ગો પર ફરી વળ્યું. પ્રમુખ તરીકે હું શણગારેલા ગાડામાં બેસીને આ સરઘસમાં સામેલ થયો. પરિષદ શરૂ થઈ ત્યારે સ્વાગતસમિતિના પ્રમુખ રતિભાઈ ઉકાભાઈ પટેલે પરિષદની ભૂમિકા સમજાવી અને કહ્યું કે જમીનદારી પ્રથાનો અંત લાવવાને બદલે સરકાર તેની સાથે સમાધાન કરવાના પ્રયાસો કરે છે; તેથી બીજાની માફક ખેડૂતો માટે પણ મજબૂત સંગઠન કરીને સરકાર પર નૈતિક દબાણ લાવવાની તાકીદની જરૂર ઊભી થઈ છે.

પ્રમુખ તરીકે આશરે ૧૫૦૦૦ ખેડૂતો આગળ પ્રવચન કરતાં મેં કહ્યું: 'આજે ખેતીની મોસમમાં ખેડૂતો કેટલો ખરચ કરીને અહીં પોતાનાં દુઃખદર્દ રજૂ કરવાને અને તેના માટે જોઈતી સલાહ લેવા આવ્યા છે; આ પરિષદ સરકારનો વિરોધ કરવાને નહિ પણ ખેડૂતો અને ગીરાસદારોના ઘર્ષણનો ન્યાયી નિકાલ કરવાને મળી છે; અનાદિકાળથી ધરતીના ધણી તો ખેડૂતો જ છે તેથી

તેમના અબાધિત હક અને ખેતી પર આબરૂભેર જીવવાને તેમનો હક્ક સ્વીકારવો જોઈએ; રાજાઓની માફક ગીરાસદારોનો પણ માત્ર મહેસૂલ ઉઘરાવવાનો જ હક્ક મંજૂર થઈ શકે; આવાં સ્પષ્ટ વિધાનો કરીને મેં સરકારને જમીન છોડવાની બધી નોટિસ ગેર-કાયદેસર ઠરાવવાને અને ખેડૂતોને જાન જાય પણ જમીન ન છોડવાની અને તે માટે ગામેગામ સંપ કરી લડાયક સંગઠન કરવા-ની હાકલ કરી. છેવટે રાજમાં ખેડૂતો જેવા ખરેખર કમાતા દીકરાના જાનમાલનું રક્ષણ કરવા અને તેમની સાથે જામેલા ભેદભાવને સાફ કરીને સાચું જનતારાજ સ્થાપવાની સરકારને વિનંતિ કરી.

ઉપરના વિધાનના ધોરણે જ પરિષદે ગરાસદારી ખેડૂતોના હકનામા વિષે, દુકાળમાં રાહત આપવા વિષે, જૂનાગઢના જોડાણને વધાવી લેવાને અને ખેડૂતોના સર્વોપરી હક્કનું જતન કરવાને વચમાં જામેલી અમલદારીશાહીની દીવાલો તોડી નાખવાના વગેરે અનેક ઠરાવો પસાર કર્યા. છેલ્લા ઠરાવથી પરિષદના ઠરાવોનો અમલ કરવાને સૌરાષ્ટ્ર ખેડૂત સંઘ રચવાનો અને તેની કાર્યવાહક કમિટી નીમવાનો ઠરાવ થયો. આવી રીતે વિશાળ પીઠબળથી સ્થપાયેલી આ સંસ્થાએ વરસો સુધી સૌરાષ્ટ્રમાં ઠામ ઠામ પરિષદો ભરી અને સરકાર ઉપર ભારે અસર પાડી.

સન ૧૯૪૮નું ચોમાસું નિષ્ફળ થવાથી ગુજરાતના ઘણા ભાગમાં દુકાળ પડ્યો. પરાધીનતાના કાળમાં દુકાળ, અતિવૃષ્ટિ કે ધરતીકંપથી જ્યારે પ્રજાને રાહત આપવાની જરૂર પડતી ત્યારે નાગરિકોની જાહેર સભા બોલાવીને રાહત કમિટી નીમાતી અને તેમાં શ્રીમંતો અને સેવકો સાથે મળીને કામ કરતા. પણ આઝાદી મળ્યા પછી આ શિરસ્તો ભૂલાઈ ગયો. પોતાની સત્તા માટે ચિંતાતુર બનેલા કૉંગ્રેસીઓ સરકારી તંત્રમાં રાહતનું એક ખાતું ખોલીને પોતાના અધિકારીઓ મારફત જ તે કામ ચલાવતા.

આવા સંયોગોમાં મેં મારા પરિચિત અગ્રગણ્ય કાર્યકરોની એક સભા '૪૯ના જાન્યુઆરીમાં પ્રાર્થનાસમાજમાં દા. સુમંતના પ્રમુખપણા નીચે બોલાવી. તેમાં છોટુભાઈ પુરાણી, સુરેન્દ્ર દેસાઈ, રતિલાલ ખુશાલદાસ પટેલ, નીરુભાઈ દેસાઈ વગેરે ભાઈઓ હાજર હતા. વીરમગામ તાલુકાના સચાણા ગામથી સુરેશ વ્યાસ[1] અને શિવુભાઈ પરમાર પણ હાજર રહ્યા. આ સભામાં દુકાળ-રાહતનાં કામમાં ખડતલ અને સેવાભાવી કાર્યકરોની ભરતી કરવાને દુકાળ કાર્યકર સમિતિ નીમવામાં આવી. આ સમિતિમાં પછીથી પ્રા. એસ. આર. ભટ્ટ, વિનોદિનીબહેન નિલકંઠ, જયંતિ દલાલ, પુરુષોત્તમ માવલંકર વગેરે મિત્રોનો ઉમેરો કરવામાં આવ્યો. અમે મોટી રકમો ભેગી કરવાની મુરાદ રાખી નહોતી. તેથી સ્વયંસેવકોની ભરતી કરવાનું, દવા અને કપડાં ઉઘરાવવાનું અને દાક્તરોના મંડળનો સહકાર મેળવવાનું અમે ઠરાવ્યું. કુદરતી રીતે કેટલાક દુકાળગ્રસ્ત વિસ્તારમાંથી રાહત માટે માગણીઓ અમારા પર આવતી, તેની સ્થાનિક તપાસ અમે હાથમાં લેતા.

મહિના માસમાં થોડા પૈસા અને કપડાં અમને મળ્યાં તેથી કંટ્રોલ ભાવે ચણા ખરીદીને સચાણા–વીરમગામ, સાકર અને પલાણા—આ ચાર ગામે થોડી ખોટ ખાઈને ચણા અને ગોળ તળાવ પર કામ કરતા કામદારોને વેચવા માંડયા. કોઈ અનાથને થોડું અનાજ મફત પણ આપતા. ચોપાસથી મળેલાં જૂનાં કપડાં પણ આ બધાને વહેંચતા. તાપની મોસમ શરૂ થઈ એટલે દુકાળગ્રસ્ત વિસ્તારમાં પાણીની પરબો બેસાડવામાં આવી. મુંબઈથી નાટકો ભજવીને જશવંતભાઈ ઠાકરે સારી રકમ મોકલી તેથી વધારે ચણા ખરીદીને

૧. તેમના પિતા જીવનભર સિંધમાં નોકરીમાં હતા. પાકિસ્તાનની રચના થતાં તે સહકુટુંબ નાસીને સચાણમાં રહ્યા. તેમને સરકાર તરફથી વળતર મેળવવામાં હું મદદ કરતો.

રાહતના કામને સારો વેગ આપ્યો. અમને અમદાવાદમાંથી કેટલાક સેવાભાવી અને ખડતલ સ્વયંસેવકો મળ્યા. તેમ વીરમગામના હરિજન આશ્રમના સંચાલક રામજીભાઈ તરફથી સ્થાનિક કામમાં પૂરો સહકાર મળ્યો. તેથી અમે સેંકડો કામદારોને કંઈક રાહત આપી શક્યા. ચોમાસામાં અમારું કામ પૂરું થયું ત્યારે બચેલી થોડી રકમ મારા આશ્રમને રાહત ખાતે આપવાનું સમિતિએ ઠરાવ્યું. ત્યાં સુધીમાં તો વૃત્ત વિદ્યાલયનો મારો વર્ગ પૂરો થયો હતો અને મારું "ગ્રામવિકાસ" પત્ર અકાળે બંધ પડ્યું હતું. તેથી મેં અમદાવાદથી ઉચાળા ભરીને ફરીવાર મુંબઈ તરફ નજર દોડાવવા માંડી.

મારું પત્ર બંધ પડ્યું તેવામાં જ મે માસના પહેલા જ દિવસે વડોદરા રાજનું મુંબઈ રાજમાં વિલીનીકરણ થયું. પછી તરત જ મુંબઈ રાજના પંત પ્રધાન ખેર અને મોરારજીભાઈએ ડાંગ જઈને નિવેદન કર્યું કે ડાંગના લોકોની ખરી ભાષા મરાઠી છે; તેથી તે ભાષામાં જ કેળવણી આપવી જોઈએ. તે વખતે ડાંગ વિષે ગુજરાતમાં બહુ માહિતી નહોતી. તોપણ ખેર-મોરારજીનાં નિવેદનથી તો જાણે ગુજરાતની જનતા પર ઓચિંતી વીજળી પડી. ગુજરાતનાં રાજ્યે મુંબઈ રાજમાં જોડાવાનો ઠરાવ ગુજરાત કૉંગ્રેસની સભાએ જ કરેલો. તેથી ગુજરાતમાં મહાગુજરાતનો નાદ ગુંજતો થયેલો. વળી ડાંગના લાકડાનો વેપાર બીલીમોરા અને આહવામાં વસતા ગુજરાતીઓ જ કરતા. અને ડાંગના મુખ્ય ગામ આહવામાં કેટલાયે વરસથી છોટુભાઈ નાયક જેવા કૉંગ્રેસી સારો વિદ્યાર્થી આશ્રમ ચલાવતા. તેથી કૉંગ્રેસી પ્રધાનોના આવા નિવેદનથી હું ખૂબ અકળાયો.

થોડા જ દિવસોમાં મેં બીલીમોરાના એક વેપારી પુરુષોત્તમદાસને કાગળ લખીને ડાંગની તપાસ માટે અવારનવાર મારા સાથીઓનો બંદોબસ્ત કરવા વિનંતિ કરી. પછી "પ્રભાત"ના તંત્રી

કકલભાઈ કોઠારીને મળીને અને સુરતના "પ્રતાપ" પત્રના તંત્રી કાળિદાસ શેલતને લખીને જૂનમાં ડાંગ જવાનું ઠરાવ્યું. પણ અમે ત્યાં પહોંચીએ તે પહેલાં તો જાણીતા સંગીતકાર પંડિત ઓમકારનાથે સુરતના "પ્રતાપ"માં સરકારી નિવેદન સામે પડકાર ફેંક્યો અને સુરતમાં સંગ્રામસમિતિ સ્થાપવાની અપીલ કરી. ગુજરાત કોંગ્રેસના અગ્રણી શ્રી કાનજીભાઈએ જાહેર કર્યું કે ભાષાનો નિર્ણય ભાષાશાસ્ત્રી જ કરી શકે. પછી કાળિદાસભાઈ અને કકલભાઈ સાથે હું દશમીએ ડાંગમાં વધાઈ થઈને આહવા પહોંચ્યો. ત્યાં અમે ચોપાસ ઝડપી તપાસ કરીને ગુજરાતના વેપારીઓને મળ્યા અને તેમણે ભાષાના સવાલ પર બનતો સહકાર આપવાનું વચન આપ્યું. અમે પાછા ફર્યા ત્યારે "પ્રતાપ"માં તેમ "પ્રભાત"માં તેના તંત્રીઓએ ડાંગની ભાષા સંબંધી સરકારી નિવેદનની સખ્ત ટીકા કરી. તેમના પત્રમાં વિગતવાર પ્રવાસવર્ણન કરીને ભારે ઊહાપોહ મચાવ્યો.

આમ ડાંગ વિષે નવજાગૃતિનાં પૂર ફેલાયાં ત્યારે સોળમી જૂને ગુજરાત સાહિત્ય સભાએ ડાંગની ભાષા, રીતરિવાજ, સામાજિક, ઐતિહાસિક વગેરે વિષયોની વિગતો એકઠી કરી, પોતાનો હેવાલ સભાને સોંપવાને એક કમિટી નીમી. તેના સભ્યોમાં ભાષાશાસ્ત્રી મધુસૂદન મોદી, પ્રા. યશવંત શુકલ, કલાગુરુ રવિશંકર રાવળ, સાહિત્યવિવેચક અશોક હર્ષ, પંડિત ઓમકારનાથ, નીરુભાઈ દેસાઈ ઉપરાંત ફિલ્મ અને છબીકામના નિષ્ણાતો હતા. કમિટીએ ચારેક દિવસ ડાંગનો પ્રવાસ કરીને ત્રણ મહિને હેવાલ સુપરત કર્યો. તેમાં તેણે નિર્ણય જાહેર કર્યો કે, "એકંદર (ડાંગની) પ્રજા ગુજરાત સાથે જ વધારે સંબંધ રાખે છે." આ હેવાલ પ્રકટ થયો તે પહેલાં અને પછી આ કમિટીના સભ્યોએ અમદાવાદમાં અને ગુજરાતમાં ધૂમ પ્રચાર આદર્યો. પ્રેમાભાઈ હોલમાં

ભરચક મળેલી સભામાં પંડિત ઓમકારનાથે સિંહગર્જના કરીને કહ્યું કે ડાંગ તો ગુજરાતના પગનું ઝાંઝર છે અને તેની ભાષા વિષે સરકારી વિધાન સુધરશે નહિ ત્યાં સુધી હું મારો તંબૂરો છોડીશ નહિ. આ આંદોલનથી ગુજરાતની પ્રજા સફાળી જાગી ઊઠી અને તેના દિલમાં મહાગુજરાતની ભાવનાના અંકુર ફૂટતા ગયા.

આવી રીતે ડાંગ વિષે નવા આંદોલનના એકડા ઘૂંટીને—પહેલેથી કરેલી સમજૂત મુજબ હું મુંબઈમાં કોટની "આદેશ" સાપ્તાહિકની ઑફિસે ગયો. તેના સંચાલક અને મારા જૂના સાથી ભાઈ બી. ટી. આશર, થોડી જ વારમાં મારું પત્ર તેમના પત્રમાં ભેળવીને તેના અંક મારા જૂના ગ્રાહકોને મોકલવા તૈયાર થયા. અલબત્ત હું પણ મારા જિલ્લાના મિત્રોના ખબરપત્રો અને મારા લેખ તેમના પત્રને મોકલવા તૈયાર થયો. તે ઉપરથી "આદેશ"ના જુલાઈની આખરના અંકમાં મારા પત્રના જોડાણની જાહેરાત થઈ. તે જ અંકમાં વિલાયતથી મુંબઈ પધારેલા શરદચંદ્ર બોસે સર્વ સમાજવાદી અને ઉદ્દામ પક્ષોનું સંગઠન કરવાની ઘોષણા કરી અને તે માટે મહારાષ્ટ્રના શંકરરાવ મોરે, બિહારના શીલભદ્ર યાજી અને મારા જેવા અનેક મિત્રોની સાથે શરદબાબુએ મસલતો શરૂ કરી. મુંબઈથી તેઓ કલકત્તા ગયા ત્યારે તેમના સન્માનમાં એક માઈલ લાંબું સરઘસ કાઢવામાં આવ્યું. તે વખતે સ્વામીજીના પ્રમુખપણા નીચે નેતાજીના વખતની ઉદ્દામ સંકલન સમિતિ કલકત્તામાં મળી રહી હતી. શરદબાબુ કલકત્તા આવ્યા કે તરત સ્વામીજી તેમને મળ્યા. તે વખતે નવી સંયુક્ત સમાજવાદી પરિષદ થોડાં અઠવાડિયામાં નાગપુરમાં મેળવવાનું ઠરાવવામાં આવ્યું. પણ શરદબાબુની માંદગીને લીધે તે છેક ઑકટોબરની આખરે કલકત્તામાં મળી શકી. દરમ્યાન તેમણે ભારતના નવા રચાયેલા રાજબંધારણની સખ્ત ટીકા કરી અને ભારતને બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડવાના જવાહરલાલજીના નિવેદનનો સખ્ત વિરોધ કર્યો. તેની સાથે તેમણે

ભાષાવાર પ્રાંતરચનાને ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણને અને કડક રાષ્ટ્રીય તાલીમને ટેકો આપ્યો.

જુલાઈ માસમાં મારા પત્રને અંગે હું મુંબઈમાં "આદેશ" કાર્યાલયમાં જતો ત્યાં મારા જૂના મિત્ર હરિપ્રસાદ ત્રિવેદી મને મળ્યા. થોડા દિવસમાં ઘણી ચર્ચાઓ થયા પછી તેમણે મારું કંઈ પુસ્તક પ્રકટ કરવાનો વિચાર મને જણાવ્યો. તરત મને યાદ આવ્યું કે આઝાદીના કાળમાં પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા વિષે લખેલું મારું અંગ્રેજી પુસ્તક જરૂર છાપી શકાય. આ દરખાસ્ત મેં રજૂ કરી તેવી જ તેમણે ઝડપી લીધી. થોડાક દિવસમાં મારા પુસ્તકની એક નકલ મેં તેમને સોંપી એટલે તરત જ તે છાપવા મોકલી આપી. તેવામાં અમારા એક જૂના અખબારી મિત્ર મધુ કબાડી સહેજે મળ્યા, તેમણે મારા પુસ્તકના છાપકામ પર દેખરેખ રાખવાની જવાબદારી ઉપાડી લીધી. આમ લગભગ સોળ વરસે આ પુસ્તકનું છાપકામ શરૂ થતાં હું ઘણો ખુશી થયો.

મુંબઈથી હું પાછો આશ્રમમાં આવી ગયો ત્યારે છાપામાંથી ઓચિંતું વાંચ્યું કે ઓગસ્ટની ૧૩મીએ રાતે સાબરમતી જેલમાં ગોળીબાર થતાં મારા જૂના સાથી જયંતી પરીખ અને બીજા બિરાદર જમનાદાસ મોદી[1] ઠાર થયા છે, અને બીજા ૧૮ સાથી ઘાયલ થયા છે. અમદાવાદ આવી તપાસ કરતાં માલૂમ પડયું કે આ બધા સામ્યવાદી કેદીઓની બદલી બીજી જેલમાં કરવાનો સરકારે નિર્ણય કરેલો અને તેનો મરણીઓ સામનો કરવાનો નિશ્ચય આ બિરાદરોએ કરેલો.

---

૧. જયંતીભાઈએ મારી સાથે ઘણું કામ કરેલું તેથી તેમના ભાઈ જમનાદાસને હું પ્રાર્થના સમાજમાં ઘણીવાર મળતો. એકવાર ચીખલીમાં કિસાનોની સભામાં પ્રવચન કરવા તેમણે મને બોલાવેલો તે વખતે ચીખલીના મધ્યમ વર્ગના નગરજનો પણ 'મોદીભાઈ' પર જે ભાવ વરસાવતા તે જોઈને હું તાજુબ થયેલો.

જ્યારે કોઈ તુમાખી પોલીસ અધિકારી આ ભાઈઓને પરાણે લઈ જવા આવ્યા ત્યારે તેમણે સખ્ત પ્રતિકાર કર્યો તેથી નિર્દય અધિકારીએ ગોળીબાર કરીને બે અણમોલ જુવાનોના જાન લીધા. આ બધી વિગતોની ખબર પડતી ગઈ તેમ આ ગોળીબારની સામે સખ્ત વિરોધ ઠેર ઠેર પ્રકટ થયો. વડોદરા, બીલીમોરા, સુરત વગેરે શહેરોમાં જંગી વિરોધ સભાઓ ભરાઈ. અમદાવાદની પહેલી સભામાં દા. સુમંત અને શારદાબહેને આ ગોળીબારની આકરી ટીકા કરી. થોડા વખત પછી પ્રેમાભાઈ હોલમાં મારા પ્રમુખપણા નીચે કામદારોની સભા મળી ત્યારે સરકારના ગોઝારા કૃત્ય સામે મેં પિસ્તાળ પાડી અને મારા દિલોજાન બિરાદરોને મેં ભાવભીની અંજલિ આપી, અને ગોળીબાર વિષે અદાલતી તપાસની માગણી કરી. તે અરસામાં દાદાસાહેબને મળ્યો ત્યારે આ ગોળીબારથી તેમને પણ વ્યગ્ર થયેલા જોયા. મિલમાલિક શાંતિલાલ મંગળદાસનો પુત્ર મહેન્દ્ર પણ તે વખતે જયંતીભાઈ સાથે જેલમાં હતો. તેને ઈજા થયેલી નહિ; પણ તેના કેસના કાગળો તેમના ટેબલ પર મૂકયા હતા. તેમણે પ્રધાનો અને સરદારનો સંપર્ક સાધ્યો પણ કોઈએ જરાયે દાદ ખાધી નહિ. આવા સંયોગોમાં અમે તો આ ગોળીબારની અદાલતી તપાસ મેળવવાને અને બધાં સમાજવાદી તત્ત્વોનું સંગઠન સાધવાને વધારે કૃતનિશ્ચયી બન્યા.

બીજી ઑકટોબરે ચીનમાં ક્રાંતિ થઈ. લગભગ પચીસ વરસ સુધી ચીઆંગ–કાઈ–શેકનાં મવાળ અને શાહીવાદી દળ સામે કારમો જંગ ખેલીને માઓ–ત્સે–તુંગે દેશભરમાં સામ્યવાદી સરકારની સ્થાપના કરી. તરત મેં તેને બિરદાવીને લખ્યું કે અહીંની કોંગ્રેસના ઉદ્દામ વિરોધીઓ જ ચીનના જેવી ક્રાંતિ સાધી શકે. આ માટે સાચા સમાજવાદીઓનું સંગઠન જરૂરી હોવાથી અમે સાતેક દિવસમાં જ વડોદરામાં કામ કરતા સર્વ ઉદ્દામ કાર્યકરોની સભા ભરી. વરસો સુધી અમે સ્વામીજીની સંયુક્ત કિસાનસભાથી અલગ

થઈને ખેડૂતસભા ચલાવી. હવે આઝાદીના કાળમાં વડોદરા રાજ-પીપળા અને બધાં દેશી રાજ્યો મુંબઈરાજમાં વિલીન થયાં. વળી સ્વામીજી અને શરદબાબુ સંયુક્ત મોરચો રચવાની બુલંદ ઘોષણા કરતા હતા. હું તો થોડા જ વખત પર શરદબાબુને મુંબઈમાં મળેલો અને તેમની સંયુક્ત સમાજવાદી પરિષદમાં હાજરી આપવાને તૈયાર થયો હતો. ઉપરાંત થોડા મહિના ઉપર પટણામાં સમાજવાદી પક્ષની પરિષદમાં કિસાન પંચાયતની સ્થાપનામાં ભાગ લેવાને ખાસ ગયેલો. તે વખતે જૂનો પૂર્વગ્રહ છોડીને સ્વામીજીને પંચાયતમાં સામેલ થવા મેં આજીજી કરેલી પણ તે વ્યર્થ ગયેલી. હવે પાંચેક મહિનાના પંચાયતના પ્રયોગથી પણ છેક નિરાશ થઈને હું સ્વામીજી-ને માર્ગે જ આગળ ધપવાને તૈયાર થયો. આવા સંયોગોમાં બધા ભેદભાવ ટાળીને હવે સંયુક્ત કિસાનસભા રચવાનો અને તે નામે જ સારા ગુજરાતનાં ગામડાંમાં કામ કરવાનો નિર્ધાર કર્યો.

હવે બધાં દેશી રાજ્યોના દરવાજા ખૂલી ગયા હતા. તેથી જૂના પ્રજામંડળ, લોકસભા, સમાજવાદીઓ અને સામ્યવાદીઓ—સર્વ ઉદ્દા-મવાદીઓને આવરી લેતો સંયુક્ત ઉદ્દામ મોરચો રચવાનો અમે નિર્ણય કર્યો. થોડાં અઠવાડિયામાં નવી સંયુક્ત ઉદ્દામ સમિતિની બેઠક અમદાવાદમાં મળી ત્યારે અમારાં આંદોલનને દબાવી દેવાને સભા-સરઘસની જે બંધી ફરમાવવામાં આવી હતી તેનો આ સમિતિ-એ વિરોધ કર્યો. ઉપરાંત બધાં દેશી રાજ્યોને હવે મુંબઈરાજમાં ભેળવવામાં આવ્યાં હતાં તેથી મહાગુજરાતની રાજકીય પરિષદ બોલાવવાનું ઠરાવવામાં આવ્યું.

ઑકટોબરની આખરે કલકત્તામાં મળવાની શરદબાબુની પરિ-ષદમાં હાજરી આપવાને હું લાંબા પ્રવાસની તૈયારી કરતો હતો તે વખતે કોંગ્રેસની કુટિલ નીતિના એક કિસ્સાથી ભારે આઘાત થયો. આ વરસના ફેબ્રુઆરી માસમાં વીરમગામની લોકલ બોર્ડની

ધર્મશાળાનું સિમેન્ટનું ધાબું ભરબપોરે તૂટી પડ્યું હતું. તેની નીચે રહેતા પુરુષો બહાર ગયેલા તેથી બચી ગયા. પણ તેની નીચે સાત સ્ત્રી–બાળકો છુંદાઈ ગયાં. દેખીતી રીતે આ બનાવ પૂરી તપાસ માગી લે તેવો હતો. પણ લોકલબોર્ડના કૉંગ્રેસી આગેવાનો કંટ્રાક્ટરને બચાવી લેવા માગતા હતા તેથી તેમણે લોકોની માગણીને મચક ન આપી. મેં આ વિષે ઠક્કરબાપાને ઘણા કાગળો લખીને તેમની સહાય માગી. તેમની સૂચનાથી અમદાવાદના આસરપોટા જેવા બાહોશ ઇજનેરે તૂટેલા ધાબાનો ભંગાર તપાસીને સિમેન્ટ–રેતીના મિશ્રણમાં અને ધાબા માટે મજબૂત થાંભલા યોજવામાં પૂરી ગોલમાલ થયાનો ચુકાદો આપ્યો. તે લોકલ બોર્ડને મોકલીને જે ગુનેગાર હોય તેમને સજા કરવાની અને બચી ગયેલા બે ભાઈઓને તેમના કુટુંબની નુકસાની પેટે યોગ્ય વળતર આપવાની મેં વિનંતિ કરી. મહિનાઓ દરમ્યાન કંઈ અનુકૂળ જવાબ ન મળતાં મેં આખા કિસ્સા વિષે નિવેદન કર્યું. હવે કલકત્તા જઈને એક મોટા ઐતિહાસિક સંમેલનમાં કૉંગ્રેસી ખેરખાંઓનો ઘાટ ઘડે એવી સંસ્થા સરજવામાં હું સામેલ થયો.

૩૦ ઑક્ટોબરને દિને આ પરિષદ કલકત્તામાં નેતાજી ભવનમાં મળી ત્યારે પણ શરદબાબુ તો માંદગીને બિછાને હતા. તેથી પ્રમુખસ્થાન સ્વામીજીએ જ સંભાળ્યું. પરિષદમાં કલકત્તાના અને દેશના ઘણા ઉદ્દામવાદી પક્ષના[1] પ્રતિનિધિઓ હાજર હતા. મહારાષ્ટ્રના

૧. આ પરિષદમાં નીચેના પક્ષોના પ્રતિનિધિઓ હાજર હતા: (૧) સમાજવાદી પ્રજાસત્તાક પક્ષ, (૨) ફોરવર્ડ બ્લોક, (૩) બોલ્શેવિક પક્ષ, (૪) ક્રાંતિકારી સમાજવાદી પક્ષ, (૫) ક્રાંતિકારી સામ્યવાદી પક્ષ, (૬) સોશીયાલિસ્ટ યુનિટી સેન્ટર, (૭) કામદાર કિસાન મંડળ, (૮) ક્રાંતિકારી કામદાર સંઘ, (૯) બિહાર કિસાન સભા, (૧૦) મહારાષ્ટ્રનો કિસાન કામદાર પક્ષ, (૧૧) સંયુક્ત કામદાર સંઘ, (૧૨) આઝાદ ફોજ કમિટી વગેરે.

કિસાન કામદાર પક્ષના શંકરરાવ મોરે, સંયુક્ત કામદાર સંઘના મૃણાલકાંતિ બોસ, ક્રાંતિકારી સામ્યવાદી પક્ષના શોમેન્દ્રનાથ ટાગોર, ફોરવર્ડ બ્લોકના શીલભદ્ર યાજી વગેરે ઘણા જૂના મિત્રોને મળીને હું ખુશી થયો, તેમ જનરલ મોહનસિંગ અને જોગેશ ચેટરજી જેવા ક્રાંતિકારીઓને મળીને મેં ગૌરવ અનુભવ્યું. પરિષદના ઉદ્દેશ, બંધારણ અને ઠરાવો ઘડવાને જે કમિટી નીમાયેલી તેણે રાત–દિવસ મહેનત કરીને પોતાનું કામ પૂરું કર્યું. ખરેખર શંકરરાવ મોરેએ કમિટીના પ્રમુખ તરીકે ભારે ધીરજ, મુત્સદ્દીગીરી અને કાબેલિયતથી કામ લીધું તેથી જ તે સફળ થયું.

શરદબાબુએ તેમના સંદેશામાં દેશના નવા ઘડાયેલા રાજ-બંધારણ પર અને બ્રિટિશ સામ્રાજ્યનાં સભ્યપદ પર સખ્ત પ્રહાર કર્યા તેમણે કોંગ્રેસને ચીનની સડી ગયેલી કવો–મીંગ–ટાંગ સરકાર સાથે સરખાવી અને તેને ખતમ કરવાને પરદેશી મૂડીનું રાષ્ટ્રીયકરણ કરવાની અને ઉદ્દામ મોરચો રચવાની હાકલ કરી. સ્વામીજીના પાકા કિસાન ઉદ્દગાર મારા દિલમાં સીધા ઊતરી ગયા. પરિષદે જે વિગતવાર ઠરાવ પસાર કર્યા તેમાં બ્રિટિશ સામ્રાજ્યમાંથી છૂટા પડવાની, સમાજવાદી લોકશાહી સ્થાપવાની, કોઈ પણ બદલા વિના જમીનદારી નાબૂદ કરવાની, મુખ્ય ઉદ્યોગધંધાનું રાષ્ટ્રીયકરણ કરવાની, રાજતંત્ર સમાજવાદી ધોરણે ચલાવવાની, બધા રાજવહીવટમાં કિસાનો અને કામદારોને યોગ્ય સ્થાન આપવાની, મફત શિક્ષણ આપવાની અને ફરજિયાત લશ્કરી તાલીમ આપવાની વગેરે માગણીઓ રજૂ કરવામાં આવી. આ પરિષદની કમિટી થોડા વખતમાં મળી ત્યારે સંયુક્ત સમાજવાદી સભા સ્થાપવાનું ઠરાવ્યું. વળી આ સભાએ આવતા જાનેવારીની ૨૩ મી તારીખે નેતાજી જન્મજયંતીનો દિવસ રાષ્ટ્રસમૂહ વિરોધી દિન તરીકે ઉજવવાની અપીલ કરી.

કલકત્તાથી ગુજરાતમાં પાછો ફર્યો ત્યારે ચારે બાજુએ સભા-

ઓનો રાફડો ફાટયો. હવે બધાં દેશી રાજ્યના ખેડૂતોને મુંબઈના ગણોતના અને રાહતના કાયદા કાગળ પર તો લાગુ પાડયા હતા. તેથી ખેડૂતોની આશાઓ આસમાને પહોંચી ગઈ. છતાં તેના અમલમાં જમીનદારી પૂર્વગ્રહ અને કિસાનોનો દ્વેષ ઘર કરી બેઠાં હતાં. તેથી કિસાનોનાં દિલમાં પારાવાર રોષ ભભૂકી ઊઠયો. ગામેગામથી ખેડૂતો સભાઓ અને લડતોની માગણી કરતા.

હવે મેવાસમાં કંઈક મામલો થાળે પડેલો માનીને સંખેડા તાલુકાના જોજવા અને ઘંટોળી ગામે હજારો ખેડૂતોની સભામાં હું હાજર રહ્યો. રાજપીપળા મુંબઈરાજમાં જોડાઈ ગયેલું હોવાથી ગરુડેશ્વર તાલુકાના કારેલી ગામે મારી સભા થઈ ત્યારે પ્રજામંડળની આગલી સરકારે મારા પર મૂકેલા પ્રતિબંધની યાદ આપી. આ બધી સભાઓમાં હું મેવાસની લાંબી લડતના દાખલા આપતો. સંખેડા, નસવાડી વગેરે તાલુકામાં ચોથા ભાગથી વધારે ગણોત નહિ જ આપવાની અને જમીન કોઈ સંયોગોમાં નહિ જ છોડવાની શિખામણ આપતો.

વિનોબા જેવા કોઈ સંત મૂડીવાદીઓને હિંસાવાદી ગણીને ચીનના સામ્યવાદને બીરદાવતા ત્યારે બીજી બાજુ કોઈ શાહીવાદીઓ ચીન તેમજ હો–ચી–મીન્હના હિન્દી ચીન પર હુમલા કરવાના પેંતરા રચતા. તે જ વખતે જૂના ઇનામદારો કે તેમના ગીરોદારો સચાણા જેવા નાના ગામના આગલા દુકાળથી હેરાન થયેલા ખેડૂતોને ખૂબ રંજાડતા. આ ગામમાં રહેતા એક નિર્વાસિત ભાઈ સુરેશ અને ખેડૂત શિવુભાઈનો દુકાળરાહતના વખતથી પરિચય મને થયેલો. તેથી ત્યાં હું પહેલી વાર ગયો ત્યારે ઘણોય કાયદો સમજાવ્યો કે ઈનામદારને સરકારધારાથી વધુ કંઈ લેવાનો હક નથી. પણ ઝાઝા માણસો સભામાં ન આવ્યા. પછી જ્યારે ઈનામદારે એક હજામની મારપીટ કરી અને કોઈ ખેડૂતની ઘાસની ગંજીમાં આગ મૂકી,

ત્યારે સફાળા જાગૃત થઈને સેંકડો ખેડૂતો બીજી સભામાં હાજર થયા. મેં તેમને હવે હિંમતભેર અને જરૂર પડે ત્યારે કાયદેસર કોરટમાં જઈને માત્ર મહેસૂલ આપવાના હક માટે લડવાની હાકલ કરી. પછી માલૂમ પડ્યું કે ગામના અસલ ઈનામદાર તો ખેડૂતોની પડખે હતા પણ તેમના ગીરોદાર પટેલો નવા જમીનદાર બનીને ખેડૂતોને હેરાન કરતા. હવે જ્યારે અમે બધા ભાગલાગ આપવાની બંધી કરી ત્યારે નકલી ઈનામદારોએ ખેડૂતો પાસેથી ભારે ગણોત વસૂલ કરવાને અને જમીનના કબજા લેવાને દાવા કર્યા. તરત અમે વીરમગામના વકીલો રોકયા અને ખેડૂતોનાં નિવેદન અદાલતમાં રજૂ કર્યાં. આ કેસ મહિનાઓ સુધી ચાલ્યા તે દરમ્યાન ખેડૂતો ન્યાયાધીશની અવળી નીતિથી નિરાશ થયા. અમે તેમને જરાયે ગભરાયા વિના નવી કોરટમાં કેસની બદલી માગવાને અને જરૂર પડે તો ઉપલી કોરટમાં અપીલ કરી ન્યાય મેળવવાની સૂચના આપી. તે વખતે હું ગામના ખેડૂતોનો મહેમાન થતો અને રાતવાસો કરી તેમને બરાબર હિંમત આપતો.

તેવામાં પાલનપુર રાજના પટાવતોને માત્ર જમીનમહેસૂલ લેવાનો જ હક હતો છતાં આઝાદી મળતાં હવે ફાવે તેટલું ગણોત લેવાનો તેઓ દાવો કરતા. તેથી ફરિયાદ મળતાં આધભાગની માગણીનો વિરોધ કરવા હું ખેડૂતોને લખતો. વડગામ વિભાગના ખેડૂત મંડળના આગેવાનોએ મારી સૂચનાથી પટાવતોની સામે જોશભેર પ્રચાર ચલાવ્યો. તેથી ઉશ્કેરાયેલા પટાવતના કોઈ સાગરીતે એક ખેડૂતની પીઠમાં ભાલોડું મારી ઘાયલ કર્યો. તેનો ઉપાય તો તરત પાલનપુરની ઈસ્પિતાલમાં થયો. પણ પોલીસે ગુનેગારને પકડવામાં બેદરકારી દાખવી તેથી હું ત્યાં પહોંચી ગયો. વડગામમાં સ્થાનિક આગેવાનો યુસુફ મેમણજી અને કવિ આનંદીએ જાહેર સભામાં આ અત્યાચારની પૂરી માહિતી આપી. પછી બધો વિચાર કરીને, જ્યાં સુધી સરકાર

તરફથી ગુનેગારને નસિયત કરવાને ચાંપતાં પગલાં ભરવામાં ન આવે ત્યાં સુધી મેં અને હાજર રહેલા ખેડૂતોએ ઉપવાસ કરવાની જાહેરાત કરી. ખેડૂતોએ હાથ ઊંચા કરીને સંમતિ આપી–માત્ર ઉપવાસ દરમ્યાન ચા પીવાની છૂટ અપાઈ. પછી હું બહારગામ ગયો ત્યાં મારા ઉપવાસ ચાલુ રહ્યા. ચારેક દિવસ પછી પોલીસનાં પગલાં વિષે યુસુફજીનો તાર મળ્યો ત્યારે સર્વેએ પારણાં કર્યાં.

ચોથી ડિસેમ્બરના શુભ દિને ઠક્કર બાપાનાં ૮૦ વરસ પૂરાં થતાં તેમની જન્મજયંતી દેશભરમાં ઉજવાઈ. મારા જૂના સાથી અને જીવનભરના માર્ગદર્શકને અંજલિ આપવાને મેં ખાસ લેખ પ્રકટ કર્યો. વરસેક પર બાપાએ દિલ્હીમાં રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુના પ્રમુખપણા નીચે દેશભરના આદિવાસીઓના સેવકોની સભા ભરીને આદિમજાતિ સેવકસંઘની સ્થાપના કરી હતી. હું તે સભામાં ભાગ લેવાને ખાસ દિલ્હી ગયેલો. તે પછી બાપાએ જીવનભર આ કાર્ય અપનાવવા મને લખેલું. અલબત્ત એ દિશામાં મારાથી બનતું મેં કર્યું જ હતું, બાકી તો હવે કિસાનસભાના સંગઠનથી જ બધા કિસાનોની માફક આદિવાસીઓનો ઉદ્ધાર કરવાની તમન્ના વધારે તીવ્ર બની હતી.

સન '૪૯ ના છેલ્લા અઠવાડિયામાં ગુજરાતની સંયુક્ત સમાજવાદી કમિટી વડોદરામાં મળી. બધો વિચાર કરીને કમિટીએ ગુજરાતના અલગ રાજની માગણી એવા કારણસર કરી કે, "ગુજરાતની અને સૌરાષ્ટ્રની મૂળભૂત જરૂરિયાતો પૂરી પાડવામાં...તે બંને પ્રદેશોની સરકાર નિષ્ફળ નીવડી છે તેથી સમગ્ર જનતાના સાચા પ્રતીક રૂપ સરકાર સત્વર સ્થાપવા અને તેમાંથી રજવાડી, ઠાકોરશાહી વગેરે તત્ત્વો નાબૂદ કરવાને...આ કમિટી ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના લોકોને હાકલ કરે છે." આ ઠરાવ પ્રકટ થયો ત્યારે કોંગ્રેસી વર્તુળોમાં થોડો ફફડાટ થયો. પણ અમને નવા વરસ માટે આ ઠરાવથી સ્પષ્ટ માર્ગદર્શન મળ્યું.

સન ૧૯૪૯ના છેક છેલ્લા દિવસ દરમ્યાન સાથી જમનાદાસે સંખેડા તાલુકામાં લાગલગાટ ભુલવણ, નવાગામ, અછાલી અને અદીરણ એ ચાર ગામે સભાઓ રાખી, તેમાં સરોજિનીબેન હઠીસિંગ ભુલવણમાં તાલુકાના શ્રમજીવી સંઘની સભાને ખુલ્લી મૂકીને, પછી બધી સભાઓમાં હાજર રહ્યાં. આ બધાંય ગામે મહેસૂલના ચોથા ભાગથી વધારે ગણોત નહિ જ આપવાની અને જમીનદારોને હંફાવવાને રૂપપરાના ખેડૂતોની માફક હડતાલ પાડીને જમીનદારોને જમીન કબજે કરતા અટકાવવાની હાકલ કરી. લાગલગાટ સભાઓના દિવસોમાં રાતે કોઈ શહેરમાં જવાનું અશકય હોવાથી અમે બધાં ગામડાંનાં ખુલ્લાં સ્થાનકોમાં અને ક્વચિત ખુલ્લા સ્ટેશન પર સૂતાં. ગામડાંના રોટલા ખાધા અને પેટ ભરીને રાતદિવસ ખેડૂતો સાથે વાતો કરી. આ સફર હંમેશ માટે અમારી સ્મૃતિમાં અંકાઈ ગઈ.

તે વખતે પાસેના વાઘોડિયા તાલુકામાં અને મેવાસમાં પણ જૂના ઠાકોરો અને શાહુકારો નવા સરકારી અધિકારીઓ સાથે મળી જઈને ખેડૂતો પાસેથી ભાગ ને જમીન પડાવવાની તરકીબ કરતા. તેથી મેવાસના ખેડૂતોને મેં સંદેશો મોકલ્યો કે તમારા ચોમાસુ પાકનો ભાગ બળજબરીથી કોઈ લઈ ગયા હોય તેમને હવે કપાસનું એક પૂમડું પણ આપશો નહિ. પછી વાઘોડિયા તાલુકાના મછલીપુરા ગામે ગયો ત્યારે ખબર પડી કે જમીનદારો બહારગામથી આવીને ભાગલાગ લૂંટવાને ખેડૂતોને સતાવે છે. તેથી ખેડૂતોની જે શાનદાર સભા ત્યાં મળી તેમાં બધા જમીનદારોને જાકારો આપવાને મોટાં પાટિયાં ચીતરી ગામને પાદરે મૂકવાની તાકીદ કરી. તરત ગામલોકોએ એક મોટા પાટિયા પર લખ્યું કે, “ગામલોકની રજા વિના કોઈ જમીનદારે અંદર દાખલ થવું નહિ.” આ સૂત્ર ચોપાસ સપાટાબંધ પ્રચલિત થયું તેથી ઘણા જમીનદારોના હાથ હેઠા પડ્યા.

અહીંથી નીકળીને અમે રાજપીપળા અને પેટલાદના ગાયકવાડી

વિસ્તાર પર એકાગ્ર થયા તે દરમ્યાન જાનેવારીની ૨૩ મી તારીખે અમે નેતાજીની જયંતી ઉજવવાની તૈયારી કરી. અમારા કિસાની બિરાદરોની તાજી શહીદીથી અમદાવાદ શહેરના વાતાવરણમાં ઘણી ગરમી આવી હતી. તે વખતે ગોરધનભાઈની સાથે મળીને મેં નેતાજીની જયંતીના પ્રચાર માટે શહેરના જુદા જુદા વિભાગમાં નાની નાની સભાઓ ભરી. છેવટ ૨૩ મીએ પ્રેમાભાઈ હોલમાં શહેરની સભા રાખી. બધીયે સભામાં અમે તો સંયુક્ત સમાજવાદી પરિષદનો સંદેશો સંભળાવ્યો અને દેશી રાજ્યોમાં જમાનાઓથી કચડાયેલી અને હવે આઝાદ થયેલી પ્રજાનું સંગઠન કરવાને સર્વને પ્રેરણા આપી; નેતાજીદિન બ્રિટિશ સામ્રાજ્યનો છેડો ફાડવાને ખાસ ઉજવાતો હતો. તેથી શાહીવાદની જડ દેશનાં સર્વ ક્ષેત્રમાંથી ઉખાડવાને અમે પડકાર ફેંક્યો.

નેતાજીની જયંતી દેશભરમાં ઉજવાઈ તે પછી થોડા દિવસમાં જ બીજા ક્રાંતિકારી વીરપુરુષ "પંડિત શ્યામજી કૃષ્ણ વર્માનું જીવન–ચરિત્ર"–એ મથાળાનું મારું અંગ્રેજી પુસ્તક પ્રકટ થયું. પંડિતે અંગ્રેજી શાસન હઠાવવાની નીતિ વાજબી ગણી હતી તેથી તેમના તરફથી સન ૧૯૦૬ પછી લંડનમાં જ 'ઈન્ડિયા હાઉસ'–ભારત ભુવન–સ્થપાયું હતું. તેના સંચાલક વીર વિનાયક સાવરકર દેશના જુવાનોને સશસ્ત્ર ક્રાંતિની તાલીમ આપતા હતા. પંડિતની મદદથી સાવરકરે જ બૉંબ બનાવવાની સમજૂતિની પત્રિકા તૈયાર કરીને તેની નકલો હિન્દુસ્થાનમાં મોકલી હતી. તેની સાથે પેરીસથી થોડી રિવોલ્વર–પિસ્તોલ પણ મેળવીને તેમણે મોકલી હતી. આ બધી તૈયારીઓને લીધે જ સન ૧૯૦૮ માં બંગાળમાં અને મહારાષ્ટ્રમાં બૉંબ અને પિસ્તોલનો યુગ શરૂ થયો અને તે માટે વીર સાવરકરના તેમજ તેમના સહાયક પંડિત શ્યામજીના આભારી છીએ.

આ પુસ્તક માટે ખાસ પ્રસ્તાવના શરદબાબુએ લખી મોકલી

તેમાં તેમણે પંડિતજીની લડાયક નીતિ અને સિદ્ધાંતો સમજાવીને પંડિતજીએ પેરિસ જઈને અંગ્રેજોને હઠાવવાને અસહકારનો જે કાર્યક્રમ રજૂ કર્યો[1] હતો તેના તરફ વાચકોનું ખાસ ધ્યાન ખેંચ્યું; કારણ કે પંડિતજી માનતા કે જો હિન્દીઓ અંગ્રેજોના લશ્કર ને સમગ્ર રાજતંત્રના તમામ ખાતામાં સહકાર આપવાનું બંધ કરે તો તેમને દેશમાંથી ઉચાળા ભરવાની ફરજ પડે. શરદબાબુએ સાચું જ લખ્યું કે, આવો અહિંસક કાર્યક્રમ ગાંધીજીએ ચૌદેક વરસ પછી રજૂ કર્યો અને કોંગ્રેસે અપનાવ્યો ત્યારથી દેશમાં નવી લડતનાં મંડાણ થયાં. તેવી જ રીતે પંડિતજીએ સત્તાધારી સરકારી શાસનના શાંતિમય ભંગની નીતિનો પણ પ્રચાર કર્યો હતો અને ગાંધીજીએ પણ સન ૧૯૩૦માં એ સત્યાગ્રહનું શસ્ત્ર અપનાવીને દેશને આખરી લડત માટે તૈયાર કર્યો હતો.

૧૭મી જાનેવારીને દિવસે આ શબ્દો લખીને અને નેતાજી દિને દેશને પ્રેરણાત્મક સંદેશ આપીને શરદબાબુ પોતે ૨૦મી ફેબ્રુઆરીના દિને ઓચિંતા અવસાન પામ્યા. તેથી તેમણે સંયુક્ત સમાજવાદી સભાને આવતી ચૂંટણીમાં ખીલવવાની જે મુરાદ રાખી હતી તે તેમના મનમાં રહી ગઈ. પછી થોડા જ દિવસમાં વડોદરામાં સંયુક્ત સમાજવાદી પરિષદ તરફથી જાહેર સભા ભરીને અમે મર્હૂમ દેશ-ભક્તને અંજલિ આપી અને તેમના આદેશ મુજબ ઉદ્દામોની એકતા સાધવાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો.

૧. પંડિત શ્યામજીના આ કાર્યક્રમના મુદ્દા આ હતા:

(૧) સરકારની લોનના પૈસા ભરવા નહિ; (૨) ભારતનું કહેવાતું જાહેર દેવું ભરપાઈ કરવાનો ઇન્કાર કરવો; (૩) સરકારની દીવાની અને લશ્કરી નોકરીમાં કોઈએ જોડાવું નહિ; (૪) હિન્દીઓએ સરકારી નિશાળો અને કૉલેજોનો બહિષ્કાર કરવો; (૫) દેશના વકીલોએ અંગ્રેજી અદાલતનો બહિષ્કાર કરવો. ગાંધીજીની અસહકારની લડતને મળતી આ લડત હતી એ સ્પષ્ટ છે.

સન ૧૯૫૦ માં ખેડૂતોની સભાઓનો આરંભ ખેડા જિલ્લાથી થયો. વરસના પહેલા જ મહિનામાં નવ વરસે હું પાછો ગોરધનભાઈ સાથે સીંજીવાડા ગયો. હવે તો આધભાગને ગેરકાયદેસર ગણીને ચોથા ભાગનો જે ગણોતનો કાયદો થઈ ગયો હતો, તેથી ગામમાં મોટી સભા થઈ તેમાં જમીનદાર આધભાગ લેશે તેને અમે જેલમાં મોકલવાની ધમકી આપી. ત્યાંથી અમારા કાર્યકર ઝીણાગીરની વ્યવસ્થા મુજબ હું સીધો પેટલાદ તાલુકાના કાસોર પાસે આવેલા પાંચલીપુરામાં ગયો. ત્યારે તો ખોટા પાણીપત્રકના આધારે ચાંગાના કોઈ જમીનદાર ટ્રેકટર લઈને ખેડૂતોની જમીનનો કબજો કરવા આવી ગયેલા. સ્થાનિક આગેવાન ડાહ્યાભાઈ જીભાઈએ ખેડૂતોને ભેગા કરીને ટ્રેકટરને પાછું હઠાવેલું. તેથી ક્ષત્રિય ખેડૂતોમાં ઘણો ઉશ્કેરાટ હતો. આવા સંયોગોમાં જે જંગી સભા થઈ તેમાં ચાંગા, બાંધણી વગેરે પાસેના ગામના જમીનદારો પણ આવ્યા. મેં તો હવે ગાયકવાડી ગામડાંને પણ લાગુ પાડેલો મુંબઈનો ગણોત કાયદો બરાબર સમજાવીને ખેડૂતોને પોતાની જમીનના કબજા પૂરા સંપ અને હિંમતથી જાળવી રાખવા, ચોથા ભાગથી કંઈ પણ વધારે ન આપવા અને આધભાગ આપી દીધો હોય તો વધારાનો માલ પાછો મેળવવા હાકલ કરી. આ સભાથી ખેડૂતોનું તો શેર શેર લોહી ચઢયું ત્યારે જમીનદારો જરા નિરાશ થયા પણ પાછા જમીન પડાવી લેવાને કાવતરાં કરવા લાગ્યા.

ગામડામાં ખેડૂતો પર પડેલી છાપ પાકી કરવાને પછીને મહિને સાથી ઝીણાગીરે પેટલાદમાં અને પાસેના કિસાની ગામ પાલજમાં મોટી સભાઓ ભરી. મેં ત્યાં સાફ કહ્યું કે હવે ગાયકવાડી કાયદા રહ્યા નથી અને મુંબઈ રાજના નવા પાકા કાયદા થઈ ગયા છે; તેથી બધાંયે સંપ ને સંઘબળથી પોતાની જમીન અને તેની ઊપજ સાચવવાને શિરસાટે તૈયાર થવાનું છે. પાળજમાં

તો બીડી વાળનારાંએ તે વખતે હડતાલ પાડી હતી અને તેની પાછળ જમીનના કંઈક ઝગડા હતા. મેં હડતાલિયાને કહ્યું કે બીડી વાળવાના વાજબી દામ મેળવવાને મુંબઈ–અમદાવાદના કામદારોની માફક હડતાલનો જ રાહ લેવો જોઈશે અને માનભર્યું સમાધાન થાય ત્યાં સુધી તે ચાલુ રાખવી જોઈએ.

પાંચલીપુરામાં જે ચમત્કાર કરીને ખેડૂતોએ પોતાની જમીન સાચવી હતી તેની વાત ચોપાસ ફેલાઈ ગઈ. તેથી બાજુનાં ગામેથી સભા ભરવાની માગણી આવતી ગઈ. એપ્રિલ માસમાં પાસેના ગાડા ગામે મોટી સભા યોજવામાં આવી. તેને નિષ્ફળ બનાવવાને મારા પરિચિત સીંજીવાડા ગામે કોંગ્રેસીઓએ જાહેર સભા રાખી. પણ ત્યાં તો નર્યા કાગડા જ ઊડયા અને ગાડામાં ભરચક સભા થઈ. ત્યાં પણ જમીનદારોએ ખેડૂતોના અજ્ઞાનનો લાભ લઈને ચોથા ભાગના કાયદાને નેવે મૂકીને ઘણો વધારે માલ પડાવી લીધો હતો. તેથી કબજાની જાળવણી વિષે પાંચલીપુરાનો દાખલો આગળ ધરીને વધારાનો ગયેલો માલ પાછો હાથ કરવાને મેં ઘોષણા કરી. આવા ભાષણથી જેણે આધભાગ ન લીધો હોય તે થંભી જતા, વળી કાયદો સમજીને અને ખેડૂતોની તાકાત પિછાનીને કોઈ માલિકો વધારાનો લીધેલો માલ પાછો આપતા; અથવા શિયાળુ પાકમાંથી કંઈ લેતા બંધ થતા. આ સવાલો ગામડાંમાં ચૌટે અને ચકલે ચર્ચાયા તેથી નવો પ્રજામત ઘડાયો.

ગાડાની પાસેના મોટા રામોલ ગામના ખેડૂતોએ સભા રાખવાની માગણી કરી. મારે તે વખતે મુંબઈ જવાનું હતું છતાં ત્યાંના ખેડૂતોનો ઉત્સાહ જોઈને વીશ દિવસમાં એપ્રિલની આખરે સભા રાખવા હું સંમત થયો. તરત જ ગામના ખેડૂતોએ ભેગા થઈને બપોરની વિરાટ સભા માટે વિશાળ મંડપ બાંધવાની તૈયારી કરી. વળી પાસે એક જૂનો જંગી હવડ કૂવો હતો. સેંકડો ક્ષત્રિય

ભાઈઓ વારાફરતી રાત ને દિવસ કૂવે વળગી પડ્યા. જૂનું પાણી કાઢી સાફ કરતા ગયા. તેમણે સભામાં આવનાર માટે મોટી કોઠીઓ ભરવાનું ઠરાવ્યું. ખેડૂતોએ આટલો બધો ઉત્સાહ દાખવ્યો ત્યારે મુઠ્ઠીભર જમીનદારો પણ સહકાર આપવા અને અમારું સ્વાગત કરવા તૈયાર થયા. હું સભાને દિવસે સવારે મુંબઈથી નડિયાદ ઊતરીને બસમાં રામોલ આવ્યો ત્યારે મેં તો વિશાળ મેદાન પર મોટો શમિયાણો ઊભો કરેલો જોયો અને બાજુના કૂવામાંથી પાણી કાઢીને કોઠીઓ ભરાતી જોઈ. ખરેખર ત્યાં સુધીમાં આવી મોટી સભાની વ્યવસ્થા કરવાને ખેડૂતોએ આવો ઉત્સાહ કદી દાખવ્યો નહોતો.

મારો ઉતારો ગામના મોટા મુત્સદ્દી શાહુકારને ત્યાં રાખ્યો હતો. તેમની સાથે વાત થઈ ત્યારે તેમણે તો ગામમાં કંઈ ઝઘડાનો ઇન્કાર કર્યો અને સર્વની વચ્ચે પૂરા સહકારના સમાચાર આપ્યા. પછી જેમ અગાઉ પાળજમાં અને ગાડામાં તેમ અહીં પણ પાંચલીપુરાથી ડાહ્યાભાઈ અને તેમના સાથીઓ આવ્યા. તેમણે સાફ કહ્યું કે ગામના જમીનદારો તેમણે જ કરાવેલાં પાણીપત્રક પર મુસ્તાક છે અને કંઈક ઝઘડો કરવાની તૈયારીઓ કરે છે; પણ અમે પણ તેમનો મુકાબલો કરવાને તૈયાર બેઠા છીએ. પછી જ્યારે દૂરદૂરથી આવેલા આશરે દશ હજાર ખેડૂતોથી મંડપ ભરાઈ ગયો ત્યારે મેં પહેલું જ કહ્યું : આ ખેડા જિલ્લાની પ્રજાની બે આંખ છે, એક પટેલ, બીજી ક્ષત્રિય. આ બે એકબીજાની સાથે લડે તો પ્રજાને ચોખ્ખું ન દેખાય; બે એકબીજાની સાથે સંપી જાય તો જ પ્રજા ચોખ્ખું જોઈ શકે; હું આ બે કોમ વચ્ચે ઝઘડો કરાવવા નહિ પણ સંપ અને સહકાર સાધવા આવ્યો છું; પણ સહકાર કાયદા અને ન્યાયને ધોરણે જ થઈ શકે; આજે તમારે ત્યાં મુંબઈરાજના જમીનના અને ગણોતના નવા કાયદા

લાગુ પડયા છે; તેનો બધાં પ્રમાણિક રીતે અમલ કરશો તો સર્વને સુખશાંતિ મળશે અને ખેતરમાં વધારે પકવીને સુખી થશો. મારી સલાહ બધાને ગળે ઊતરી. સભામાં જ ઘણાય જમીનદારોએ ખેડૂતો સાથે સલૂકાઈથી વાત કરવા માંડી. મારા યજમાને તો કિસાનસભાના કામ સારુ થોડાં વરસ માટે થોડી જમીન અને મકાન પણ કાઢી આપ્યાં. ખરેખર આસપાસ વહેતી અફવાથી હવામાં કંઈક અશાંતિ હતી તે સાફ થઈ ગઈ. રામોલની સભા થઈ અને ગામલોકોમાં ન્યાયના ધોરણે શાંતિ સ્થપાઈ.

પછીના બે માસમાં હું તો માંદો પડીને અમદાવાદની ઇસ્પિતાલમાં ગયો ત્યારે પાંચલીપુરામાં રહી રહીને ફણગો ફૂટ્યો. ચોપાસ અમારો આટલો પ્રચાર થયા છતાં ચાંગાના કોઈ જમીનદારોની દાઢ સળકતી રહી. એક દિવસ પાણીપત્રક તપાસવાને મામલતદાર વગેરે અમલદારો ગામે આવ્યા હતા ત્યારે એક ખેડૂત પોતાનું ખેતર ખેડીને તેના બળદ લઈને જતો હતો ત્યારે એક જમીનદાર ઓચિંતો તેના બળદ પડાવીને ચાંગા તરફ ચાલ્યો. કુદરતી રીતે પાંચલીપુરાના ખેડૂતોનું મોટું ધાડું પાછળ પડયું તેથી સાંજ સુધીમાં ખેડૂતો બળદ છોડાવીને ઘેર લાવ્યા. પણ હવે જાગૃત થયેલા ખેડૂતોએ જમીનદારને બરાબર પાઠ ભણાવવાને તરત પોલીસમાં બળદની ફરિયાદ કરી અને મામલતદારનું નામ સાક્ષી તરીકે આપ્યું. પોલીસે બરાબર શનિવારની સાંજે જમીનદારની ધરપકડ કરી અને તેમને પેટલાદની જેલમાં સોમવારે સવારે જામીન પર છૂટ્યા ત્યાં સુધી રહેવું પડ્યું. પછી દરેક મુદતે આરોપી અને ફરિયાદીને કોરટના ધક્કા ખાવા પડતા. આવા આંટાફેરાથી જમીનદાર કાયર થઈ ગયા ત્યારે તેમણે સમાધાનથી વાત છેડી. જવાબમાં ખેડૂતોએ કહ્યું કે, તમે ખોટાં પાણીપત્રક સુધારીને અમારી જમીનના કબજા કાયદેસર કરી આપો તો અમે કેસ પાછો ખેંચી લેવા ખુશી છીએ.

પછી હું ઈસ્પિતાલમાં તબિયત સુધર્યા પછી આરામ લેતો હતો ત્યારે આ સમાધાનની ખબર થતાં હું રાજી થયો. આમ મહિનાઓ સુધી લડત ચલાવીને પાંચલીપુરાના વીર કિસાનોએ હજારો ખેડૂતોને મુક્તિનો રાહ દેખાડયો.

દરમ્યાન મેવાસ, સંખેડા અને વાંકલથી જાગૃતિની રોશની રાજપીપળામાં પહોંચી ગઈ હતી. જે રાજપીપળામાં દાખલ થતાં મને સ્થાનિક સરકારે સભાબંધી ફરમાવી હતી તે હવે મુંબઈ રાજમાં ભળી જતાં ત્યાંના આદિવાસીઓના પેટીયા ગામે ૧૯મી ફેબ્રુઆરીના દિવસે સભા રાખવામાં આવી. વાડા મહાલના કિસાની કાર્યકર કાળુભાઈએ મને કાગળો લખીને આ સભા રાખેલી અને ઘણાં ગામડે ફરીને તેનો ધૂમ પ્રચાર કરેલો. તેથી સભાને દિવસે હું પેટીયા ગામે પહોંચ્યો ત્યારે મોટા જમીનદાર બક્ષી કુટુંબના કોઈ નબીરા ચોપાસ ઘોડા દોડાવીને ખેડૂતોને સભાથી દૂર રહેવા સમજાવતા હતા. છતાં તેમને નેવે મૂકીને હજારો ખેડૂતો સભાસ્થાને ભેગા થયા. તે પૈકી કેટલાક નર્યા ખેતમજૂરો હતા ત્યારે બાકીના ગણોતિયા ખેડૂત હતા. મજૂરોને પણ નજીવી રકમ આપીને જમીનદારો આખો દિવસ રોળવતા તેથી તેઓ લડવાને અધીરા થયા હતા. ખેડૂતોને હજી નવા કાયદાની ખબર નહોતી તેથી અડધા ભાગ ઉપરાંત કંઈ વ્યાજ–કર–લાગા જમીનદારને આપતા.

સભાની શરૂઆતમાં કાળુભાઈએ સ્થાનિક પરિસ્થિતિ સમજાવી. વાંકળના રામજીભાઈએ મારું ઓળખાણ આપ્યું, અને તેમના માંગરોળ તાલુકામાં કિસાનસભાથી થયેલા લાભનું વર્ણન કર્યું. મને તો પેલા ઘોડેસવાર જમીનદારને જોઈને વેજલપુરના જમીનદારની યાદ આવી. તેથી એક જમાનામાં એ જમીનદારો ખેડૂતો પાસેથી ફાવે તેટલી મગફળી લેતા તેની સામે અમે લડત આપેલી તેની વાત કરી. પછી વાંકલમાં તો હાળી મજૂરોની

મુક્તિની લડત થવાથી આજે તેઓ આઝાદ બનીને કેવા સારા રોજ મેળવે છે તે સમજાવ્યું. ગણોતનો કાયદો નહોતો ત્યારે વાંકલમાં આધભાગની સામે લડત ચલાવેલી; આજે તો મુંબઈ સરકારના કાયદા મુજબ મહેસૂલથી પાંચ પટ જ ગણોત આપવાની સમજૂત આપી. ખાસ તો આ સભામાં સદીઓની ગુલામીથી વસાવા લોકોને વહેમી, અજ્ઞાન અને બીકણ બનેલા મેં જોયા. તેથી તેમના દિલમાં મેં આઝાદીનો પારો ચઢાવ્યો અને જમીનદારોની બીક અને શરમ દૂર કરીને તેમના અન્યાય અને જુલમ સામે હિંમતભેર લડવાને આદેશ આપ્યો. જો માલિકો મજૂરી ન વધારે તો હડતાલ પાડવાની અને જમીનનો ઝઘડો પડે તો ભેગા થઈ જમીનની ચોકી કરવાની મેં ઘોષણા કરી.

હું તો સભા પૂરી થયા પછી ચાલ્યો ગયો. થોડા જ દિવસમાં મને ખબર પડી કે આ સભાના એવા જલદ સંસ્કાર પડ્યા કે ઘણા મજૂરોએ બીજા જ દિવસથી હડતાલ પાડી અને જેમણે અડધો ભાગ આપેલો તેમણે વધારાનો માલ પાછો લેવાને તગાદો કરવા માંડ્યો. પરિણામે થોડા અઠવાડિયામાં મજૂરોના દર વધી ગયા અને ગણોતના કાયદાની સમજૂત મળવાથી ખેડૂતોનું હજારો રૂપિયાનું અનાજ બચી ગયું.

બીજે મહિને પાંગારકરે અને મોતીભાઈએ કિસાનસભાનો સંદેશો વાલિયાની સભામાં પહોંચાડ્યો. પછી એ તાલુકાના કોંઢ, નેત્રંગ અને ધારોળી ગામે સભાઓ થઈ. પહેલી મેને દિવસે મે-દિનની સભા પાંગારકરે ડહેલી જેવા ગામે જમીનદારોને "જા બાપા" કહેવાનો નવો સંદેશો પહોંચાડ્યો. પ્રચાર જેમ થતો ગયો તેમ હાળીઓ છૂટા થયા અને છૂટક કામ કરી વધારે પૈસા મેળવતા. ખેડૂતો ગણોત માટે માલિકો સાથે પણ ઝઘડતા ગયા. કુદરતી રીતે એ જમીનદારોએ પણ કિસાનસભાની સામે ઝેરીલો પ્રચાર કરવા

માંડયો. એક દિવસ છાપામાં એવી ખબર વાંચી કે ભેંશખેતર ગામમાં એક ભીલે એક બળદની સાથે એક જમીનદારને હળે જોડયો હતો. આમ ચોપાસ ચકમક ઝરતી ગઈ અને જાગૃતિ જામતી ગઈ.

તે વખતે સંખેડાનો વિસ્તાર પણ છેક કોરો ન રહ્યો. એ તાલુકાના વાસણા ગામે રજપૂતો પણ ખેતમજૂરોની હારમાં આવી ગયા હતા. તેથી ત્યાં સભા થઈ ત્યારે જમીનની યોગ્ય વહેંચણી કરવાની અને 'ખેડે તેની જમીન'નું સૂત્ર અપનાવવાની મેં અપીલ કરી. પછી સાતેક દિવસમાં બીજી સભા પાસેના વઘાચ ગામે થઈ ત્યારે ત્યાં ડુંગરાળ વિભાગના ભીલોને મોટી સંખ્યામાં આવેલા જોયા. હાલના જંગલના કાયદાથી તેમને હવે વાંસ લાકડું, વગેરે માલ સસ્તો મળતો નથી તેથી તેમના ધંધા ભાંગી પડયા છે; તેથી આ આદિવાસીઓને જંગલની ઊપજનો માલ સસ્તા દરે આપવાની મેં હાકલ કરી. ફરી એપ્રિલમાં મેવાસમાં પાલ્લા ગામે સભા થઈ ત્યારે ખેડૂતોને જૂની માફક ચોંટીને જમીનદારોને જાત જાતનું શોષણ કરતા જોયા. તેથી મેં "જમીનદારો, ચાલ્યા જાઓ." એ સૂત્ર ખેડૂતોને આપ્યું.

મે માસના આરંભમાં સચાણના ખેડૂતો પર મૂકેલા કેસની મુદત આવી ગઈ. મેં તે ગામમાં રહીને વખતોવખત વીરમગામના વકીલોની વ્યવસ્થા કરવા માંડી. વળી, કોરટમાં પણ કંઈક વિષ્ટિ કરવા માંડી. થોડા દિવસ હું સચાણમાં આકાશ નીચે ખુલ્લામાં સૂતો તેથી મને "ન્યુમોનીઆ"નો રોગ લાગુ પડયો. પહેલાં તો માત્ર શરદીની જ અસર લાગી તે થોડા દિવસમાં મટી જશે એમ ધાર્યું. પણ તાવ ધીકતો જ રહ્યો ત્યારે હું સવારની લોકલમાં બેસીને

સીધો નેનપુર સ્ટેશને ઊતર્યો. આશ્રમમાં રહીને તાવની દવા કરતાં કંઈ ફેર ન પડ્યો, ત્યારે મેં નડિયાદમાં ઘેર રહીને મારા જૂના દાક્તરની દવા કરવા માંડી. તેમણે તરત ન્યુમોનીઆનો રોગ પારખીને જરૂરી ઉપચાર કરવા માંડ્યા. એટલામાં મારી બીમારીની ખબર અમદાવાદના મિત્રોને પહોંચી. તેથી એક દિવસ મારા મિત્રો રતિભાઈ ખુશાલદાસ, ભાસ્કરભાઈ સેતલવાડ અને કકલભાઈ કોઠારી નાની બસ લઈને નડિયાદમાં મારે ઘેર આવ્યા. મારી ખબર પૂછીને તરત મને તેમની સાથે ગાડીમાં અમદાવાદની વી. એસ. ઇસ્પિતાલમાં ઉપચાર કરવાને લઈ ગયા. એ વખતે તે ઇસ્પિતાલમાં ખાસ વોર્ડ નહોતા તેથી મને જૈનવોર્ડમાં રાખવામાં આવ્યો.

અહીં રાત અને દિવસ દાક્તરો અને નર્સના ઉપચારથી થોડા દિવસમાં મારી તબિયત સુધરી ગઈ. પછી દશેક દિવસ ઇસ્પિતાલની પાસે નદીકિનારે બાંધેલા સેનેટોરિયમમાં રહ્યો. ત્યાં કકલભાઈની સૂચનાથી ભિક્ષુ જમનાદાસ રાતદિવસ મારી તહેનાતમાં રહેલા અને બધા મિત્રો મને વારાફરતી ભોજન મોકલતા. કકલભાઈના ‘પ્રભાત’માં અને બીજાં કોઈ પત્રમાં મારી તબિયતના સમાચાર પ્રકટ થયા તેથી ઘણા મિત્રો પત્ર લખતા અને મળતા. મે માસની આખરે મારી તબિયત સુધરતાં મેં પાછું મારું નિત્યજીવન શરૂ કર્યું.

થોડો વખત આશ્રમમાં આરામ લઈને અને તેની વ્યવસ્થા પર નજર ફેરવીને મેં રાજપીપળા વિશે માહિતી ભેગી કરવા માંડી. એકાદ વાર ભરૂચ ને રાજપીપળા સુધી પ્રવાસ કરતાં માલૂમ પડ્યું કે મોટા જમીનદારો અને નવી વસાહતના આગેવાનોએ મારી માંદગી દરમ્યાન મુંબઈ સરકારમાં કિસાનસભાના પ્રચાર સામે સખ્ત વિરોધ

કરેલો. તેને પરિણામે વાલિયા અને ઝગડિયા તાલુકામાં ૧૪૪ કલમ લગાવીને સભા-સરઘસની બંધી ફરમાવવામાં આવી. ઉપરાંત ખેડૂતો સંગઠન કરીને જમીનદારોની જમીન ખૂંચવી ન લે તે માટે નેત્રંગમાં ખેડૂતખાતેદારના ઝગડાનો નિકાલ કરવાને એક ટેનન્સી ( ગણોતિયાની ) ખાસ કોરટ બેસાડવામાં આવી, અને તેને બધા કેસ ચલાવવાની સૂચના અપાઈ. વળી માલિકોને ખાતેદારો અને સાચા ગણોતિયાને ખેતમજૂર ઠરાવવાની તાકીદ પણ અમલદારને અપાઈ હતી. હવે સેંકડો માલિકોએ જાતખેડ અને ઘરખેડના નામે જમીનો ખેડૂતો પાસેથી આંચકી લેવાને અરજીઓ કરી. થોડી મુદતો પડયા પછી તેનો ફેંસલો કરવાનો વખત આવે ત્યારે અધિકારી જમીનદારને ખુરશી પર બેસાડે અને ખેડૂતને ઊભો રાખીને સમાધાન કરવાને ધમકાવે. અમારી સૂચના પ્રમાણે ખેડૂત સમાધાન કરવાની ના પાડે અને ન્યાય મેળવવાની માગણી કરે ત્યારે "તું મોટો જમીનનો માલિક થઈ ગયો ?" "તારે કોઈની જમીન મફતમાં પડાવી લેવી છે"- એવાં કડવાં વચન સંભળાવે. ૮૦-૯૦ ટકા કેસમાં તેણે માલિકોને ખેડૂત ઠરાવ્યા અને પેઢીઓથી પોતાનાં હળ-બળદ રાખીને ખેતી કરનાર સાચા ખેડૂતોને ખેત-મજૂર ગણીને કાઢી મૂકયા.

આવું ભયંકર નાટક નેત્રંગની ગણોતિયા અદાલતમાં ચાલી રહ્યું છે અને આ વિસ્તારમાં સભા-સરઘસની બંધી થઈ ગઈ છે એ જાણીને હું પરાગજી, રામજીભાઈ વગેરે મિત્રો સાથે નવો કાર્યક્રમ ઘડવા બેઠો. આ સંયોગોમાં નવી કોરટ અને સરકાર પર છાપ પાડવાને અમારી પાસે એક જ રસ્તો રહ્યો : આખા રાજપીપળાના ખેડૂતોને એક દિવસે ભરૂચ બોલાવીને તેમનું સરઘસ શહેરમાં કાઢવું અને તેમની સભા ભરીને સરકારી નીતિને પડકાર ફેંકવો. આ માટે સેંકડો ભીલ બહારગામથી ભરૂચ આવે, તેમના વીસામા અને ભોજન માટે બધી વ્યવસ્થા પરાગજીભાઈએ ઉપાડી લીધી.

તેમ વિલાયતથી તાજા આવેલા જુવાન ઠાકોરભાઈએ[1] સભાની વ્યવસ્થા ઉપાડી લીધી. એટલે અમે આખા કાર્યક્રમ માટે ૩૦ મી જુલાઈનો દિવસ નક્કી કરીને પત્રિકાઓ છપાવી દીધી. તેનો પ્રચાર કરવાનું કામ મોતીભાઈ, રામજીભાઈ વગેરે મિત્રોને સોંપી દીધું.

૩૦ મીને દિવસે સવારે હજારો ભીલ પગપાળા, બસમાં બેસીને અને રેલગાડીથી ભરૂચમાં આવવા લાગ્યા ત્યારે અમારા આનંદનો પાર ન રહ્યો. બધા ખેડૂતો પહેલાં તો સ્ટેશનના વિશાળ ચોગાનમાં ભેગા થતા ગયા. બપોરે હજારો ભીલ સાથે બીજા ખેડૂતો અને નાગરિકો ભળી ગયા ત્યારે ઠાકોરભાઈ, પરાગજી, મોતીભાઈ રામજીભાઈ વગેરેએ મારી સાથે સરઘસને મોખરે ચાલવા માંડયું. અમે કિસાનસભાનાં સૂત્રો બુલંદ અવાજે બોલીને શહેરની શેરીઓ ગજાવતા ચાલ્યા ત્યારે ચૌટે ને ચકલે, બારીઓમાં અને અગાસીઓમાં હજારો નગરજનો અમારા નવી જાતના સરઘસને રસથી નિહાળી રહ્યાં. પાછલા પહોરે સરઘસ ટાવરના ચોગાનમાં ભેગું થયું ત્યારે થોડાં ગીત ગવાયાં. પછી સભાનું કામ શરૂ થયું.

ઠાકોરભાઈએ સભાના પ્રયોજક તરીકે સર્વનું સ્વાગત કર્યું. બીજા થોડા ભાઈઓ બોલી ગયા પછી મારે જ સરકારને ચાબખા મારવાના હતા. નેત્રંગની કોરટની સેતાનિયતથી અને સભા ને સરઘસની બંધીથી હું સમસમી રહ્યો હતો. તેથી મેં કહ્યું કે પેટીઆની અને પછીની સભાઓનાં અમારા કાયદેસર ભાષણોમાં કંઈ વાંધા-

---

૧. ઠાકોરભાઈ શાહે વરસો સુધી કોંગ્રેસની આઝાદીની લડતમાં તેમજ વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓમાં ભાગ લીધેલો. પછી છએક મહિના પર તે ઇંગ્લૅન્ડની કામદાર પરિષદમાં હાજરી આપીને બેએક મહિના પર જ દેશમાં પાછા આવેલા. રાજપીપળાની પરિસ્થિતિની ચર્ચા તેમની સાથે કરેલી અને કિસાનોના આ કાર્યક્રમમાં તેમણે પૂરી સંમતિ આપી હતી.

જનક નહોતું, કોઈ મજૂરોએ હડતાલ પાડી અને કોઈ ખેડૂતો જમીનના ખેડહક સાચવ્યા છે તો કાયદા–મર્યાદામાં જ રહ્યા છે; આખા વિસ્તારમાં કંઈ અશાંતિ કે ખૂનામરકી થયાં નથી; તો પછી ૧૪૪ કલમ વિનાકારણ શા માટે લાગુ પાડવામાં આવી છે? વળી નેત્રંગની કોરટમાં ખેડૂતો પર જમીનદારો સાથે સમાધાન કરવાને–અર્થાત્ તેમને શરણે થવાને દબાણ શા માટે થાય છે? એવા અધિકારીને શા માટે રુખસદ અપાતી નથી? અમને લાગે છે કે કોઈ ગુપ્ત સૂચનાઓ મુજબ સાચા ખેડૂતોને આજે નર્યા મજૂર ગણીને તેમને જમીન પરથી ધકેલી મૂકવામાં આવે છે; પણ ભરૂચની કોઠીમાં બેઠેલા કલેકટર યાદ રાખે કે તેમની દેખરેખ નીચે ચાલતી આવી કોરટોની કામગીરી માટે તેમની જ છેવટની જવાબદારી છે અને નેત્રંગમાં કોરટને નામે રોપેલા ફાંસીના માંચડા પર હજી પણ વધારે ખેડૂતોને ગળે ટૂંપો દેવામાં આવશે તો, જનતાનું ખરું રાજ સ્થપાશે ત્યારે સત્તા ભોગવનાર ઉપરી કલેકટરને જેલના સળિયા ગણવાનો વખત આવશે. આવી રીતે મારો ગુસ્સો ઠાલવીને મેં સંતોષ માન્યો. એકંદર આખા દિવસના સફળ કાર્યક્રમથી ખુશ થઈને અમે વિખરાયા.

છતાં રાજપીપળામાં સભાસરઘસની બંધી ચાલુ રહી. નેત્રંગની અદાલતની પિચાશલીલા પણ ચાલુ રહી. ખેડૂતો જમીનમાંથી ધકેલાતા ગયા. જમીનદારો ખાટતા ગયા. અપવાદરૂપે કોઈ લડાયક ગણોતીઓ માલિક બની શક્યો. લડત ભીતરમાં અને ઉઘાડેછોગ ચાલુ રહી.

કલકત્તામાં નીમાયેલી સંયુક્ત સમાજવાદી કમિટીની સભા ઑગસ્ટની આઠમીએ દિલ્હીમાં મળી. તેના સર્જક શરદબાબુ અને

પછી ત્રણેક માસમાં મુખ્ય પ્રણેતા સ્વામીજી અવસાન પામ્યા હતા અને આવતી સાલની આખરે દેશમાં પહેલી સામાન્ય ચૂંટણી આવી રહી હતી. તેથી આ સભા મહત્ત્વની બની. નેતાજીના જૂના સાથી અને મારા મિત્ર શંકરલાલને ઘેર કમિટી મળવાની હતી તેથી હું તેમનો મહેમાન થયો. નવા અગ્રેસર મેળવતાં અમને બહુ મહેનત ન પડી. આઝાદ હિન્દ ફોજના જનરલ મોહનસિંગ લાલ કિલ્લામાં ચાલેલા કેસમાં મશહૂર થયા હતા. તેઓ કલકત્તાથી જ આ સંસ્થામાં અમારી સાથે સામેલ થયા હતા. હવે તેમના પ્રમુખપદ નીચે કમિટી મળી અને તેમાં દેશની સમગ્ર પરિસ્થિતિ વિષે બેએક દિવસ સુધી ચર્ચાઓ ચાલી.

સ્વાભાવિક રીતે કમિટીએ પહેલો ઠરાવ કરીને શરદબાબુને અને સ્વામીજીને ભવ્ય અંજલિ આપી. તેમણે જે સંસ્થાનું સંગઠન કર્યું હતું તેને વધુ શક્તિશાળી બનાવીને દેશમાં વેરવિખેર રહેલાં બધાં સમાજવાદી અને ઉદ્દામ પરિબળોનું એકસૂત્રીકરણ કરવાનો ઠરાવ કમિટીએ કર્યો. વળી ચીને સંપૂર્ણ આઝાદી મેળવી તે પછી તેનો પડોશી દેશ ઉત્તર કોરિયા જાપાનની નાગચૂડમાંથી મુક્તિ મેળવીને છેલ્લા વિશ્વયુદ્ધને પરિણામે દક્ષિણ કોરિયાથી જુદો પડયો હતો. હવે તેના ઉપર સંયુક્ત રાષ્ટ્રના ઝંડા નીચે અમેરિકી સેનાઓ રાક્ષસી હુમલો કરતી હતી, તેથી અમારી કમિટીએ ઉત્તર કોરિયાના મુક્તિ સંગ્રામ તરફ પૂરી સહાનુભૂતિ જાહેર કરી અને અમેરિકાને તેના હુમલા બંધ કરીને તેની સેનાઓ પાછી ખેંચવાનો આગ્રહ કર્યો. વળી તે વખતે કાશ્મીરના વડા પ્રધાન શેખ અબ્દુલ્લાએ જાગીરદારીની અને બધી જમીનદારી પ્રથાઓ કંઈ વળતર આપ્યા વિના કલમના એક ગોદાથી ખતમ કરી હતી અને શાહુકારોના બધા લહેણાની વસૂલાત એક વરસ સારુ મુલતવી રાખી હતી તે માટે તેમને કમિટીએ ધન્યવાદ આપ્યા. કમિટીની આગળ ખરેખરો

કૂટ સવાલ તો આવતી સામાન્ય ચૂંટણીનો હતો. હવે શરદબાબુ અને સ્વામીજીની ગેરહાજરીમાં આ સંસ્થા આવતી ચૂંટણીમાં કંઈ કરી શકે કે નહિ—એ સવાલ પર ઘણી ચર્ચા થઈ. છેવટે કમિટીએ તેની સંસ્થાના નામથી આવતી ચૂંટણીમાં ઝુકાવવાનું ઠરાવ્યું. તે સારુ ચૂંટણીનું જાહેરનામું તૈયાર કરવા માટે જે કમિટી નીમાઈ તેમાં પ્રો. કે. ટી. શાહ, શંકરરાવ મોરે, આર. એસ. રૂઈકર અને મારી નિમણૂક કરવામાં આવી. અમારી બેઠકનું કામ પૂરું થયું ત્યારે સર્વેએ જનરલ મોહનસિંગને જ નવી સંસ્થાના આગેવાન નીમ્યા અને તેમને જ સારા દેશમાં પ્રવાસ કરી સંગઠન કરવાની જવાબદારી સોંપી.

ભરૂચમાં કિસાનોનું જંગી સરઘસ અને સભા થયા પછી ભરૂચ, અંકલેશ્વર વગેરે તાલુકાનાં ગામડાંમાં પ્રચારકાર્ય શરૂ થયું. મને પણ રાજપીપળાની લગની લાગી હતી. છતાં ત્યાંના ગામડામાં સભાની બંધી હોવાથી પાંગારકર વગેરે સુરત જિલ્લાના મિત્રો સાથે મળીને મેં નક્કી કર્યું કે વરસની આખર સુધીમાં એ જિલ્લાના ખેડૂતોનું એક મોટું સરઘસ ને સભા યોજવાં અને તે માટે બધાયે તાલુકામાં પ્રચાર કરવો. તેથી સપ્ટેમ્બર માસમાં મારા પરિચિત માંડવી ગામમાં ખેડૂતો અને નાગરિકોની એક વિશાળ સભા ભરીને મેં જમીનના અને ગણોતના નવા કાયદાને માન આપવાની સર્વને સલાહ આપી. હવે અમારાં ઘણાં આંદોલનને પરિણામે કાયદાથી જૂની આધભાગની પ્રથા નાબૂદ થઈ હતી! તેથી ખેડૂતોએ હવે ચોથા ભાગથી કંઈ વધારે ન આપવાનો આગ્રહ કર્યો. દરમ્યાન સંખેડા અને મેવાસના વિસ્તારની અમારી પ્રવૃત્તિ દાબી દેવાના ઇરાદાથી સરકારે તેના ખરેખરા ભોમિયા જમનાદાસને

હદપાર કરવાની નોટિસ આપી અને તે માટે તેમના પર ખેડૂતોમાં હિંસાત્મક પ્રચાર કરવાનો આક્ષેપ મૂકયો. તેથી અમે મેવાસના જે શાહુકારી ધામ નસવાડીથી—આવો અવળો પ્રચાર શરૂ થયેલો ત્યાં જ એક જંગી સભા ભરી. તેમાં મેં જમનાદાસ પર મૂકેલા આરોપો રજૂ કરીને ખેડૂતોને પૂછ્યું કે, તેમણે કોઈની સામે વેરઝેર ફેલાવવાનો છૂપો કે ઉઘાડો પ્રચાર કદિયે કર્યો છે? બધાયે નકારમાં જવાબ આપ્યો ત્યારે મેં કહ્યું કે, આ આરોપ કોઈ ખેડૂતોએ મૂકેલા નથી પણ સરકારી અધિકારીઓએ કોઈ શાહુકારો સાથે મળીને ખેડૂતોના સંગઠનને તોડી પાડવા માટે મૂકયા છે. પણ સત્યનો છેવટે જય છે એની ખાતરી રાખીને સર્વને જમનાદાસને બનતી મદદ કરવા અને ખાસ બાહોશ ખેડૂતોને તેમના તરફ જુબાની આપવા મેં વિનંતી કરી.

જૂના નવસારી પ્રાંતનું વ્યારા એક મોટું શહેર છે. તે તાલુકાના આદિવાસીઓની લૂંટ અટકાવવાને જૂની ગાયકવાડ સરકારે ગણોતનો કાયદો કરેલો અને તેમાં ફાંસ મારવાને તે ગામના જ મોટા વકીલ બાબુભાઈએ ખોટાં ફાંફાં મારેલાં. હવે સારાયે ગુજરાતના કિસાનોની લડતમાં અહીંના ખેડૂતોને સામેલ કરવાને પાંગારકરે ત્યાં મારી સભા રાખી. ત્યાં મેં કહ્યું કે વડોદરાનો જૂનો ગણોત કાયદો કેટલાકને ઘણો ભારે લાગતો; પણ હવે તો માત્ર આદિવાસી જ નહિ પણ બધાય ખેડૂતોને મુંબઈ સરકારનો પાંચમા ભાગનો કાયદો લાગુ પડયો છે તેથી તેનો અમલ કરવાનો છે; વળી હવે વ્યારા વિશાળ સુરત જિલ્લામાં સામેલ થયું છે અને આવતે મહિને આખા જિલ્લાના ખેડૂતોને ભેગા મળીને ગયેલી જમીનો પાછી મેળવવાને સરકારના પ્રધાનોને મળવાનું છે; તેથી ત્યાં યોજેલા સરઘસ અને સભામાં હાજર રહેવા સર્વને વિનંતિ કરી.

મહિનાઓ સુધી ચોપાસ આવો બધો પ્રચાર થયા પછી ૧૨મી ડિસેમ્બરના કાર્યક્રમ માટે હું વહેલી સવારે સુરત સ્ટેશને ઊતર્યો. સ્ટેશન પાસે નક્કી કરેલી જગ્યાએ સોનગઢ–વ્યારાથી, માંડવી અને માંગરોળથી અને છેક ભરૂચ અને રાજપીપળાથી પણ સેંકડો ખેડૂતો સુરતમાં ભેગા થયા. પછી પાંગારકર, રામજીભાઈ વગેરે મિત્રોની સાથે મેં આગલી હરોળમાં રહીને સારાયે સરઘસની ગોઠવણ કરી. કિસાનસભાના લાલ વાવટા ફરકાવતા અને તેનાં સૂત્રો પોકારતા સેંકડો ખેડૂતો સુરતની શેરીઓ ગજાવતા કિલ્લાના મેદાનમાં આવી પહોંચ્યા. થોડીવારમાં પંતપ્રધાન ખેરની સાથે મોરારજીભાઈ ત્યાં આવી ગયા એટલે પાંગારકરે ખેડૂતો તરફથી કિસાનસભાનું નિવેદન વાંચીને તેની એક નકલ તેમને સુપરત કરી. જવાબમાં તો હંમેશ મુજબ પંતપ્રધાને કહ્યું કે, તમારી માગણી ઓનો વિચાર કરીને કોંગ્રેસની નીતિ મુજબ ઘટિત કરીશું. આવું લૂખું આશ્વાસન મેળવીને અમારી સભા વિખરાઈ.

સારે નસીબે મારા મિત્ર સત્વસુખરાય[1] વોરાએ કંઈક સાધન-સામગ્રી મેળવીને ગામડેથી આવેલા ખેડૂતો માટે સ્ટેશન પાસે એક વાડીમાં સાદા ભોજનની વ્યવસ્થા કરી હતી. અમે કાર્યકર્તાઓ પણ ત્યાં જ ભોજન સમારંભમાં સામેલ થયા. પછી ભવિષ્યના કામ-કાજ વિષે મસલત કરીને અમે છૂટા પડયા.

આ સાલ પૂરી થઈ ત્યાં સુધીમાં વિલાયતથી તાજા આવેલા ઠાકોરભાઈ શાહે ભરૂચના કિસાનોની પ્રવૃત્તિમાં પૂરી તાકાતથી

---

૧. શ્રી સતુભાઈ ને તેમના મોટાભાઈ દા. કરસુખભાઈ સુરતના મારા જૂનામાં જૂના મિત્રો હતા. મારી વિનંતિથી સતુભાઈએ આ વ્યવસ્થા કરી હતી. પચાસેક વરસથી સતુભાઈ સુરતમાં મહિલા વિદ્યાલય ચલાવે છે. અને પછી હરિપુરામાં પણ તેમણે કન્યાઓ માટે નવું મકાન બાંધીને નવી હાઈસ્કૂલ ખોલી છે.

ઝંપલાવ્યું. તેમણે તાલુકાઓમાં ફરવા માંડયું અને રાજપીપળાના વાલીયા અને ઝગડીયા તાલુકામાં ઘણાં થાણાં જમાવ્યાં. રાજ-પીપળાની સમગ્ર પ્રવૃત્તિ આગલી સાલ ૧૯મી ફેબ્રુઆરીની પેટીઆની સભાથી શરૂ થઈ હતી તેથી તેમણે '૫૧માં તે જ દિવસે કિસાન-દિન ઉજવવાનું નક્કી કર્યું. તેમણે જૂના અને નવા સાથીઓને ભેગા કરીને એ દિવસ શાનદાર રીતે ઊજવ્યો, અને ભાવિમાં દર સાલ એ જ દિવસે ખેડૂતદિન ઉજવવાની જાહેરાત કરી, તેમણે સાચા ખેડૂતને જ જમીનની માલિકી સોંપવાની અને ખેત-મજૂરોને પેટપૂરતી મજૂરીના દર આપવાની લડત તેમની અનોખા રીતે ચલાવવા માંડી.

સન ૧૯૫૧ની આખરે દેશના નવા બંધારણ મુજબ થવાની પહેલી ચૂંટણીમાં મેં ઝુકાવ્યું અને તે પહેલાં આંતરરાષ્ટ્રીય શાંતિ આંદોલનમાં હું સામેલ થયો, તે વિષે આવતા પ્રકરણમાં જોઈશું.

# ખંડ ૪થો

## ૧૪. વીએના અને મોસ્કો

**લંડન**, બર્લિન - મુંબઈ જેવાં દુનિયામાં મોટાં શહેરોમાં વરસો સુધી રહ્યા પછી સન ૧૯૪૪થી હું નેનપુર જેવા નાના ગામને પાદરે મારા આશ્રમના વિદ્યાર્થીઓ સાથે રહેતો હતો. ૧૯૫૧નું વરસ શરૂ થયું ત્યારે પહેલાંની માફક હું કિસાનપ્રવૃત્તિમાં મશગૂલ હતો, માત્ર આગલી સાલથી નવા શાંતિ આંદોલનમાં હું સામેલ થયો હતો અને તેના જ વધારે સંસ્કારને લીધે મારે દરિયાપાર પ્રવાસે જવાનું થયું.

સને ૧૯૪૯ના ઑક્ટોબરમાં ચીનમાં મહાન ક્રાંતિ થઈ. આશરે વીસ વરસના આંતરવિગ્રહના અંતે ચીઆંગ-કાઈ-શેકના સડેલા તંત્રને હઠાવીને માઓ-ત્સે-તુંગની આગેવાની નીચે સામ્યવાદી પક્ષે ચીનમાં સંપૂર્ણ રાજસત્તા હાથ કરી. હવે ચીનમાં સંપૂર્ણ શાંતિ સ્થપાઈ; છતાં સામ્યવાદના કટ્ટર વિરોધીઓએ તરત જ ચીનના નવા શાસન સામે પેંતરા રચવા માંડ્યા. પ્રથમ તો ચીનના સામ્યવાદીઓને આક્રમણખોર ગણીને સંયુક્ત રાષ્ટ્રની પાંચ મહાસત્તામાં તેમને બદલે ફોર્મોસામાં નાસી છૂટેલા ચીઆંગ-કાઈ-શેકને સ્થાન અપાયું. વળી ચીનના નવા સત્તાધીશો રખેને નાના કોરિયા પર પગદંડો જમાવે એવી શંકા અમેરિકામાં ફેલાઈ. તેથી દક્ષિણ કોરિયા પર હુમલો કરવાનો ઉત્તર કોરિયા પર આરોપ

મૂકીને ૧૯૫૦માં સંયુક્ત રાષ્ટ્રના નેજા નીચે અમેરિકી સેનાઓએ પ્રચંડ આક્રમણ કર્યું. આવી રીતે નવો ભયંકર સંગ્રામ શરૂ થયો. પરિણામે હિંદમાં અને દુનિયામાં ઘણે ઠેકાણે જીવનજરૂરિયાતની ચીજોના ભાવ વધવા માંડયા, વળી નાનકડા ઉત્તર કોરિયાનાં દળ ચીનની સરહદ તરફ પાછાં હઠતાં ગયાં ત્યારે તેમની મદદમાં ચીનના શાસકોએ પોતાનાં સ્વયંસેવકોનાં દળ મોકલ્યાં. તેથી અમેરિકાની સેનાઓ સન ૧૯૫૧માં દક્ષિણ તરફ પાછી હઠતી ગઈ.

તે પહેલાં જગમશહૂર ફ્રેંચ વૈજ્ઞાનિક જોલીઓ-ક્યુરીની[1] આગેવાની નીચે ૧૯૪૯માં પહેલી શાંતિ પરિષદ પેરીસ અને પ્રાગમાં મળી. અને સન ૧૯૫૦ની આખરે તેની બીજી બેઠક પોલંડની રાજધાની વોર્સોમાં મળી. તેમાં ખાસ કરીને હીરોશીમામાં વપરાયેલા અણુશસ્ત્રોની બનાવટ અને ઉપયોગ પર પ્રતિબંધ મૂકવાની અને ત્રીજું વિશ્વયુદ્ધ જગાવવાની પ્રવૃત્તિનો પ્રતિકાર કરવાની નેમ હતી. તેમાં અનેક પક્ષના અને અપક્ષ શાંતિચાહકો, ક્વેકર ને બીજા ધર્મના અનુયાયીઓ તેમજ વિધ વિધ અહિંસાવાદીઓ ભળતા ગયા.

સન ૧૯૪૫માં બીજું વિશ્વયુદ્ધ પૂરું થયા પછી રશિયાના અમાપ શસ્ત્રબળનો જાણે પ્રતિકાર કરવાના આશયથી પશ્ચિમી સત્તાઓએ આટલાંટિક સંઘને નામે લડાયક સંગઠન કરવા માંડયું હતું. તેથી સારી દુનિયામાં સારી પરિસ્થિતિ સ્ફોટક બનતી હતી. વળી તે વખતે અમેરિકા પાસે જ અણુશસ્ત્રોનો ઈજારો હતો તેથી તેની આગેવાની નીચે જામતી આટલાંટિક સમિતિમાં આક્રમક નીતિનો પ્રચાર જોરશોરથી થતો હતો. વળી વીએટ-નામ, મલાયા,

૧. પોલંડથી એક વિજ્ઞાનવિશારદ યુવતી પેરીસમાં વધુ અભ્યાસ કરીને એક ફ્રેંચ અધ્યાપકને પરણી. તેમનો પુત્ર જોલીઓ-ક્યુરી અણુ-શાસ્ત્રના વૈજ્ઞાનિક તરીકે જગમશહૂર થયો.

ઇન્ડોનેશિયા વગેરે દેશોમાં આંતરવિગ્રહ ચાલતા હતા. આ બધાં યુદ્ધ અને યુદ્ધની તૈયારીઓ વાટાઘાટથી શાંત પાડવાને વિશ્વશાંતિ પરિષદ યોજાઈ હતી.

ભારતમાં સન ૧૯૪૯માં જ પહેલી શાંતિ પરિષદ મળી. કોરિયામાં લડાઈ ફાટી નીકળી તે પહેલાં શાંતિ આંદોલનને શરદબાબુની સંયુક્ત સમાજવાદી પરિષદના પ્રચારથી ઉત્તેજન મળ્યું. કલકત્તામાં જ તેનું એક સંમેલન સન ૧૯૪૯ની આખરે મળ્યું, ત્યારે કોઈ શાહીવાદી તત્ત્વોએ તેનો વિરોધ કર્યો. સન ૧૯૫૦માં આ પ્રવૃત્તિ ચલાવવાને એક મધ્યસ્થ કમિટી દિલ્હીમાં સ્થપાઈ. તેના શુભ કાર્યનો સંદેશ કરોડોની જનતાને પહોંચે તેથી તેમાં કામદારો અને કિસાનોની પ્રવૃત્તિમાં જોડાયેલા કાર્યકરોને દાખલ થવાનો આગ્રહ થયો. હું વરસોથી કિસાનોની સંસ્થા સાથે સંકળાયેલો હતો અને તાજેતરમાં સ્વામીજીના સાથમાં શરદબાબુની સંસ્થામાં પણ ભળ્યો હતો. તેથી સન ૧૯૫૦માં શાંતિ કમિટીમાં જોડાવાનું સૂચન મને કરવામાં આવ્યું તે મેં તરત સ્વીકાર્યું.

હું લંડનમાં હતો ત્યારે હોલેન્ડમાં સન ૧૯૩૨માં એક વિગ્રહવિરોધી પરિષદમાં વિઠ્ઠલભાઈ પટેલ ગયેલા ત્યારે તેમની સાથે હું ગાઢ સંપર્કમાં હતો. હવે લાખો માણસોને ઘડીકવારમાં ખતમ કરે એવા ભયંકર અણુશસ્ત્રોથી દુનિયાને બચાવવાને અને કોરિયા પર અમેરિકાનો હુમલો બંધ કરવાને હું તૈયાર થયો. વળી, સન ૧૯૫૦માં જ જગતની શાંતિ કમિટી સ્વીડનનાં પાટનગર સ્ટૉકહોમમાં મળી ત્યારે અણુબૉમ્બનું પાપ ખતમ કરવાને તેના ઉપયોગ અને ઉત્પાદન પર પ્રતિબંધ મૂકવાની અપીલ પર દુનિયાભરમાંથી લાખો નાગરિકોની સહી લેવાનું નક્કી થયું. આ કાર્યને વેગ આપવાને વરસની આખરે દિલ્હીમાં મધ્યસ્થ શાંતિ કમિટીની જે બેઠક મળી

તેમાં ભાગ લેવાને હું ગયો. આગામી શાંતિ પરિષદ મેળવવાને જે પેટા કમિટી નીમાઈ તેના સભ્યોમાં મારું નામ સામેલ કરવામાં આવ્યું.

રાજપીપળામાં હવે ઠાકોરભાઈએ કામ સંભાળી લીધું. આગલી સાલનો કિસાનદિન ઉજવવાને પેટીયામાં સન ૧૯૫૧ના ફેબ્રુઆરીમાં શાનદાર સભા ભરાઈ, તે જ દિવસે ઉત્તર ગુજરાતમાં કલોલમાં વસતા હજારો કામદારો માટે અનાજની સગવડ મેળવી આપવાને મેં મોટી સભામાં હાજરી આપી. અમદાવાદના ઉપનગર જેવા આ ગામમાં ૭ વરસ પહેલાં મિલ, કામદારોના પગારમાં ૧૫ ટકાનો કાપ મુકાયેલો તે તેમના યુનિયને લડીને આખા વડોદરા રાજમાંથી રદ કરાવેલો. વળી મારા આશ્રમમાં ચાલેલા ખેડૂત કાર્યકર વર્ગમાં હાજર રહેલા ઉગ્ર સ્વભાવના બાબુભાઈ પટેલ આ તાલુકાના ખાખરીયા ટપ્પામાં કિસાનોનું લડાયક સંગઠન કરતા હતા. સન ૧૯૫૦માં તેમણે નાસ્મેદ ગામમાં મુખ્યત્વે ક્ષત્રિય કિસાનોની મોટી પરિષદ ભરી, તેમાં તેમના સ્વયંસેવકોનું સશસ્ત્ર દળ પણ હતું. તે વખતે બાબુભાઈ,[1] શંકરજી કાળાજી ઠાકોર[2] વગેરે ઘણા કાર્યકરોની ધરપકડમાં વોરંટ લઈને મોટા પોલીસ અધિકારીઓ હાજર હતા; છતાં કિસાનોની તાકાત પારખીને તેઓ કોઈને પકડી શક્યા નહોતા. જમીનદારો, સરકાર અને પોલીસની સામે સૂત્રોની બુલંદ ઘોષણા પણ વખતોવખત પરિષદમાં થઈ,

---

૧. આ બાબુભાઈ પટેલ ઘણાં વરસ સુધી કલોલના વિસ્તારમાં કિસાન સંગઠનનું કામ કર્યાં પછી હવે શિક્ષક તરીકે નોકરી કરે છે.

૨. શંકરજી કાળાજી ઠાકોર આજસુધી કામદારોમાં પ્રવૃત્તિ કરે છે. તેઓ કલોલની મ્યુનિસિપાલિટીમાં સભાસદ તરીકે અગાઉ ચૂંટાયા હતા.

અને તે નિર્વિઘ્ને પાર પડી. વળી ત્યાં રાંચરડાની પાંજરાપોળ પાસે અને કપ્તાનપુરાના બાટમાં અઢળક જમીન હતી તે ગરીબ ખેડૂતોમાં વહેંચવાની પણ કિસાનસભાની નેમ હતી. તે માટે ઘણી સભાઓ અને સંમેલન ભરાતાં, તેમાં હું ઘણીવાર સામેલ થતો. હવે કામદારોને માથે અનાજનું સંકટ આવ્યું અને તેને માટે સરકારની ખેતીની નીતિ કારણભૂત હતી તેની ઝાટકણી કાઢવાને હું બાબુભાઇની પડખે ખડો થયો.

તે વખતે વડોદરા જિલ્લાના જૂના કિસાન કાર્યકર જમનાદાસ કૉન્ટ્રાકટર અને નસવાડીના અમારા જજમાન નરહરિભાઈ પટેલ પર તદ્દન જૂઠા, વાહિયાત આરોપ મૂકીને તેમને જિલ્લામાંથી હદપાર કરવાની નોટિસો સરકારે આપી હતી. તેની સામે ખેડૂતોમાં જ બુલંદ પ્રચાર કરવાને અમે સન ’૫૧ના આરંભમાં જ જોજવા-કસુંદર ગામે સભાઓ ભરી. વળી અઢારમી જાનેવારીને દિવસે ડભોઈના ન્યાયાધીશ આગળ જમનાદાસ વિષે હું તપસીલવાર લંબાણ જુબાની આપી આવ્યો. પછી ઠાકોરભાઈની સૂચના મુજબ ઝઘડિયામાં મોટી સભામાં કિસાનોને તાકીદની શિખામણ આપીને મેં થોડો વખત ખેડા જિલ્લામાં પગદંડો જમાવ્યો. આણંદની સભામાં અનાજ અને કાપડની મુસીબત વિષે વરાળ કાઢીને ખંભાતમાં કિસાનોની લડતમાં પકડાયેલા ભાઇઓના છુટકારાને પ્રસંગે તેમને ધન્યવાદ આપી આવ્યો.

માર્ચની આખરે આણંદમાં ગુજરાત કિસાનસભાની કમિટી લોટીયા ભાગોળે કોઈ ક્ષત્રિય ભાઈઓના છાપરામાં મળી. ત્યાં ગુજરાતની અને જિલ્લાની પ્રવૃત્તિની સમીક્ષા કરીને પાંચમી કિસાન પરિષદ ભરૂચમાં ભરવાનો નિર્ણય થયો. વળી મેવાસમાં સંયુક્ત સમાજવાદી પરિષદના પ્રમુખ જનરલ મોહનસિંગનો ગુજ-

રાતનો કાર્યક્રમ અમે નક્કી કર્યો. તેઓ બોરસદમાં પધારે ત્યારે જિલ્લાની કિસાન પરિષદ ભરવાનું ઠરાવવામાં આવ્યું.

આ કાળમાં ખરેખરી યાદગાર સભા તો આ જિલ્લામાં કાસોર ગામે થઈ. આગલી સાલમાં પાસેના પાંચલીપુરા, રામોલ, કણભાઈપુરા વગેરે ગામના ખેડૂતોએ જમીનદારો સામે પૂરી તાકાતથી લડીને પોતાની જમીનના કબજા ટકાવી રાખ્યા હતા. તેથી અહીં આસપાસનાં ઘણાં ગામના ખેડૂતો હજારોની સંખ્યામાં ભેગા થયા. તેમને મેં કહ્યું: 'સરકારે ગણોતનો કાયદો કર્યો તેનો ખોટો અર્થ કરીને સાચા ખેડૂતને જમીન છોડાવીને તે માલિકોને અપાય છે; વળી જાતખેડને નામે જમીનદારો જમીનો ખેડૂતો પાસેથી ઝૂંટવી લે છે; હાલમાં જમીનદારોને સનેપાત થયો છે તેથી ગભરાઈને કોઈ એક ચાસ જમીન છોડશો નહિ; પાંચલીપુરાના ખેડૂતો જેવી હિંમત રાખશો તો જરૂર તમારી ફત્તેહ થશે અને ચોથા ભાગથી વધારે માલ ગણોતમાં નહિ જાય.' આ ભાષણને અનુસરીને ઠરાવ પસાર કરી સભા પૂરી થઈ.

ગઈસાલ સ્વામીજીનું અવસાન થયા પછી તેમના ચુસ્ત અનુયાયી પંડિત જદુનંદન શર્મા ફરી ફરીને બિહારની પરિષદમાં હાજર થવાને મને આગ્રહ કરતા. તેથી કાસોરથી હું સીધો જ ગયા જવા ઊપડી ગયો. સ્વામીજીની ગેરહાજરીને લીધે હું જ્યાં ગયો ત્યાં મને બધું બહુ સૂનું લાગ્યું. શર્માજીએ ગોઠવેલા સરઘસમાં સામેલ થઈને હું શહેરમાં ફર્યો. સભા માટે અમે બધાયે મળીને ઠરાવો ઘડ્યા. સભામાં મેં ઘણાં ભાષણ સાંભળ્યાં અને હું બોલ્યો પણ ખરો. પણ કોણ જાણે કેમ બધા પ્રસંગ છેક લૂખા લાગ્યા. મને તેમાં કંઈ સ્વાદ ન પડ્યો. અને

એકંદર શ્રોતાઓની હાજરી જોતાં આખો કાર્યક્રમ છેક નિષ્ફળ થયેલો લાગ્યો. તે વખતે શર્માજી સાથે અમે ખરી મસલત તો એ કરી કે હવે સંયુક્ત કિસાનસભાનું સ્વામીજીએ પાડેલું નામ ચાલુ રાખવું કે જૂની કિસાનસભા સાથે ભળી જવું. ગુજરાતમાં તો સંયુક્ત કિસાનસભામાં ચંદુભાઈ, ઠાકોરભાઈ વગેરે બિરાદરો ભળી ગયા એટલે અમે તો કુદરતી રીતે કિસાનસભાના જૂના નામે કામ ચાલુ કર્યું હતું. પણ શર્માજી આવા જોડાણ માટે કંઈ શરતો કરવા માગતા હતા. મને લાગ્યું કે સ્વામીજીની ગેરહાજરીમાં હવે શર્માજીથી જૂના નામે કંઈ રાષ્ટ્રીય સંગઠન ચલાવી શકાય એમ નહોતું. છતાં તેમને આ વિષે ચર્ચા સારુ તૈયાર રાખીને હું ગુજરાતમાં પાછો ફર્યો.

ગયાથી પાછા ફરતાં હું મુંબઈમાં રોકાયો. ત્યાં પ્રો. કે. ટી શાહ, આગલી સાલના ઠરાવ મુજબ સંયુક્ત સમાજવાદી પરિષદ તરફથી ચૂંટણીનું જાહેરનામું તૈયાર કરતા હતા. તેથી તેમણે બોલાવેલી કમિટીમાં મેં હાજરી આપી. એ વિદ્વાન અધ્યાપકે ઉત્પાદન, વેચાણ અને વેપારનાં બધાં સાધનોનું રાષ્ટ્રીયકરણ કે સામાજિકરણ કરવાની ભલામણ કરેલી તેને અમે સર્વે સભાસદોએ મંજૂર કરી. ત્યાંથી મે-દિને હું વાલીયાની સભામાં હાજર થયો. ફરીવાર ખેડૂતોને જે જમીનમાંથી હાંકી કાઢ્યા છે તે ફરીથી પાછી મેળવવાનો અડગ નિશ્ચય કરવાને મેં હાકલ કરી. દુનિયાના કિસાનો અને મજૂરોએ પહેલા મે-દિન પછીનાં દોઢસો વરસમાં અસંખ્ય બલિદાન આપીને થોડા અણમોલ હક મેળવ્યા છે, તો આ જમીનો પણ ન્યાયના ધોરણે તેમને મળશે જ એવી શ્રદ્ધા કેળવવા મેં વિનંતિ કરી.

મે માસની નવમી તારીખે જે બામણગામની લડત વિષે ઘણું સાંભળ્યું હતું તેની મુલાકાત લેવાની મને તક મળી. મેં જંગી

જાહેરસભામાં સાફ કહ્યું કે હવે દુનિયાની ક્રાંતિ થવા લાગી છે. તેથી ખેડનારા બધા માલિક થવાના જ છે. અને ભાગલાગ ને ગણોતના જુલમ સાફ થવાના છે, તેથી તે માટે સંપ કરીને તૈયાર થાઓ!

મેં માસમાં હિન્દી શાંતિ કમિટીનું સંમેલન મુંબઈમાં મળ્યું. તેમાં હું હાજર રહ્યો. હવે આગલા ઠરાવોની સમજૂત મેં મેળવી લીધી. આગલી સાલમાં અણુશસ્ત્રો પર પ્રતિબંધ મૂકવાની કરેલી અપીલ પર પચાસેક કરોડ નાગરિકોની સહી થઈ હતી તેથી આ વરસના આરંભમાં વિશ્વસમિતિ બર્લિનમાં મળી, ત્યારે તેણે શાંતિ કાયમ કરવાને પાંચ[1] મહાસભાઓની બેઠક મેળવીને વાટાઘાટોથી શાંતિ સ્થાપવાની એક અપીલ પર લાખો નાગરિકોની સહીઓ લેવાનું ઠરાવેલું. હવે તે મુજબ દેશભરમાં સહીઓ લેવાનું નક્કી થયું. વળી અણુશસ્ત્રો અને ઝેરી વાયુના ઉપયોગ પર સંપૂર્ણ પ્રતિબંધ મૂકવાના, બધા દેશમાંથી પરદેશી સેનાઓને પાછી હઠાવવાના, હિન્દની કોઈ સેના પરદેશમાં નહિ મોકલવાના અને રાષ્ટ્રીય સંઘના ઠરાવ મુજબ કોરિયામાં ચાલતી કતલ અટકાવવાના ઠરાવો પસાર થયા. મુંબઈની કમિટીએ નવી અપીલ પર સહીઓ લેવાનો અને આ ઠરાવોનો પ્રચાર કરવાનો આદેશ અમને આપ્યો.

એવામાં જનરલ મોહનસિંગ મુંબઈમાં પધાર્યા ત્યારે તેઓ સંયુક્ત સમાજવાદી કમિટીની સભામાં હાજર થયા. તેમની સાથે હું પહેલો બોરસદ ગયો અને ત્યાં ગામની બહાર એક મોટા ઝાડની છાયા નીચે જિલ્લાની કિસાન પરિષદ મળી. હજારો કિસાનોની આ સભામાં મેં સાફ જણાવ્યું કે જો આજે ફરીવાર હું સરકારના

---

૧. તેમાં અમેરિકા, ઇંગ્લંડ, રૂસ, ફ્રાંસ અને ચીન એ સત્તાઓનો સમાવેશ થાય છે.

સામા પક્ષે લાલ ઝંડા નીચે ઊભો છું તો તેની કુલ જવાબદારી રાવજીભાઈ પટેલની છે; તેમણે જ મારા પર હિંસાવૃત્તિનું છેક જૂઠું આળ ચઢાવીને મારું ભયંકર અપમાન કર્યું છે; તેથી હું કોંગ્રેસ છોડીને ફરી પાછો કિસાનસભામાં અને સંયુક્ત સમાજવાદી પરિષદમાં જોડાયો છું. જનરલ મોહનસિંગે સિપાઈ તરીકે નોકરી કરી હતી પણ આજે તેમણે બધાં હથિયાર છોડીને શાંતિ કાયમ કરવાની જોરદાર હિમાયત કરી. તેમણે કહ્યું કે પહેલું વિશ્વયુદ્ધ થયું ત્યારે એક માત્ર રૂસમાં ક્રાંતિ થઈ અને સોવિયેટ રાજ સ્થપાયું; બીજું વિશ્વયુદ્ધ થયું ત્યારે દુનિયાનો ત્રીજો ભાગ લાલ રંગાયો; હવે જો ત્રીજું વિશ્વયુદ્ધ છેડાશે તો તેને પરિણામે આખી દુનિયામાં લાલ ક્રાંતિ નિશ્ચિત થશે.

અનેક કાર્યકરોનાં ભાષણ થયા પછી, આ પરિષદમાં જે ઠરાવો થયા તેમાં સ્વામીજીને તેમજ જયંતી પરીખ અને જમનાદાસ મોદીને અંજલિ અપાઈ; ખેડૂતોની ઝુંટવાયેલી જમીનો પાછી સોંપવાના અને સાંથમાં સંગીન ઘટાડો કરવાના, શાંતિ પરિષદની પ્રવૃત્તિને ટેકો આપવાના, પાંગારકરને સત્વર મુક્ત કરવાના, વગેરે ઠરાવ પસાર કરવામાં આવ્યા.

જનરલ મોહનસિંગ બીજે દિવસે બોરસદથી વડોદરા ગયા, ત્યાંથી સુરત પહોંચ્યા; બંને ઠેકાણે તેમનું સ્વાગત કરવાને જે સભાઓ થઈ તેમાં સમાજવાદી તત્ત્વોને એકત્ર કરીને આવતી ચૂંટણીમાં સરકારની સાન ઠેકાણે લાવવાનો આદેશ આપ્યો. અમેરિકા જેવા શાહીવાદી દેશે બીજા શાહીવાદીઓનો સહકાર લઈને કોરિયા જેવા નાના દેશમાં હોળી સળગાવી છે; તેમણે તે સર્વને ચેતવણી આપી કે જો મહાસત્તાઓનાં ભયંકર આક્રમણ બંધ નહિ થાય તો રૂસ, ચીન જેવા સમાજવાદી દેશ તેનો પ્રતિકાર કરવાને ઝુકાવશે અને તેથી જો ત્રીજા વિશ્વયુદ્ધની હોળી સળગશે

તો તેમાં બધી શાહીવાદી સત્તાઓ બળીને ભસ્મ થઈ જશે. એકંદર જનરલ સાહેબની અનુભવની વીર વાણી બધી સભાઓમાં ઘણી અસરકારક નીવડી. તેઓ પણ ગુજરાતના પ્રવાસથી સંતોષ માનીને પાછા ફર્યા.

હવે જૂન માસમાં પહેલીવાર ભરૂચમાં ગુજરાત કિસાન પરિષદ મળવાની હતી તેથી તેની વ્યવસ્થામાં હું રોકાયો. આશરે બે વરસ પર વડોદરામાં જૂની ખેડૂત સભાને બદલે સ્વામીજીની પ્રેરણાથી સંયુક્ત કિસાનસભા ગુજરાતમાં અમે સ્થાપી હતી. અમે એ નામ અપનાવ્યું તેથી ચંદુભાઈ પટેલ, ઠાકોરભાઈ શાહ, નટુભાઈ શાહ વગેરે સામ્યવાદી ભાઈઓ પણ આ સભામાં સામેલ થયા હતા. ચોથી પરિષદ સન ૧૯૪૩માં પંચમહાલ જિલ્લાના ટુવા ગામે મળી તે પછી ભરૂચ જિલ્લાના વિસ્તારમાં છેલ્લા દોઢેક વરસમાં કિસાન પ્રવૃત્તિ ખૂબ ફાલી હતી. તેમાં ભળેલા રાજપીપળા વિભાગના ભીલોના જંગી સરઘસે આગલી સાલ ભરૂચ શહેરમાં કૂચ કરી હતી. હવે તેના કેન્દ્રરૂપ જિલ્લાના શહેરમાં જ કિસાન પરિષદ ભરવાનું નક્કી કર્યું હતું.

ભરૂચની પરિષદના પ્રચાર માટે તેના તાલુકાઓમાં તેમજ પાસેના સુરત જિલ્લાના માંડવી–માંગરોળ વિસ્તારમાં પણ અમારી ટુકડીઓ ધૂમ પ્રચાર કરતી હતી. ભરૂચના કલેકટરે પણ આદિવાસી વિસ્તારમાં ફરીને જમીનદારો અને ભીલોનો સંપર્ક સાધ્યો હતો. કોંગ્રેસી અને કિસાન કાર્યકર્તાઓનું લવાદ મંડળ નીમીને ખેત-મજૂરોની રોજી નક્કી કરી હતી. છતાં સાચા ખેડૂતોની હજારો એકર જમીન માલિકોએ સરકારી કોરટની મારફત ખૂંચવી લીધી હતી, તેનો કશો નિકાલ થયો નહોતો. વળી આવતી સાલના પહેલા જ દિવસોમાં નવી લોકસભા અને વિધાનસભાની ચૂંટણીઓ થવાની હતી તે માટે પણ ખેડૂતોને માર્ગદર્શન આપવાનું હતું.

ફરીવાર કિસાનસભામાં ઘણે વરસે બધાયે પક્ષના જૂના નવા કાર્યકરો સામેલ થયા હતા; તેથી ઘણી રીતે આ પરિષદ મહત્ત્વની હતી.

ભરૂચમાં કિસાનસભાનું કામ શરૂ થયું તે પહેલાં ત્યાં સર્વ ઉદ્દામ પક્ષના ભાઈઓનું જનતા મંડળ કામ કરતું હતું. સદ્‌ભાગ્યે તેના બધાયે કાર્યકરો—કાંતુભાઈ ચોકસી, ભૂપેન્દ્ર મોદી વગેરે આ પરિષદના કામમાં પૂરા ઉત્સાહથી સામેલ થયા. આવા અનેક સંયોગોને લીધે આ પરિષદ યાદગાર બની ગઈ.

હંમેશ મુજબ હું પરીષદના બે દિવસ ભરૂચ પહોંચ્યો. ત્યાં ગુજરાત કિસાન કમિટીની બેઠકમાં બધા ઠરાવો ઘડીને પસાર કર્યા. પરિષદને દિવસે પરાગજીભાઈએ મેઘાણીના શ્રમજીવીઓનાં ગીત બુલંદ સ્વરે ગાયાં અને સ્વાગત કમિટીના પ્રમુખે પ્રવચન કર્યું. તે પછી મેં તૈયાર કરેલું ભાષણ બાજુએ મૂકીને કલાકેક સુધી મારા દિલની વરાળ કાઢી. પહેલું તો છેલ્લી પરિષદ મળી તે પછીનાં આઠ વરસના ગાળામાં કિસાનસભામાંથી રાજીનામું આપીને મેં ખેડૂતસભાની પ્રવૃત્તિ કરેલી; પછી ગાંધીજી ને સરદારના સંસ્કારથી કૉંગ્રેસ સાથે સહકાર કરેલો; તેમાં પણ નિરાશ થઈને અને રાવજીભાઈના જૂઠા આક્ષેપથી વિફરીને હું કૉંગ્રેસથી વિમુખ થયો; પટણામાં સમાજવાદી કિસાન પંચાયતનો પણ થોડો અનુભવ કરીને નાસીપાસ થયો, અને છેવટે ફરી સ્વામીજીના રાહે સંયુક્ત કિસાનસભા સ્થાપી ત્યારે તેમાં સર્વ પક્ષના કાર્યકરો એકત્ર થયા—આ બધો એકરાર કર્યા પછી જમીનદારોના ખેડૂત સંઘથી કિસાન-સભાનો ભેદ સમજાવતાં ખાસ ચોખવટ કરી કે કિસાનસભા કંઈ રશિયા–ચીનની પીઠ્ઠુ નથી. ખરું જોતાં દેશના કોઈ મૂડીપતિઓ કે જમીનદારોને મુકાબલે જાતે પરસેવો પાડીને જમીનમાંથી ધાન પકવનાર ખેડૂત જ તેની ધરતીને, ગામને અને દેશને વધારેમાં વધારે વફાદાર રહ્યો છે; તેથી પોતાની મુક્તિ માટે રૂસ–ચીન જેવા

બીજા દેશની લડતમાંથી બને તેટલા પાઠ શીખવા કિસાન તૈયાર રહે છે. પછી શરદબાબુની નીતિ અપનાવીને મેં કહ્યું કે, કોંગ્રેસી નેતાઓએ અંગ્રેજી શાહીવાદ સાથે સોદો કરીને દેશના ગરીબ વર્ગોનું શોષણ ચાલુ રાખવાની શરતે આઝાદી મેળવી છે, તે નવા પસાર થયેલા મૂડીવાદી બંધારણથી અને બ્રિટિશ સામ્રાજ્ય સાથે કરેલા જોડાણથી ચોખ્ખું દેખાય છે. આ ચર્ચાના ફળસ્વરૂપ અમારી સંયુક્ત સમાજવાદી પરિષદનો કાર્યક્રમ મેં રજૂ કર્યો. તેની સાથે કિસાનોની જમીનના કબજાની લડતને આગળ ધરીને કિસાની કાર્યક્રમની પણ મેં ઘોષણા કરી. વળી, જમીનદારીની નાબૂદીનો અને બધી જમીન ખેડનારને અને ખેતમજૂરોને સોંપવાનો કોઈ કાર્યક્રમ હાલની સરકાર પાર પાડે એમ નથી; તેથી તેને સત્તાના સ્થાનેથી હઠાવીને શ્રમજીવીઓના સાચા પ્રતિનિધિઓની સરકાર રચવાને આવતી ચૂંટણીમાં ઝંપલાવવા મેં હાકલ કરી.

પરિષદે પ્રથમ તો સ્વામીજીને તેમજ સાબરમતી જેલના શહીદોને અંજલિ આપવાનો ઠરાવ કર્યો. પરિષદે ઘરખેડની કલમ રદ કરીને નવો ગણોત કાયદો ઘડવાના, જમીનના કબજા સાચવવાને લડત ચલાવવાના, જૂનાં દેવાં રદ કરવાને આંદોલન ચલાવવાના ઠરાવ કર્યા. વળી પરિષદે ગુજરાતના ખેડૂતોનાં જૂનાં હક્કનામાંમાં સુધારા કરીને નવું મંજૂર કર્યું, અને આગામી ચૂંટણીઓ ધ્યાનમાં રાખીને તેની લડત અંગે વિસ્તૃત ઠરાવ પસાર કર્યો. પરિષદે શાંતિ સમિતિના સૂચનને અનુસરીને અમેરિકી શાહીવાદીઓ સામે લડી રહેલા નાના કોરિયા દેશની બહાદુર પ્રજાને હમદર્દી પાઠવી અને શાહીવાદીઓના બધા પ્રયાસોને નિષ્ફળ બનાવવા સારુ શાંતિ આંદોલનને ટેકો આપવાનો ઠરાવ કર્યો. એકંદર આ પરિષદ ગુજરાતની કિસાન પ્રવૃત્તિની તવારીખમાં એક સીમાચિહ્નરૂપ બની રહી.

આ પરિષદ મળી તે પહેલાં જ જમનાદાસના ઘણા આગ્રહથી

મેવાસમાં ચામેઠા ગામે મેં મોટી સભા ભરી હતી. મેવાસમાં મુંબઈ સરકારનો ખામી ભરેલો ગણોતનો કાયદો લાગુ થવાથી ખેડૂતોની ખૂંચવાઈ ગયેલી જમીનનો સવાલ ઊકલ્યો નહોતો; તેમાં વનમાળા રાજનાં બાર ગામમાંની ઘણી જમીનો છેલ્લી ત્રણ પેઢી દરમ્યાન ઠાકોરોએ કબજે કરી હતી. હવે મુંબઈમાં જોડાણ થતાં ખેડૂતોએ જે આશા રાખી હતી તેના પર સરકારી જાહેરાતથી પાણી રેડાયું. ઠાકોરોના કબજાની જમીન સરકારે તેમની જ ગણી તેથી આશાવંત બનેલા ખેડૂતો છેક નિરાશ થયા. તેથી જૂન માસના આરંભમાં ચામેઠાની સભામાં મેં સાફ સંભળાવ્યું કે હવે તો ખેડૂતો સત્યાગ્રહ કરીને અને જેલનું જોખમ વહોરીને પણ પોતાની અસલી જમીન વાવવા જશે તો જ સરકારની આંખ ઊઘડશે. આવા ભાષણને પરિણામે ભરૂચની પરિષદના દિવસોમાં ચામેઠા, ચોસલપુરા, લીંડા અને ચમરી—એ ચાર ગામના ખેડૂતોએ પોતાની અસલી જમીનમાં વાવેતર કર્યું. પોલીસે પૂછ્યું ત્યારે ખેડૂતોએ જવાબ આપ્યો કે, અમે અમારી જમીનમાં વાવેતર કર્યું છે ને હવે સરકારને જે કરવું હોય તે કરે. બીજે દિવસે ખેડૂતોના ૧૪ આગેવાનોની પોલીસે ધરપકડ કરીને તેમના પર ભારે ગુનાની ધમકી આપવાના જૂઠા આરોપ મૂક્યા. તેઓ પોલીસના હુકમને વશ ન થયા તેથી તેમની મારઝૂડ કરવામાં આવી. પછી આ ખેડૂતોની સ્ત્રીઓને પણ પોલીસચોકીમાં બોલાવીને મારવામાં આવી. છતાં ખેડૂતો મક્કમ રહ્યા અને વધારે ખેડૂતો પોતાની જમીનમાં વાવેતર કરવા ગયા. ખેડૂતોમાં સત્યાગ્રહની અને પોલીસના જુલમની બધી ખબર એવા મથાળા નીચે છાપાંમાં ચમકાવવામાં આવી, કે મેવાસના ખેડૂતો ઠાકોરશાહી સામે જંગમાં ઊતર્યા છે!

છેવટે આ વિસ્તારમાં મહેસૂલના દોઢએ પટ જેટલું જ ગણોત ઠરાવવાની જે લડત વરસોથી અમે ચલાવેલી તે કંઈક સફળ થઈ. જુલાઈની ૨૬મીના જાહેરનામાથી મુંબઈ સરકારે

સંખેડા, નસવાડી, જબુગામ, છોટાઉદેપુર અને વાઘોડિયા તાલુકામાં ઊપજના ચોથા ભાગને બદલે આકારના પાંચ પટ ગણોત જમીનદારને આપવાની જાહેરાત કરી. તરત કિસાનસભા તરફથી તે વિષે હજારો પત્રિકાઓ વહેંચવામાં આવી અને તેના પ્રચાર માટે સંખ્યાબંધ સભાઓ ભરવામાં આવી. ઑકટોબરના આરંભમાં જોજવા ગામે હંમેશના જૂના સ્થાને આ નવો નિયમ સમજાવવાને મારી સભા રાખવામાં આવી ત્યારે ખેડે તેની જમીનના સૂત્રનો અમલ કરવાને સરકારને મેં ફરી ચેતવણી આપી. પછી આઠેક દિવસમાં પાદરા તાલુકામાં દુકાળ પરિષદ મળી તેના પ્રમુખસ્થાનેથી રોજ પડતા દુકાળનો ત્રાસ પહેલેથી રોકવાને યોજનાબદ્ધ પગલાં લેવાને સરકારને ચીમકી આપી.

દરમ્યાન જૂનમાં જૂની હિન્દી કિસાનસભાના મંત્રી અને મારા જૂના સાથી બંકિમ મુકરજી સાથે ઐક્ય સાધવાને મેં પત્રવહેવાર શરૂ કર્યો હતો. આગલી સાલ સ્વામીજી અવસાન પામ્યા પછી સંયુક્ત કિસાનસભા રાષ્ટ્રીય કક્ષા પર ચાલી ન શકે એમ સમજીને ભાઈ બંકિમને મેં કાગળ લખ્યો તેનો બહુ જ ઉમદા જવાબ મને મળ્યો. પછી બિહારમાં જદુનંદન શર્માએ પણ મારી સાથે સંમત થઈને બંકિમ સાથે પત્રવહેવાર અને પછી અંગત વાટાઘાટો કરી. છેવટે શર્માજી મારી માફક જૂની કિસાનસભા સાથે બીનશરતી જોડાણ કરવાને સંમત ન થયા; પરંતુ મારા ગુજરાતના સાથીઓની ઇચ્છા મુજબ અમે તો કિસાનસભા સાથે થોડા માસમાં અમારી સભાને ભેળવવામાં સફળ થયા.[1]

---

૧. સ્વામીજીને શરદબાબુ સાથે મારા સંબંધને લીધે કે બંકીમબાબુ સાથે મારા પત્રવ્યવહારને લીધે રોમથી દુનિયાના ખેતમજૂરોનું સંગઠન કરનાર મંડળ તરફથી મને એક કાગળ મળ્યો તેમાં મને કિસાન કાર્યકર તરીકે સંબોધવામાં આવ્યો. બે વરસ પછી મારે આ મંડળ સાથે વધુ સંબંધ થયો. તેના વાર્ષિક સંમેલનમાં હું હાજર થયો.

જુલાઈ માસમાં હિન્દી શાંતિ કમિટીની કારોબારીએ મુંબઈમાં મળીને મોસ્કોમાં મળવાની જગતની આર્થિક પરિષદમાં હિન્દી પ્રતિનિધિ મંડળ મોકલવાને એક પેટા-કમિટી નીમી. સભામાં હું હાજર હતો તેથી કિસાન કાર્યકર તરીકે મને આ પેટા કમિટીમાં નીમવામાં આવ્યો. અર્થશાસ્ત્રના વિખ્યાત આચાર્ય પી. એ. વાડિયાના પ્રમુખપણા નીચે આ પેટા કમિટીની સભાઓ ઑગસ્ટથી ઑકટોબર સુધીમાં મળતી તેમાં હું હાજર રહેતો. તેમાં અનેક ઔદ્યોગિક પેઢીઓના સંચાલકો, અર્થશાસ્ત્રીઓ, કામદાર-સંગઠનના અનુભવીઓ વગેરેને મોસ્કોની પરિષદમાં હિન્દના પ્રતિનિધિઓ તરીકે મોકલવા વિષે અમે ચર્ચા કરતા.

હું અસલ કિસાની કાર્યકર તરીકે શાંતિ સમિતિની પ્રવૃત્તિમાં ભળેલો હતો; તેથી સ્વાભાવિક રીતે મેં કિસાનોની શાંતિની ચાહના વિષે એક લેખ જુલાઈ માસમાં પ્રકટ કર્યો. તેમાં આપણી સરહદ પર આવેલા પાકિસ્તાન, ચીન, બ્રહ્મદેશ વગેરે દેશ સાથે શાંતિમય આર્થિક સંબંધ વધારવાની માગણી સરકાર આગળ રજૂ કરી; અને તે વિષે એક નિવેદન અમદાવાદના વર્તમાન-પત્રકારો આગળ રજૂ કર્યું. તે જ ધોરણસર ગુજરાતની શાંતિ કમિટીએ ઠરાવો પસાર કર્યા અને તેનો પ્રચાર કરવાને પ્રેમાભાઈ હોલમાં એક સભા ભરી.

તે જ ગાળામાં ભારતના રાજ્યબંધારણમાં જૂન માસમાં સરકારે એક સુધારો રજૂ કર્યો તેનો મેં વિરોધ કર્યો. તે મુજબ રાજની સલામતીને હરકત પહોંચાડે, તે ઉપરાંત મિત્ર રાજ્યો સાથે સંબંધને, કાયદા અને ન્યાયની પરિસ્થિતિને અને કોઈ ગુનાની ઉશ્કેરણીને સ્પર્શે એવી પ્રવૃત્તિ આદરવા માટે પણ કોઈ વ્યક્તિને અટકાયતી ધારા નીચે પરહેજ કરી શકાય. મને નવાઈ તો એથી થઈ કે જ્યારે વર્તમાન-પત્રકારોના મંડળે આ સુધારાની સામે

ઉગ્ર વિરોધ કર્યો ત્યારે કૉંગ્રેસી મંડળોએ ઢીલાંપોલાં વચન ઉચ્ચારીને જ સંતોષ માન્યો! તરત મેં 'બ્લિટ્ઝ' પત્રમાં એક મુલાકાત આપીને કાયદાના આવા સુધારાની સામે સખ્ત જેહાદ ચલાવવા સર્વને અપીલ કરી.

સપ્ટેમ્બર માસમાં આવતી સામાન્ય ચૂંટણી ધ્યાનમાં રાખીને મેં ગુજરાતના ઉદ્દામ પક્ષોની અને બીજા કાર્યકરોની એક પરિષદ અમદાવાદમાં બોલાવી. તે વિષે એક પરિપત્રમાં મેં લખ્યું કે, હાલ વહીવટી તંત્ર સામે જેમને અસંતોષ છે તે સર્વનો સમન્વય થાય તો જ ચૂંટણીમાં કંઈ અસર પાડી શકાય. આ હેતુથી પ્રગતિશીલ જૂથો અને સ્વતંત્ર કાર્યકરોની ચૂંટણી અંગેની નીતિ વચ્ચે બને તેટલું ઐક્ય સાધવાની મારી નેમ હતી. આ પરિષદ માટે ગુજરાત અને સૌરાષ્ટ્રના ખેડૂત સંઘ, દલિત ફેડરેશન, સમાજવાદી પક્ષ, કિસાનસભા, પ્રજા પક્ષ, સામ્યવાદી પક્ષ અને બીજા પક્ષોને મેં આમંત્રણ મોકલ્યાં. તેમની વિચારણા માટે જે વિશાળ કાર્યક્રમ[1] મેં રજૂ કર્યો, તેમાં પ્રથમ સ્થાન ગુજરાતના એકભાષી રાજની રચનાને આપ્યું; પછી ખેડૂતો માટે ખેડે તેની જમીન વગેરેની કિસાનસભાની માગણીઓ રજૂ કરી; કારખાનાના કામદારો માટે કામદાર મંડળોનો કાર્યક્રમ મેં અપનાવ્યો; ગ્રામ પંચાયતો અને મ્યુનિસિપાલિટીઓને જનતાની નિષ્પક્ષ સેવાનાં તંત્ર બનાવવાની ખ્વાએશ મેં રજૂ કરી, તે વખતે ગાંધીજીની અસર નીચે થોડા અંકુશ દૂર થયા પછી બાકી રહેલું અંકુશરાજ છેક જ વિકૃત થયું હતું તે દૂર કરવાની મેં જ માગણી કરી. દુનિયાના કોઈ દેશ સાથે ગંઠાયા વિના સર્વ સાથે મૈત્રીના અને પાડોશી રાજ્યો સાથે ગાઢ સહકારના સંબંધ રાખવાની હિમાયત કરી.

---

૧. મારા આખા કાર્યક્રમની અને પરિષદના મિલનની 'નવ સૌરાષ્ટ્ર'ના આગલા દિવસના અંકમાં સરસ જાહેરાત કરવામાં આવી હતી તેથી તેના તરફ વિવેચકોનું સારું ધ્યાન ખેંચાયું હતું.

શરદબાબુએ સારા દેશ માટે સંયુક્ત સમાજવાદી પરિષદ બોલાવી હતી, તેવા જ આશયથી મેં આ ગુજરાતની કક્ષાએ સભા બોલાવી. જેમને બોલાવ્યા હતા તેમાંથી થોડા જ ભાઈઓ સભામાં હાજર રહ્યા. સારી લંબાણ ચર્ચા થયા પછી વધુ વિચારણા અને નિર્ણય કરવા માટે એક કમિટી નીમાઈ. ચૂંટણી આવી ત્યારે સંયુક્ત સમાજવાદી સભાએ ચૂંટણીનું જાહેરનામુ તૈયાર કર્યું હતું; છતાં તે કંઈ સક્રિય ભાગ લઈ શકી નહિ. તેમ અમદાવાદનું સંમેલન છેક નિષ્ફળ નીવડયું. મારા સાથીઓના પ્રયાસોથી માત્ર કિસાનસભા તરફથી ચૂંટણીમાં ઉમેદવારો ઊભા રાખવામાં આવ્યા.

સન '૫૧ના ચોમાસામાં હું 'હિન્દુસ્થાન' પત્રના માલિક અને મારા જૂના મિત્ર રણછોડદાસ લોટવાલાનું જીવનચરિત્ર લખવામાં રોકાયો હતો. તેથી હું વખતોવખત મુંબઈ આવીને થોડો વખત રહેતો. હું ઘણીવાર 'હિન્દુસ્થાન'ના કાર્યાલયમાં બેસતો ત્યારે પ્રાધ્યાપક કે. ટી. શાહનો બુદ્ધિશાળી પુત્ર શરચ્ચન્દ્ર મને ઘણી વાર મળતો. હું કિસાનો, વિદ્યાર્થીઓ, ગુમાસ્તાઓ, ભાડૂતો અને સામાન્ય રાહદારીઓનાં હકનાં જાહેરનામાં તૈયાર કરતો તે એ મિત્ર જોઈ જતા અને કંઈક સુધારા સૂચવતા.

એક વખત તેમણે જ મને સૂચવ્યું કે વડાપ્રધાન અને કોંગ્રેસ-પ્રમુખ પંડિત જવાહરલાલ નહેરુને પ્રકટ પત્ર લખીને કિસાનો, કામદારો અને મધ્યમ વર્ગના ભાડૂતો, ગુમાસ્તા, વિદ્યાર્થીઓ વગેરેને કોંગ્રેસે જે મોટાં વચન આપ્યાં છે, તેને સુધારીવધારીને તેનો અમલ કરવાની તાકીદ કરવી. તે વખતે નવા ઘડાયેલા બંધારણ મુજબ રાજનીતિ નક્કી કરવા વિષે મૂડીપતિઓ અને શ્રમજીવીઓની વચ્ચે ભારે ખેંચાતાણ ચાલતી હતી, તેથી આ કામ જરૂરી બન્યું. તરત જ હું બહુજન સમાજના હક્ક વિષે પત્ર તૈયાર કરતો ગયો અને તેમાં અમારી ચર્ચાને પરિણામે સુધારા

થતા ગયા. છેવટે આ પત્ર તૈયાર થયો ત્યારે જવાહરલાલજીને મોકલ્યો અને છાપાંમાં તેની જાહેરાત કરી. પંડિતજી તરફથી તો એક ટૂંકો જ જવાબ મળેલો. પણ ઘણાં પત્રોએ મારા પત્રને વધાવી લીધો અને તે વિષે સત્વર ઘટિત કરવાની સરકારને ચાનક આપી.

સપ્ટેમ્બર અને ઑક્ટોબર માસમાં શાંતિ કમિટીના અને બીજા કામે હું મુંબઈમાં રોકાતો તેમ આશ્રમમાં પણ રહેતો. તે વખતે ગુજરાતમાં બોરસદ, સંખેડા, માંડવી વગેરે તાલુકાની સભાઓમાં હું પ્રવચન કરી આવ્યો. એક દિવસ હું આશ્રમમાં હતો ત્યારે મારા ભરૂચના મિત્ર પરાગજીએ મને આવતા શિયાળામાં ભરૂચ જિલ્લા તરફથી લોકસભાની ચૂંટણીમાં ઉમેદવારી કરવાની વાત કરી. ઓચિંતી એવી વાત સાંભળીને હું નવાઈ પામ્યો. તેમણે કહ્યું કે જૂના ભરુચ જિલ્લામાં તો ઘણાં વરસથી તમે જાણીતા છો; હમણાં કિસાન મોરચાને અંગે રાજપીપળામાં બહુ જ મશહૂર થયા છો. પછી પૈસાની વાત મેં કરી ત્યારે જે હોય તે આપો અને બાકીનું અમે ત્યાંથી કરી લઈશું. આ ઉપરથી હું ચૂંટણી લડવાને તૈયાર થયો અને મેં આ નાની રકમનો ચેક આપ્યો, તે લઈને તે રવાના થયા.

હું મુંબઈ આવતો ત્યારે સર્વોપરી પોસ્ટ ઑફિસ પાસે કોઠારી મેન્શનમાં શાંતિ કમિટીની ઑફિસમાં વખતોવખત જતો અને તેની પ્રવૃત્તિની ચર્ચા કરતો. ઑક્ટોબરના ત્રીજા અઠવાડિયામાં એક દિવસ શાંતિ કમિટી તરફથી મારા જૂના મિત્ર માણેક ગાંધીએ મને કહ્યું કે, પહેલી નવેમ્બરે વિયેનામાં જગતની શાંતિ કમિટીની બેઠક મળવાની છે. તેમાં દેશના એક કિસાન પ્રતિનિધિ તરીકે અમારી કમિટીએ તમારી પસંદગી કરી છે; વળી પહેલી નવેમ્બરે આ કમિટી વિયેનામાં મળે તે પહેલાં ડેન્માર્કની રાજધાની કોપન-

હેગનમાં મોસ્કોની આર્થિક પરિષદની વ્યવસ્થાપક કમિટી મળવાની છે ત્યાં પણ હિન્દી પેટા કમિટી તરફથી તમે હાજરી આપી શકશો. આ બધાં સૂચન મેં ખૂબ આનંદોત્સાહથી વધાવી લીધાં. પણ પાસપોર્ટ, વીઝા અને કપડાંની વ્યવસ્થા થોડા દિવસમાં જ કરવાની ચિંતામાં હું પડ્યો.

ભાઈ ગાંધી સાથે પ્રવાસની વ્યવસ્થા કરતા એક કાર્યાલયમાં જઈ પાસપોર્ટ માટે અરજી તો તરત તૈયાર કરી અને તેના પર એક ઓળખીતા મેજિસ્ટ્રેટનું પ્રમાણપત્ર પણ મેળવી લીધું. મારા જેવા રાજકીય કાર્યકરને સરકાર તરફથી પાસપોર્ટ મેળવવામાં મુશ્કેલી પડે. પણ સચિવાલયમાં એક ઉપરી અધિકારીને મળતાં તેમણે કહ્યું કે, તમારી બધી પ્રવૃત્તિની નોંધ અહીં અમારી પાસે જ છે તેથી તે ધ્યાનમાં લઈને શાંતિ પરિષદના કામે યુરોપનો પ્રવાસ કરવાને તમને તરત પાસપોર્ટ મળી જશે. તે મળી ગયા પછી તેના પર જુદા જુદા રાજના વીઝા જોઈએ તેની વ્યવસ્થા ભાઈ ગાંધીએ તરત કરી આપી.

મારી પાસે નર્યાં સુતરાઉ કપડાં હતાં અને હવે યુરોપની ઠંડી શરૂ થાય તેથી ગરમ કપડાં જોઈએ. સદ્દભાગ્યે તે વખતે મારા જૂના મિત્ર સોલી બાટલીવાલા મને કંઈ કામે મળ્યા ત્યારે તેમનાં ગરમ કપડાં મને બેસે તો તે આપવાને તૈયાર થયા. તેમને ઘેર જઈને તેમનાં કોટ-પાટલૂન પહેર્યાં તો બરાબર બંધ બેસી ગયાં. થોડા દિવસમાં જ પોતાની ચામડાની બેગમાં બે સુટ અને સાથે ખમીસ, કોલર, ટાઈ, હેટ, મોજાં વગેરે સામાન મૂકીને મને એ ભાઈ સોંપી ગયા. મેં બજારમાંથી માત્ર બૂટ જ લીધાં એટલે હું યુરોપની સફર કરવાને તૈયાર થયો.

હું મુંબઈ આવતો ત્યારે નેતાજીના ફોરવર્ડ બ્લોકના અને પછી શરદબાબુની સંસ્થાના ચુસ્ત અનુયાયી ધર્મવીર ચોપ્રા મને

લોટવાલાને ઘેર અને તેમની ઑફિસમાં મળતા. હું વિમાનમાં બપોરે જવાનો હતો ત્યારે ગાંધીના સાથે તે પણ તેમની ગાડીમાં મને મૂકવા આવ્યા. વિમાનની સફરનો મને જરાયે અનુભવ નહોતો. પણ પરિષદના પરદેશના સાથીઓએ પ્રવાસની વ્યવસ્થા કરેલી. તેથી હું તો ઑક્ટોબર માસમાં એર ઇન્ડિયાના વિમાનમાં નિરાંતે બેસીને સોળ વરસે પરદેશ જવા નીકળ્યો.

વિમાન લાંબી સફરે ઊપડયા પછી થોડી જ વારમાં ખુરશી જરા લાંબી કરીને નિરાંતે બેસવાને ને ઝોકાં ખાવાને ટેવાઈ ગયો. વિમાન વીસેક હજાર ફૂટથી વધારે ઊંચે ઊડે તેથી નીચે વિશાળ આકાશ સફેદ વાદળથી ભરચક ભરેલું હોવાથી પૌરાણિક ક્ષીર-સાગરમાં જાણે પ્રવાસ કરતો હોઉં એમ લાગ્યું. સાતેક કલાક પછી કૈરો પર વિમાન ઊતર્યું ત્યારે લાંબા કાળા ઝભ્ભામાં સજ્જ થયેલા પરિચારકોએ પ્રવાસીઓને કૉફી અને નાસ્તો આપ્યો. પાછા વિમાનમાં બેઠા. પછી બીજે દિવસે સવારે જીનીવામાં હું ઊતર્યો ત્યારે યુરોપની ઉત્તમ ઢબનો સ્વાદિષ્ટ નાસ્તો મળ્યો. બપોરે હું લંડન ઊતર્યો ત્યારે મારે કોપનહેગન જવાને નવા વિમાનમાં બેસવાનું હતું. હવે મારી તહેનાતમાં હિન્દી વિમાનના કોઈ ભોમિયા નહોતા. તેથી કંઈક જાતતપાસ કરીને સ્વીડનના વિમાનમાં બેઠો. તેમાં બેસવાની અને ચા-નાસ્તાની વ્યવસ્થા સર્વોત્તમ લાગી. બેએક કલાકમાં સંધ્યાકાળે હું કોપનહેગનમાં ઊતર્યો ત્યારે કોઈ સાથીની મદદથી શહેરની જે હોટલમાં આર્થિક પરિષદની કમિટી મળતી હતી તેમાં હું દાખલ થયો.

મારા ઓરડામાં જરા આરામ કરીને આ કમિટીના ભોજન-ખંડમાં પહોંચ્યો ત્યારે તેના પ્રમુખ ને પોલંડના મશહૂર અર્થ-શાસ્ત્રી ઓસ્કાર લાંગ સાથે મારી ઓળખાણ કરવામાં આવી. તેમણે બીજા સાથીઓ સાથે મારું ઓળખાણ કરાવ્યું, એટલે

ચર્ચામાં અને પછી ભોજનસમારંભમાં હું સામેલ થયો. મેં તો ઘણે વરસે વિલાયતી કપડાં પહેરેલાં. અહીં આંખોને આંજી નાખે એવી રોશનીમાં યુરોપના સાથીઓ સાથે તેમની ઢબનું ભોજન લેતાં જરા અડવું લાગ્યું. વળી બધા ઘણુંખરું ફ્રેંચ ભાષામાં વાતો કરતા તે મને સમજાતી નહિ અને બધી વખત અંગ્રેજી ભાષાંતર થાય નહિ; તેથી જેમ તેમ ભોજન પૂરું કરીને મારા ખંડમાં ચાલ્યો ગયો.

બીજે દિવસે કમિટીનું કામ શરૂ થયું ત્યારે ત્યાં ઇંગ્લંડમાં પ્રખર સ્ત્રી અર્થશાસ્ત્રી જોન રોબિન્સનને મળવાની અને સાંભળવાની તક મળી. હવે મોસ્કોની પરિષદના ઉદ્દેશ, નીતિરીતિ, કાર્યવાહી વગેરે વિષે ખૂબ ચર્ચા ચાલી. તેમાં ફ્રાંસના એક જગમશહૂર લેખક મોં. સાર્ત્રે ઘણો આગળ પડતો ભાગ લીધો. જગતની શાંતિ કમિટીએ આર્થિક પરિષદ યોજવામાં દુનિયાના મૂડીવાદી, સમાજ-વાદી, સામ્યવાદી, પશ્ચિમના અને પૂર્વના સર્વ દેશ વચ્ચે વેપારના ગાઢ સંબંધ બાંધીને પરસ્પર પિછાન, સમજૂતી, સહકાર અને મૈત્રી જમાવવાની નેમ રાખી હતી. તેથી આ આર્થિક સહકારમાં આવતી બધી હરકત દૂર કરવાની, આયાત–નિકાસના કર હળવા કરવાની અને બધા રાજકીય ભેદભાવ દૂર કરવાની નીતિ ઘડવાની હતી. તેને અંગે જે જુદા જુદા મુદ્દાની ચર્ચા મોસ્કોમાં કરવાની હતી તે વિષે છેવટે એકમતિ સધાઈ.

એ દિવસમાં આ કમિટીનું કામ પૂરું કરીને શાંતિ કમિટીમાં હાજરી આપવાને વિયેના જનારા શાંતિ કમિટીના સાથીઓ સાથે હું પ્રાગના વિમાનમાં બેઠો. તે શહેરમાં દાખલ થવાનો પરવાનો મારી પાસે નહોતો તેથી વિમાનઘર પર હું એક કાચું લખાણ લઈને રવાના થયો. ત્યાં આલીશાન આલક્રોન હોટેલમાં દાખલ

થતાં જ મને વિયેનાની પરિષદમાં જ જતા દા. મુલ્કરાજ આનંદનો[1] ભેટો થયો. એક ઓરડીમાં મારો થોડો સામાન મૂકીને હું તેમની સાથે જ ભોજન લેવા બેઠો. આ હોટલમાં સુખસગવડ પણ ઘણી સરસ હતી. તેથી પ્રાગનો ટૂંકો પ્રવાસ આનંદદાયક નીવડ્યો. ત્યાંથી વિમાનમાર્ગે વિયેનાના વિમાનઘર પર ઊતર્યો ત્યારે શાંતિ કમિટીના ભાઈઓ મળ્યા. તેમની સાથે સૌ પ્રતિનિધિઓ માટે રાખેલે સાદે ઉતારે હું પહોંચી ગયો.

ત્યાં સવારે નાસ્તો લેવાને અમે એક નાની હોટલમાં ગયા. ત્યાં ચીની શાંતિ કમિટીના અગ્રણી કવો-મો-જો મને મળ્યા. તેમની સાથે ચીનની પરિસ્થિતિ વિષે કોઈ દુભાષિયાની મારફત વાતો થતી તેમાં મને ઘણો રસ પડતો. શાંતિ કમિટીમાં જે ચાર સભ્યો સાથે મેં હાજરી આપી તે અમારા પ્રમુખ દા. અટલ, દા. મુલ્કરાજ આનંદ, કલાકાર પૃથ્વીરાજ કપુર અને પાકિસ્તાનના પત્રકાર મીંયા ઈફ્તીખારુદ્દીન હતા. આ સંમેલનમાં ૪૮ દેશના કુલ ૧૦૯ પ્રતિનિધિ હતા તે ઉપરાંત ૧૦૪ આમંત્રિત પ્રતિનિધિઓ હાજર હતા. આ સંમેલનમાં ચીન-જાપાનના પીળા રંગના, યુરોપના ગોરા, આરબ દેશના ઘઉંવર્ણા અને આફ્રિકાના શ્યામ રંગનાં સ્ત્રી-પુરુષો સાથે અમે બેસતા, જમતા અને ફુરસદને વખતે મોજથી વાતો કરતા. એકંદરે આવા બહુવર્ણી સંમેલનનો મારો પહેલો જ અનુભવ મને બહુ જ પ્રોત્સાહક લાગ્યો.

સભાખંડમાં જુદી જુદી ભાષામાં થતાં બધાં ભાષણો સાંભળીને સમજાવવા માટે ખાસ વ્યવસ્થા હતી. દરેકના ટેબલ પર

---

૧. આ સાલમાં જ થોડા મહિના પહેલાં ભરૂચમાં એક શાંતિ પરિષદ તેમના પ્રમુખપણા નીચે મળેલી ત્યાં તેમને મળ્યો હતો. વળી મુંબઈની શાંતિ કમિટીની સભાઓમાં હું તેમને વખતોવખત મળેલો તેથી સારો પરિચય હતો.

અનેક જોડાણુવાળા ટેલિફોનના યંત્ર જેવું હતું. તેમાં ફ્રેંચ, સ્પેન, જર્મન, ઇંગ્લિશ કે રશિયન—એ પૈકી જે ભાષામાં સાંભળવું હોય તે ભાષામાં ચાલુ ભાષણ કે તેનું ભાષાંતર સાંભળી શકાતું. પહેલું ભાષણ પ્રમુખ જોલીઓ ક્યુરીએ કર્યું, તેમાં તેમણે શાંતિ સંમેલનની મુખ્ય ભૂમિકા સમજાવી ગયા: વિશ્વયુદ્ધમાં ભયંકર જાદવાસ્થળીમાં જાનમાલની આટલી નુકસાની થયા પછી હવે રાજ્યોની વચ્ચે જે ઝઘડો કે મતભેદ હોય તેનો નિકાલ પરસ્પર વાટાઘાટ કરીને, લવાદીથી કે રાષ્ટ્રસંઘની મારફત કરવો જ જોઈએ; છેલ્લી લડાઈના અંતે ફાસીવાદ અને શસ્ત્રીકરણ પર સખ્ત પ્રતિબંધ મુકાયા પછી પણ આજે જાપાન અને જર્મનીનું પુનઃ શસ્ત્રીકરણ સપાટાબંધ થઈ રહ્યું છે; રૂસની લડાયક શક્તિથી જાણે ગભરાઈને પોતાના રક્ષણ માટે પશ્ચિમનાં મહારાજ્યોએ પ્રચંડ સંયુક્ત લશ્કરી સત્તા સ્થાપી છે; પરિણામે ચોપાસ શસ્ત્રોની જમાવટમાં હરીફાઈ વધતી જાય છે: તેથી વિનાકારણ ઠંડા યુદ્ધની ઝેરી હવા જામતી જાય છે અને સારા યુરોપ અને દુનિયા પર ત્રીજા વિશ્વયુદ્ધનું વાદળ ઘેરાતું જાય છે; આવાં વેરઝેરનાં અને શંકાકુશંકાનાં વાદળ ફેડવાને અણુશસ્ત્રો પર પ્રતિબંધ મૂકવા અને પાંચ મહાસત્તાના પંચની મારફત બધા ઝઘડાનો શાંતિથી નિકાલ કરવાને આપણે જગતનો પ્રજામત કેળવવો જોઇશે.

સોવિયેટ લેખક ઇલ્યા એરનબર્ગે વધારે કડક ભાષામાં પશ્ચિમી શાહીવાદીઓની નીતિની ટીકા કરી. સોવિયેટની ભૂમિસેનાના પ્રાબલ્યની ચર્ચિલ વગેરે શાહીવાદીઓ ટીકા કરે છે ત્યારે તેઓ ભૂલી જાય છે કે સોવિયેટ દેશ પર રાક્ષસી હુમલો થયો ત્યારે તેનો પ્રતિકાર કરવાને જ અને મિત્રરાજ્યોની મુક્તિ માટે જ સોવિયેટ પ્રજાએ અપૂર્વ બલિદાન આપીને પોતાની શક્તિ જમાવી છે; દુનિયામાંથી ફાસીવાદના દુશ્મનને હઠાવવામાં સોવિયેટે મોટામાં મોટી મદદ કરી છે. ત્યારે હવે જાણે તેને શિરપાવ આપવાને પશ્ચિમી રાજ્યો નવી

રાક્ષસી સેના તૈયાર કરે છે. સૌને ખાતરી આપવાને અમે બધાં શસ્ત્રો પર પૂરો પ્રતિબંધ મૂકવા તૈયાર છીએ; સર્વે સમાજવાદી દેશ તરફથી અમે મૈત્રીનો હાથ લંબાવીએ છીએ અને આશા રાખીએ છીએ કે સામા પક્ષે બેઠેલા સત્તાધીશો અમારી સાથે સહકાર કરશે.

પછી કોરિયાની અને વિયેટનામની લડાઈ બંધ કરવાના, શસ્ત્રો પર પ્રતિબંધ મૂકવાના, વર્ણભેદને દૂર કરી સમાનતાની ભાવના જમાવવાના વગેરે અનેક ઠરાવો અને નિવેદન પસાર કરવામાં આવ્યાં. અમે હિન્દ–પાકિસ્તાનના પ્રતિનિધિઓએ ભેગા થઈને અમારા બે દેશ વચ્ચે અને બધાં પડોશી રાજ્યો સાથે મિત્રાચારી અને સહકારની ભાવના જમાવવાને બનતું કરવાની ખાતરી આપી.

શાંતિ કમિટી તરફથી વિયેટનામનાં રાષ્ટ્રીય દળો ફ્રાંસની સરકારની સામે મરણિયા જંગ ખેલી રહ્યાં હતાં તે વિષે એક પેટાકમિટીમાં ચર્ચા થઈ. સ્વાભાવિક રીતે ફ્રાંસ અને વિયેટનામના પ્રતિનિધિઓએ શાંતિ સ્થાપવાની ચર્ચામાં આગળ પડતો ભાગ લીધો. પણ મેં તો તરત ફ્રાંસનાં બધાં લશ્કર આ દેશમાંથી બીનશરતે સત્વર હઠાવવાની માગણી કરી ત્યારે ચીનના પ્રતિનિધિ કવો–મો–જોએ મને ઠંડો પાડવાની કોશિશ કરી. હું તરત માની ન ગયો ત્યારે ખાસ સંદેશો મોકલ્યો કે હાલને તબક્કે આથી આગળ જઈ શકાશે નહિ—પણ ભવિષ્યમાં જરૂર તેમ થઈ શકશે. આવી ખાતરી તેમણે મને આપી ત્યારે હું બંને પક્ષને સમાધાનનો ઠરાવ ઘડવાનું કામ સોંપવાને સંમત થયો.

અમે ચારે બાજુએ પ્રતિનિધિઓના જુદા જુદા જૂથમાં ફરીને જોયું કે સર્વત્ર ત્રીજા યુદ્ધનો ભય ઝઝૂમી રહ્યો હતો. તે વખતે અમેરિકાએ તો તેનાં અણુશસ્ત્રોનું પ્રદર્શન હીરોશીમામાં કર્યું હતું. અને બીજી કોઈ મહાસત્તાને તે વખતે તે શસ્ત્ર દુનિયામાં ફાવે ત્યાં ફોડવાનું યંત્ર નહોતું જડયું. તેથી અમેરિકાના "કોલી અરર્સ"

નામના એક માસિકમાં સોવિયેટ ભૂમિ પર અમેરિકી સેનાઓના હુમલાની અને તેનાં મોટાં શહેરો સર કરવાની કાલ્પનિક તારીખો આપી હતી ! શાંતિના વખતમાં જે રાજ્યોની વચ્ચે મૈત્રી ભરેલા રાજકીય સંબંધો ચાલુ હતા, તેમની વચ્ચે આવા ભયંકર યુદ્ધનો પ્રચાર કેમ થઈ શકે તે મારાથી સમજાયું નહિ. છતાં આ માસિકની હજારો નકલ અમેરિકામાં અને દુનિયાભરમાં વેચાતી હતી, અને સોવિયેત પ્રજાની સામે વેરનાં બીજ વેરતાં હતાં.

આ સંમેલન પૂરું થયું ત્યારે તેનો સંદેશ શહેરના લોકોને પહોંચાડવાને વિયેનામાં એક જંગી સભા ભરવામાં આવી. ત્યાં મોટા આગેવાનોએ ભાષણ કરીને શાંતિસંમેલનનો પ્રચાર કર્યો. હું તો તરત વિયેના છોડીને રોમને રસ્તે વિમાનમાર્ગે મુંબઈ પાછો ફર્યો. વિમાનઘર પર મારા મિત્ર હરિપ્રસાદ ત્રિવેદી મળ્યા ત્યારે તેમની આગળ પણ યુરોપમાં જામેલા ઠંડા યુદ્ધની અને ત્રીજા વિગ્રહના જામેલા ભયની વાત કરી, તે 'મુંબઈ સમાચાર' પત્રમાં મારી મુલાકાતરૂપે પ્રકટ થઈ. તરત હું મુંબઈથી આશ્રમ થઈને મહેસાણામાં કોઈ મિત્રોની ઉમેદવારી વિષે વ્યવસ્થા કરવા ગયો. ત્યાંથી કલોલ તાલુકાના ખાખરીયા ટપ્પાના હાજીપુર ગામની મોટી સભામાં ગયો. રાજપલટો થયા પછી ત્યાં લાગુ પડેલા નવા કાયદાની સમજૂત મેં આપી. ત્યાંથી નવેમ્બરની ૨૦ મી સુધીમાં હું ચૂંટણી લડવાને ભરૂચ પહોંચી ગયો.

લોકસભાની ભરૂચની બેઠક માટે મારું ઉમેદવારીપત્ર ભરીને મેં શહેરમાં ફાટા તળાવ પાસે ખુલ્લા મેદાનમાં પહેલું ભાષણ કર્યું. સરકારની સામે પહેલો રણટંકાર કર્યો. ચૂંટણી આવે ત્યારે પ્રજાને સરકાર પાસેથી હિસાબ માગવાની તક મળે છે; હવે છેલ્લાં થોડાં વરસમાં આપણી સરકારે ગરીબ ને આદિવાસી ખેડૂતો તરફ જે નીતિ અપનાવી છે તેની સખ્ત જડતી અમે થોડા મહિના પર ભરેલી

પરિષદમાં લીધી જ હતી; અંકુશીરાજને નામે ગરીબ ખેડૂતો હેરાન થાય છે અને માલેતુજારો બચી જાય છે; એક બાજુ શ્રીમંતોની સંપત્તિ અને બીજી બાજુએ ગરીબની આપત્તિ વધતી જાય છે. ભરૂચમાંથી ચૂંટાયેલા પ્રધાન દિનકરરાવે ભેંસો માટે મુંબઈમાં કેવા સારા તબેલા બાંધ્યા છે ત્યારે ખેડૂતો માટે તો કંઈ ઠેકાણું જ નથી! આવી રીતે કોંગ્રેસને નામે મૂડીપતિઓ, જમીનદારો અને વગવસીલાનું જે રાજ ચાલે છે તેને હઠાવવાને ચૂંટણીને પ્રસંગે જેનામાં તમને વિશ્વાસ હોય તેને જ મત આપવો જોઈશે. આ ભાષણ સાંભળવા ધારાસભાના ઘણા ઉમેદવારો અને અગ્રગણ્ય નાગરિકો આવ્યા હતા તેમના પર પહેલા ભાષણની સારી છાપ પડી.

બીજે દિવસે રાજપીપળામાં મારું ભાષણ રાખ્યું હતું. તેનાં ગામડાંનાં ભીલ ખેડૂતોને થયેલા ભયંકર અન્યાયનો મને ઘણો સારો અનુભવ હતો. તેથી ત્યાં સ્વાર્થી અને બેઠાખાઉ જમીનદારોની મેં સખ્ત ટીકા કરી; તેની સાથે સાચા ખેડૂતોના રક્ષણ માટે ઘડાયેલા કાયદાનો અનર્થ કરીને જે ગણોત-કોરટો માલિકોને ખેડૂત બનાવે છે અને ખેડૂતને રોજિંદા ખેતમજૂર ગણે છે તેની સખ્ત જડતી લીધી; તેમના આંધળા ચુકાદા તરફ આંખમીચામણાં કરનાર ઉપરી અધિકારીઓને ધમધમાવી શકે એવા ઉમેદવારોને ચૂંટવાની ભલામણ મેં કરી; સરકારના અમલદારો જમીનદારો અને મૂડીપતિઓ સાથે મળી જઈને ગરીબ જનતાને ભારે ત્રાસ આપે છે તેને રોકવાને હવે જનતાપરસ્ત ઉમેદવારોને જ ચૂંટીને મોકલવા વિનંતિ કરી. આ સભા થયા પછી રાજપીપળાના આખા વિસ્તારમાં અમારી ચૂંટણી સભાઓ ચાલુ થઈ. લોકો પર તેની એવી અસર થઈ કે થોડા દિવસ પછી મુંબઈના પ્રધાન દિનકરરાય દેસાઈએ દા. ચંદુભાઈની સાથે પ્રચાર કરવાને રાજપીપળામાં સભા ગોઠવી ત્યારે લોકોના વિરોધથી અંધાધૂંધી ફેલાઈ અને સભા નિષ્ફળ થઈ.

સારાયે ડિસેમ્બર માસ દરમ્યાન હું ભરૂચ–રાજપીપળાના મારા મતદાર વિભાગમાં અને તેમાં સામેલ કરેલા સુરત જિલ્લાના વિસ્તારમાં ઘૂમી વળ્યો. ઝગડિયા, નેત્રંગ ને દેડિયાપાડા થઈને અમે સાગબારા ગયા ત્યારે પરાગજીએ મોટા ખટારામાં લાઉડ સ્પીકર મૂકીને જોઈએ ત્યાં સભા ભરવાની વ્યવસ્થા કરી. કોઈ ગામ કે ફળિયું આવે ત્યારે પરાગજી ખટારો ઊભો રાખે અને મેઘાણીનાં શ્રમજીવીઓને બીરદાવતાં બે ત્રણ ગીતો[1] બુલંદ અવાજે ગાતા. તરત લોકો સારા પ્રમાણમાં ભેગા થતા એટલે હું અને બીજા સાથીઓ ભાષણ આપતા. ભરૂચથી ટૂંકા અંતરે જતા ત્યારે નાની ગાડીમાં બધાં સાધનો લઈને જતા. કોઈ વાર ગામલોકોને મળતા, સભા ભરીને પાછા ફરતા અથવા રાતવાસો કરીને બીજે દિવસે બીજા ગામે જતા. એકંદર અમે જ્યાં જતા ત્યાં લોકો તરફથી સારો સત્કાર થતો. કોઈવાર અમે લોકોને હસાવતા તો કોઈવાર શાણી શિખામણ આપતા, કોઈવાર વીરરસ જમાવતા તો કોઈવાર ગરીબોને અનુલક્ષીને કરુણરસ રેલાવતા. રોજ વહેલી સવારથી મધરાત સુધી પ્રચારકામ પહોંચતું. કોઈ મોટા ગામ કે શહેરમાં સભા હોય ત્યારે મિત્રો સાથે મસલત કરવાની અને ચૂંટણીની વ્યવસ્થા વિચારવાની તક મળતી.

સન ’પરના જાનેવારીની ત્રીજીએ જ ભરૂચમાં પહેલી ચૂંટણી રાખી હતી તેની આગલી સાંજે નદીકિનારે ટાવર પાસે ગંજાવર સભા થઈ. તે દિવસે સરકારની ટીકા કરતાં અને જનતાની તારાજીનું ચિત્ર દોરતાં હું ઘણા જોશમાં આવી ગયો. પછી શહેરના ઘણા શ્રોતાઓ મારી ચૂંટણી વિષે મને ખાતરી આપતા ગયા. એવી રીતે બધાંયે મોટાં ગામમાં મારી છેલ્લી સભાઓ ઘણી સારી થઈ. પણ હું જાણતો હતો કે પાસે કે દૂર આવેલાં બધાં ગામડાંમાં

---

૧. રાષ્ટ્રશાયર મેઘાણીનાં પ્રસ્તુત ગીત પરિશિષ્ટ—૩ માં આપ્યાં છે.

મુખી–તલાટી મારફત કૉંગ્રેસનો અને તેમના અગ્રેસર જવાહરલાલજીનો પ્રચાર પૂરી શ્રદ્ધાથી થતો તેથી તેને પહોંચી વળવાનું કામ મુશ્કેલ હતું. થોડા દિવસમાં ચૂંટણીનાં પરિણામ જાહેર થયાં ત્યારે વિજયની થોડી જ આશા પડવાથી હું ભરૂચ ગયો નહિ. અમદાવાદમાં ટેલિફોનથી સમાચાર મળ્યા કે મારા હરીફ ચંદ્રશંકર ભટ્ટને આશરે ૯૮૦૦૦ મત મળ્યા ત્યારે મને ૬૨૦૦૦ મળ્યા. જિંદગીમાં પહેલીવાર થોડા જ મહિનાના પ્રચારથી આટલા મત મળ્યા તેથી ભાવિ માટે હું આશાવંત થયો.

જાનેવારીની આખરે વડોદરામાં ગુજરાત કિસાન કમિટી મળી ત્યારે અમારા બધાયે ઉમેદવારોના પરાજયનાં કારણોની છણાવટ કરવામાં આવી. ધાર્યા મુજબ રાજકર્તા કૉંગ્રેસને ભારે બહુમતી મળી હતી, સાથે કોઈ વિરોધ પક્ષોને પણ કંઈ ગણનાપાત્ર સફળતા મળી હતી, તેથી કમિટીને સંતોષ થયો. હવે બધાંયે દેશી રાજ્યોનું વિલીનીકરણ થયું છે અને તેમાં નવા કાયદાનો અમલ શરૂ થયો છે તેથી નવા જોશ અને ઉત્સાહથી બધા જિલ્લામાં કિસાન આંદોલન ચલાવવાનું ઠરાવવામાં આવ્યું. વળી જ્યાં અમે ચૂંટણી લડ્યા હતા ત્યાં ફરી જઈને ખેડૂતોને ભાવિક કાર્યક્રમ સમજાવવાને સભાઓ ભરવાનું ઠરાવવામાં આવ્યું. હું બોરસદ વગેરે અનેક વિસ્તારમાં જ્યાં જ્યાં ગયો ત્યાં ખેડૂતો મારા કે બીજા ઉમેદવારોના પરાજયથી જરાયે નિરાશ થયા વિના આગેકૂચ કરવાને તૈયાર થયા.

હવે આંતરરાષ્ટ્રીય આર્થિક પરિષદ એપ્રિલના આરંભમાં મોસ્કોમાં મળવાની હતી તેથી ફેબ્રુઆરીની શરૂઆતથી મારે એ પરિષદ સારુ મુંબઈમાં યોગ્ય પ્રતિનિધિ મંડળની પસંદગીની ચર્ચાઓમાં રોકાવું પડ્યું. તે માટે શાંતિ કમિટીના કાર્યાલયમાં પ્રો. વાડિયાને ઘેર અથવા કોઈ ઉદ્યોગપતિઓની ઑફિસમાં મળવાનું

થતું. વળી ફેબ્રુઆરીની આખરમાં મારે શાંતિ પરિષદની કારોબારીમાં હાજરી આપવાને દિલ્હી જવાનું હતું.

દરમ્યાન ધનવંત ઓઝા અને બીજા દિલસોજ અને વિદ્વાન મિત્રોએ મળી મારી ષષ્ટિપૂર્તિ ઉજવવાને એક અભિનંદન સમિતિ રચી હતી. મારાં સાઠ વરસ તો ૨૨ મી ફેબ્રુઆરીને દિવસે પૂરાં થતાં હતાં. છતાં મારે તે દિવસે દિલ્હી પહોંચવાનું હતું તેથી મારા સન્માનની સભા ૧૯ મી ફેબ્રુઆરીને દિવસે શ્રી વિદ્યાબેન નીલકંઠના પ્રમુખપણા નીચે પ્રેમાભાઈ હોલમાં મળી. તે દિવસે હું પ્રાર્થના સમાજના મારા કાર્યાલયમાંથી સભાના સ્થાને જતો હતો ત્યારે મને વિચાર આવ્યો કે ગાંધીજીના જમાનામાં હું શહેરનાં બજારોમાં અને સભાઓમાં ઘણીવાર જતો તેથી લોકો મને કંઈક ઓળખતા; પણ આજની પેઢી તો મને પિછાનતી જ નથી; માત્ર ગઈ પેઢીના કેટલાક મિત્રો મારું સન્માન કરે છે. આ ઉપરથી ધાર્યા પ્રમાણે સભાખંડ અડધો તો ખાલી જ હતો. છતાં વિદ્યાબહેને અને બીજા ભાઈઓએ મારા માટે સારાં વચન કહ્યાં અને મારા ઉપર શુભેચ્છા વરસાવી. તેથી પ્રોત્સાહિત થઈને મારા વળતા જવાબમાં ગાંધીજી અને ઠક્કર બાપાના સંસ્કારોનો ઉલ્લેખ કરીને મેં કહ્યું કે, મેં દલિત જનતાની સેવા કરવાને ઘણી સંસ્થાઓ અને આશ્રમો ખોલ્યાં હતાં; પણ હવે વિચાર કરતાં હું એવા નિર્ણય પર આવ્યો છું કે ધનિકોના પૈસા લઈને ગરીબની સેવા કરવાને બદલે તેમની બધી મહેનત માટે યોગ્ય દામ મળે અર્થાત્ તેમના પર દયા વરસાવવાને બદલે તેમને નક્કર ન્યાય મળે તો જ તેમની સ્થિતિ કાયમને માટે સુધરી શકે. એટલે દયાને બદલે હું હવે ન્યાય માગું છું—એ સૂત્રને જ મેં મારા ભાષણમાં બહલાવ્યું. સભાના એક પ્રણેતા તરીકે હાજર રહેલા ઉમાશંકર જોશીએ મારા ભાષણની વિગતવાર નોંધ લીધી અને તે ઉપરથી તેમણે મારું ભાષણ તેમના 'સંસ્કૃતિ' માસિકમાં પ્રકટ કર્યું. તે લેખ હાલ એક

પાઠ્યપુસ્તકમાં સ્થાન પામ્યો છે.[1] અને તે મારા અભિનંદનના દિવસની યાદ આપે છે.

આ સમારંભ થયા પછી હું તરત શાંતિ કમિટીની બેઠકમાં હાજરી આપવા દિલ્હી ગયો. પછી મોસ્કોની આર્થિક પરિષદ માટે હિન્દના પ્રતિનિધિઓની પસંદગી કરવાને માર્ચની પહેલીની સભામાં હાજર રહ્યો. કોપનહેગનમાં આ પરિષદના ઉદ્દેશ અને બંધારણની જે માહિતી મને મળી હતી તે મેં રજૂ કરી. પરિણામે સમાજસેવકો અને અર્થશાસ્ત્રીઓને મુકાબલે વેપાર–ઉદ્યોગના પ્રતિનિધિઓને સારા પ્રમાણમાં પસંદ કરવામાં આવ્યા. તેમાં મોટર કંપનીના, સંચાલક લાલચંદ હીરાચંદ, પાર્લે બિસ્કીટ કંપનીના માલિક, પીતાંબરદાસ ચૌહાણ, રૂ બજારના વેપારી પોપટભાઈ કોટક, ગાંધીવાદી કાર્યકર પ્રો. કુમારપ્પા વગેરે બીજા અનેક ગૃહસ્થો મારી સાથે મોસ્કોની પરિષદ માટે પ્રતિનિધિઓ તરીકે પસંદ થયા. છેલ્લા દિવસોમાં કીલાચંદ દેવચંદની પેઢીના ભાઈ અરવિંદભાઈએ અમારા સારાયે મંડળના પ્રવાસની વ્યવસ્થા કરવાને ભારે જહેમત ઉઠાવી, તેથી જ અનેક મુસીબતોને પાર કરીને અમે પરિષદના થોડા જ દિવસો પહેલાં મોસ્કો પહોંચી શકયા.

અમારા પચીસેક પ્રતિનિધિઓમાંથી ઘણાખરા માર્ચની ૧૫મીએ મુંબઈથી વિમાનમાર્ગે નીકળીને સવારે રોમ પહોંચ્યા. કમનસીબે ત્યાંથી જે વિમાનમાં અમારે પ્રાગ જવાનું હતું તે વહેલું ઊપડી ગયું. તેથી અમારે ઓચિંતું રોમમાં રોકાવાની ફરજ પડી. અમારી પાસે રોમમાં દાખલ થવાની પરવાનગી નહોતી. થોડા કલાક વિમાનઘર પર બેઠા તે પછી ત્રણેક દિવસ માટે રોમમાં

---

૧. "દયા કે ન્યાય" એ મથાળા નીચે આ ભાષણ હાલ **"સાહિત્ય માધુરી" ભાગ–૨માં** પ્રકટ થયું છે અને આ પુસ્તકના પરિશિષ્ટ ૫ માં પ્રકટ કર્યું છે.

ઊતરવાની પરવાનગી મળી. ત્યાં સુધીમાં મારે પોપટભાઈ કોટક સાથે સારું ગોઠી ગયું હતું તેથી તેમની સાથે જ એક હોટલમાં હું ઊતર્યો. ત્યાંથી રેલગાડીથી જ પ્રાગ જવાનું નક્કી થયું. આ બધાયે પ્રવાસમાં પોપટભાઈ શાકાહારનો ખાસ આગ્રહ રાખતા અને તેમાં કંઈ ભેળસેળ ન થાય તે જોવાની મને ખાસ ભલામણ કરતા. હું ગમે તે દેશમાં અંગ્રેજી ઉપરાંત ભાંગ્યુંતૂટ્યું જર્મન બોલીને જોઈતા ભોજનની વાનગી સમજાવી શકતો તેથી તેઓ હમેશાં મારી સાથે જ ફરવાનું પસંદ કરતા.

અમે પ્રાગ પહોંચ્યા ત્યારે ફરી પાછો હું હોટેલ આલ્કોનમાં ઊતર્યો. આ વખતે મારી સાથે મોટું મિત્રમંડળ હતું તેથી બધાની સાથે રહેવાની મજા પડી. એકાદ દિવસમાં મોસ્કો જવાને વિમાનની ગોઠવણ થઈ એટલે અમે માર્ચના છેલ્લા દિવસે મોસ્કો પહોંચ્યા. ત્યાં અમને મોસ્કવા હોટેલના દશમા માળ પર ઉતારો મળ્યો. ત્યાં નિરાંતે અમારે ત્રણેક અઠવાડિયાં રહેવાનું થયું.

થોડા મહિના પહેલાં હું લંડન થઈ કોપનહેગન, વિયેના અને રોમમાં થોડા થોડા દિવસ રહેલો. પણ યુરોપીય ઢબના જેવાં શહેરમાં હું ૧૯૩૫ પહેલાં રહેલો તેવાં આ બધાં શહેર હતાં. પણ મોસ્કોની ૧૪ માળની હોટલમાં રહેવા માંડ્યું ત્યારે મને તરત જ ભાન થયું કે હું કંઈ નવી સમાજવાદી દુનિયામાં દાખલ થયો છું. હોટલમાં લિફ્ટ પર અને વ્યવસ્થામાં આધેડ વયની સ્ત્રીઓ રોકાયેલી હતી. ભોજનખંડમાં સવારે ગયા ત્યારે તેના કર્મચારીઓ પહેલાં અમારા જેવા જ ટેબલ પર બેસી નાસ્તો કરીને અમારી સેવા કરવાને તાજા થતા હતા. બહાર નીકળ્યા તો રાજમાર્ગો દેખીતી રીતે આવતા દશવીશ વરસના વાહનવહેવારને ધ્યાનમાં રાખીને ઘણા વિશાળ બનાવેલા દેખાયા. બધાં મકાનો, દુકાનો, કારખાનાં, ટેકસીઓ, હોટેલો, બેંકો—બધાં જ ઉત્પાદન

અને વેપારનાં સાધનો સરકારની કે જાહેર માલિકીનાં હતાં. નવી દુનિયાનાં માનવીઓ પણ અજબ લાગ્યાં. પુરુષો પડછંદ અને કદાવર હતાં. સ્ત્રીઓ ઠસ્સાદાર અને જાજરમાન લાગી. નાનાં બાળકો એટલાં હૃષ્ટપુષ્ટ હતાં કે તેને તેડે નહિ, પણ ઠંડીમાં નાની રજાઈમાં વીંટાળીને ઊંચકવા પડતાં. એકંદર હોટલો, રાજમાર્ગો, માનવીઓ, દુકાનો અને પછી જોયેલી નાટકશાળાઓ—આ બધાયને વિરાટ શબ્દથી જ વર્ણવી શકાય.

પહેલું તો જે પરિષદને માટે અમે આવ્યા હતા તેનું કામ હાથમાં લીધું. અમે બધા એક જ હોટલમાં રહ્યા હતા તેથી બીજે દિવસે મળીને અમે લાલચંદ હીરાચંદને અમારા નેતા નીમ્યા. પરિષદમાં ભાષણ આપવાને અને તેની કમિટીઓ માટે દા. ગ્યાનચંદ, પ્રો. કુમારપ્પા વગેરે અમારા પ્રતિનિધિઓને પણ ચૂંટી કાઢ્યા.

પરિષદ ત્રીજી એપ્રિલના દિવસે શરૂ થઈ ત્યારે પહેલી બેઠકમાં અમે બધા હાજર રહ્યા. દુનિયાના અમેરિકા, ઇંગ્લંડ–ફ્રાંસ જેવા મૂડીવાદી તેમજ ચીન, રૂસ ને બીજા સમાજવાદી દેશના, એશિયાના તેમજ આફ્રિકાના અને ઉત્તર–દક્ષિણ અમેરિકાના ઘણા દેશના પ્રતિનિધિઓ હાજર હતા. સોવિયેટ સરકારના પ્રતિનિધિ તરીકે નેસ્તેરોવે સર્વનું સ્વાગત કર્યું. તે પછી બધા દેશના આગેવાનોએ ટૂંક પ્રવચન કર્યાં. આ પરિષદમાં મુખ્ય બે વિષય ચર્ચા માટે રજૂ થયા! (૧) સુલેહ–શાંતિ કાયમ રહે તો સામાન્ય માનવીનું જીવનધોરણ સુધારવાની વિચારણા અને (૨) વિવિધ રાજકીય તંત્રવાળા દુનિયાના દેશો વચ્ચે વેપાર વધારવાની વિચારણા. આ પરિષદ મળી તેથી એટમ બૉમ્બના ભયને લીધે દુનિયા પર નવા વિશ્વયુદ્ધનું વાદળ ઝઝૂમતું હતું તે ફેડવાને સોવિયેત અગ્રણીએ એટમ બૉમ્બ પર પૂરો પ્રતિબંધ મૂકીને દુનિયાને ભયમુક્ત કરવાની, લડાઈના સમયમાં જામેલા રાગદ્વેષને દૂર કરવાની અને બધા દેશની વચ્ચે વેપારના

પ્રવાહ પર મુકાયેલાં બંધન દૂર કરવાની સલાહ આપી. બીજા ઘણા દેશના આગેવાનો બોલ્યા, તેમાં દુનિયાની સર્વદેશીય ખેતી પરિષદના પ્રમુખ સર ઓર્મરબી ગોરે દર્દભરી ભાષામાં ઉચ્ચારેલા બોલ મને યાદ રહ્યા છે: 'દુનિયા આજે ભયંકર કટોકટીના આરે ઊભી છે; રાજ્ય રાજ્યની વચ્ચે, પૂર્વ અને પશ્ચિમની વચ્ચે ભયંકર અવિશ્વાસ જાગ્યો છે; તેથી શસ્ત્રોનું ઉત્પાદન વધે છે અને સમાજ-કલ્યાણ પર ઓછો ખર્ચ થાય છે; દરેક ચીજના ભાવ વધે છે તેથી ગરીબાઈ અને ભૂખમરો વધે છે; તેથી હું સર્વને હાથ જોડીને વિનંતિ કરું છું કે લડાઈની વાત બંધ કરો, શસ્ત્રો પર ઓછા પૈસા ખરચો અને બધાય દેશની વચ્ચે મુક્ત વેપાર જમાવો; તો જ સૌને માટે સારા દિવસો આવશે.'

બીજાં ઘણાં ભાષણ થયા પછી લડાઈ અને જીવનધોરણ, વેપારનાં બંધનોની નાબૂદી, વિકસતા દેશની અને પરાધીન પ્રજાની તકલીફો વગેરે સવાલ પર પૂરો વિચાર કરીને ભલામણો ઘડવાને માટે જુદી જુદી કમિટીઓ નીમવામાં આવી, તેમાં હિન્દી આગેવાનોને સ્થાન મળ્યું—દા. ગ્યાનચંદ એક કમિટીના પ્રમુખ ચૂંટાયા. સામાન્ય સભા પૂરી થયા પછી બાજુ પર ખૂલેલા ઉપાહારગૃહમાં હું ગયો અને કૉફીની સાથે નાસ્તાની કંઈ ચીજ મંગાવી. હું માનતો હતો કે અમે બધા પ્રતિનિધિઓ સોવિયેટ સરકારના મહેમાન છીએ તેથી અમારા હોટલના ભોજનાલયમાં તેમ અહીંયાં કંઈ બિલ ચૂકવવાનું નહિ હોય. પણ જ્યારે નાસ્તો પૂરી કરીને હું ઊઠતો હતો ત્યારે પરિચારકે બિલ મારા હાથમાં મૂક્યું ત્યારે મારી પાસે કંઈ પૈસા નહોતા. તેથી મૂંઝાઈને હું ચોપાસ બાઘાં મારતો હતો તેવામાં એક પરિચિત રશિયન ભાઈ મળ્યા તેથી હું આબરૂ-ભેર બહાર નીકળ્યો.

એપ્રિલનો આરંભ હતો છતાં મોસ્કોમાં બરફ વરસતો હતો.

રસ્તા પરથી બરફ ખસેડવાને માટે સેંકડો મોટરગાડીઓ અને હજારો માણસો ચારે બાજુએ કામે લાગી ગયાં. છતાં બરફમાં પણ લોકોની, વાહનોની અને ખટારાની અવરજવર એવી ને એવી જ કાયમ રહી. અમને તો બરફ જોઈને કમકમાં આવતાં અને ઘરમાં પેસી જવાનું મન થતું. પણ બહાર ખુલ્લાં મેદાનમાં ને બગીચામાં નાનાં છોકરાં બરફના નાના ગોળા બનાવીને એકબીજા પર લગાવતાં. વળી નાનાંમોટાં ઘણાં માણસો, બુઢ્ઢી બાઈઓ પાસેથી આઈસક્રીમ લઈને રસ્તામાં જ ખાવા ઊભાં રહેતાં: અમારી ઓરડીને પણ કાચની બેવડી બારીઓનું રક્ષણ હતું; અંદર ગરમ હવા ફરતી રહેતી—હવામાન બહાર −૩૦ હોય ત્યારે ખંડમાં +૩૦ હતું!

મોસ્કોમાં મહેમાનો આવે ત્યારે સાધારણ રીતે લેનિનની કબરમાં તેની અકબંધ સાચવેલી મૂર્તિનાં દર્શન કરીને તેને સર્વ અંજલિ આપે છે. અમે ઘણા પ્રતિનિધિઓ ક્રેમલિન આગળ થોડી-વાર લાંબી હારના છેડે ઊભા રહ્યા. પછી અમને અમારા ભોમિયાએ આગળ લઈ જઈને કબરમાં જવાનો રસ્તો કરી આપ્યો. ત્યાં અડીખમ ઊભેલા સંતરીથી આગળ થઈને અમે પગથિયાં ઊતરી ગયા ત્યારે અમે લેનિનની પ્રભાવશાળી મૂર્તિ નિહાળી. નિયમસર ફૂલ મૂકવાનો વિધિ પતાવીને અમે બહાર નીકળી ગયા. ત્યારે બીજા સેંકડો સ્ત્રી-પુરુષોને લેનિનનાં દર્શન કરવાને વરસતા બરફ નીચે ધીરજથી વાટ જોતાં જોયાં. આવું દૃશ્ય અહીંયાં રોજ નજરે પડતું.

આર્થિક પરિષદ ચાલતી હતી તે દરમ્યાન મારે એક ગુજરાતી સ્ત્રી—જયાબહેન અને તેમના બંગાળી પતિ વિનય રૉયનું ઓળખાણ થયું. ટેકસીમાં તેમને ઘેર ગયો. ત્યાં તપાસ કરતાં માલમ પડ્યું કે ટેકસી પણ સરકારી માલિકીની જ હતી. તે ચલાવનારને માસિક પગાર મળતો તે ઉપરાંત મીટર પર આવક થાય તેનો હિસ્સો મળતો. જયાબહેનનું ઘર જોઈને તેના ભાડાની તપાસ કરી

લેનીન

જન્મ : ૨૨ એપ્રિલ, ૧૮૭૦ મૃત્યુ : ૨૧ જાન્યુઆરી, ૧૯૨૪

ત્યારે તેમણે કહ્યું કે મોસ્કો રેડિયોમાં અમારી બંનેની મળીને માસિક આવક પાંચ હજાર રૂબલની છે તેથી અમે ૧ ટકા જેટલું અર્થાત્ ૫૦ રૂબલનું ભાડું ભરીએ છીએ. પણ જો બાળક હોય તો એક ઓરડો વધારે મળે; પણ ભાડું ખંડની સંખ્યા પર નહીં પણ આવકની રકમ પર જ ગણાય છે. અલબત્ત ગુજરાતની બહેને મને મઝાનું ગુજરાતી ભોજન પીરસ્યું તેથી તેમના લત્તાનો સારો અનુભવ મેળવીને હું પાછો ગયો.

અહીંયાં લોકોની આવક ક્રમેક્રમે વધતી અને માલસામાનની કિંમત ઘટતી તેથી નાના મોટા વસ્તુભંડાર પર લોકોનો ઘણો મારો રહેતો. એક દિવસ જયાબહેન સાથે એક જંગી ભંડારમાં અમે ગયા ત્યારે ઘરાકોની ગિરદીથી હું તો હેબતાઈ જ ગયો. થોડી જ વારમાં જયાબહેને રસ્તો કાઢ્યો. તેઓ ભંડારના વ્યવસ્થાપકને મળ્યાં અને હિન્દના પ્રતિનિધિને ખરીદી કરવામાં મદદ આપવા વિનંતિ કરી. એ સાદો શાણો અધિકારી એક નાની ઓરડીમાં બેસીને સારી સંસ્થાનું સંચાલન કરતો હતો. જયાબહેનની વાત સાંભળતાં તેણે તરત એક બાજરમાન બાઈને અમને સહાય આપવાની સૂચના આપી. તરત તેની પાછળ અમે ગયાં એટલે અમારે જ્યાં ખરીદી કરવી હતી ત્યાં ઊભેલા સ્થાનિક લોકોને હઠાવીને તેણે અમારો રસ્તો મોકળો કર્યો; તોયે અમને આખા ખંડમાંથી જોઈતી વસ્તુ શોધીને ખરીદતાં એક કલાક થયો!

મોસ્કોના પાદરે મોટરો બનાવવાના જંગી કારખાનામાં અમે ગયા ત્યારે હવા સ્વચ્છ રાખવાને, અવાજ ઘટાડવાને અને અકસ્માત અટકાવવાને કરેલી પાકી વ્યવસ્થા અમે જોઈ. ત્યાં મોટરનું માળખું એક ઠેકાણે તૈયાર થઈને એક પટા પર ચઢે તે પછી તે આગળ ફરતું જાય તેમ જુદા જુદા કારીગરો તેના પર જુદા જુદા ભાગ બેસાડે. છેવટે મોટર તૈયાર થાય તેને સખ્ત કસોટીએ ચઢાવવામાં આવતી. મેં જોયું કે એક મોટર પર ચારે બાજુએથી પાણીનો

ખૂબ મારો કેટલા વખત સુધી ચલાવીને પછી બારણું ખોલ્યું તો તેમાં પાણીનું એક ટીપું પડેલું નહોતું. આ કારખાનાના વ્યવસ્થાપકના કાર્યાલયમાં બેસીને અમે વાતો કરી, ત્યારે માલમ પડયું કે તેનો પગાર ૫૦૦૦ રૂબલ હતો. ત્યારે તેના સફાઈ કામદારનો પગાર ૫૦૦ રૂબલનો હતો. આમ ૧ : ૧૦ જેવો તફાવત છેક નીચા અને ઊંચા પગાર વચ્ચે હતો. ઉપરાંત સર્વ કામદારોના આરામ, સસ્તું ભોજન, શિક્ષણ, વાંચન અને મનોરંજન માટે એક જુદો જ વિભાગ ચલાવવામાં આવતો. કારખાનાને અંગે ઘોડિયા ઘર, સુવાવડખાતું અને ઇસ્પિતાલની વ્યવસ્થા હતી. આ વિભાગનો બધો ખરચ કારખાનાને નામે જ લખીને તેનો ચોખ્ખો નફો તારવવામાં આવતો.

જે આંતરરાષ્ટ્રીય આર્થિક પરિષદમાં અમે ગયેલા તેના પ્રતિનિધિઓને રોજ મોસ્કોનાં કેટલાંક કાયમનાં અને કેટલાંક કામચલાઉ પ્રદર્શન દેખાડવામાં આવતાં. એક મોટા બગીચામાં ખેતીનાં ઉત્તમ ઓજારોનું પ્રદર્શન ગોઠવાયેલું હતું તે અમે જોયું. ખેતીની અનેક પ્રક્રિયા કરવાને અનેક યંત્ર ચાલતાં અમે જોયાં. બીજે ઠેકાણે નાની મોટી વિધવિધ પ્રકારની મોટરોનું પ્રદર્શન જોયું. સોવિયેટ ભૂમિમાં જે અનેક વિરાટ ઉદ્યોગ જામેલા છે તેનાં પ્રતિક ત્યાં દેખાડતા. રેલવેના, કાપડની મિલનાં, પોલાદ અને તારટેલિફોનનાં યંત્ર બનાવવાના એવા અનેક વિભાગ જોઈને અમે હેરત પામ્યા. તેની સાથે છેક નાના નાના ઉદ્યોગ અને હાથની કારીગરીનું એક બીજું પ્રદર્શન તેના ખાસ પ્રેમી ક્રોપોટ્કીનના[1] નામના ધોરી માર્ગ પર એક મકાનમાં જોવા મળ્યું. ત્યાં કપડાં ને લાકડા પર

---

૧. ગઈ સદીમાં આ નામનો એક ક્રાંતિકારી જવાંમર્દ રશિયામાં થઈ ગયો. તેણે ગામડામાં બળવાની ઘણી પ્રવૃત્તિ કરેલી. દેશપાર થયા પછી તે શાંતિમય ક્રાંતિના અને નાના ઉદ્યોગના હિમાયતી બનેલા. તેમનાં પુસ્તકોથી તે જાણીતા છે.

ચીનાઈ માટીનાં વાસણ અને કાચ પર કોતરકામના અને ચિતરામણના અનેક નમૂના અમે જોયા. મોસ્કો પાસે એવાં જથ્થાબંધ ગામ છે કે જ્યાં માણસો આવો હાથકારીગરીનો માલ રોજ બનાવે છે અને કુશળ કારીગરોની દેખરેખ નીચે નવી નવી જાતના નમૂના તૈયાર કરે છે, કાપડમાં વણે છે, લાકડામાં કોતરે છે અને ભરતકામમાં ગૂંથે છે.

અમે મોસ્કોમાં આવ્યા તે પછી વખતો વખત અમે મોટામાં મોટી બોલ્શોઈ[1] નામની નાટકશાળામાં જતા. તેમાં બધી બેઠકો અર્ધચન્દ્રાકારે પાંચેક માળ સુધી ગોઠવેલી હતી. તેની આસપાસ ભારે મખમલના પડદા ઝૂલતા હતા. ચોપાસ ઝગારા મારતી ભવ્ય રોશનીની નીચે તેના વાદ્યવિભાગમાં સેંકડો માણસો વિવિધ વાજિંત્રો વગાડતા. પડદો ઊઘડતાં વાજિંત્રોના ઝણઝણાટ સાથે ડઝનબંધ સુંદર સ્ત્રી-પુરુષો ભાતભાતનાં નૃત્ય અને રાસ કરીને, કોઈ પરીકથા કે ઇતિહાસના પ્રસંગને ભવ્ય નૃત્યનાટિકા કે સંગીતનાટિકારૂપે રજૂ કરે. ઘણાંખરાં નૃત્યમાં સ્ત્રીઓના હાથ અને સાથળ ખુલ્લાં હોય. આવાં વસ્ત્રપરિધાનમાં સજ્જ થયેલી નર્તકીઓનાં અડધાં ઢાંકેલાં શરીર ને ખુલ્લા હાથ-પગ અનેકવિધ હલનચલન કરતાં ઝળકી ઊઠતાં. ખરેખર તે કલા અને સૌંદર્યની ઉત્તમ મૂર્તિ સમા લાગતાં. આ સામ્યવાદી દેશનાં બધાંયે નૃત્ય અને સંગીતમાં કંઈ વાદ કે વિચારસરણીનો કંઈ અંશ શોધ્યોયે જડે નહિ. ઘણાને એમ થયું કે દુનિયામાં સ્વર્ગસમા બોલ્શોઈ થિયેટરનાં નાચરંગ જોવા માટે પણ મોસ્કો જવા જેવું ખરું !

સંગીતનાટિકા જો બોલ્શોઈ થિયેટરમાં જોવી તો ચિત્રકળા જોવાને એક ઉમરાવે જૂના વખતમાં ટ્રેટ્યાકોવ આર્ટ ગેલેરીમાં જવું પડે. ત્યાં દરવાજામાં દાખલ થતાં જ સંઘરેલાં ચિત્રોની નાની છબીઓ વેચાતી મળે છે. પછી જ્યારે તમે એક એક ખંડમાં

---

૧. આ રશિયન શબ્દનો અર્થ જ મોટું-ભવ્ય-વિરાટ થાય છે. ખરેખર મોસ્કોમાં બધું વિરાટ જ લાગ્યું.

જઈ સારીયે દીવાલને રોકે એવાં વિવિધ પ્રસંગોનાં ભવ્ય રંગ-બેરંગી ચિત્રો જુઓ ત્યારે હેરત પામી જાઓ. એક ખંડમાં શાંત કે તોફાની દરિયાનાં વિધવિધ ચિત્રો જોઈએ. બીજા ખંડમાં રશિયાના વિશાળ વનવગડા અને જંગલોનાં ભવ્ય ચિત્ર દેખાય. વળી બીજે ઠેકાણે જૂના વખતમાં અમીર-ઉમરાવો અને તેમની સુંદર સ્ત્રીઓનાં ચિત્ર જુઓ. વળી ઈશુ ખ્રિસ્તનાં આબેહૂબ ચિત્રોનો તો પાર જ નહિ! બધે ફરી આવ્યા પછી પાછું બધું જોવાનું મન થાય. આવાં ભરાવદાર ચિત્રોની હારમાળા કયાંયે જોઈ નહોતી.

અમે આ ભવ્ય નગર જોઈ રહ્યા હતા ત્યારે ખ્યાલ જ ન આવ્યો કે સન ૧૯૪૧માં હિટલરની રાક્ષસી સેનાઓએ સોવિયેટ ભૂમિ પર હલ્લો કર્યો હતો ત્યારે મહિનાઓ સુધી આ શહેર પર અગનગોળા વરસ્યા હતા; મકાને મકાનની અગાસી પરથી શહેરનું રક્ષણ કરવાને વિવિધ શસ્ત્રાસ્ત્ર છોડવામાં આવતાં હતાં અને અહીંથી થોડા જ માઈલ પર શસ્ત્રસજ્જ જર્મન સેનાઓ પહોંચીને પાટનગરનો કબજો લેવાને વખતોવખત ભયંકર હુમલા કરતી હતી અને સોવિયેટ સેના તે પાછા હઠાવતી હતી! મોસ્કોમાં ચોપાસ ફરતાં કોઈ મકાનની તારાજીનાં કંઈ ચિહ્નો કયાંય દેખાયાં નહિ. જે કંઈ થઈ હશે તેનું કંઈ નિશાન ન દેખાય તેવી રીતે સમારકામ પૂરું કરી દીધું હતું.

મોસ્કોમાં પરિષદ ચાલતી હતી તે દરમ્યાન તેના હિન્દુસ્થાની પ્રતિનિધિઓના માનમાં આપણા એલચી ડા. રાધાકૃષ્ણ તરફથી સ્વાગત-સમારંભ યોજવામાં આવ્યો. તેમણે અમારા સર્વની સાથે હળીમળીને વાતો કરી; તેમણે જણાવ્યું કે સ્ટાલિનની ચાલુ સરકાર સાથે આપણા સંબંધ સારા છે. આપણા એલચીખાતા તરફથી હિન્દની ઘઉંની જરૂરિયાતનો તાકીદનો સંદેશો મળતાં જ સ્ટાલિને તરત કાળા સમુદ્રના બંદરે લાંગરેલાં વહાણમાં ઘઉં ભરાવીને

આપણા દેશ તરફે રવાના કરાવ્યાં હતાં. કાર્યાલયના રશિયન કર્મ-ચારીઓ અને પરિચારિકાઓને દેશના કાયદા મુજબ ભારે પગાર અપાતા. તેમ તેઓ કામ ઘણું સારું કરતાં. દરમ્યાન અમારા અગ્રેસરોએ પરિષદના કામનો હેવાલ દા. રાધાકૃષ્ણનને આપ્યો તે પછી અમે તેમની રજા લીધી.

પરિષદનું કામ દશમી તારીખે પૂરું થયા પછી અમે બધા લેનિનગ્રાડની સફર કરવાને રાતે રેલગાડીમાં બેઠા. ગપાટા મારીને થોડીવારમાં મજાના બિછાનામાં સૂઈ ગયા. સવારે ઊઠીને ગાડીમાંથી પર ચોપાસનાં ખુલ્લાં ખેતર અને ગામડાં જોતા હતા. તેવામાં તલપ લાગતાં બાજુની એક બારીએ જઈને ઊભે ઊભે દૂધ વિનાની ચામાં લીંબુ નીચોવીને પીધી. દિવસ જરી ચઢી ગયો ત્યારે અમે લેનિનગ્રાડને સ્ટેશને પહોંચ્યા. તરત મોટી બસમાં બેસાડીને આ શહેરની નાની પણ ઘણી જ નામાંકિત હોટલ એસ્ટોરીઆમાં અમને ઉતારવામાં આવ્યા.

આ હોટલનો પણ ઇતિહાસ હતો. હિટલરે લેનિનગ્રાડ શહેરને જમીન અને દરિયા વાટે ૯૦૦ દિવસ સુધી ઘેરો ઘાલ્યો હતો અને તેની સેનાઓ છેક નજીક પહોંચીને ગમે ત્યારે આ રાજધાની સર કરવાનાં સ્વપ્નાં સેવતી હતી. તે વખતે હિટલરે આ હોટલમાં ઊતરીને તેમાં વિજય મહોત્સવ ઊજવવાને એક ભવ્ય ભોજન-સમારંભ યોજવાનું ઠરાવેલું અને તે માટે આમંત્રણો અને ભોજનની વાનગીઓની યાદીઓ પણ તૈયાર કરેલી. પણ તેના મનની બધી મનમાં જ રહી ગઈ. જમીન અને હવામાર્ગે અસંખ્ય ધગધગતા ગોળા આ શહેરનાં મકાનો અને માનવીઓ પર પડેલા. પણ અહીંના રાજમાર્ગ કે આલીશાન મકાનો, મોટા રાજમહેલો કે પીટર અને પોલના જૂના કિલ્લા—એ કશા પર કંઈ ડાઘ પડેલો પણ દેખાયો નહિ. આ સોવિયેટ દેશમાં અદ્‌ભુત સુંદર ગણાતી

આ નગરી લેનિનનું નામ ધારણ કરીને અડીખમ મસ્તકે સૂરજના પ્રકાશમાં ઝળકતી દેખાઈ.

જે વિન્ટર પેલેસમાં બેઠેલા પ્રધાનોની ધરપકડ કરીને લેનિને સન ૧૯૧૭માં ક્રાંતિ કરેલી તે જોવા તો સર્વ જાય જ. આજે તે મહેલમાં તેમ બાજુના અર્મીટાજમાં દેશદેશની અણમોલ કલાકૃતિઓનો અદ્‌ભુત સંગ્રહ કર્યો છે. ઈટાલીના વિભાગમાં માઈકલ એન્જેલો, રાફેલ, લીઓનાર્ડો દ'વીન્સી વગેરે ચિત્રકારોનાં મશહૂર ચિત્રો અમે જોયાં. ચીનના વિભાગમાં ફરતાં ચીની માટી અને કાચ પર ચીતરેલાં કે કોતરેલાં ચિત્રો, કલાકૃતિઓ વગેરે અમે ઝપાટાબંધ ફરતાં જોઈ લીધાં. આવા સેંકડો ખંડ દેશદેશની કલાકૃતિઓથી સભર ભરેલા હતા. બધાયે ખંડમાં જૂનાં ઝુમ્મરોમાંથી નીકળતી વીજળીની રોશની અસલના ગાલીચા અને દુનિયાની કલાકૃતિઓને ઝળકાવતી જોઈ. સાંજે અમે માઈલો જેટલું અંતર ચાલીને બહાર નીકળ્યા. આ મહેલનો પાછળના લશ્કરી કવાયતોના મેદાનમાં[1] અમે ગયા. ત્યાં થોડી ઝપાઝપી કરીને લેનિનની સેનાએ રાજસત્તા હાથ કરી હતી; અને થોડા દિવસમાં મે-દિન ઉજવવાને પ્રેક્ષકોની વ્યવસ્થા કરવાને લાકડાની બેઠકો બનાવવામાં આવતી હતી.

બીજે દિવસે અમે હાઉસ ઓફ કલ્ચર (સંસ્કૃતિનો મહેલ) સમી સાંજે જોવા ગયા. કામદારોના લત્તા વચ્ચે બાંધેલા અને હજારો બત્તીથી ઝગહળતા આ મહેલમાં તેના સંચાલકને અમે મળ્યા ત્યારે અમે જાણ્યું કે સરકારે રચેલી આ સંસ્થાનું સંચાલન

---

૧. આ મેદાનમાં જ સન ૧૯૦૫માં પાદરી ગેવોનની આગેવાની નીચે હજારો કામદારો અને ખેડૂતો સર્વોપરી ઝારને વિનંતિપત્ર આપવા ગયેલા ત્યારે તેમના પર ગોળીઓ છૂટતાં સેંકડો માર્યા ગયા હતા અને હજારો ઘાયલ થયા હતા. ત્યારથી જ ૧૯૦૫ ની પહેલી ક્રાંતિ શરૂ થઈ હતી.

સ્થાનિક કામદાર મંડળ કરે છે. રોજના કામમાંથી પરવારીને હજારો કામદારો અને કર્મચારીઓ—સ્ત્રીઓ અને પુરુષો અહીં આનંદપ્રમોદ અને મનગમતી તાલીમ મેળવે છે. અહીં સિનેમા, નાટક, નૃત્ય વગેરે શીખવાને માટે અનેક ખંડ છે, તેમ સંગીત, ચિત્રકલા, શિલ્પ, કાપડ ને ઉનનો ઉદ્યોગ, જુદાં જુદાં યંત્રો અને એન્જિનો વગેરેની તાલીમ લેવાની વ્યવસ્થા છે. અમે ચિત્રકલા અને સંગીતના ખંડમાં થોડો વખત ગાળ્યો તો ત્યાં અનેક સ્ત્રી–પુરુષોને મનગમતી કળા શીખતાં જોયાં અને સાંભળ્યાં. પછી બીજે ઠેકાણે સંખ્યાબંધ લોકોને છાપાં અને પુસ્તકો વાંચતાં જોયાં. બીજે ઠેકાણે સેંકડોને વિલાયતી ઢબે સંગીતના સૂરની સાથે તાલબદ્ધ નૃત્ય કરતાં જોયાં. છેવટે અમે નાટકશાળામાં ભજવાતું એક નાટક જોવાને બેઠા; ત્યાં એક જૂના દેશભક્તની વીરકથાનું નાટક ભજવાતું જોયું. અંક પૂરો થયા પછી અમે પડદા પાછળ ગયા ત્યારે ત્યાં સર્વ કલાકારોએ અમારું સ્વાગત કર્યું. ત્યાં ખબર પડી કે કામદાર મંડળના સભ્યોને નાટકની ટિકિટો કિફાયત ભાવે મળે છે અને બીજાને પણ બીજી નાટકશાળાના કરતાં સસ્તા ભાવે આ દેશની ઉત્તમ કૃતિઓ જોવા મળતી.

છેલ્લે અમે લેનિનગ્રાડમાં એક જૂના ઉમરાવના મહાલયમાં ચાલતા વિદ્યાર્થીઓના મહેલ(પેલેસ ઓફ પાયોનિયર્સ)ની મુલાકાત લીધી. તેના ભવ્ય દરવાજામાં થઈ આરસની સીડી ચઢીને અમે સંસ્થાના સંચાલકોને મળ્યા ત્યારે તેમણે સંસ્થા વિષે માહિતી આપી. અહીં સાતથી સત્તર વરસનાં, શાળાઓમાં ભણતાં છોકરા-છોકરીઓ તેમના ફાજલ વખતમાં જાતજાતની તાલીમ લેવા અને અનેકરંગી મોજ માણવા અહીં આવે છે. અહીંયાં સેંકડો ખંડમાં ચિત્રકલા, નૃત્ય, સંગીત, શિલ્પ વગેરેનું શિક્ષણ અપાતું તેમ રેલવે, ટેલિફોન, રેડિયો, વિમાન, આગબોટ વગેરે અનેક ઉદ્યોગની તાલીમ અપાતી. રેલવેના વિભાગમાં અમે ગયા તો ત્યાં નાનાં એન્જિનને

વીજળીની ચાંપ દબાવતાં નાના પાટા પર સિગ્નલો, સાંધા વગેરે પાર કરીને ગોળગોળ ચાલતાં જોયાં. અહીં રેલવેના ખાસ વિશારદ, અઠવાડિયામાં એક દિવસ આવીને વિદ્યાર્થીઓને વ્યાખ્યાન આપે છે અને તેમને જ્ઞાન સાથે ગમ્મત કરાવે છે. આવી રીતે બાળકો વિમાન, આગબોટ, કાપડનું કારખાનું વગેરે અનેક યાંત્રિક ઉદ્યોગોની તાલીમ લે છે...જેથી અભ્યાસ પૂરો કરીને તરત વિદ્યાર્થી એક ઉદ્યોગ પસંદ કરે અને તેની વધુ તાલીમ લેવાને તૈયાર થાય.

અમને બધાને વધારેમાં વધારે મોજ તો આ વિદ્યાર્થીઓના નૃત્યના ખંડમાં પડી. ત્યાં સેંકડો છોકરા ને છોકરીઓ સંગીતના તાલ મુજબ વિલાયતી નાચ કરતાં હતાં. તેમને હિન્દવાસીઓ તરીકે અમારી ઓળખાણ અપાઈ એટલે તેમણે અમને તાળીઓથી વધાવી લીધા. તરત કેટલીયે છોકરીઓ અમને નૃત્યમાં પલોટવાને ખેંચવા લાગી. અમને આવું કંઈ નૃત્ય આવડે નહિ; પણ ઘણાખરા જુવાનિયા તો એ છોકરીઓની મમતાથી ખેંચાયા, અને આખા ખંડમાં જેમ તેમ ફેરફુદરડી ફરીને પાછા આવી ગયા. બીજીવાર અમે આ ખંડમાં ગયા ત્યારે તો વધારે પરિચયથી નૃત્યના સંચાલકે બૂમ પાડીને કહ્યું : 'બબ્બે છોકરીઓ એક એક જણને પકડે!' એટલે વળી ઘણાખરા આ નાચમાં ખેંચાયા; પરસેવાથી રેબઝેબ થઈને હાંફતા અને માથામાં આવતા ચક્કરને જેમ તેમ રોકતા બધા પાછા ફર્યા. થોડા દિવસમાં અમે લેનિનગ્રાડ છોડ્યું પણ આ જુવાનિયાંની હેતાળ મૂર્તિઓ અમારા દિલમાં રમી રહી.

અમે મોસ્કો પાછા આવ્યા ત્યારે એક દિવસ થોડા માઈલ પર આવેલા ગોર્કી ગામે ગયા. ત્યાં એક બંગલામાં લેનિને છેલ્લાં વરસ ગાળ્યાં હતાં. પહેલાં ખેડૂતોનાં લાકડાનાં બનાવેલાં થોડાં મકાનોમાં ગયા, ત્યારે તેમાં ઠંડીના એ દિવસમાં

તાપણીની ગરમીથી અમે તાજા થયા. ખેડૂતોનાં મકાનની બહાર ગાયવાછરડાં બાંધેલાં જોઈને અમને દેશ યાદ આવ્યો. લેનિન આ ગામમાં રહેવા ગયા ત્યારે ખેડૂતોએ પોતાને માટે વીજળીની રોશની માગી તે લેનિને તરત મંજૂર કરી અને થોડા જ માસમાં ત્યાં વીજળી ઝલકી રહી. પછી મજાના બગીચાની વચ્ચે બાંધેલા લેનિનના મકાનમાં ગયા ત્યારે માલમ પડ્યું કે આ જૂના વખતના કોઈ ઉમરાવનો મહેલ હતો અને તે નાસી છૂટતાં સોવિયેટ સરકારના હાથમાં આવ્યો હતો. લેનિનને સન ૧૯૧૮માં ગોળી વાગી ત્યાર પછી વખતોવખત તે અહીં તબિયત સુધારવા રહેતા. છેવટે સન '૨૩માં તે અહીં આવ્યા તે પછી તેમની બીમારી વધતી ગઈ અને '૨૪માં તે પોતાના ખંડમાં જ અવસાન પામ્યા. ત્યારથી દુનિયા-ભરમાંના સમાજવાદીઓ માટે આ સ્થાનક યાત્રાનું ધામ બની ગયું છે.

મોસ્કોની વિદાય લેતાં પહેલાં અમારી હોટલની પાછળ ચાર-પાંચ માળના એક ભવ્ય મકાનમાં લેનિનનું એક સંગ્રહસ્થાન સ્થાપેલું છે તે જોવા ગયા. છેક બાલ્યકાળમાં લેનિન વોલ્ગા નદીને કિનારે આવેલા એક નાના ગામમાં તેમનાં માતાપિતા અને ભાઈ-બહેનો સાથે જે મકાનમાં રહેતા અને જે ચોપડીઓ ભણતા, કેવી નોટ રાખતા, તેમના દસ્કત કેવા હતા, એ બધું જોવા મળ્યું. પછી તે કૉલેજમાં ગયા અને ત્યાં બંડ કર્યું અને ત્યાંથી એક નાના ગામડામાં તે હદપાર થયા ત્યાં બધે કેવાં પુસ્તકો વાંચ્યાં, કેવી નોંધ કરતા અને લેખ લખતા તેના નાના મોટા નમૂના અમે જોયા. પછી વીશી વટાવીને તે રાજધાની પીટર્સબર્ગમાં આવ્યા ત્યારથી તે જાણીતા થયેલા, જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેતા, અને કંઈ પત્રો ચલાવતા, ત્યારથી સાઈબીરિયાની હદપારી, જીનીવા, પેરિસ, લંડનમાં પરદેશવાસ, ૧૯૦૫ની પહેલી ક્રાંતિ, ૧૯૧૭ના આરંભની લોકશાહી ક્રાંતિ–આ બધાય કાળની તેમની નોંધ,

લેખ, પુસ્તકો, પુસ્તિકાઓ, પત્રિકાઓ વગેરેનું ભારોભાર અમર સાહિત્ય અમે જોયું. એ મહેલમાં છેક ઉપરના માળ સુધી ચિત્રો, છબીઓ, ફિલ્મોનો અદ્ભુત સંગ્રહ કેટલી મહેનત કરીને ભેગો કરી ગોઠવેલો છે! જે આ સંગ્રહસ્થાન જોવા જાય તે તો લેનિનના અદ્ભુત જીવનસંગ્રામની આંટીઘૂંટીમાં ઘડીભર તો ડૂબી જ જાય; અને તે પૂરું થાય ત્યારે આંખો ચોળતો બહાર નીકળીને જેમતેમ બહારની દુનિયામાં ભળી જાય. ખરેખર, આ અદ્ભુત જીવનના ચમત્કારિક બનાવોની ઊંડી છાપ દિલ પર પડે ત્યારે આ નગરીના, આ સારાયે સોવિયેટ દેશના અને સમાજવાદી દુનિયાના–અર્થાત્ નવી દુનિયાના–મૂળ પ્રવર્તકની અદ્ભુત પ્રતિભાની જેટલી પ્રશસ્તિ થાય તેટલી ઓછી જ લાગે!

## ૧૫. ચીનમાં સ્વદેશીના સંસ્કાર

**૩૦મી** માર્ચને દિવસે પ્રાગથી વિમાનમાં બેસીને મોસ્કો જવા ઊપડયો ત્યારે ચીનની સફર કરવાનો કોઈ ખ્યાલ નહોતો. ચીનની ક્રાંતિમાં મેં ઘણો રસ લીધો હતો અને છેલ્લાં વરસમાં તે વિષે ઘણાં પુસ્તક વાંચ્યાં હતાં. પણ મોસ્કોની આર્થિક પરિષદ એપ્રિલની દશમીએ પૂરી થઈ તેવામાં ખબર પડી કે ચીનના નાયબ વડાપ્રધાન કવો–મો–જો નોર્વેમાં જગતની શાંતિ સમિતિમાંથી પાછા ફરતાં મોસ્કોમાં રોકાયા છે. તેમને ગઈ સાલ વિયેનાની શાંતિ સમિતિની બેઠકમાં હું મળેલો અને વિયેટ–નામના સવાલ પર તેમની સાથે લાંબી ચર્ચાઓ કરેલી ત્યારે ચીનની મુલાકાત લેવાની મારી મુરાદને તેમણે વધાવી લીધેલી. તેથી થોડા જ દિવસમાં તેમને નેશનલ હોટલમાં મળીને ઘણી વાતો કરી ત્યારે મને ચીન જવાની ઉત્કટ ઇચ્છા થઈ.

મોસ્કોની આર્થિક પરિષદમાં આવેલું ચીનનું મોટું પ્રતિનિધિ મંડળ અમારી જ હોટલમાં ઊતર્યું હતું. તેમના કેટલાક બિરાદરોને રોજ ભોજનખંડમાં મળવાનું પણ થતું. તે પૈકી ચીનની મધ્યસ્થ બેંકના એક અધિકારી મને કોપનહેગનમાં આર્થિક પરિષદની કમિટીમાં મળેલા. તે ફરીથી મળતાં ચીન જવાની મારી તાલાવેલી વધી ગઈ. તરત ચીન જવું હોય તો રશિયાનો પ્રવાસ ટૂંકાવવો પડે અને તાશ્કંદ, સ્ટાલિનગ્રાડ વગેરે સ્થાનકો જોવાનો મોહ છોડવો

પડે; પણ આપણા જેવા જ સંયોગોમાં ચીને થોડાં જ વરસમાં જે ચમત્કારિક પ્રગતિ કરેલી તે મને બહુ જ આકર્ષક લાગી.

સદ્‌ભાગ્યે એક દિવસ ચીનના પ્રતિનિધિ મંડળે અમને હોટેલના ભોજનખંડમાં તેમની સાથે ભોજન લેવાનું આમંત્રણ આપ્યું. તેમણે બનાવેલી કેટલીક વાનગીઓ પીરસીને અમને ખુશ કર્યા. પછી તરત તેમના ઉપરીએ અમારામાંથી જેમને અનુકૂળ હોય તેમને પેકિંગના મે દિનના સમારંભમાં હાજર રહેવાનું અને સારાય ચીનમાં પ્રવાસ કરવાનું આમંત્રણ આપ્યું. તરત મારા વેપારી સાથી ભાઈ તેજુરાની સાથે હું ચીન જવાને તૈયાર થયો. હિન્દી એલચીખાતા તરફથી ચીનના પ્રવાસ માટે રીતસર પરવાનગી મળી; પણ તેની પરવા કર્યા વિના એપ્રિલની ૨૨ મીએ હું પેકિંગના પ્રવાસે ઊપડ્યો.

આપણાં હિન્દી કે પશ્ચિમી વિમાનોથી સોવિયેટ વિમાનોની વ્યવસ્થા જુદી હોય છે. અંદર દાખલ થતાં તરત પેટ પર પટા બાંધવાના નહિ અને બીડી પીવાની કંઈ મનાઈ નહિ. તેમ મોજ કરવાને કંઈ ચોકલેટ કે ટૉફી મળે નહિ. પરિચારિકા એક જ હતી. તેણે નાસ્તા માટે રોટી, માખણ અને થોડાં ફળનું એક પડીકું આપ્યું અને માગે તેને ચા–કૉફી આપતી. બહાર ડોકિયું કરીએ તો મોસ્કોમાં તેમ ચોપાસ ભારે બરફ પડવાથી જાણે બધાં ખેતર–મકાન પર સફેદ ચાદર પથરાયેલી દેખાઈ. બપોરે એક ઠેકાણે વિમાન પેટ્રોલ લેવાને ઊતર્યું ત્યારે અમને મજાનું રશિયન ભોજન પીરસવામાં આવ્યું.

સાંજે ઓમ્સ્કના વિમાનઘર પર અમે ઊતર્યા ત્યારે ખબર પડી કે વિમાનીઓ આઠ જ કલાક કામ કરતા તેથી હવે આરામ જ કરવાનો હતો. રાતે ભોજન અને આરામ કરીને અમે બીજે દિવસે સવારે પાછા એ જ વિમાનમાં ઊપડ્યા. હવે બરફ ઓગળતો

હતો, તેથી તેમાં પાણીનાં કાળાં ધાબાં દેખાયાં. વળી સાંજે અમે ઈર્કુત્સ્ક શહેરના વિમાનઘર પર ઊતર્યા ત્યારે તો રાતે મનોરંજક નૃત્યનાટિકા દેખાડવાની ગોઠવણ થઈ હતી. અહીં નાટકશાળામાં મોટી સંખ્યામાં કામદારો છેક સાદાં કપડાં પહેરીને આવેલા અને પડીકામાંથી મગફળી કે કંઈ દાણા મોજથી ચાવતા હતા. છેલ્લે દિવસે અમારે રૂસી–ચીની મિશ્ર કંપનીના વિમાનમાં ચીન પહોંચવાનું હતું. તેથી રૂસી અમલદારોએ અમારો સામાન તપાસવાની વિધિ કરી. હવે અમે વિમાનમાં બેઠા ત્યારે નીચે પાણીનાં કાળાં ધાબાં-ને બદલે લીલી ધરતી જોવા લાગ્યા. બપોરે મોંગોલિયાનું મોટું શહેર ઉલ્લાન બાટોર આવ્યું ત્યાં દૂધ–ખાંડ વિનાની લીલી ચા જ મળી. સાંજે અમે પેકિંગ પહોંચ્યા ત્યારે અમારી સાથે આવેલા દેશ દેશના પ્રતિનિધિઓને કેટલાક મોટા આગેવાનોએ અને સેંકડો હરખઘેલાં બાળકોએ હર્ષનાદ સાથે પુષ્પવૃષ્ટિ કરીને વધાવી લીધા. ઘણા વિશાળ છતાં સાદા વિમાનઘરથી ચીનના એક કાર્યકરે અમને એક મોટરમાં બેસાડ્યા અને તેના હાંકનારને સરકારી આરામઘર પર હંકારવાની સૂચના આપી.

અમારી ગાડી શહેરમાં દોડવા લાગી ત્યારે આપણાં શહેર જેવા જ મધ્યમ કદના રસ્તા, બાજુમાં નાનાં નાનાં ખેતરો જોયાં. બંને બાજુએ બાંધેલાં નાનાં નવાંજૂનાં ઘર અને વાદળી રંગનાં છેક સાદાં કોટ–પાટલૂનમાં સજ્જ થયેલાં સ્ત્રી–પુરુષોને અમે નિહાળ્યાં. શહેરમાં દાખલ થતાં અનેક બુરજોથી શોભતા તોતિંગ દરવાજા પાર કરીને અમે આગળ ચાલ્યા ત્યારે અસંખ્ય જૂની નાની દુકાનો, ફૂટપાયરી પર માણસોની ગિરદી, વચમાં ડોકિયાં કરતા જૂનાં આલીશાન મકાનો, કોલસાની વરાળથી ચાલતી મોટર–બસ અને વીજળિક ટ્રામની બાજુ પર ચાલતી અસંખ્ય સાઇકલો અને સાઇકલ રિક્ષાઓ—આ બધું એશિયા ખંડની સાખ પૂરતાં. અનેક મોટા રસ્તા અને સાંકડી ગલીઓ વટાવીને અમે

અમારે ઉતારે પહોંચ્યા ત્યારે ઓચિંતી નવા ચીનની ઝાંખી થઈ. અમને જે સરકારી અતિથિગૃહમાં ઉતારો મળ્યો તે તદ્દન નવું નક્કોર હતું. ચીનના પાટનગરમાં જે અનેક પ્રતિનિધિમંડળ હવે આવતાં તેમને માટે જૂની હોટેલ પૂરતી નહોતી; તેથી મહેમાનો માટે આવાં નવાં મકાન બંધાયાં હતાં. અમે દરવાજામાં દાખલ થયાં એટલે વ્યવસ્થાપકે અને તેમના કાર્યકરોએ અમારું ભાવિક સ્વાગત કર્યું અને અમારા ખંડમાં આરામ કરવાનું સૂચવ્યું. પછી ઈંગ્લંડનાં અને અમેરિકાનાં અનેક વર્તમાનપત્રોથી શોભીતા એક વિશાળ ખંડમાં અમારું ઓળખાણ કેટલાક ચીની અગ્રણીઓ સાથે કરાવ્યું. અમે ભોજનખંડમાં ગયા ત્યાં પૂરી અંગ્રેજી ઢબથી ચા-કૉફી, બિસ્કીટ, પાઉં, માખણ સાથે થોડાં ફળ પણ રજૂ થયાં. તેની સાથે તળેલી મગફળીના દાણા રજૂ થયા ત્યારે પાછી દેશની યાદ આવી.

મારા ખંડમાં આવીને બધું તપાસવા લાગ્યો ત્યારે ઘણું અચરજ થયું. પલંગની પાસે રાતે પહેરવાનાં સ્લીપર, સ્નાનગૃહમાં ટુવાલની સાથે દાંત ઘસવાનું બ્રશ અને તેના પર ચોપડવાની પેસ્ટ, નાહી ને પહેરવાનો મોટો ભારે ઝભ્ભો, નાની ટીપાઈ પર થોડાં ફળ અને સિગારેટ—વગેરે જે સાધન બીજા દેશની સારામાં સારી હોટલમાં ન હોય તે અહીં રજૂ થયાં. રાતે જમણ અંગ્રેજી ઢબે પીરસાયું પણ તેમાં સારી ચીની વાનગીઓ પણ હતી. મહેમાનોમાં અંગ્રેજો, બ્રહ્મીઓ, હિન્દીઓ, હબસીઓ વગેરે હતા. પરિચારકો સર્વેની સેવા સમાનભાવથી કરતા. ભોજન પૂરું થયા પછી નવા જમાનાની ચીનની એક ફિલ્મ દેખાડવામાં આવી અને બીજે દિવસે જૂના રાજમહેલ જોવાનો કાર્યક્રમ સમજાવ્યો. આ ભવનના કાર્યકરો આવી સારી વ્યવસ્થા કરવા છતાં પોતાની ભૂલચૂક માટે માફી માગતા જાય તેથી તેમની અજબ નમ્રતા અને કાર્યદક્ષતા પર અમે વારી જતા.

બીજા જ દિવસથી અમે પેકિંગના રાજમહેલો, તેમાં રાખેલા પુરાણા ચીનનાં સંગ્રહસ્થાનો, તેના વિશાળ બગીચા અને બૌદ્ધ મંદિરોની મુલાકાતે જવા માંડયું. રાજમાર્ગો પરથી જતાં આવતાં મે દિનની ભવ્ય ઉજવણીની તૈયારીઓ ચોપાસ દેખાતી ગઈ. સરકારી મકાનો ને જાહેર સંસ્થાઓના દરવાજા આગળ ખાસ ઊભા કરેલા દરવાજા પર લગાવેલી લાલ ધજાઓ અને રાષ્ટ્રીય સૂત્રોથી અંકાયેલા લાલ પટ્ટા રાતે વીજળીની રોશનીથી ચમકતા હતા. વધારેમાં વધારે ભભકાદાર તૈયારીઓ તો "સ્વર્ગીય શાંતિના દરવાજા"—ચીની ભાષામાં, ટીન–અન–મન—આગળ વિશાળ લાલ મેદાનની આસપાસ ચાલતી હતી. જૂના રાજમહેલના દરવાજાના મધ્યભાગ પર માઓનું ભવ્ય ચિત્ર લગાવ્યું હતું. તેની બન્ને બાજુએ એલચીઓ, પરદેશી પ્રતિનિધિ મંડળો વગેરે માટે ચઢતી-ઊતરતી બેઠકોની હારમાળા જડાતી હતી. તેની એક બાજુના દરવાજાની દીવાલો પર માર્કસ અને એંગલ્સનાં અને બીજી બાજુની દીવાલ પર લેનિન–સ્ટાલિનનાં વિરાટ કદનાં ચિત્રો લગાવ્યાં હતાં.

આ બધું જોઈને અમે મંચુ રાજાઓના મહેલના વિશાળ ચોગાનમાં દાખલ થયા ત્યારે એકબાજુના ઓરડામાં ચીનનાં માનવીઓ, પ્રાણીઓ, પથ્થર અને ધાતુના પ્રાચીન અવશેષનું અત્યંત બોધદાયક પ્રદર્શન ગોઠવેલું જોયું. અસલના વારામાં ચોગાનની બંને બાજુએ રાજના અધિકારીઓ અને કર્મચારીઓ માટે બાંધેલાં નાનાં મકાનોની હારમાળા વટાવીને અમે દીવાન-ખાનાનો વિશાળ ખંડ જોયો. આગળ ગયા તો પાછો મોટો ચોક અને તેની પાર એવી જ ઢબના રાજકુટુંબના શયનખંડ વગેરે જોયાં અને આગળ પાછાં એવાં જ ચોગાન અને બીજા ખંડ દેખાયા. એક ઓરડામાં જૂના જમાનાનાં ડઝનબંધ નાનાં મોટાં ઘડિયાળ જોયાં, તેમાં જુદી જુદી કરામતો હતી. કેટલાંયમાંથી વિવિધ રાગનાં

સંગીત સાંભળવાની અમને મજા પડી. આ બધું અમે જોતા હતા તે દરમ્યાન એક ખંડમાં અમારા વિવિધ દેશની મંડળી માટે ચા-નાસ્તાની સુંદર વ્યવસ્થા જોઈને અમે ખુશી થયા.

પછીના દિવસમાં અમે શીતળ મહાલ (વિન્ટર પેલેસ) અને તેના સરોવરમાં મછવાની સહેલગાહ કરી. એક દિવસ જૂનાં બૌદ્ધ મંદિરો જોવા ગયા તો કોઈ લાકડાના પાટડા પર ચીની સંસ્કૃતમાં ચીતરેલાં કંઈક લખાણ વાંચ્યાં. ચીનના બુદ્ધ સાધુઓને પણ કંઈક ધાર્મિક વિધિ કરતા જોયા. બુદ્ધની ઘણી મૂર્તિઓ જોયા પછી એક મંદિરમાં કોઈ ઊંચા ઝાડમાંથી કોતરી કાઢેલી ૮૦ ફૂટ ઊંચી બુદ્ધની મૂર્તિ જોઈ. વળી શહેરથી જરા દૂર ગ્રીષ્મ મહેલ (સમર પેલેસ)ની મુલાકાત લીધી ત્યારે ત્યાં મકાનો કરતાં વિરાટ બગીચા અને સરોવરની શોભા આકર્ષક લાગી.[1]

શીતળ મહેલના વિશાળ બગીચાના એક ખૂણામાં બાંધેલા એક બાળઘરની મુલાકાત લેતાં અમને ઘણી મઝા પડી. એક માળના આ મકાનના દરવાજામાં દાખલ થતાં નાનાં ભૂલકાંના એક મોટા ટોળાએ આગળ આવીએ હર્ષના કિલકિલાટથી અમને વધાવી લીધા. કેટલાંય ભૂલકાં અમારા બન્ને હાથ પકડીને તેમના ઘર તરફ ખેંચવા લાગ્યાં. "અમારી સાથે રમવા ચાલો" એમ કહેતા જાય અને વળી પૂછે : "તમે વીર કામદાર છો ?" અમે બાળકોની ઘણી રમતો જોઈને દીવાનખાનામાં બાળઘરની સંચાલિકાને મળ્યા ત્યારે અમને ખબર પડી કે પેકિંગના સુધરાઈ કામદારોનાં બાળકોને માટે આ મકાન બે વર્ષ પર ખુલ્લું મુકાયું છે. બાળકોની વય પ્રમાણે તેમના વર્ગ પાડીને તેમના અભ્યાસ, રમત, ભોજન, શયન વગેરે માટે અલાયદા ખંડ રાખ્યા છે. તેમની તંદુરસ્તીની

---

૧. આ સરોવરમાં સફેદ આરસપહાણની બનાવેલી એક નાવડી જોઈ તેથી નવાઈ લાગી. તે પાણીમાં તરી શકે જ નહિ. કોઈ જૂના કૂની શહેનશાહે કરાવેલી આ નાવડીમાં બાળકો અને મુસાફરો ચઢઊતર કરતા.

સંભાળ રાખવાને માટે ખાસ ડૉક્ટર અને નર્સ રોકર્યાં છે. પછી શિક્ષણ અને રમતનાં સાધનોથી સજાવેલા ખંડમાંથી પસાર થઈને અમે ભોજનખંડમાં ગયા. ત્યાં બાળકોને નાનાં ટચૂકડાં ખુરશી-ટેબલ પર બેસીને તેમના માફકનો ખાસ ખોરાક આનંદથી આરોગતાં જોયાં. વળી એ બાળકો માટે સૂવાની નાની પલંગડીઓ અને બીજાં નાહવા–ધોવાનાં સાધન પણ જોયાં. બધું જ નવું નક્કોર અને ચાંદી જેવું ચોખ્ખું હતું. બધું જ ઊજળું બાસ્તા જેવું !

આવા એક બે ખંડ જોઈને અમે એક મોટી સીડીથી નીચેના એક સભાખંડમાં ઊતરતા હતા, ત્યારે બાજુમાં બાળકોએ જ બનાવેલાં રમકડાં અને ચિત્રકામનું પ્રદર્શન જોઈને અમે ખુશ થયા. અમારી પાછળ બાળકોની ટુકડીઓએ નીચે ઊતરીને પિયાનોના તાલમાં કંઈ પણ સૂચના વગર ગાવા ને નાચવા માંડ્યું, તેથી અમે તાજુબ થયા.

સુધરાઈના કામદારો અને કર્મચારીઓ તેમજ કારખાનાંના બાળકો માટે આવી અનેક સંસ્થાઓ ચીનમાં સ્થપાયેલી છે. તેમાં નાનાં બાળકોને બહાર બગીચામાં અને સાધનસંપન્ન શાળામાં રહેવા–ભણવાની મઝા પડે. મા–બાપનું દષ્ટિબિન્દુ સમજાવતાં ઘણાંએ અમને કહ્યું : “અમારે પ્રચારક તરીકે રાતદિવસ શહેરમાં અને બહારગામ ફરવાનું હોય એટલે અમારાથી છોકરાંની કંઈ સંભાળ લઈ શકાય ? અહીંયાં છોકરાં માંદાં થાય ત્યારે તેની સંભાળ લેવાય અને બાળપોથીનું અને સંગીતનું કંઈ શિક્ષણ અપાય. અને અમે પેકિંગમાં હોઈએ ત્યારે રજાને દિવસે બચ્ચાંને ઘેર લઈ જઈએ !”

આવું બધું અમે જોતા હતા એટલામાં મે દિન આવી પહોંચ્યો. તે દિવસે આખા શહેરને લોકોએ લાલ ધજા–પતાકાથી શણગાર્યું.

લાખો સ્ત્રીઓ અને પુરુષો, જુવાનો અને જુવતીઓ તેમજ નાનાં નાનાં બાળકો સરસ પોષાક પહેરીને રસ્તા પર ઊમટી પડ્યાં. અઢી વર્ષની આઝાદી દરમ્યાન અજબ સિદ્ધિઓ મેળવીને સર્વે ઊજળા ભાવિને માટે અદમ્ય ઉત્સાહ ધરાવતાં દેખાયાં. આશરે સાડાનવ વાગે અમે હજારો પ્રેક્ષકોની સાથે લાલ મેદાનમાં પોતાના સ્થાને ગોઠવાઈ ગયા. જરા દૂર લાંબી હરોળમાં સરકારી બેન્ડની પાછળ હજારો કર્મચારીઓ અને બાળ સૈનિકોને પોતાની ધજા ફરકાવતા અને પોકારો કરતા જોયા. બરાબર દશ વાગે રાજ-મહેલની અટારી પર પ્રમુખ માઓ સેનાધિપતિ, વડાપ્રધાન વગેરેની સાથે આવીને ઊભા રહ્યા એટલે તેમને મેદાનમાં ભેગા થયેલાં લાખો નરનારીઓએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધા. સરકારી બેન્ડે રાષ્ટ્રગીત વગાડીને વાતાવરણને પ્રોત્સાહક બનાવી દીધું, ત્યારે સૂર્યના પ્રકાશમાં ઊંચે ઝગારા મારતાં વિમાનોએ લાલ વાવટાઓનો વરસાદ વરસાવ્યો. તરત જ પેકિંગના નગરપતિએ ટૂંકું મંગળ પ્રવચન કરીને મે દિનની ઉજવણી શરૂ કરી. સારી દુનિયાના કામદારોના ઐક્યની ચીનના શ્રમજીવીઓના ભવ્ય વિજય અને સોવિયેટ સંઘ અને નવા પ્રજાસત્તાક રાજ્યોના વિજયની ઉજવણી આપણે કરીએ છીએ એ એમના પ્રવચનનો સાર હતો.

પછી તરત જ મે દિનની ઉત્સવકૂચ શરૂ થઈ. શ્રમજીવીઓના વિજય દિનની ઉજવણી કરવાને હજારો કામદારોએ "દુનિયાના મઝદૂરો એક થાઓ"-નાં સૂત્રોથી અંકાયેલી હજારો પતાકાઓ લઈને પોતાની કૂચ શરૂ કરી. રેલવેના કામદારો તેમના બનાવટના એક એન્જિનનું આબેહૂબ પ્રતિક એક ખટારા પર મૂકીને તેમના ઉત્પાદનના આંકડા દેખાડતા પસાર થયા. તે જ પ્રમાણે ખાંડનાં અને લોખંડનાં, સિમેન્ટનાં અને બાંધકામનાં કારખાનાંમાં રોકાયેલા

કામદારો પોતપોતાની સિદ્ધિઓના આંકડાના પટ્ટાઓ દેખાડીને આગળ ધપતા ગયા. તેમની રંગબેરંગી ધજાઓનું બનેલું આખું વન ધીમે ધીમે આગળ વધતું ગયું.

આ ઉજવણીમાં ભાગ લેવાને માટે હજારો વ્યાયામ વીરો સારા દેશમાંથી ઊતરી પડ્યા હતા. શ્રમ અને સ્વરક્ષણનાં સૂત્રોથી અંકાયેલી લાલ પતાકાઓ લઈને તે પણ ચાલ્યા. વધારેમાં વધારે ધમાલ તો સાઠ હજાર નાના વિદ્યાર્થીઓએ કરી મૂકી. હજારો લાલ ધજાઓ અને ફૂલની કલગીઓ લઈને "માઓ–ત્સે–તુંગ ઝિંદાબાદ"ના પોકારો કરીને તેમણે આખું ચોગાન ગજાવી મૂક્યું. તેમાં કેટલાયે કુમારો અને કુમારિકાઓ રંગીન વસ્ત્રમાં સજ્જ થઈને કમરે બાંધેલી ઢોલકી બજાવતી અને સાથે નૃત્ય કરતી ત્યારે આનંદ અને ઉત્સાહનું મોજું લાખોની સભા પર ફરી વળતું.

પછી તાજા આઝાદ થયેલા ગામડાંના હજારો કિસાનોએ તેમની પતાકાઓ પર અનાજ અને શાકભાજીના વધારે ઉત્પાદનના આંકડા ચમકાવ્યા. વસંતઋતુનું વાવેતર પૂરું થયાની જાહેરાત તેમણે સૂત્રો ચમકાવીને કરી. ખેડૂતોએ માથે ફાળિયાંના જેવા રંગીન કપડાંના ટુકડા બાંધેલા તેથી તેઓ કંઈક હિન્દી કિસાન જેવા લાગ્યા.

હવે આવ્યા પેકિંગના લાખો નાગરિકો. સમાજસુધારાના કામમાં લત્તે લત્તે આગળ પડતો ભાગ લેતી અને સ્વાશ્રયી બનવામાં સફળ થયેલી જવાંમર્દ સ્ત્રીઓ પણ ચાલી આવી. ગયા વરસમાં પેકિંગના જીવનધોરણમાં વીશથી ત્રીશ ટકાનો વધારો થયો હતો તેથી તેમનો હર્ષ માતો નહોતો. આ માનવમહેરામણમાં હજારો દુકાનદારો અને વેપારીઓ કૂચ કરતા દેખાયા. વળી કોઈ પરદેશીઓ, બૌદ્ધો, ખ્રિસ્તીઓ, મુસ્લિમો પણ આ કૂચમાં સામેલ હતા. છેવટે લેખકો, નાટયકારો અને કલાકારોની ટુકડીઓ પણ કૂચ કરી ગઈ.

પાંચ લાખ માણસોની આ વિરાટ કૂચ ચાર કલાક ધીર-ગંભીર ગતિથી ચાલુ રહી. તેની વચ્ચે વાદ્ય સંગીતની ટુકડીઓ પણ ચાલતી અને તે " માતૃભૂમિનું ગીત ", " અમે કામદારો છીએ મજબૂત " વગેરે લોકપ્રિય ગીતના સૂર વગાડતી વચ્ચે વચ્ચે "સ્ટાલિન ઝિન્દાબાદ, " " કૉમ્યુનિસ્ટ પાર્ટી ઝિન્દાબાદ " અને સૌથી વધારે "માઓત્સે તુંગ ઝિન્દાબાદ "ની ગગનભેદી ગર્જનાઓ સંભળાતી. આ વિજયકૂચમાં લઘુમતી જાતિઓના વિવિધ વેશથી અને કોરિયન સ્ત્રીઓનાં સુંદર નૃત્યોથી અનેરી ભાત પડી.

આ કૂચનો કાર્યક્રમ પૂરો થયા પછી હંગરીના કલાકારોએ તેમના ઝમકદાર રાષ્ટ્રીય નૃત્યથી સર્વને આંજી દીધા. " પૂર્વનું આસમાન લાલ છે " એ ગીત ચીની ભાષામાં ગાઈને હંગરીના કલાકારોએ તેમનો રાષ્ટ્રધ્વજ પ્રમુખ માઓને ભેટ કર્યો ત્યારે ચોપાસ આનંદ–ઉત્સાહની છોળો ઊછળી રહી. આ સર્વેએ મેદાન ખાલી કર્યું ત્યારે કલાકો સુધી સામે ઉભેલા હજારો બાળ સૈનિકો તેમની ધજાપતાકા અને સૂત્રોથી અંકાએલા પટ્ટા ફફડાવતા આગળ ધસી આવ્યા. અને " પ્રમુખ માઓ ઝિન્દાબાદ " પોકારતા પોકારતા તેમના તરફ સેંકડો ફૂલના ગોટા ફેંકવા લાગ્યા. છેવટે પ્રમુખ માઓ, તેમની અટારીના બંને છેડા સુધી આવીને તેની ટોપી હલાવતા સર્વેની સલામી ઝીલતા ગયા ત્યારે સર્વેના આનંદનો પાર ન રહ્યો.

આખા સમારંભમાં દુનિયાની અભંગ શાંતિને સર્વોપરી સ્થાન અપાયું. શાંતિનાં સૂત્રો ચોપાસ વંચાતાં અને સંભળાતાં. શાંતિના પ્રતિકરૂપે સેંકડો કબૂતરને વિરાટ માનવમેદની પર ઉડાડવામાં આવ્યાં. રૂસના અને દુનિયાના સમાજવાદી અગ્રણીઓનાં વિરાટ ચિત્રો પરથી અને તેમના જય જયકારનાં સૂત્રો પરથી સારા જગત તરફ ચીનનો મૈત્રીભાવ વરતાતો, તેમ છેલ્લા બે દિન પછીના

માઓત્સે તુંગ
[ ચીનના પ્રમુખ ]

આંકડા ચોપાસ વંચાતા તે પરથી ભાવિ વિકાસની શ્રદ્ધા સર્વત્ર દેખાતી.

મે દિનની જ રાતે લાલ ચોગાન ચોપાસ રંગબેરંગી રોશનીથી ઝળકી રહ્યું. તેની સાથે વિવિધ રાષ્ટ્રીય સૂત્રો પણ લાલ રોશનીથી પ્રકાશિત થયાં. તે રીતે બધાં જાહેર ચોગાન, બગીચા, શાળાઓ, કારખાનાં અને વિદ્યાપીઠનાં મેદાન ઝળહળી રહ્યાં. તે વખતે ચીની લોકનૃત્યનું સંગીત રેડિયોથી દૂર દૂર સુધી રેલાતું. તેના તાલમાં લાખો જુવાનિયાનાં નાનાં મોટાં જૂથ ગોળ ગોળ ફરતાં, જોરશોરથી ગીતો ગાતાં, તાળીઓ પાડતાં, વળી ખેલડીએ ફેરફૂદરડી ફરતાં ને નાચતા ને તેમના કિલકિલાટથી દશે દિશાને ગજાવતાં.

મે દિનની ઉજવણી પહેલાં અને પછી અમે પેકિંગની પાસે તેમ ઉત્તરે મુકદનની પાસે ઘણાં ગામડાંમાં ફર્યાં. તે બધામાં એક જ ઢબની ક્રાંતિ થયેલી જણાઈ. પહેલાં થોડા જમીનદાર પાસે વધારે જમીન હતી, મધ્યમ ખેડૂતો પાસે હતી તેથી ઓછી જમીન ગરીબ ખેડૂતો પાસે હતી અને ગુલામીની દશા ભોગવતા ખેતમજૂરો પાસે તો કંઈ જમીન જ નહોતી. સન '૪૮માં ખેતક્રાંતિ શરૂ થઈ ત્યારે જમીનદારની જમીન જપ્ત થઈ—તે પૈકી જાતે ખેડે તેને જ થોડી જમીન અપાઈ, બાકીની ગરીબ અને ભૂમિહીનોમાં વહેંચાઈ. જેમને જમીન અપાઈ તેમને નવા પટા અપાયા. પરિણામે સરાસરી માણસ દીઠ ઉત્પાદન ગામમાં ૧૦–૨૦ ટકા વધ્યું અને દરેક માણસને નિર્વાહ માટે વધારે અનાજ મળ્યું. થોડાં વરસમાં ગામમાં વીજળી આવી ત્યારે થોડી જમીનને નહેરનું પાણી મળ્યું. આઝાદ ગામડાંમાં શાળાના વિદ્યાર્થીઓની સંખ્યા વધી. ગામમાં કાચો માલ ખરીદવાને અને તૈયાર માલ વેચવાને સહકારી દુકાન સ્થપાઈ. વળી નવા જૂના ખેડૂતોની મદદે શહેરના લાખો સ્વયંસેવકો

ફ્રામે લાગ્યા અને તેમણે નવાં ગામોમાં ખેડૂતોના સંઘ સ્થાપી સંગઠન કર્યું. નવા ખેડૂત સંઘે જ ગરીબ ખેડૂતોનો પૂરો સાથ લીધો, મધ્યમ ખેડૂતોને ટેકો આપ્યો અને મોટા જમીનદારોની નાબૂદી માટે મોરચા માંડયા.

આમ ગામેગામ ક્રાંતિ થઈ તેથી ખેડૂતોને આશરે દશ કરોડ એકર જમીન મળી અને કરોડોનું અનાજ ગણોતમાં અપાતું બંધ થયું. વળી ગામડાની આવક અને ખરીદશક્તિ વધતાં ઉદ્યોગ–ધંધામાં તેજી આવી. ખેડૂતોની સહકારી મંડળીઓ મારફત તેમને હજારો ટ્રેક્ટર મળ્યાં.

ખેતી–ઉદ્યોગ–બેંકોની સમગ્ર પરિસ્થિતિ વિષે અમે પેકિંગમાં એક ભાષણ સાંભળ્યું. તે પરથી માલમ પડયું કે પહેલાં મોટા ઉદ્યોગોને મુકાબલે ખેતીનું ઉત્પાદન થોડું હતું અને મોંઘવારી અને સટ્ટાખોરી જામ્યાં હતાં. ક્રાંતિ પછી સરકારે કારખાનાંનો મોટા ભાગનો માલ ખરીદીને બજારમાં વેચવા મૂકયો. તેથી ભાવ સ્થિર થયા, કાળાં બજાર ખતમ થયા, શોખની ચીજોના ભાવ કંઈક વધ્યા અને જરૂરી ચીજોના ભાવ ઘટયા. પહેલાં કપાસ અને ખોરાકની આયાત થતી પણ હવે દેશ સ્વાશ્રયી બન્યો છે. પાયાના જમીન-સુધારા, સરકારી લોન, નહેરની યોજનાઓ, સરકારી વેચાણ ને ખરીદી અને નદીઓમાં નાવડીના વહેવારનો વિકાસ–આ બધા સુધારા થતાં સરકારનું બજેટ સમતોલ થયું છે.

દેશના નવપ્રસ્થાનમાં સહકારી તંત્ર મોટો ભાગ ભજવે છે. અમે પેકિંગમાં સહકાર ભવનમાં ગયા ત્યારે તે બંધાતું હતું. ત્યાં અમને ખબર પડી કે ગામડાથી માંડીને તાલુકા, જિલ્લા, પ્રાંત અને રાષ્ટ્રના ધોરણે સહકારી સર્વદેશીય સંસ્થાઓ રચાઈ છે. દરેક ઠેકાણે ખેડૂતોને કારખાનાનો કાપડ વગેરે માલ વેચવાનું અને કપાસ, અનાજ વગેરે તેમનો કાચો માલ ખરીદવાનું કામ સહકારી સંસ્થાઓ કરે

છે. સરકારી વ્યાજનો દર ૧.૫ ટકા છે અને સહકારી સંસ્થા ૨ ટકા વ્યાજે નાણાં ધીરે છે. તેલની અને અનાજ દળવાની સહકારી મિલ ચાલે છે. સહકારી સંઘનાં મોટાં સંભાગૃહ અને કલબો હોય છે. બાંધકામ કરનારી સહકારી મંડળીઓને ઉત્તેજન અપાય છે. હાલ ૮ કરોડ માણસો સહકારી મંડળીમાં જોડાયા છે. જૂના વખતથી ચીનની ઔદ્યોગિક સહકારી મંડળીઓ તો જગમશહૂર છે. એ મંડળીઓ કારીગરોને લોખંડ અને નાનાં યંત્રો આપીને તૈયાર માલ ખરીદે છે અને દેશની ઔદ્યોગિક પ્રવૃત્તિને પહેલાંના કરતાં પણ ભારે વેગ આપે છે.

એ જ ભાષણમાંથી સરકારની વેપારની નીતિની સમજૂતી મળી. ઘણોખરો મોટો વેપાર સરકારના હાથમાં છે અને બાકીનો ખાનગી વેપાર સરકારના અંકુશ નીચે ચાલે છે. વળી કોઈ ખાનગી ઉદ્યોગોમાં સરકાર ભાગીદારી પણ કરે છે. કેટલાક ઉદ્યોગો જે માલ પેદા કરે છે તે માત્ર સરકાર જ ખરીદી લે છે; તેનું ખાનગી વેચાણ બંધ છે. બાકી નાના અને ગૃહ ઉદ્યોગોમાં સરકાર પડતી નથી; માત્ર તેના ભાવનું નિયમન કરે છે. પરદેશ સાથે બધો વેપાર સરકારી ચાઈના બૅંકને હસ્તક છે. આવાં અનેક પગલાં લઈને સરકારે બધો સટ્ટો બંધ કર્યો છે અને બધા ભાવ સ્થિર કર્યા છે.

ચીનની શાંતિપ્રવૃત્તિના અગ્રણી કવો–મો–જોએ એક ભાષણ કરીને નવી સરકારની પરદેશનીતિ પર સારો પ્રકાશ પાડયો. આરંભમાં દુનિયાના શાંતિચાહકોને મળીને થયેલો આનંદ તેમણે વ્યક્ત કર્યો. પછી તેમણે નીચેના મુખ્ય મુદ્દા રજૂ કર્યા: અણુશસ્ત્રો પર પ્રતિબંધ મૂકવાની અપીલ પર ચીનના ૨૨ કરોડ લોકોએ સહી કરી; પાંચ સત્તાના મિલનની અપીલ પર ૩૪ કરોડ માણસોએ સહી કરી; સન '૫૦ના ઑકટોબરમાં અમેરિકી સેનાઓ ચીનની સરહદે યાલુ નદી પર ધસી આવી ત્યારે જ ચીનના સ્વયંસેવકો

આ. ૨૮

કોરિયાની વહારે પહોંચ્યા; કોરિયામાં દશ મહિનાની વાટાઘાટોથી શસ્ત્રવિરામ થયો છે; પણ હજી અમેરિકા ઝેરી રસાયણી શસ્ત્રો વાપરે છે; હવે એશિયા અને પેસિફિક વિસ્તારમાં લડાઈનો પૂરો અંત લાવવાને મે માસની આખરે શાંતિ પરિષદ મળવાની છે.

મે ની સાતમીએ રાતે બધા કામદાર મંડળોના પ્રતિનિધિઓની સાથે હું પણ એક ખાસ રેલગાડીમાં ઉત્તરે મુકદન તરફ ઊપડયો. તેના બધા ડબ્બા જૂના વખતમાં વિશિષ્ટ સરકારી મહેમાનોની ખાસ સગવડ સાચવવા બનાવેલા હતા. કાનપુરના કામદાર આગેવાન બિરાદર યુસુફ મારા ડબ્બાના સાથી હતા. પ્રો. કે. ટી. શાહ પણ અમારી જ ગાડીમાં હતા, તેમ રશિયા, આફ્રિકા, અરબદેશ અને દક્ષિણ અમેરિકા વગેરે ઘણા દેશના પ્રતિનિધિઓ પણ અમારા પડોશી હતા. અમારી ગાડી પેકિંગથી ઊપડીને સવારે મંચુરિયાના મહાનગર મુકદન પહોંચી ત્યારે હંમેશ મુજબ ચીની યજમાનોએ અમારું ભાવિક સ્વાગત કર્યું અને નાનાં બાળકોએ ફૂલની છડીઓ આપી.

ચીનની નવી સરકારે અહીંયાં ઔદ્યોગિક વિકાસ સપાટા-બંધ જમાવ્યો હતો. કોલસાની ખાણો, લોઢું, કાપડ, રેશમ અને ઉનની મિલો, સાબુ, ખાતર, રાસાયણિક પદાર્થ વગેરેનાં કારખાનાં: આ બધા ઉદ્યોગો પૈકી બને તે અમે જોવા ગયા. દરરોજ રાતે ચીન અને કોરિયાના નૃત્યના મનોરંજક કાર્યક્રમ અમે જોવા જતા.

મુકદન પાસે ફુશનમાં અમે કોલસાની ખાણ જોવા ગયા. એક ઠેકાણે ધરતીમાં ઊંડે ખોદેલી ખાણમાં યાંત્રિક લિફ્ટમાં ઊભે ઊભે અમે બહુ ઊંડાણમાં ઊતરી ગયા. ત્યાં કામદારો બત્તીવાળી ચીની ટોપીઓ પહેરીને ઝળકતી રોશનીમાં કોદાળા વડે ખાણનો કોલસો તોડીને પાવડાથી મોટા ખટારામાં ભરતા. તે ખટારા લિફ્ટ વડે ઊંચે ધરતી પર પહોંચતા. ધરતીના પેટાળમાં સેંકડો માણસોને

અસાધારણ સંયોગોમાં કાળી મજૂરી કરતા જોઈને તેમના તરફ ઘણું માન થયું. બીજે ઠેકાણે એક વિશાળ વિસ્તારમાં જમીનનું ઉપરનું પડ તોડીને છીછરી કોલસાની ખાણ ખુલ્લી કરી હતી અને તેમાંથી કોલસો તોડીને ખુલ્લા ખટારામાં ભરતા સેંકડો કામદારો અમે જોયા. આ ખાણની બાજુ પર એક કારખાનું હતું. તેમાં એક જાતના કોલસામાંથી ખનીજ તેલ બનાવવામાં આવતું.

કોલસાની આવી નાની મોટી ખાણ તો દુનિયાના ઘણા દેશમાં હોય છે. પણ અમે ખાણથી થોડે દૂર જઈને તેના કામદારો માટે બાંધેલાં બધી સગવડવાળાં અને હવાઉજાસવાળાં મકાનોની હારમાળા જોઈ ત્યારે હું ખુશ થયો; વળી ખાણીયાનાં બાળકો માટે ઘોડિયાંઘર, રજા ગાળવાનાં તેમનાં આરામઘર અને તેની આસપાસ મોટા બગીચા જોયા ત્યારે અમારા આનંદનો પાર ન રહ્યો. લંડન, ડબ્લિન વગેરે શહેરમાં કામદારોના વસવાટની ભેજ-વાળી અંધારી કોટડીઓ મેં જોઈ હતી. અહીં આઝાદીનાં અઢી–ત્રણ વરસમાં ચીની સરકારે કામદારો માટે દાખવેલી આ ચીવટ પર હું આફરીન થયો.

મુકદનની પાસે એક ગામડામાં અમે ગયા ત્યારે જમીનદારોના જૂના જુલ્મની અને પછી તેમની જમીનની થયેલી વહેંચણીની, એની એ વાત અમે સાંભળી. ખાસ તો એક ગામમાં જમીનવાળા બનેલા ગરીબ ખેડૂતોએ હવે એકબીજાનાં ખેતરમાં કામ કરવાને નવું સંગઠન કર્યું છે; અને સહકારી ધોરણે ખેતી કરવાની શરૂઆત પણ કરી હતી. બીજા ગામમાં ખરાબ રેતાળ જમીન સુધારીને હવે ખેતીલાયક બનાવી હતી. હવે ત્યાં રાત્રિશાળા, પ્રૌઢશાળા અને નાટ્ય મંડળ પણ સ્થપાયાં છે અને ખેડૂતો માટે નવાં મકાન બંધાયાં છે. ગામની સ્ત્રીઓએ અમને ખાસ રોકીને ભૂતકાળની વીતક કથાઓ કહી અને નવાં સુંદર મકાનો, કપડાં

અને તેમનાં ભરાવદાર બાળકો અમને હોંસથી બતાવ્યાં. ત્યાં વિદ્યાર્થીઓના મોટા જૂથે ખૂબ જ ઉત્સાહથી અમારી સાથે હાથ મીલાવ્યા અને તેમનાં પ્રેરક ગીત સંભળાવ્યાં.

આ ગામમાં એક ગામઠી ઘોડિયાઘર જોવાની તક અમને મળી. ગામડાંની સ્ત્રીઓ કામ પર નિરાંતે જાય તે માટે તેમનાં બાળકોને રાખવાને આ સંસ્થા તાજી જ સ્થાપેલી હતી. ત્યાં હવા-ઉજાસવાળા ઓરડામાં અનેક પલંગ ભેગા કરીને તેના ફરતા કઠેરાની વચ્ચે બાળકો રમતાં અને કલ્લોલ કરતાં હતાં. એક બાળકને ઘડીવાર રડતું પણ જોયું. ગામડાની બે–ત્રણ તાલીમ પામેલી બાઈઓ પરિચારિકાનું કામ કરતી. તપાસ કરતાં માલમ પડયું કે જે બાઈઓ અહીંયાં પોતાનાં બાળકો મૂકી કામે જાય છે તે આ પરિચારિકાઓના નિભાવ માટે દાણા આપે છે અને તેમને ઘેર રસોઈનો બંદોબસ્ત કરે છે. આમ ગામડાંની સ્ત્રીઓ આઝાદ બનીને પરસ્પર સહકારથી આ બાળઘર ચલાવે છે.

આવાં બધાં ગામમાં ફરતાં તેના રસ્તા, આંગણાં, ચકલા અને ભાગોળોની અજબ સફાઈ અમારી આંખે ચઢતી. જમાનાથી આ દેશના કરોડો લોક મનુષ્ય, પશુ અને વનસ્પતિનો બધો મળ અને કચરો ખાડામાં ભેગો કરીને સરસ સેન્દ્રિય ખાતર બનાવે છે, અને તે વડે ખેતી સમૃદ્ધ કરે છે. ગામમાં જેને લઘુશંકા કરવી હોય તેણે તે માટે નિર્મિત સ્થાને જ જવું પડે. તમામ કચરા-પૂંજાનો વૈજ્ઞાનિક સદુપયોગ કરીને સારો પાક લેનાર આ ગામડાંમાં આદર્શ સ્વચ્છતાના નમૂના અમને દેખાયા. વળી ગામના કોઈ નવરા લોકો ભેગા થઈ ટોળટપ્પા મારતા જોયા નહિ તેમ શહેરમાં દોડી જતા પણ નજરે પડયા નહિ. બધા દેશના શિસ્તબદ્ધ સૈનિક બનીને પોતાની દૈનિક કામગીરીમાં જ રોકાતા–કડીતોડ જાતમહેનતનો આદર્શ અમારી આગળ રજૂ કરતા.

દશમીએ રાતે મુકદનથી ગાદીમાં બેસીને અમે બે દિવસમાં સીધા દક્ષિણે નાનકીંગ શહેરમાં પહોંચ્યા. ચીઆંગ–કાઈ–શેકની આ જૂની રાજધાનીમાં સેંકડો મરજીવા વીરલાઓને ગોળીએ દીધા હતા. તેથી અમે સવારે એક ઊંચી ટેકરી પર રચેલા આ શહીદોના સ્મારકને અંજલિ આપવાને ગયા. ત્યાં સેંકડો પ્રતિનિધિઓનું સરઘસ પહોંચ્યું અને તેના તરફથી ફૂલના ઢગથી સ્મારકને નવાજવામાં આવ્યું ત્યારે અંતિમ ક્રિયાના કરુણ સંગીતથી વાતાવરણ ગંભીર બન્યું.

નાનકીંગ પાસે એક મોટા પહાડની ટોચ પર ચીનના પુરાણા ક્રાંતિકાર સુન–યાટ–સેનની સમાધિ રચીને તેની આસપાસ એક ભવ્ય રંગબેરંગી મહેલ બાંધ્યો છે. પહાડ પર ચઢવા માટે છેક સુધી વિશાળ પગથિયાં અને વચ્ચે વચ્ચે મોટા વિસામા ચણેલા છે. સમાધિની આસપાસ એ વીર પુરુષનાં અનેક વાક્યરત્નો આલેખ્યાં છે તેથી તે અત્યંત બોધદાયક બને છે; એ પહાડની બાજુ પર એક સરસ બૌદ્ધ મંદિર બાંધેલું છે ત્યાં જઈને ઘણા પ્રવાસીઓ આહાર અને વિરામ કરે છે.

નાનકીંગમાં કામદારોનો મહેલ, સરસ ઇસ્પિતાલો વગેરે સંસ્થાઓની મુલાકાત અમે લીધી. પણ અમને ખરેખરો રસ તો માજી સરમુખત્યાર ચીઆંગની કચેરીના મહેલમાં પડ્યો. તેની બાજુ પર ધારાસભાનું ભવન છે. તેના પર જરા નજર નાંખીને કચેરીના ભોંયતળિયાના વિશાળ ખંડમાં ખેડૂતક્રાંતિનું પ્રદર્શન અમે જોયું. ખેડૂતોના જુદા જુદા વર્ગ વચ્ચે જૂના જમાનાની જમીનની વહેંચણીના આંકડા જોયા. થોડા અનાજના ઉપાડની રકમમાં તેનું વ્યાજ ઉમેરીને દેવાનો કેવો ડુંગર સર્જાતો તે જોઈને અમે હેબતાઈ ગયા. પછી મેડા પર ચીઆંગની કચેરીની બાજુ પર ખેડૂતો પર થતા શાહુકારી જુલ્મનું પ્રદર્શન જોયું, તેમને

તીક્ષ્ણ હથિયારોથી લોહીલુહાણ કરીને, સાંકળ અને દોરડાથી બાંધીને, ભૂખ્યા ને તરસ્યા રાખીને કેવા રિબાવાતા તે જોયું. વળી ખેડૂતની ઝૂંપડીની બાજુ પર એ જમીનદારોના બાદશાહી ભવનના પ્રતીકરૂપ ખંડ જોયા. આ બધું જોતાં અમારાં કાળજાં કંપી ઊઠયાં અને ચીનની નવી ક્રાંતિમાં તેના કિસાનોની મુક્તિનું દર્શન કર્યું.

નાનકીંગથી દક્ષિણે સફર કરવાને અમારે મહાનદી યાંગ-સી ઓળંગવાની હતી. તે માટે અમારી રેલગાડીના ભાગ પાડીને તે મોટી આગબોટ પર ચઢાવી દીધી. વિશાળ નદી પાર કર્યા પછી વળી બધા ડબ્બા ભેગા થયા એટલે પાછી ગાડી ઊપડી, તે યાંગ-ચો નામના નાના ગામે પહોંચી. અમે મોટી બસમાં બેસીને રાજમાર્ગો પર ફરવાનું શરૂ કર્યું. ત્યારે એ નાના ગામનાં હજારો નરનારીઓ અને બાળકોને રસ્તાની બે બાજુએ શિસ્તબદ્ધ હરોળમાં ઊભેલાં જોયાં. અમારી બસ એક પછી એક રસ્તા પર ચાલી ત્યારે નજર પહોંચે ત્યાં સુધી સારાયે માર્ગ ઉપર ધજાપતાકા અને ફૂલના જાણે સળંગ ચંદરવા બાંધેલા અમે જોયા. આખા માર્ગના છેડા સુધી સેંકડો છોકરા-છોકરીઓને સુંદર પોશાક પહેરીને, નાનાં નગારાંઓ અને વાજિંત્રો વગાડતાં, અગણિત વાવટા ફરકાવતાં અને વિવિધ નૃત્ય કરતાં જોઈને અમે હેરત પામ્યા. એકેક માઈલ સુધી આવાં દૃશ્ય જોયા પછી અમે બસમાંથી ઊતર્યા ત્યારે અસંખ્ય છોકરાંને અમારી સાથે હાથ મિલાવવાને પડાપડી કરતાં જોઈને અમે પણ સર્વવ્યાપી આનંદના પૂરમાં ખેંચાયા. પ્રો. કે. ટી. શાહે આ શહેરના સ્વાગતનું વર્ણન કરતાં સાચું જ લખ્યું કે, ગાંધીજીની ખ્યાતિ પૂર્ણકળાએ પહોંચી હતી ત્યારે પણ અમે લોકોના આનંદોત્સાહના આવાં પૂર કદી જોયાં નહોતાં. ખરેખર તે દિવસે યાંગ-ચોની આબાલવૃદ્ધ સારીયે જનતા દુનિયાના કામદાર અગ્રણીઓનું સ્વાગત કરવા ઊમટી હોય એમ લાગ્યું !

યાંગ–ચેોથી અમારે હુઆઈ નદીને નાથવાને ચાલતું વિરાટ બાંધકામ જોવા જવાનું હતું. તેથી પહેલું તો એ નદીની યોજનાનું પ્રદર્શન શહેરમાં જોયું. તેમાંથી માલુમ પડ્યું કે એ નદીના ઉપર-વાસમાં બંધ બાંધીને તેનું પાણી અનેક સરોવરમાં વાળવાનું હતું. તેમાંથી કચરો દૂર કરીને અને બીજા બંધ બાંધીને તેના પ્રવાહમાંથી વીજળી ઉત્પન્ન કરવાની યોજના હતી. આ બધું નકશા પર જોઈ ને અમે નદીનું કામ પ્રત્યક્ષ જોવાને ઊપડ્યા.

આખી રેલગાડી ભરીને આવેલા પ્રતિનિધિઓનો પીળી નદીની વિરાટ નહેરને કિનારે કિનારે માઈલોનો પ્રવાસ યોજવા માટે મોટરોનો એક કાફ્લો રોકયો હતો. તેની આગળની ગાડીમાં અમારો આગેવાન બેસતો અને તેની નિશાની મુજબ આખો કાફ્લો ધપતો, વળાંક લેતો કે ઊભો રહેતો. અમે પીળી નદીની નહેર પર તરતા આ નાના મોટા મછવામાં ઘણા માલસામાનની હેરફેર જોઈ અને એ નહેરનું નિયમન કરવાને મૂકેલા દરવાજા પણ જોયા. રસ્તામાં કોઈ ઠેકાણે નવી નહેરના કામદારોની છાવણીઓ પણ જોઈ અને તેમાં અલ્પાહાર પણ કર્યો. આમ ઘણું અંતર કાપીને અમે પાછલા પહોરે હુઆઈ નદીની યોજનાના મુકામ પર પહોંચ્યા. ત્યાં અમે જે આરામઘરમાં ઊતર્યા, તેમાં ચકલીના પાણીની ને તેના નિકાલની સગવડ નહોતી. પણ અમારી તહેનાતમાં વહેલી સવારથી મોડી રાત સુધી સ્થાનિક સ્વયંસેવકો પડે પગે ઊભા રહેતા અને અમારી સેવા બહુ ઊલટ અને કાળજીથી કરતા. રાતે સરસ સજાવેલા ભોજનાલયમાં જમીને અમે આરામ કર્યો.

બીજે દિવસે સવારે અમે નદી પર બહુ ઊંચી સપાટી પર બંધાતો બંધ ને તેની બાજુ પર તૈયાર થતો રસ્તો જોવા ગયા. ત્યાં બધું કામ હજારો ખેડૂત–કામદારોની જાતમહેનતથી જ થતું જોયું. જો થોડાં યંત્રો કામે લગાડે તો કામદારોને જોઈતી રોજી

ન મળે, તેથી તે વાપરતા નહિ. નદીનો પટ ઘણો પહોળો હતો તેથી ચોપાસ બાંધકામ માટે સ્થાનિક અસંખ્ય પથ્થર વપરાતા. અમે હજારો કામદારોને મોટા પથ્થર દૂરદૂરથી ઉપાડીને એક ઠેકાણે લઈ જતા અને પછી દશ–વીસ જણને દોરડાથી બાંધેલો મોટો ઘણ ઊંચેથી પથ્થર પર પછાડતા જોયા. બબ્બે ચચ્ચારની હારમાં હજારો ખડતલ ખેડૂતો પથ્થર વગેરે સામાન લાવતા અને પછી તે ભેગા મળીને તોડતા ત્યારે "હય હય"ના સૂર લલકારતા અથવા કોઈ સૂત્રો ઉચ્ચારતા. આવી સખ્ત મજૂરીની વચ્ચે પણ પરદેશના પ્રતિનિધિઓને જોતા ત્યારે તેઓ તેમને હર્ષનાદથી વધાવી લેતા. આવી રીતે નદીના કામ પર વિશાળ વિસ્તારમાં હજારો ખેડૂતોને ઉત્સાહભેર કામ કરતા જોઈને અમે ખુશી થયા.

ખૂબીની વાત એ હતી કે આ બધા ખેડૂતોને બપોરે કે સાંજે લાંબું ચાલીને તેમને ઘેર જવાનું નહોતું. તેમના કામની પાસે જ તેમની છાવણીમાં તેઓ રાતે રહેતા. સવારથી સાંજ સુધી તેમને રીતસરનો ગરમ ખોરાક અપાતો. તેમના ઓવરશિયર અને ઈજનેરો પણ તેમની સાથે જ રહેતા–જમતા, રાતે બધા મળીને મનોરંજક કાર્યક્રમમાં ભાગ લેતા અને રાષ્ટ્રીય સવાલોની ચર્ચા કરતા. આવી મોટી નહેરનું આ બાંધકામ એક વિશાળ વિદ્યાપીઠ જેવું બની જતું–તેમાં આનંદ ને શિક્ષણ મેળવતાં મજૂરી અને રોજી મળતી.

પાછા ફરતાં અમે હુઆઈ નદીના પીળી નદી સાથે જોડાણ પર મુકાતા તોતિંગ દરવાજા જોયા. હુઆઈના બંધથી રચાયેલા એક સરોવરનું તેની નહેર સાથે થતું જોડાણ પણ જોયું. પછી અમારું મંડળ યાંગ–ચો થઈ રેલગાડીમાં બેસી શાંગહાઈને રસ્તે આવતા હાંગ–ચોના બંદર પર પહોંચ્યું. ત્યાં પણ અમારું સરસ સ્વાગત થયું. સ્ટેશનની બહાર નીકળતાં ઉત્સાહી લોકોના ટોળાથી

ઘડીવાર ઘેરાઈ ગયા. ત્યાં બંધાયેલું વિશાળ સરોવર દરિયાને મળે છે તેથી ત્યાં પહોંચતાંવેંત જ અમે મજાનો નૌકાવિહાર કર્યો. બપોરે ચોપાસ દરિયાથી ઘેરાયેલા બુદ્ધમંદિરમાં ગયા અને ત્યાં જતાં અને આવતાં ઓશિકાના સરસ ભરતકામવાળા ગલેફ, વિવિધરંગી માળાઓ વગેરે અવનવી ચીજો મળતી હતી તેની કંઇક ખરીદી કરી. બીજે દિવસે બપોરે એક શણની મોટી મિલના દરવાજામાં અમે દાખલ થયા ત્યારે ત્યાંનાં સ્વચ્છ વસ્ત્રમાં સજ્જ થયેલાં કામદાર યુવક–યુવતીઓએ અમારું હાર્દિક સ્વાગત કરીને અમને તેમની ચોગાનમાં ગોઠવેલી ખુરશીઓ પર બેસાડ્યા. પછી ચા–કોફી, સોડા, કેક–ચોકલેટ વગેરે અમને આપવા લાગ્યા. અમે જેટલું ખાઈપી શકીએ તેટલું અમને પીરસ્યું. મિલ જોવા ગયા ત્યાં અમને જણાવ્યું કે પરદેશી સાંચાવાળી જૂની મિલ ૧૯૫૦માં સરકારે લીધી અને તેની બાજુમાં દેશમાં જ બનાવેલા સાંચાથી બીજી મિલ ૧૯૫૧માં શરૂ કરી. મિલના બાળઘરમાં ૩૦૦ બાળકો છે અને સાથે દર્દીઓ માટે ઇસ્પિતાલ ચાલે છે. વળી કામદારોનું ભોજનાલય જોવા ગયા ત્યાં રસોડું અને જમવાનું સ્થાન બહુ જ સ્વચ્છ લાગ્યાં. ત્યાં બહુ જ સસ્તા ભાવે ગરમાગરમ ખાણું ખાતા કામદારોને જોઈને અમે સૌ ખુશી થયા.

હાંગ–ચો છોડીને અમે થોડા જ કલાકમાં ચીનના મોટામાં મોટા નગર શાંગહાઈ પહોંચ્યા. ત્યાં સ્ટેશન પર અમારા સત્કાર માટે મળેલાં સેંકડો માણસોમાં કંઈ નવી ભાત પડતી જોઈ. બધે ઠેકાણે બધાં સ્ત્રીપુરુષોને ભૂરા કોટ–પાટલૂનમાં સજ્જ થયેલાં જોતા. ત્યારે અહીં તો કોઈ પુરુષોને અને સ્ત્રીઓને વિલાયતી વેશમાં જોયાં તેથી જરા નવાઈ લાગી. બાકી અહીં પણ "બર્મા શેલ," "કેલ્ટેક્ષ" વગેરે મોટી પરદેશી તેલ કંપનીઓનાં રહી ગએલાં કોઈક પાટિયાં ખૂણેખાંચરે દેખાતાં હતાં; બાકી ક્રાંતિ થયા પછી તેના પરદેશી સંચાલકો ધંધો બંધ કરીને રવાના થયા હતા. તેવી

રીતે વિશાળ રાજમાર્ગ પર અમારા સિવાય કોઈની ખાનગી મોટર દેખાતી જ નહિ. રસ્તાનો બધો વહેવાર ટ્રામ કે કોલસાના ગેસથી અથવા વીજળિક બસથી ચાલતો. વેપાર માટે માલ ખેંચવાને ભારે ખટારાની દોડધામ રાતદિવસ સંભળાતી. આ બધું જોતા જોતા જૂના વખતની મોટી હોટલને દશમે માળ અમારે ઉતારે પહોંચ્યા. ત્યાંથી દરિયા પર લાંગરેલી મોટી આગબોટો અને નાના મોટા મછવા તેમજ બંદર-બંડ-પર બાંધેલો ભવ્ય રાજમાર્ગ જોઈને અમે ખુશ થયા.

થોડીવારમાં શાંગહાઈમાં હજારો કામદારો માટે સરકારે નવાં બાંધેલાં સેંકડો મકાનોનું મોટું નગર અમે જોવા ગયા. શહેરની બહાર ભરપૂર હવા-ઉજાસમાં પૂરી સગવડવાળાં આ નાનાં નાનાં સ્વતંત્ર સ્વાયત્ત મકાનો જોઈને અમને આનંદ થયો.

બીજે દિવસે અમે સરકારી કાપડની મિલ જોવા ગયા ત્યારે કંઈક નવો અનુભવ થયો. આ મિલનો વહીવટ જૂના માલિકો સાથે ભાગીદારીમાં સરકાર ચલાવતી હતી. હવે મિલને રૂ સરકાર વેચતી અને તેમાં પેદા થતું કાપડ પણ સરકાર ખરીદતી. મિલનો કારભાર પણ સરકાર તરફથી નીમેલો એક સામ્યવાદી જુવાન ઘણા ટૂંકા પગારે ચલાવતો. મિલના કાર્યકરોએ અમારા સ્વાગત માટે એક સભા ભરી તેમાં અમે મિલના જૂના ડિરેકટરને[1] પણ જોયા. તે છેક નિસ્તેજ અને નિર્જીવ લાગ્યા. તેમને મિલમાં રોકેલી રકમનું વ્યાજ મળતું અને રોજ તેમને સોંપેલા ખાતાનો વહીવટ કરતા. આ સભામાં સામ્યવાદી પક્ષના કામદાર મંડળના અને બીજા પ્રતિ-

૧. તેમની પાસે જૂના વખતનાં ઘર રહ્યાં હતાં. તેમની મોટરો પણ હતી. પણ સરકાર પેટ્રોલ આપતી નહિ તેથી ચાલતી નહોતી. તેમની જૂની જાહોજલાલીના અવશેષરૂપ તેમનાં જૂના કોલર, ટાઈ, કોટ ને પાટલૂન જોઈને મને તેમની દયા આવી.

નિધિઓ બોલ્યા. સામ્યવાદી સંચાલકે મિલના ઇતિહાસની અને હાલની સ્થિતિની માહિતી આપી. તે ઉપરથી માલમ પડ્યું કે કામદારોના પગાર અને તેમને મળતી સગવડમાં ઘણો સુધારો થયો છે અને છતાં મિલ સારો નફો કરે છે. કામદારો કોઈ નવા સુધારા સૂચવે તેમને પ્રોત્સાહન અપાય છે અને જે વધારે ઉત્પાદન કરે તેને ખાસ ઇનામ અપાય છે. સભામાંથી નીકળીને અમે મિલ જોવા ગયા ત્યારે જે કામદારો ખાસ સારું કામ કરતા હતા તેમના યંત્ર પર લાલ ઝંડા લગાવેલા જોયા અને દરેક વિભાગમાં નવાં સૂચન કરનાર કામદારોની યાદી જોઈ.

મિલમાંથી નીકળીને અમે પાસેના વિશાળ ચોગાનમાં ચાલી નીકળ્યા. ત્યાં કામદારો કંઈ રમતો રમતા હતા તે જોઈને પછી તેમના નિવાસ જોવા ગયા. ત્યાં કુંવારા કામદારો માટે એક ઓરડામાં રેલવેના ડબ્બાની માફક ઉપરનીચે ચોપાસ જડેલાં ત્રણ ત્રણ પાટિયાં પર સરસ ગોદડાં–ઓશિકાં વગેરે બિછાવ્યાં હતાં. નીચે લખવા–વાંચવાને ખુરશી–ટેબલની પણ સગવડ હતી. તેમને માટે સ્નાનગૃહ, ભોજનાલય વગેરેની સામુદાયિક વ્યવસ્થા હતી. પરણેલા કામદારો માટે નાના મકાનની કે એકએક ઓરડીની જુદી વ્યવસ્થા હતી. આ બધું જોતાં અમને સહેજે વિચાર આવ્યો કે આપણા દેશમાં પણ મિલોની આસપાસ ઘણીયે ખુલ્લી જમીનો હોય છે તેમાં કામદારો માટે મકાનો બંધાય તો કેવું સારું ?

દરેક કારખાનાની માફક આ મિલમાં પણ નાનાં બાળક માટે ઘોડિયાઘર હતું તે અમે જોવા ગયા. ત્યાં સ્વચ્છ સફેદ ઝભ્ભામાં સજ્જ થયેલી હુંશિયાર અને હોંસીલી બાઈઓએ અમારું સ્વાગત કર્યું. ત્યાં નાની પલંગડીઓમાં થોડાં બાળક ઊંઘતાં હતાં ત્યારે કેટલાંક બહાર બાંધેલા વાડામાં જાતજાતનાં રમકડાંથી રમતાં હતાં. ઘણાંખરાં ભૂલકાં ગોળમટોળ, તંદુરસ્ત અને હસમુખાં હતાં—કોઈ

રડતું દેખાયું નહિ. બાજુના ખંડમાં કેટલીક માતાઓ પોતાનાં બાળકને ધવડાવતી હતી. આ સંસ્થા માટે દાક્તરો અને નર્સ રોકેલાં હતાં અને તેમનો વિભાગ દવા વગેરેથી સુસજ્જ હતો. એકંદર બધું સ્વચ્છ અને સફાઈદાર હતું. પહેલાં તેમાં ૩૦ બાળકોની ગોઠવણ હતી, તે હવે વધારીને ૩૦૦ની કરી છે.

બીજે દિવસે અમે શાંગહાઈમાં કામદાર મંડળ તરફથી ચાલતા કામદારોના મહાલયમાં ગયા. ત્યાં એક વિભાગના કામદારોની લડતનું સંગ્રહસ્થાન હતું, તે જોવાની અમને ઘણી મજા પડી. આ સદીના આરંભથી અંગ્રેજ, ફ્રેંચ, અમેરિકી અને જાપાની શાહીવાદીઓની સામે જુદે જુદે વખતે કામદારોએ જે જીવલેણ લડતો ચલાવેલી અને હડતાલો પાડેલી તેના ફોટા અને ચિત્રોની હારમાળા અમે જોઈ. વળી છેલ્લાં વરસોમાં ચીઆંગ-કાઈ-શેકે શાહીવાદીઓ સાથે મળીને કામદારો પર ભયંકર સિતમ ગુજાર્યો હતો અને તેમાં અનેક વીરલાએ જાન ફના કર્યા હતા તેનાં હૂબહૂ ચિત્રો જોયાં. આ બધું જોયું ત્યારે માલમ પડ્યું કે આજની આઝાદી અને સુખસંપત્તિ મેળવવાને માટે ચીનના કામદારોએ કેવાં મોંઘાં બલિદાન આપ્યાં હતાં!

શાંગહાઈમાં અનેક કારખાનાંમાં બાળઘર, કામદાર ભવન વગેરે અમે જોયાં. તે બધાંમાં ચીનની નવી સરકારે સ્ત્રી, બાળકો અને કામદારો માટે નવાં સુખસગવડ સર્જ્યાં છે તેનો ફરીથી ખ્યાલ આવ્યો. ત્યાં એક રાતે "સફેદ વાળવાળી છોકરી"ની એક ફિલ્મ જોઈ. તેમાં એક વિષયલંપટ જમીનદાર ખેડૂતની એક રૂપાળી કન્યા પર આસક્ત થાય છે. પહેલાં તો તેના દોસ્તને રિબાવીને દૂર કરે છે. પછી તે જૂના રાજની મદદથી કન્યાના બાપને હાથ પર લે છે અને તેની પાસે પરાણે ખત કરાવીને દેવા પેટે તેની કન્યાને નોકર તરીકે રાખે છે. એ યુવતી ગર્ભવતી બને છે ત્યારે તેનો

માલિક તેના પર ભયંકર અત્યાચાર કરે છે. છેવટે તે નાસીને જંગલમાં જાય છે ત્યારે તેના વાળ ધોળા થઈ જાય છે. છેવટે એક મંદિરમાંથી દેવીને નામે લોકોને સંદેશો આપીને તેમની મુક્તિનો માર્ગ બતાવે છે અને જમીનદારના અત્યાચારનું વેર લે છે. આ નાટકમાં એ સ્ત્રીનાં જે ગીત સાંભળ્યાં તેથી મારું દિલ કંપાતું.

છેલ્લે દિવસે શાંગહાઈના જ્વલંત ઇતિહાસ વિષે તેના નગરપતિનું ભાષણ સાંભળીને અમે પાછા પેકિંગ આવ્યા. ત્યાં એશિયા અને પેસિફિક વિસ્તારની શાંતિ પરિષદ વરસની આખરે મળવાની હતી તેની તૈયારી કરવાને એક સંમેલન થોડા દિવસમાં મળવાનું હતું. હવે મને આ સંમેલનના હિન્દી પ્રતિનિધિ તરીકે શહેરની નામાંકિત પેકિંગ હોટલમાં ઉતારો આપ્યો. ત્રીજી જૂને આ સંમેલન મળે ત્યારે બીજા પ્રતિનિધિ દા. કોસંબી આવવાના હતા.

દરમ્યાન અમે ચીની ક્રાંતિના લોકવિદ્યાલયની મુલાકાત લીધી. ક્રાંતિ થયા પછી—તેમાં ભાગ લેનાર હજારો ક્રાંતિકારી કિસાનો અને કામદારો માટે ઊંચી ઢબની ખેતી, ઈજનેરી, નહેરનું બાંધકામ વગેરે વિષે સંક્ષિપ્ત અભ્યાસક્રમ યોજવાની જરૂર સરકારને લાગી. આવા કાર્યકરો કંઈ મેટ્રિક જેવી પરીક્ષા ન આપી શકે માટે તેમને માટે ખાસ વિદ્યાપીઠ સ્થાપવામાં આવી. તેમાં શિક્ષણ લેવાને આખા દેશમાંથી ચુનંદા કાર્યકરો આવ્યા અને વરસેકમાં જરૂરનું શિક્ષણ લઈ કામ પર લાગી ગયા. તેવી રીતે દેશમાં દાક્તરોની જરૂરિયાતને પહોંચી વળવાને તે શિક્ષણ માટે પણ બેએક વરસનો ટૂંકો અભ્યાસક્રમ તૈયાર કરીને તે શીખવવાની ખાસ વ્યવસ્થા કરવામાં આવી.

અમે જૂની પેકિંગ યુનિવર્સિટીની મુલાકાતે ગયા ત્યારે તેના પુસ્તકાલયના જે ખંડમાં પ્રમુખ માઓ સન ૧૯૧૯માં કામ કરતા હતા તે અમને બતાવવામાં આવ્યો. ત્યાં માઓના ટેબલ પર તેમની મોટી છબી મૂકવામાં આવી છે અને તેમના દસ્કતનું કંઈ લખાણ

પણ મૂકયું છે: પહેલું વિશ્વયુદ્ધ પૂરું થયા પછી જાપાની સરકારે ચીનની સરકારને તાબેદાર બનાવવાને સન ૧૯૧૫માં જે દિવસે ૨૧ માગણીઓ મોકલી હતી અને ચીનના તે વખતના સત્તાધીશ યુઆન–શી–કાઈએ મંજૂર કરી હતી તેની ચોથી સંવત્સરીને નિમિત્તે પેકિંગના વિદ્યાર્થીઓએ સન ૧૯૧૯માં એક સરઘસ કાઢીને અને પછી હડતાલ પાડીને સારા ચીનમાં નવી લડત શરૂ કરી હતી. જુવાન માઓ આ લડત સાથે સારી રીતે સંકળાયેલા હતા; આઝાદીની આ લડત પેકિંગ યુનિવર્સિટીના જે મેદાન પર શરૂ થઈ હતી ત્યાં જ હજારો વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને મોજથી નૃત્ય કરતાં જોવાની તક અમને મળી. ચોથી મેનો દિન હજી પણ નવજાગૃતિના દિવસ તરીકે સારા દેશમાં ઉજવાય છે. "ભૂતકાળને ભૂલી જાઓ" અને "નવા જમાનાને વધાવી લો"–એ સૂત્ર તે દિવસે સારા દેશમાં પ્રચલિત થાય છે.

ફરી એક દિવસ પેકિંગની પાસે એક ગામડામાં ગયા. ત્યાં સ્ત્રીમંડળે ખેતીક્રાંતિમાં સરસ આગેવાની કરેલી જોઈ. જૂના વખતમાં જમીનદારો કિસાનોની કન્યાઓને જાપાનીઓને વેચતા, તેમની સાથે પરાણે લગ્ન કરત અને ફાવે તેમ લોકોનાં ખૂન કરતા–આવા અત્યાચારની વાતો આગેવાન સ્ત્રીઓએ અમને કહી. ખેતીક્રાંતિ થયા પછી અહીંયાં પાંચ ભયંકર ગુનેગાર જમીનદારોને ગોળીએ દેવામાં આવ્યા છે. હવે ખેતીનું ઉત્પાદન ૨૦ ટકા વધ્યું છે, શાળામાં શિક્ષકોની સંખ્યા વધી છે અને અક્ષરજ્ઞાન વધ્યું છે–એ બધી વાતો તેમની પાસેથી અમે સાંભળી. તે ગામમાં મગફળી અને શકરીયાંનો સારો પાક થતો તેનો નાસ્તો અમને મળ્યો. આ ગામની પ્રગતિમાં સ્ત્રીમંડળે અને તેના આગેવાનોએ ઘણી હુશિયારીથી આગેવાની કરી હતી તેથી તેમનો આભાર માનીને અમે રજા લીધી.

પહેલી જૂનનો દિવસ બધા સમાજવાદી દેશોમાં બાળદિન તરીકે ઉજવાય છે. તે દિવસે અમારી ખાસ રેલગાડીમાં પરિચિત થયેલી એક બાઈ તેનાં બે બાળકોને લઈને અમારા એક બીમાર સાથીને મળવા આવી. પોતાનાં બાળકોને પંપાળતાં એણે કહ્યું: "જુઓ, અમારાં બાળક કેવાં તંદુરસ્ત છે? મારે રાતદિવસ ગાડીમાં ફરવાનું તેથી તેને બાળઘરમાં રાખું છું. ને પેકિંગમાં હોઉં ત્યારે શનિવારે સાંજે લઈ આવું. આમ બાળકોની ચિંતામાંથી છૂટીને અમે દેશ માટે કેટલું બધું કામ કરી શકીએ?"

પેકિંગમાં તે દિવસે સવારથી હજારો બાળક કોઈ શિક્ષક કે વાલીની સંભાળ નીચે બાગબગીચામાં મોજ કરવા ઊપડયાં. આખો દિવસ તેમણે રમત અને ઉજાણીની, ગીત અને રાસની મોજ માણી. રાતે તેમને માટે ખાસ યોજેલાં સિનેમા અને નાટકશાળામાં મનોરંજન કરવા ગયાં. સાંજે સુન–યાટ–સેન બાગમાં હું ગયો ત્યારે ૫૦૦૦ નાનાં બાળકોને ખુલ્લા આકાશ નીચે ચૂપચાપ બેસીને યુવક–યુવતીઓનાં નૃત્ય અને સંગીતનો રસીલો કાર્યક્રમ નીરખતાં જોયાં. સામે છેલ્લી ઢબની રંગભૂમિ પર ઝળકતી રોશનીમાં નાચતા અને ગાતા કલાકારોના વદન પર હાસ્યની છોળો ઊડતી ત્યારે બાળ પ્રેક્ષકો ગેલમાં આવીને તેમને તાળીઓના ગડગડાટથી નવાજતા. બે–એક કલાક પછી મારી હૉટલ પાસે રાજમાર્ગ પર ગીતોના પોકારનો ભારે કોલાહલ સાંભળ્યો. મેં બહાર નીકળી જોયું તો હજારો ભૂલકાં રસ્તાની વચ્ચે ઉગેલી લીલોતરી પરથી કલ્લોલ કરતાં પસાર થતાં હતાં!

છેવટે અમે એક સરકારી ખેતર અને ખેતીની શાળા જોવા ગયા. આ સંસ્થા સન ૧૯૪૮માં શરૂ કરેલી ને તેમાં આશરે બે હજાર ખેડૂત કુમારોને તાલીમ અપાઈ હતી. ખેતરમાં કૂવા પર એન્જિન મૂકીને પાણી કાઢતા હતા, વાવેતરને પાતા હતા. ખેતર

પર શાળા માટે જૂનું મકાન હતું અને હવે નવું બાંધવાનું કામ શરૂ થયું છે; તથી ખેડૂતો બહુ પ્રોત્સાહિત થયા છે. ત્યાં જાણવામાં આવ્યું કે કિસાન વિદ્યાર્થીઓનાં મગજ અને શક્તિ ખીલવવાને ખાસ તાલીમ અપાય છે અને તેમાંથી કેટલાક પરિપકવ થઈને લાલ સેનામાં જોડાય છે.

ત્રીજી જૂનને દિવસે એશિયાઈ શાંતિ પરિષદની તૈયારી માટે સંમેલન સરસ શણગારેલા વિશાળ ખંડમાં મળ્યું. તેમાં એશિયા અને પાસિફિક વિસ્તારના ઘણાખરા દેશના થોડા થોડા પ્રતિનિધિઓ હાજર હતા. સોવિયેટ પ્રતિનિધિને પ્રમુખસ્થાન અપાયું. તે પછી તેમણે સપ્ટેમ્બરની આખરે મળવાની પૂરી પરિષદના હેતુ અને બંધારણનો ખ્યાલ આપ્યો. એ પરિષદની ચર્ચા માટે તેમણે આ પ્રદેશના લોકોની આઝાદી અને શાંતિની જાળવણી, લડાઈની બધી તૈયારીનો અને શસ્ત્રસરંજામના વધારાનો વિરોધ, લડાઈના પ્રચારનો વિરોધ, અણુશસ્ત્રો અને રાસાયણિક શસ્ત્રોનો પ્રતિબંધ, બધા દેશની વચ્ચે પરસ્પર હિત અને આર્થિક સંબંધનો વિકાસ, જાપાનની શસ્ત્રસજાવટનો વિરોધ, કોરિયાના સવાલનું શાંતિમય નિરાકરણ અને વિયેટનામ, લાઓસ, કંબોડિયા, મલાયા વગેરે દેશમાં ચાલતા ઝઘડાનો શાંતિમય ઉકેલ—વિષયો વિચારણા માટે રજૂ કર્યા. તે વિષે ચર્ચામાં હાજર રહેલા દેશના પ્રતિનિધિઓએ ભાગ લીધો. પછી તે વિષે શાંતિ પરિષદના સિદ્ધાંત મુજબ જે ઠરાવો તૈયાર થયા તે સર્વાનુમતે મંજૂર થયા.

આ સંમેલન દરમ્યાન અમે પેકિંગમાં સ્ત્રીઓની એક સભામાં હાજરી આપી. તેમાં નવા ચીનમાં સ્ત્રીઓના સંગઠનનો સળંગ ઇતિહાસ જાણવા મળ્યો. વળી અમે ચીની ક્રાંતિના સંગ્રહસ્થાનની મુલાકાત લીધી. તેમાં ગઈ સદીમાં ટાઈપિંગ અને બોકસરને નામે મશહૂર થયેલાં કિસાનોનાં બંડનાં, અને અંગ્રેજોની તેમજ અમેરિ-

કાની સરકારે ચીનને માથે લાદેલી અફીણની લડાઈનાં ચિત્રો, છબીઓ, લખાણો વગેરે ઘણું બોધદાયક સાહિત્ય જોયું. સંમેલન પૂરું થયા પછી પેકિંગના યુવક સંઘની કચેરીમાં ગયા તો ત્યાં સન ૧૯૧૫માં મેની ચોથી તારીખથી શરૂ થયેલી જુવાનોની નવ-સર્જનની પ્રવૃત્તિનો કડીબંધ ઇતિહાસ જાણવા મળ્યો. ક્રાંતિ પછી લોકશાહી યુવક સંઘના ૫૫ લાખ સભ્યો છે. બીજા યુવક મંડળ અને કુમાર મંડળમાં તેમજ ખ્રિસ્તી યુવક મંડળના સભ્યો મળીને કુલ આ પ્રવૃત્તિમાં આશરે એક કરોડ જોડાયેલા છે. 'બધું કામ સારું કરો' અને 'સરકારને મદદ કરો'—એ આ મંડળોનો મુદ્રાલેખ છે. તેમના તરફથી વિવિધ પ્રકારના ઘણા વર્ગ, સંમેલન, પરિસંવાદ વગેરે યોજવામાં આવે છે. યુવકો તરફથી કલા અને નાટકની એક સંસ્થા પણ ચલાવવામાં આવે છે અને દેશભરમાં તેની ઘણી શાખાઓ છે.

છેલ્લા દિવસમાં અમે પેકિંગના ખેડૂત મંડળના પ્રમુખને મળ્યા. તેમણે પોતાના વહીવટની ટૂંકી માહિતી આપી. તેમણે ઢોરના અભાવે પગેથી રેંટ ચલાવીને ખેતરને પાણી પાવાની અને રાસાયણિક ખાતર ઉપરાંત બધા મળ અને ખાઈઓના તળિયાના કાદવનાં ખાતરનો ઉપયોગ કરવાની વાત કરી. વળી અમે કલાકારો અને નાટકના કોઈ લેખકોને મળ્યા અને સંસ્કાર ખાતાના નાયબ પ્રધાન સાથે પણ તેના ખાતા વિષે વાતો કરી. પછી પેકિંગની વિદાય લઈને વિમાનમાં અમે કેન્ટન પહોંચ્યા.

કેન્ટન ચીનની દક્ષિણની મોટામાં મોટી નગરી છે. આ શહેરમાં જ થાણું નાખીને સુન–યાટ–સેને પહેલાં સશસ્ત્ર બંડ જમાવેલાં અને પહેલી ક્રાંતિકારી સરકાર સ્થાપેલી. સાંજે ત્યાં પહોંચ્યા એટલે પહેલાં તો અમે એક જૂના બૌદ્ધ મંદિરમાં બાળકોનો મહેલ સ્થાપવામાં આવ્યો છે તેની મુલાકાત લીધી. રાતે અમે ત્યાં ગયા

ત્યારે ત્યાં નાનાં બાળકોની મોટી ભીડ જામેલી હતી. તે બધાં જાતજાતની રમતો રમતાં, ગાતાં, નાચતાં અને મોજ કરતાં હતાં. ખરેખર સેંકડો બાળકો મળીને જાણે મોટો આનંદોત્સવ ઉજવતાં હોય એમ લાગ્યું.

બીજે દિવસે સવારે અમે સુન–યાટ–સેનના પહેલા બંડમાં જે ૭૩ વીરલાઓ શહીદ થયા હતા તેમનું સ્મારક જોવા ગયા. સ્મારક ખરેખર ભવ્ય હતું અને તેના સ્તંભ પર બધાયે શહીદનાં નામ કોતરેલાં હતાં. ત્યાંથી સુન–યાટ–સેનના ભવ્ય સ્મારકના ખંડ અને વિશાળ સ્નાનાગાર જોઈને એક નાના બેઠા મકાન તરફ વળ્યા. તેમાં કાર્યકરોને તાલીમ આપવાની કંઈક સંસ્થા ચાલતી હતી અને તેમાં ભણાવતી શિક્ષિકાઓ માટે નાનું ઘોડિયાઘર હતું. આ મકાનનું ખાસ મહત્ત્વ એ છે કે સુન–યાટ–સેનના કાળમાં પ્રમુખ માઓ અહીંયાં કિસાન કાર્યકરોને તાલીમ આપવાને અભ્યાસવર્ગ ચલાવતા અને તેના વિશાળ ચોગાનમાં તે આંટાફેરા મારીને કિસાનોની નવી લડતની વ્યૂહરચના કરતા. આ બધું સાંભળવાથી અમારી જિજ્ઞાસા ઘણી તેજ થઈ. પછી એ જૂની સંસ્થાની અને માઓના કાર્યની બને તેટલી વિગતો અમે હોંસે હોંસે જાણી લીધી.

કેન્ટનમાં કામદારોનું મહાલય અમે જોઈ આવ્યા. તેના સાંસ્કૃતિક મહેલમાં ચીનની ક્રાંતિનું જે બોધદાયક સંગ્રહાલય ખુલ્યું હતું તેમાં છેલ્લાં સો વરસની ચીનની આઝાદીની લડતના હેવાલ, દસ્તાવેજ, નકશા, ચિત્રો વગેરે જોવામાં અમે સારો વખત ગાળ્યો તેથી વધારે મજા તેના અંગરૂપ યુવકોના મહેલમાં અમને પડી. આ સંસ્થા તાજી જ સ્થપાયેલી હતી. છતાં ડઝનબંધ કુમાર–કુમારિકાઓના જૂથે અમને બુલંદ હર્ષનાદ કરીને ઘેરી લીધા. અમારી સાથે ઘણા ઉમળકાથી હાથ મીલાવીને તે બધાં અમને તેમના રમત-

ગમતના ખંડમાં ખેંચી ગયાં. તેમના રાસમાં અમને ખેંચવાનો પ્રયાસ થયો પણ અમે તેમાં ભળવાની અમારી અશક્તિ દર્શાવી. ત્યારે તેમણે બેત્રણ રાષ્ટ્રગીત બહુ ઉત્સાહથી ગાયાં અને પછી અમને એવાં ગીત ગાવાનો આગ્રહ કર્યો. તેને વશ થઈને અમારા એક સાથીએ "ઇન્ટરનેશનલ"[1] ગીત હિન્દીમાં ગાયું. પછી તેમણે અમને ભાતભાતની રમતોમાં ખેંચ્યા. ત્યારે અમે ગોળ રીંગ ફેંકવામાં, તીર ફેંકવામાં અને એવી રમતોમાં હરીફાઈ કરી. બીજા એક ખંડમાં થોડાં બાળક શેતરંજ રમતાં હતાં, ત્યારે બાજુ પર કોઈ રેડિયો પર કંઈ બાળસંગીત સાંભળતાં હતાં. વળી બીજા ખંડમાં અમે ટેબલ પર અનેક બાળકોને સામયિકો, પુસ્તકો વાંચતાં જોયાં.

છેવટે એક વિશાળ ખંડમાં મોટા ટેબલ આગળ સેંકડો ખુરશીઓ ગોઠવેલી અમે જોઈ. બધી દીવાલો પર પ્રમુખ માઓ અને બીજા આગેવાનોનાં મોટાં ચિત્રો ટાંગેલાં હતાં. દેખીતી રીતે આ ખંડ નાટકો, મનોરંજક કાર્યક્રમ અને ભાષણો માટે રાખેલો હતો. આ બધું જોઈને અમે વિદાય થતા હતા ત્યારે અમારા બાળમિત્રોએ ખૂબ હોંસથી અમારી સાથે હાથ મીલાવ્યા. નવા ચીનના પ્રતીકરૂપ આ મીઠડાં બાળકોની વિદાય લઈને અમે બીજે દિવસે કેન્ટનની વિદાય લીધી તે પહેલાં એક પ્રેરણાત્મક અનુભવ કરવાની અમને તક મળી. આ સાંસ્કૃતિક મહાલયના એક ભાગમાં એક નવું ઔદ્યોગિક પ્રદર્શન ગોઠવ્યું હતું. તેમાં જે ઘણી નવા જમાનાની વસ્તુ જોઈ તે બધી જ ચીનમાં બનાવેલી હતી. પછી અમે એક મોટર સાઇકલ જોઈ તો તે પણ સ્વદેશી છે એમ જણાવ્યું.

---

1. જમાનાઓથી તે દુનિયાના શ્રમજીવીઓના પ્રેરક ગીત તરીકે મશહૂર છે. આજે સામ્યવાદી દેશો અને પક્ષો પોતાના વિજયગીત તરીકે તે ગાય છે.

કુતૂહલથી મેં પૂછયું : " તેનું એન્જિન કયાં બનાવેલું છે ? " ઘડ લઈને ઉત્તર મળ્યો કે તે પણ ચીનની જ પેદાશ છે.

આ ઉપરથી સારા દેશમાં ફરતાં સ્વદેશીના પાલનની જે છાપ પડેલી તે મારા મનમાં ઊંડી અંકાઈ. અગાઉ શાંગહાઈના મોટા વસ્તુભંડારો જોયેલા તેમાં પહેલાં ભાગ્યે કંઈ સ્વદેશી ચીજ મળતી, પણ અમે તપાસ કરી ત્યારે માલમ પડયું કે એ જ સ્થાને સરકારી વસ્તુભંડાર ખૂલ્યા છે. તેમાં હવે કોઈ વિદેશી વસ્તુ જ ન મળે !

પછી યાદ આવ્યું કે હાલ ચીન મોટર બનાવતું નથી તેથી તે આયાત કરવાને બદલે જૂની ગાડીઓને સમારીને, ખાસ જરૂર પડે તો ખટારા કે જીપ વાપરીને પોતાનો વહેવાર ચલાવે છે. દેશમાં પેટ્રોલ પૂરતું નથી તો તે પણ ખાસ સંરક્ષણ પૂરતું જ આયાત થતું હશે. બાકી બધાં વાહન વીજળીથી કે કોલસાના ગૅસથી ચલાવે છે. વળી ચીનની જનતા યુરોપિયનો અને જાપાનીઓની માફક કોલર–ટાઈ નથી પહેરતી પણ બંધ કોલરના અને દેશી કાપડનાં જ કોટ–પાટલૂન પહેરે છે. વળી માઓ કિસાન-પરસ્ત હોવાથી તેણે સ્વદેશી ખમીર બહુ શોખથી સાચવ્યું છે. મોટા જમીનદારો અને મૂડીપતિઓની પરદેશપરસ્તીને લીધે જ તેમની હકાલપટ્ટી થઈ. ચીઆંગ–કાઈ–શેક અમેરિકાનું પ્યાદું હતો તેથી તેની સામે મોરચા મંડાયા.

ટૂંકમાં મેં જ્યારે ચીન છોડયું ત્યારે મારા દિલ પર ખેડૂત–મજૂર–યુવક–સ્ત્રી વગેરે સર્વેની સર્વદેશીય ક્રાંતિની છાપ પડી. પણ તેના પાયામાં રહેલી સ્વરાજની અને સ્વદેશીની વફાદારી મારા દિલમાં રમી રહી.

કેન્ટનથી ચીનની સરહદે હોંગકોંગ તરફ જતાં અમે ત્રીજા વર્ગના ડબ્બામાં પહેલી વાર બેઠા. ત્યાં બધું સ્વચ્છ અને સાફ હતું. અમારી સંભાળ લેવાને સાથે ભોમિયા હતા. છેલ્લા સ્ટેશને અમે ચીનને સલામ કરી. તે સ્ટેશન ઘણું જ નમૂનેદાર હતું. થોડા મહિના પછી તેની મુલાકાત લેતાં રવિશંકર મહારાજે લખ્યું હતું કે, ત્યાં ચીન તરફથી લોકોની અવરજવર પર જાપ્તો રખાય છે, તેમાં ચીનનો ચોકો ચોખ્ખો રાખવાનો ખાસ હેતુ છે.

આ સ્ટેશન છોડીને અમે મજૂરોને માથે સામાન ઉપડાવીને હોંગકોંગ તરફ અડધે રસ્તે પહોંચ્યા ત્યારે હોંગકોંગ જવાનો સરકારી પરવાનો ન હોવાથી અંગ્રેજ અમલદારે મને થોડીવાર રોકયો. પછી માત્ર ત્રણ જ દિવસ હોંગકોંગમાં રહેવાની શરતે મને આગળ જવાની છૂટ મળી. તરત નવી રેલગાડીમાં બેસીને હું હોંગકોંગ ઊતર્યો ત્યારે ચીની સરકારનો એક કર્મચારી અમારી તહેનાતમાં આવી રહ્યો. એણે જ કવેલુન હોટલમાં મારી રહેવાની વ્યવસ્થા કરી આપી અને બે દિવસ પછી અમેરિકાના એક વિમાનમાં દેશ જવાની ટિકિટ પણ મને મેળવી આપી.

થોડીવારમાં કેટલાક ગુજરાતી ભાઈઓનું શિરનામું મળતાં નદી પાર કરીને મૂળ હોંગકોંગ[1] શહેરમાં તેમને ઘેર ગયો. પછી બે દિવસ હું તેમનો જ મહેમાન બન્યો અને તેમની સાથે જ ફરીને એ નગરીમાં જોઈ શકાય તે બધું જોયું. પણ થોડી જ વારમાં ચીન અને હોંગકોંગ વચ્ચેનો હાથી–ઘોડાનો તફાવત મને માલમ પડયો. ચીનમાં ખેતી, ધંધો–વેપાર બધા પર સર-

1. આજના હોંગકોંગ શહેરની વચ્ચે કવેલુન નદી વહે છે. ચીનથી આવતાં કવેલુન નામથી ઓળખાતું પરું આવે છે. નદીની બીજી પાસ મૂળ હોંગકોંગ શહેર એક ટેકરાની આસપાસ વસ્યું છે.

કારનો અંકુશ હતો ત્યારે અહીં બધું પૂરું નિરંકુશ હતું. અહીં મોંઘવારી, ભ્રષ્ટાચાર, લાંચરુશવત, વેશ્યાગીરી, ભોગવિલાસનું સામ્રાજ્ય સદીઓથી જામેલું હતું; કારણ કે ચીનમાં ક્રાંતિ થયા પછી દેશના ઉતાર જેવા સટોડિયા અને શ્રીમંતો પોતાની બને તેટલી મિલકત લઈને અહીં તેમના જૂના ધંધા કરવા વસ્યા હતા. મારી નજીકમાં ભોંયતળિયાની એક હોટેલમાં રોજ અંગ્રેજ સિપાઈઓ દારૂ પીને તોફાન કરે અને બાટલીઓ અને ગ્લાસ તોડે અને ક્વચિત મારામારી કરે, ત્યારે તેમના પર મીટ માંડીને દરવાજા પર ચૌદ પંદર વરસની કુમારિકાઓ કલાકો સુધી ઊભી રહેતી. જેમ જેમ સોદા થાય તેમ તે છોકરીઓ ઊપડી જાય, કેટલીક હોટેલમાં જઈને ખાણીપીણીમાં ભળે અને રોજિંદા ધાંધલમાં દાખલ થાય. બીજી પાસ શાંગહાઈ જેવા શહેરમાંથી જગમશહૂર વેશ્યાવાડા અને જુગારખાનાં સાફ કરીને ચીનની સરકારે અજોડ કીર્તિ મેળવી છે.

છેવટે હોંગકોંગથી ચીની મિત્રોની સહાયથી અમેરિકી વિમાનમાં ઊપડી હું દિલ્હી પહોંચ્યો. ત્યાંથી મુંબઈ થઈ હું આશ્રમ ભેગો થઈ ગયો.

થોડા વખતમાં મેં રૂસ–ચીનના સંસ્કાર આપણી પ્રજા આગળ રજૂ કરવાને અમદાવાદમાં અને બીજાં નગરોમાં અનેક ભાષણ કર્યાં. તે વિષે અંગ્રેજીમાં તેમજ ગુજરાતીમાં લેખ લખ્યા તે કેટલાંક અઠવાડિક પત્રોમાં છપાયા. વળી બંને દેશ વિષે મેં નાની પુસ્તિકાઓ ગુજરાતીમાં પ્રકટ કરી. ઉપરાંત મારા સાથીઓને મેં એક જુદો પરિપત્ર પાઠવ્યો, તેમાં નવા ચીનની ચમત્કારિક પ્રગતિમાંથી મેં નીચેનો સાર તાર્વ્યો :

(૧) જીવનના એકેએક ક્ષેત્રમાં રાષ્ટ્રભાષાનો ચીને પ્રચાર કર્યો છે. પહેલાંના ચીનમાં વેપારધંધાનાં પાટિયાં પર લખાણમાં

શાળા–મહા વિદ્યાલયોમાં, વેપારધંધામાં અંગ્રેજી ભાષાનું જ ચલણ હતું. હવે વિદ્યાપીઠથી માંડીને બજારો સુધી સર્વત્ર ચીની ભાષા જ સંભળાતી.

(૨) ચીનની આઝાદ પ્રજાને માફક આવે એવું અને દેશના નવા ઘડતર માટે ઉપયોગી નીવડે એવું રાષ્ટ્રીય શિક્ષણ અપાય છે. નવા શિક્ષણમાં અડધો વખત ચોપડીનું ભણતર હોય અને બાકીનો વખત ખેતર કે કારખાનામાં કંઈક ધંધા શિખવાય છે. તેથી યુવાનો મહેનતુ, ખડતલ અને સ્વાશ્રયી બને છે.

(૩) થોડાક સહેલાણીઓના મોજશોખની પરવા કર્યા વિના રોજના વપરાશની ચીજોમાં ૯૯ ટકા સ્વદેશી વસ્તુઓનું જ વેચાણ થાય છે.

(૪) પરદેશીઓના દલાલ બનેલા મૂડીદારોને નેવે મૂકીને કામદારો, વૈજ્ઞાનિકો, દેશાભિમાની વેપારીઓ અને ઉદ્યોગપતિઓની પ્રતિષ્ઠા અને આવક વધે એવા નાના મોટા રાષ્ટ્રીય ઉદ્યોગોનો વિકાસ થાય છે. આ દષ્ટિથી માઓની સરકારે દેશને વફાદાર રહે એવા મોટા ઉદ્યોગપતિઓ સાથે ભાગીદારીમાં કારખાનાં ચલાવવા માંડયાં છે. તેથી દેશદ્રોહી મૂડીપતિઓ ચીન છોડી ભાગી ગયા અને રાષ્ટ્રીય વેપાર–ઉદ્યોગની વીજળિક પ્રગતિ થઈ છે.

(૫) જે જૂની નોકરશાહીની મારફત મૂઠીભર વિદેશીઓ કરોડોની જનતા પર શાસન ચલાવતા તેને ખતમ કરીને ચીને સાચા રાષ્ટ્રીય વહીવટી તંત્રની સ્થાપના કરી છે. આપણા દેશમાંથી પરદેશી શાસકો ગયા પણ તેમના જ માનસવાળા સનંદી નોકરોનું તંત્ર કાયમ રહ્યું છે. તેથી આપણે સાચી આઝાદી ભોગવતા નથી. ફ્રાંસના રાજમહેલો પર સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવનાં જે સૂત્ર કોતરેલાં

છે તે નવા ચીને, અમલદારી તંત્રમાં ક્રાંતિ કરીને જ, અમલમાં મૂકયાં છે.

(૬) લોકોના જુદા જુદા વર્ગ વચ્ચેની અસમાનતા ચીને નાબૂદ કરી છે અને ભિક્ષુકવૃત્તિ તેમજ વેશ્યાવૃત્તિ સાફ કરી છે; ખેડૂતો, કામદારો અને સ્ત્રીજાતિના જીવનમાં લડાયક ક્રાંતિ થઈ છે તેથી આ અનીતિમય અનિષ્ટ પ્રથાઓ ખતમ થઈ છે.

આવો પત્ર મેં દેશના જૂના સાથીઓને મોકલ્યો તેમજ તેવી મતલબના લેખ ઘણાં છાપામાં પ્રકટ કર્યા. તેથી બધાની સાથે મારો નવો સંબંધ બંધાયો. ચારેબાજુએથી મને મળવાને અને ભાષણ કરવાને આમંત્રણ મળવા માંડયાં.

જૂન માસની આખરે મેં મુંબઈમાં શાંતિ કમિટીની સભામાં પેકિંગના સંમેલન વિષે મારો હેવાલ રજૂ કર્યો. પછી મુંબઈમાં વનમાળી હોલમાં કોરિયામાં શાંતિ સ્થાપવા વિષે ભરેલી સભામાં મેં ભાગ લીધો. જુલાઈની દશમીએ નડિયાદ જઈને લોકમતના કાર્યાલયમાં મિત્રો સાથે રુસ અને નવા ચીન વિષે ખૂબ વાતો કરી તે તેમના પત્રમાં ટૂંકમાં પ્રકટ થઈ. પછીને અઠવાડિયે એ જ શહેરમાં મારી ષષ્ટિપૂર્તિ નિમિત્તે દાદુભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે એક થેલી અર્પણ કરવામાં આવી. તે વખતે થેલી માટે મિત્રોનો આભાર માનીને મેં ચીનના બોધપાઠ વિષે પ્રવચન કર્યું. પછી પરદેશના પ્રવાસ વિષે બોરસદ, અંકલેશ્વર, સુરત અને બિલીમોરામાં પ્રવચન કર્યાં. તેમાં દેશના કિસાનો અને જનતા માટે મેં મુખ્ય આદેશ તારવ્યા. ત્યાં સુધીમાં દેશની કિસાન સભાના અગ્રણીઓ સાથે મારો સંપર્ક થયો હતો. તેમનું આમંત્રણ મળતાં હું ઑગસ્ટમાં કિસાન કારોબારીની સભામાં હાજરી આપવા મદ્રાસ ગયો.

સન ૧૯૪૩થી હિન્દી કિસાનસભાનું સંચાલન સામ્યવાદી પક્ષના બિરાદરો જ કરતા—તે પક્ષના આગેવાનો જ સારીયે સભાના આગેવાન હતા છતાં કિસાનસભાના બંધારણ મુજબ તેના સિદ્ધાંતને સ્વીકારે એવા કોઈ પક્ષના કે બીનપક્ષી તેમાં દાખલ થઈ શકે. હવે હું કિસાનસભાનો જૂનામાં જૂનો કાર્યકર રહ્યો હતો. વળી રુસ અને ચીન જેવા સામ્યવાદી દેશમાંથી તાજો આવીને હું તેનાં મુક્ત કંઠે વખાણ કરતો હતો. તેથી મારે માટે તેમના દિલમાં મમતા જાગી. બંને સામ્યવાદી દેશ વિષે જુદું જુદું મૂલ્યાંકન મેં રજૂ કર્યું; અને ચીનનો દાખલો આપણને વધું બોધદાયક છે એમ જણાવ્યું. ત્યાં બધી ક્રાંતિનો પાયો ખેતીની—ગામડાંની ક્રાંતિ હતી અને એવી ક્રાંતિ પાર પાડવાનું કિસાનસભાનું ધ્યેય હતું. તેથી મારા નવા-જૂના મિત્રો સાથે મારો પાટો બેસી ગયો. કિસાનસભાના જૂના પ્રમુખ તરીકે હું કારોબારીમાં સહેલાઈથી દાખલ થયો અને બંને દેશ વિષે બિરાદરો સાથે ખૂબ વાતો કરીને હું મદ્રાસથી પાછો ફર્યો. પછી આ સભાના આગેવાન નાંબુદ્રીપાદે, આંધ્રમાં મુનગાલાની જમીનદારી સામે લડતમાં હું સામેલ હતો તેની યાદ આપીને મારા નવા કાર્યની તારીફ કરી.

મદ્રાસથી પાછો આવીને પેટલાદ, રાજકોટ અને કલોલની જાહેર સભાઓમાં રુસ–ચીનના પ્રવાસનો બોધપાઠ મેં રજૂ કર્યો. કલોલ તાલુકામાં ખાસ તો તેના ખાખરીયા ટપ્પામાં સરકારની અવળી નીતિને લીધે દુકાળની હાલત હતી. તેથી ત્યાં સરકાર આગળ કિસાની માગણીઓનો પ્રચાર બાબુભાઈ પટેલ બહુ તેજીથી ચલાવતા હતા, તેથી તેમની સાથે ચીનની વાતો કરવાની મજા પડી. દરમ્યાન ચીનમાં એશિયાઈ પ્રદેશની શાંતિ પરિષદ રીતસર પેકિંગમાં મળવાની હતી તેને એક સંદેશો મોકલીને ભારત, ચીન અને

પાકિસ્તાન જેવા પાડોશી દેશ વચ્ચે બિનઆક્રમણના અને શાંતિ સાચવવાના કરાર કરવાની ભલામણ કરી.

નવેમ્બર માસમાં મને ખબર પડી કે બોરસદ તાલુકાના ભાદરણ વિભાગની ધારાસભાની બેઠક ખાલી પડતાં ત્યાં નવી ચૂંટણી થવાની છે. બોરસદના મારા મિત્ર લલ્લુભાઈ વકીલે મને આગ્રહ કર્યો કે તે ગાળામાં—ખાસ કરીને ઉમેટા વિભાગમાં મેં વરસો સુધી કિસાનપ્રવૃત્તિ ચલાવી હતી; તેથી મારે આ બેઠક માટે ઉમેદવારી કરવી જોઈએ. ચૂંટણી માટે નાણાંની જરૂર પડે. તે વિષે કંઈ સંદેશો મળતાં નડિયાદના વેપારી મંડળના આગેવાન અને સલુણ બજારના વેપારી મૂળજીભાઈ શાહને મળ્યો. તેમણે નડિયાદના વેપારી મંડળની સભા મેળવી તેમાં હું હાજર રહ્યો. તે વખતે બહુલક્ષી વેચાણવેરા સામે લડત ચાલતી હતી તેમાં હું ઘણા વખતથી સામેલ થયો હતો. હવે વેપારીઓનો અને જનતાનો અવાજ સરકારને સંભળાવવાને નડિયાદના મંડળે મારી ઉમેદવારીને ટેકો આપવાનું નક્કી કર્યું ને રૂ. ૫૦૦૦ની મદદ આપવાનું જણાવ્યું. ત્યાંથી બોરસદ જઈને ભાદરણ વિભાગમાં ફરીને હું જરા નજર નાખી આવ્યો. પછી ગુજરાતની કિસાન કમિટી મળી તેને પણ મેં પરદેશના પ્રવાસનો મારો સાર સમજાવ્યો, તેમજ જનતાના મોરચા તરફથી બોરસદથી ચૂંટણીમાં ઝુકાવવાનો મારો ઈરાદો જણાવ્યો. વળી મદ્રાસની કૉંગ્રેસ કારોબારીની ચર્ચાનો હેવાલ પણ મેં કમિટી આગળ રજૂ કર્યો.

નવેમ્બરની આખરે લલ્લુભાઈ સાથે પેટલાદ જઈને, ધારાસભાની ચૂંટણી માટે મારું ઉમેદવારી પત્ર મેં કચેરીમાં રજૂ કર્યું. તરત બોરસદમાં મારા કાર્યાલયની ગોઠવણ કરી. પછી લલ્લુભાઈની જ ગાડીમાં મેં ચૂંટણીના પ્રચાર માટે ગામેગામ ફરીને સભાઓ ભરવા માંડી. થોડા દિવસ પહેલાં મારી વિનંતિથી લોકકવિ મગનલાલ ચાંદલિયા આ લડતમાં મારા સાથી બન્યા. સભા ભરાય

ત્યારે પહેલાં તેઓ થોડાં તેમનાં પ્રેરક ગીતો[1] ગાતા અને લોકોની જમાવટ કરતા.

૧. આ ગીત નીચે મુજબ છે :

### ૧. નવા જુગ મંડાશે

જૂના જમાના જાશે જગમાં નવા જુગ મંડાશે—ટેક.
કોયલ ને ચાંદાનાં ગીતો કોઈ કવિ નહિ ગાશે,
દુખિયાં ભૂખીયાંની રોટીનાં નવાં ભજનિયાં લખાશે—જગમાં૦
દાનવ સામે માનવતાનાં દારુણ યુદ્ધ લડાશે,
ઝીણી ઝીણી ઝૂંપડીઓના જયજયકાર ગવાશે—જગમાં૦
નવા યુગનું નરસિંહ રૂપ આ દશકામાં દેખાશે,
તાલેવાનોનાં તંત્ર બધાં તળિયેથી તૂટી જાશે—જગમાં૦
મૂડીવાદનો મહિસાસુર મજદૂરને હાથે હણાશે,
ધરતીનો ઈ ધણી થાશે ને ધણીનું ધાર્યું થાશે—જગમાં૦
ઝેર વેર ને ઝગડાને જ્યાં જવું હોય ત્યાં જાશે,
ધરતી પર જગ બાંધવતાની ધજા નવી લહેરાશે—જગમાં૦
મનના મેલા મટી માણસો અંતર ઊજળાં થાશે,
તે દિ' જગમાં ચાંદલિયાનાં અજવાળાં પથરાશે—જગમાં૦

કિસાન ગીત : સંપાદક : ઇન્દુલાલ યાજ્ઞિક, પાન નં. ૨૧.

### ૨. આપણા ખેતરમાં આપણું રાજ

આવો ખેડૂતો તમામ, આપણા ખેતરમાં આપણું રાજ,
તારાં ખેતર ને ખોરડાં ખાલી, તારા લોહીની ઊડી ગઈ લાલી,
તારું જીવન નાંખ્યું છે બાળી—આપણા૦......
તને પૂરી મજૂરી ન આપે,
કરવેરા લઈ ગળાં કાપે;
એનો ઘડો ભરાયો છે પાપે—આપણા૦......
મૂડીદારો ને સરકાર ટોળી,
એણે પેટાવી દેશમાં હોળી,
બધા દૈત્યોને રણમાં દે રોળી—આપણા૦......

ભરૂચની માફક અહીંયાં કિસાનસભાને બદલે લોકશાહી મોરચા તરફથી હું ઊભો હતો તેથી ભાદરણના અને બીજાં મોટાં ગામના મોટા ખેડૂતો અને ભદ્ર સમાજ તરફથી મને સારો આવકાર મળ્યો. ઉમેટામાં મેં ઠાકોર સામે મોટી લડત ચલાવેલી ને તેમાં છેવટે ફત્તેહ મળેલી. ગણોત અને દેવાકાપના કાયદા પસાર થવાથી તેનો લાભ હજારો કિસાનોને મળેલો. ચોપાસ મેં ઘણી સભાઓ ભરેલી અને ભાદરણ–આંકલાવ, બામણગામ વગેરે મોટાં ગામમાં મારી જંગી સભાઓ થતી. તેથી મારી સફળતા માટે હું ઘણો આશાવાદી બન્યો.

નદીકિનારાનો કઠાણા–બદલપુર વિભાગ મેં પહેલાં જોયેલો નહિ તેથી ત્યાં ફરવામાં અને ખેડૂતોની હકીકત સાંભળવામાં મને ઘણો રસ પડયો. બદલપુર મહી નદીની ઊંચી ભેખડ પર આવેલું છે. જૂના વખતમાં ત્યાં મોટું બંદર હતું અને ત્યાં ધીકતો વેપાર ચાલતો. એ ગામમાં નદીનાં પૂર આવતાં રોકવાને ગામ લોકોએ

---

શાહુકારનું દઈશ ના દેવું,
જેણે લીધા છે નવના નેવું;
ભલે પાપી પામે કરે તેવું—આપણા૦......

એક લૂંટે છે સરકાર દેશી,
રહ્યા બહારવટિયા ગળાં રેસી;
કાઢયું બકરું ને ઊંટ ગયું પેસી—આપણા૦......

તારાં દુ:ખોની રાત ગઈ કાળી,
કરો સુખને ઘોડે સવારી;
બાંધો ભેટમાં સંપની કટારી—આપણા૦......

આખી દુનિયા આવી છે તારી વારે,
તારી હોડી આવી છે કિનારે;
વાગે છે જીતના ડંકા નગારે—આપણા૦......

૧કિસાન ગીત : પાન નં. ૨૨.

સિમેન્ટના પાળા બાંધ્યા છે. દિલ્હી સરકારે તો થોડા વખત પર આ બંદરમાં મછવા મારફતે આવતા માલ પર જકાત લેવાને એક નાકું બેસાડયું છે. સ્થાનિક સરકારે તો ગામલોકોના રક્ષણ કે સુખાકારી માટે કંઈ જ પગલાં લીધાં નથી. અને મુંબઈ સરકારે ગમે તેમ કરીને આવક વધારવાને આંધળિયા વેચાણવેરો લોકોનાં માથાં પર ઠોકયો છે, એ જોઈને હું બહુ જ ચીઢાયો.

ગામની ચોપાસ ફરતાં હું ધનાવશી ગામે ગયો. મહી નદી પાસે ઊંચાણમાં આવેલા આ ગામે પાણીની મુસીબત પારખીને હું મુખીને ઘેર ગયો, ત્યારે એક પુસ્તિકામાં ૧૯૩૯ની બોરસદની કિસાન કૂચને પ્રસંગે તેમના પિતાએ રચેલું એક ગીત મેં જોયું. પછી મુખીએ મને કહ્યું કે, ભાટના લેખ પ્રમાણે બદલપુર–ધનાવાશીનું બંદર ૧૧૦૦ વરસ પર આ પ્રદેશમાં મોટામાં મોટું હતું; તેમાં ૭૦૦ કંસારા અને ૯૦૦ સોનીનાં ઘર હતાં; તે પરથી આ વિસ્તારની જાહોજલાલીનો ખ્યાલ કરી શકાય. અહીં પાસે ખોદકામ કરતાં થાળીઓના ઢગ નીકળે છે. મૂળ બંદર ભાંગ્યું ત્યારે શેરી, વાલવોડ અને ધનાવશી ગામ વસ્યાં છે. આ બધું જાણીને અંગ્રેજોના તેમ આજના સ્વરાજના કાળમાં પણ સરકાર નાનાં બંદરના વેપારીઓની અને ત્યાં વસતી આમ જનતાની કેવી ઉપેક્ષા કરે છે અને મોટાં બંદરો અને ત્યાંના શ્રીમંતો તરફ કેવી કૂંણી લાગણી રાખે છે તે હું ચૂંટણીપ્રચારની સભાઓમાં બતાવતો ગયો.

ચૂંટણીના થોડા દિવસ બાકી રહ્યા ત્યારે કિસાનસભા તરફથી પ્રચાર કરવાને બામણગામ તરફથી ઠાકોરભાઈ અને પરાગજી આવી પહોંચ્યા. મારી દૃષ્ટિથી લાલ ઝંડા સાથે આદરેલો આ કિસાન પ્રચાર અવાસ્તવિક હતો. મારી ચૂંટણીની ભૂમિકા જુદી હતી તે મેં પહેલેથી મારા સાથીઓને સમજાવી હતી. સંભવ છે કે કોઈ જમીનવાળાના મનમાં નવા પ્રચારથી કંઈ મૂંઝવણ થઈ હોય. છતાં

ભાદરણની છેલ્લી સભામાં મારો જયજયકાર થયો તેથી બધા મિત્રોએ મારા વિજય માટે પૂરી આશા રાખી.

મારા દિલમાં ફત્તેહની પૂરી આશા હોવાથી હું ડિસેમ્બરની આખરે બોરસદમાં મતગણતરી વખતે હાજર રહ્યો. થોડી વારમાં મારી શરૂઆતની વધુમતી ઓસરતી ગઈ અને છેવટે મારા કોંગ્રેસી હરીફ ને જૂના મિત્ર ઈશ્વરભાઈ ચાવડા થોડા હજાર મતે જીત્યા. તેમને અભિનંદન આપીને અને લલ્લુભાઈ વગેરે મિત્રોની રજા લઈને હું નેનપુર ગયો. સન '૫૩ ના આરંભમાં બ્યાધર ને પાદરાની સભાઓમાં સમાજવાદી દેશનો સંદેશો આપીને થોડો વખત આશ્રમની જ કાર્યવાહીમાં રોકાઈ રહ્યો.

ગુજરાત કિસાન કમિટી સુરતમાં મળી ત્યારે ગુજરાત કિસાન પરિષદની છઠ્ઠી બેઠક આવતા એપ્રિલમાં વાંકલમાં મારા પ્રમુખપણા નીચે ભરવાનું નક્કી થયું. થોડા વખતમાં એ માટે ઠરાવ ઘડવાને નીમાયેલી કમિટી વડોદરામાં મળી. હમેશાં કિસાનસભાની નીતિ મુજબ જે ઠરાવો થતા તે છેલ્લી સરકારી નીતિને ધ્યાનમાં રાખીને ઘડવાના હતા. ઉપરાંત, ચીનના પ્રવાસથી સ્વદેશીની ભાવના મારા દિલમાં તેજ બની હતી. તે વિષે ખાસ ઠરાવ કરવાની દરખાસ્ત મેં રજૂ કરી તે સાથીઓએ સ્વીકારી લીધી. વળી મેં મહાગુજ-રાતનો ઈલાહીદો પ્રાંત રચવાની જે વાત કરી તે પણ મંજૂર થઈ. હવે તે વિષે ચાલતા આંદોલનની પૂર્વભૂમિકા રજૂ કરવી જોઈએ.

સન ૧૯૪૯માં ડાંગની મરાઠી ભાષા વિષે કે સરકારી વિધાનો થયાં તેની સામે આખા ગુજરાતમાં ઉગ્ર આંદોલન ચાલ્યું હતું. ગુજરાત સાહિત્ય સભાએ ડાંગમાં સ્થાનિક તપાસ કરીને ડાંગની ભાષા, સંસ્કૃતિ વગેરે ગુજરાતને મળતી આવે છે એવો હેવાલ પ્રકટ કર્યો હતો. વળી ડાંગની માફક આબુ વગેરે પ્રદેશ પણ ગુજરાતના જ ભાગ છે એવા ખ્યાલથી સન ૧૯૫૦ માં સર

પુરુષોત્તમદાસની આગેવાની નીચે ગુજરાત સીમા સમિતિ સ્થપાઈ હતી. તેમાં કસ્તુરભાઈ લાલભાઈ, વિદ્યાબેન નીલકંઠ, હરિસિદ્ધભાઈ દિવેટિયા વગેરે નેતાઓ સામેલ થયા હતા. જાણીતા સાહિત્યકાર નિરુ દેસાઈ તેના મંત્રી નિમાયા હતા. તે સમિતિએ ડાંગ, આબુ, ખાનદેશ વગેરે પ્રદેશમાં તપાસ કરીને તેના ગુજરાતી ભાષી વિભાગને ગુજરાતના અંતર્ગત પ્રદેશ તરીકે ગણવાનું નિવેદન કર્યું હતું.

આ સમિતિએ વલ્લભવિદ્યાનગરમાં બે અને અમદાવાદમાં એક—એમ ત્રણ સંમેલન ભર્યાં હતાં. તેમાં ગુજરાતના ડાંગ, આબુ, ખાનદેશના અમુક જિલ્લા સમેત ગુજરાતના સીમાડાની શાસ્ત્રશુદ્ધ સમજૂત અપાઈ હતી[1]. તે સાલની આખરે સારાયે મુંબઈ રાજ્યમાં

---

૧. આ વિષયનો પૂરો ખ્યાલ મેળવવાને ઉમેરવું જોઈએ કે ગુજરાતનાં નાનાં રાજ્યો સન ૧૯૪૮ના માર્ચ માસમાં દિલ્હી સરકાર સાથે ભળી ગયાં, ત્યાર પછી એપ્રિલની ૧૭–૧૮મીના રોજ મુંબઈમાં મહાગુજરાત પરિષદને નામે એક સંમેલન શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા નીચે મળ્યું હતું અને તેમાં જુદા જુદા પ્રદેશમાં વહેંચાઈ ગયેલી ગુજરાતની પ્રજાને એક તંત્ર નીચે એકત્ર કરવાની ભલામણ કરવામાં આવી હતી.

સન ’૫૧માં સપ્ટેમ્બરની ૧૬મા તારીખે અમદાવાદમાં સીમા સમિતિની એક બેઠક મળી હતી. તે જ સાલમાં ડિસેમ્બરની ૨૨થી ૨૪ તારીખ દરમ્યાન સીમા સમિતિ તરફથી એક સીમા પરિષદ વલ્લભવિદ્યાનગરમાં યોજવામાં આવી હતી. તેમાં પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, ભુસ્તરશાસ્ત્ર, અર્થ-શાસ્ત્ર એમ જુદા જુદા વિષય પરત્વે વિદ્વાનોની જુદી પરિષદો મળી હતી. છેવટે તે સર્વેએ મળીને આબુથી મુંબઈ સુધીના સમગ્ર પ્રદેશને, કચ્છ-સૌરાષ્ટ્ર સાથે ગુજરાતના એક રાજ્યમાં એકત્ર કરવાની ભલામણ કરી હતી.

એ જ માસમાં ગુજરાતી સાહિત્ય પરિષદની બેઠક નવસારીમાં મળી ત્યારે મહાગુજરાતની માગણી કરતો સ્પષ્ટ ઐતિહાસિક ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

ચૂંટણીઓની ઝુંબેશ શરૂ થવાની હતી. તે વખતે મહારાષ્ટ્રની કૉંગ્રેસના એક ઉમેદવારની સામે ડાંગનો એક ઉમેદવાર સીમા સમિતિ તરફથી ઊભો કરવામાં આવ્યો. તેવામાં "પ્રભાત" પત્રના દિવાળીના અંકમાં "મહાગુજરાત શા માટે?" આ વિષય પર ભાઈકાકાએ લખ્યું: "ગુજરાત છતનો મૂલક છે; આજે તો ગુજરાતની સમૃદ્ધિ મુંબઈ રાજ્યનાં બીજાં અંગોને પોષવામાં ખર્ચાયે જાય છે. સ્વાધીન અને સ્વયંપૂર્ણ મહાગુજરાતની રચના કરવામાં આવે તો ગુજરાત પોતાની સમૃદ્ધિથી અદ્ભુત વિકાસ સાધી શકે."

સન ૧૯૫૨ના આરંભમાં ચૂંટણી થઈ તેમાં સીમા સમિતિનો ડાંગનો ઉમેદવાર હારી ગયો પણ તેના મતદાર વિભાગનાં ડાંગનાં ગામડાંમાંથી તેને વધારે મત મળ્યા, તેથી સીમા સમિતિના આગેવાનો અને સર્વ ગુજરાતીઓ ખુશ થયા.

તે વખતે ગુજરાતના કૉંગ્રેસી આગેવાનો મહાગુજરાતની ચળવળનો વિરોધ કરતા હતા. પણ સરદારે સૌરાષ્ટ્રના એકમની સ્થાપનાના મંગળ પ્રવચનમાં કહેલું તે ઘણાંને યાદ હતું: "કચ્છ અને સૌરાષ્ટ્ર સમેત ગુજરાતનો સંયુક્ત મહાગુજરાત પ્રાંત રચવાની મારી છેલ્લી મનોકામના છે." આ ભાવનાથી પ્રેરાઈને ભાઈકાકાએ આગલી સાલમાં સાહિત્ય પરિષદમાં ખાસ ઠરાવ કરાવ્યો હતો. પછી સન '૫૨ના નવેમ્બરની આખરે તેમણે જ વલ્લભવિદ્યાનગરમાં મહાગુજરાતના સમગ્ર સવાલ વિષે વિચાર કરવાને અમદાવાદના જાણીતા વકીલ હિંમતભાઈ શુકલના પ્રમુખપણા નીચે એક પરિષદ બોલાવી. કૉંગ્રેસના અગ્રણીઓએ આ પરિષદનો બહિષ્કાર કરવાને ખૂબ પ્રચાર કર્યો. છતાં તેમાં ગુજરાતના ઘણાં વિભાગમાંથી અધ્યાપકો, સમાજસેવકો અને રાજકીય કાર્યકર્તાઓની સાથે હું પણ સામેલ થયો. પ્રમુખ શુકલે કૉંગ્રેસીઓનાં વિરોધી

નિવેદનોનો જવાબ મુત્સદ્દીગીરીથી દલીલસર આપ્યો. તેમણે લોકશાહીના ધોરણે સીમાડાનો ઉકેલ લાવવાની તત્પરતા બતાવી. તેમણે ઉમેર્યું કે એક અને અખંડ ગુજરાતની રચનાથી ગુજરાતીઓની પ્રગતિ માટે પૂર્ણ ભૂમિકા રચાય તેમ હિન્દની એકતા પણ નક્કર સ્વરૂપે સિદ્ધ થાય. આ ભાષણ થયા પછી અગ્રગામી પ્રતિનિધિઓના મારા જૂથે મહાગુજરાતનું રાજ તરત માગવાનો ઠરાવ તૈયાર કર્યો. પણ સીમા સમિતિ તરફથી નિરુભાઈએ વિષયવિચારિણી કમિટીમાં એવો ઠરાવ રીતસર રજૂ કર્યો કે દેશના આગેવાન પક્ષોએ તથા સરકારે ભાષાકીય પ્રાંતરચનાનો સિદ્ધાંત સ્વીકાર્યો છે અને મહારાષ્ટ્ર–કર્ણાટકમાં તે અંગે પ્રચાર અને પ્રબંધ થઈ રહ્યો છે ત્યારે ગુજરાતને આ દિશામાં પ્રયત્ન કરવાની ફરજ થઈ પડે છે; તેથી જો અને જ્યારે ગુજરાતનું જુદું રાજ્ય સ્થપાય ત્યારે તેમાં ડાંગ, આબુ અને ખાનદેશના નિશ્ચિત ભાગ સામેલ કરવા જોઈએ. આના ઉપર આખા ગુજરાતની તત્કાળ માગણીનો સુધારો અમે રજૂ કર્યો તે વધુમતીથી ઊડી ગયો. છતાં પ્રમુખની અને અમારી સર્વની માગણી મુજબ આ સવાલ પર સંયોગો મુજબ આંદોલન ચાલુ રાખવાને કાયમની એક કમિટી નીમવામાં આવી.

આમ મહાગુજરાતની તત્કાળ રચના માટે હું થોડા મહિના પર લડ્યો હતો. સોવિયેટ સંઘની રચનામાં આવાં ભાષાકીય રાજ્યોની રચના ઘણી સફળ થઈ હતી તે હું જોઈ આવ્યો હતો. તેથી અમારી ગુજરાત કિસાન પરિષદની મારફત વિશાળ જનતાનો અવાજ બુલંદ બનાવવાની મને જરૂર લાગી. મારી સૂચના માન્ય થવાથી યોગ્ય ઠરાવ ઘડવામાં આવ્યો.

આગલી સાલ ફેબ્રુઆરીમાં મારી ષષ્ઠિપૂર્તિ ઉજવવાને પ્રેમાભાઈ હૉલમાં એક સભા મળી હતી, ત્યારે તે નિમિત્તે કંઈક ફાળો ઉઘરાવવાને એક કમિટી નિમાઈ હતી. તેના તરફથી વરસભર જે

પ્રવૃત્તિ થઈ તેને પરિણામે મુંબઈમાં, નડિયાદમાં, અમદાવાદમાં અને સારા ગુજરાતમાંથી મળીને આશરે રૂા. ૧૩,૦૦૦ની રકમ ભેગી થઈ હતી. તે રકમ મારા વાત્રક વિદ્યાલયના લાભ માટે મને સોંપવાને મારા જન્મદિને–૨૨ ફેબ્રુઆરીના રોજ–પ્રેમાભાઈ હૉલમાં એક સભા યોજવામાં આવી. તે વખતે પ્રમુખસ્થાનેથી વલ્લભ-વિદ્યાનગરના સર્જક ભાઈલાલભાઈએ, પ્રભાતના તંત્રી કકલભાઈ કોઠારીએ તેમ જ કલાગુરુ રવિશંકર રાવળે મને પ્રશંસાનાં વચનોથી નવાજ્યો. આ વખતે મારા નેનપુરના વાત્રક વિદ્યાલયની તેમજ વાત્રક સહકારી વિકાસ મંડળની પ્રવૃત્તિનું વર્ણન કરીને જણાવ્યું કે મારા આશ્રમને જે દેવું થયું હતું તે આજે થેલી મળવાથી ભરપાઈ થઈ જાય છે. તે માટે તેમાં ફાળો આપનાર સર્વેનો આભાર માનું છું. વળી ચીનથી પાછો આવ્યા પછી આ જ હૉલમાં એ પ્રવાસના જે બોધપાઠ મેં તારવ્યા હતા તે હૈડે ધરવાની ફરીથી સર્વને વિનતિ કરી.

ગાંધીજીએ સ્થાપેલા નઈ તાલીમ સંઘ તરફથી ૧૫મી માર્ચને દિવસે અંગ્રેજી વિરોધી દિન પાળવાની અપીલ જનતાને કરવામાં આવી હતી. તેના સમર્થનમાં રવિશંકર મહારાજે અને સંતબાલજીએ એક જોશીલું નિવેદન પ્રકટ કર્યું. મેં તો થોડા મહિના પર ચીનમાં અંગ્રેજી ભાષાના સામ્રાજ્યનો અસ્ત થયેલો જોયો હતો. તેથી મેં અપીલના સમર્થનમાં એક ખાસ લેખ પ્રકટ કર્યો. તેમાં મેં સાફ જણાવ્યું કે અંગ્રેજી રાજ ગયા પછી તો તેમની સત્તાનું વર્ચસ્ ભાષા–સાહિત્યમાંથી સાફ કરવા વિષે બે મત હોઈ ન શકે. પણ ખાસ યાદ રાખવું જોઈએ કે આપણા વેપાર–ધંધામાંથી, દુકાનો અને પેઢીઓનાં પાટિયાં પરથી અને દાક્તર–વકીલોના રોજના

વહેવારમાંથી અંગ્રેજીને નહિ હઠાવીએ ત્યાં સુધી આપણી મકસદ સિદ્ધ થવાની નથી. ગુજરાત વિદ્યાપીઠના પહેલા આચાર્ય ગીડવાણીજી હંમેશ કહેતા : માથે હેટ અને જીભ પર અંગ્રેજી એ ગુલામીની નિશાની ! "માથા પરથી ગુલામીના વાઘા ઉતારો અને અંતરમાં ભરાયેલા અંગ્રેજને કાઢશો તો જ આઝાદી મળશે." એ લેખના ઉપસંહારમાં મેં લખ્યું : "આર્થિક સ્વરાજ અને સ્વદેશીની સાથે રાષ્ટ્રીય શિક્ષણ અને ભાષાનું ભવિષ્ય સંકળાયેલું છે. આજે તો પરદેશી વેપાર, પરદેશી નિષ્ણાતો અને પરદેશી માલનું વર્ચસ્વ દિલ્હીના રાજભવનથી તે ગામડાના ખેતર સુધી જામતું જાય છે.... જો તે જડમૂળથી સાફ કરવું હોય તો ગમે તે ભોગે વેપાર અને ઉદ્યોગમાંથી, કચેરી અને બજારમાંથી તેને નાબૂદ કરવાને કમર કસો !"

વાંકળમાં કિસાન પરિષદ એપ્રિલની ૪ થી તારીખે મળવાની હતી. તેથી એ મહિનાના આરંભથી જ મેં વાંકળમાં રામજીભાઈના સાથમાં થાણું નાખ્યું. ત્યાંથી જ અમે ગુજરાતમાં કિસાનોની લડતનો આરંભ કર્યો હતો, તેથી તે ગામનો શાહુકાર વર્ગ વરસોથી અમારો વિરોધી હતો. પણ હવે અમારી લડત ચોપાસ જામી હતી અને અમારી માગણીઓને અનુસરીને સરકારે ભાગબટાઈના કાયદામાં સુધારા કર્યા હતા. પરિણામે તેમના વિરોધની ઉગ્રતા કંઈક ઓછી થઈ હતી. વળી વાંકળના કપાસના જીનના માલિકોએ તેમનું આખું ચોગાન અને મકાન પણ અમને પરિષદના કામ માટે સોંપી દીધાં હતાં. તેમાં જુદા જુદા માલની દુકાનો પણ ખૂલી હતી. તેથી સાંજના ચારે બાજુએથી ખેડૂતોનો મોટો મેળો ભરાતો. એક બે દિવસમાં ઠાકોરભાઈ, નાનુભાઈ વગેરે અને બિરાદરો મને આવી મળ્યા ત્યારે અમારી કારોબારીની અને પછી પ્રતિનિધિઓની બેઠક ઘણા જ ઉલ્લાસના વાતાવરણમાં શરૂ થઈ.

સોવિયેટ સંઘના નેતા બિરાદર સ્ટાલિન માસેક પર અવસાન પામેલા તેમને, અધ્યાપક કે. ટી. શાહને અને વાંકળના લડાયક કિસાન ચંદુ ભગતને અંજલિ આપવાના ઠરાવો અમે કર્યા. સ્વામીજીના અવસાન પછી સંયુક્ત કિસાનસભા ઠરી ગઈ હતી અને અસલ કિસાનસભા સાથે મેં મદ્રાસ જઈને નવો સંબંધ બાંધ્યો હતો તેથી તેની સાથે જ ગુજરાતની સભાને જોડવાનું સહેલાઈથી ઠરાવ્યું. જમીન અને ગણોતના કાયદાનો મુખ્ય સવાલ બધી દૃષ્ટિથી ખૂબ ચર્ચાયો. સરકાર એક બાજુએ "ખેડે તેની જમીન"—એ સૂત્ર સ્વીકારીને તેનો અમલ કરવાનો દાવો કરતી; છતાં તેના ગણોતના કાયદાથી હજારો સાચા ગણોતિયાને જમીનમાંથી હાંકી મૂકવામાં આવ્યા; અથવા તેમને ખેત-મજૂર તરીકે રહી ખાનગીમાં અડધો ભાગ આપવાની ફરજ પડી એ સ્થિતિ અમને અસહ્ય લાગી. તેથી નીપજના પાંચમા–છઠ્ઠા ભાગનું કે મહેસૂલના પાંચ–૭ પટ જેટલું ગણોત આપવાનો કાયદો હોય ત્યાં સ્થાનિક કમિટીઓને જમીનદારો સાથે યોગ્ય કરાર કરવાની સત્તા આપવામાં આવી. સરકાર પાસે ખાસ માગણી તો એ થઈ કે "ખેડે તેની જમીન" એ સૂત્રનો પૂરો અમલ કરવાને માટે ગણોત કાયદાની પૂરી ચકાસણી કરીને તેમાં સુધારા કરવાને એક કમિશન સત્વર નીમવું જોઈએ. વળી અસલના હજારો સાચા ખેડૂતોને હવે ખેતમજૂર ગણ્યા છે તેથી તેમનું પાકું સંગઠન કરવાને સર્વ કાર્યકર્તાઓને ખાસ ભલામણ કરવામાં આવી.

મહાગુજરાતનો જે ઠરાવ અહીં પસાર થયો તેનો મૂળ સિદ્ધાંત તો ગાંધીજીએ સ્થાપ્યો હતો. આંધ્રના રાજની રચનામાં તેનો અમલ થયો હતો. આ પરિષદે આદિવાસી જનતાને ખાસ લક્ષમાં રાખીને પરિષદના ઠરાવમાં તેને એવી ખાતરી આપી કે, 'મહા-ગુજરાતની રચના થતાં આદિવાસીઓના હક્ક અને હિતનું રક્ષણ કરીને તેમને સામાજિક અને રાજકીય રીતે સમાન ધોરણ પર

સ્થાપવામાં આવશે.” આદિવાસીઓ વિષે જે ખાસ ઠરાવ કરવામાં આવ્યો તેમાં તેમને મફત જમીન આપવાની અને નિર્વાહ માટે જરૂરી રોજી આપવાની માગણી રજૂ થઈ; વળી જંગલની મજૂરી પેટે, જંગલખાતું, કૉન્ટ્રાકટરો અને જંગલ સોસાયટીઓ તરફથી રોકડમાં વાજબી રોજ આપવાની તેમજ મકાન માટે મફત જમીન, ઝૂંપડી બાંધવાને જરૂરી વાંસ, લાકડું, કાટમાળ વગેરે આપવાની માગણીઓ પસાર થઈ.

સ્વદેશી વિષે જે ખાસ ઠરાવ કરવામાં આવ્યો તેમાં લોકોની રોજિંદી જરૂરિયાતની ચીજોની વધતી જતી તંગી અને મોંઘવારી તેમજ પરદેશી કાપડ, સાબુ, દવાઓ, મોજશોખની વસ્તુઓ વગેરેના ભરાવાથી દેશના ઉદ્યોગોને થતા નુકસાન તરફ સર્વનું ધ્યાન ખેંચવામાં આવ્યું. પછી તેમાં જણાવ્યું કે, “ કૉંગ્રેસે અને તેની બધી સરકારે પરદેશી મૂડી અને મદદ મેળવવાની લાલચને વશ થઈને છેલ્લાં છ વરસથી સ્વદેશીના સિદ્ધાંતને છેહ દીધો છે...તેથી આમ જનતામાં કરોડોની વધુમતી ધરાવતા કિસાનો અને કામદારો પર સ્વદેશીનું આંદોલન ચલાવવાની (જે) જવાબદારી આવી પડી છે...તે ઉઠાવવાને તેમણે હવે તૈયાર થવું જોઈએ.”

ઉપરાંત શાંતિ આંદોલનને ટેકો આપવાના, નવી પંચવર્ષીય યોજનાને જનતાની દૃષ્ટિથી નિષ્ફળ ગણવાના, દુકાળનિવારણ માટે ખેતસુધારા સત્વર કરવાના વગેરે ઠરાવ પસાર થયા.

પરિષદનું ખુલ્લું અધિવેશન ચોથીની બપોરે શરૂ થયું ત્યારે વીસેક હજાર કિસાનોથી આખો સભામંડપ ભરાઈ ગયો. પંજાબના કિસાન આગેવાન સોહનસિંગ જોશ પરિષદમાં ખાસ પધાર્યા હતા. તેમણે પંજાબના ને દેશના કિસાનોની જાગૃતિનો ખ્યાલ આપ્યો. પરિષદનું ઉદ્‌ઘાટન કરતાં મુંબઈ વિધાનસભાના વિરોધ પક્ષના

આગેવાન તુલસીદાસ જાદવે મુંબઈ સરકારની કિસાન નીતિની કડક ટીકા કરી. મેં પ્રમુખ તરીકે બોલતાં સમાજવાદી દેશોના કિસાનો અને કામદારોની પ્રગતિનો તાદૃશ ખ્યાલ આપ્યો. ઠાકોરભાઈ અને બીજા અનેક પ્રતિનિધિઓએ જુદા જુદા ઠરાવ પર ભાષણો કર્યાં.

બીજે દિવસે પરિષદ પૂરી કરતાં મેં બધા કાર્યકરોને કિસાનો અને ખેતમજૂરોનું લડાયક સંગઠન કરવાનો આદેશ ફરીથી આપ્યો. મોડી સાંજે "કિસાનસભા ઝિંદાબાદ"ના બુલંદ અવાજોની વચ્ચે હજારો કિસાનોની મેદની વિખરાઈ ગઈ.

# ૧૬. જગતના કિસાનોની પરિષદમાં

**સન ૧૯૫૩ માં** વાંકળની કિસાન પરિષદમાં હું ગયો તે પહેલાં દેશની કિસાન પરિષદ કેરલમાં મળવાની હતી તેનો પ્રમુખ હું ચૂંટાયો હતો. પણ એ પરિષદ વિષે કંઈ લખતાં પહેલાં મારા આશ્રમના વહીવટ સંબંધી બે મહત્ત્વની હકીકત મારે રજૂ કરવી જોઈ એ.

સન ૧૯૫૧ થી વખતોવખત મુંબઈમાં બેસીને હું મારા જૂના મિત્ર રણછોડદાસ લોટવાલાનું જીવનચરિત્ર લખતો હતો તે સન '૫૨ ના આરંભમાં પ્રકટ થયું. દરમ્યાન મારે કંઈક જમીનની ખરીદી કરવાને ત્રણેક હજાર રૂપિયાની જરૂર પડી. તેથી ઠીક તક સાધીને તેટલી રકમ મને ધીરવા મેં લોટવાલાને વિનંતી કરી, અને તેના બાના પેટે બે દસ્તાવેજ તેમને સોંપવાની તૈયારી બતાવી. થોડો વિચાર કરીને મારા દસ્તાવેજ પેટે તેમણે મને રકમ આપી અને વગર વ્યાજે તે પરત કરવા વિષે પાકું લખાણ કરાવી લીધું.

હવે રૂસ અને પછી ચીનની સફર કરીને હું મુંબઈ આવ્યો ત્યારે જૂના સંબંધને લીધે તેમના આર્યભવનમાં ઊતર્યો. તેની ખબર પડતાં તેમણે મને મળવા બોલાવ્યો ત્યારે વરસોથી સામ્યવાદના કટ્ટર વિરોધી થયેલા હોવાથી તેમણે મને તે દેશના પ્રવાસ વિષે પૂછ્યું. મેં કહ્યું કે જરૂર હું આ બન્ને દેશમાં ફરી આવ્યો છું અને તેથી ઘણું ઘણું શીખ્યો છું. એકદમ ગુસ્સે થઈ ને

તેમણે તેમની ધીરેલી રકમ પાછી આપવાનો તગાદો કર્યો. બનશે ત્યારે જરૂર તમારી રકમ આપી દઈશ એમ કહીને હું ગુસ્સામાં નીચે ઊતરી ગયો. ખરી વાત એમ હતી કે તેમના એક વિશ્વાસપાત્ર વકીલે મને કહેલું કે, જો મારી લખેલી જીવનકથા તેમને પસંદ પડશે તો તેઓ રકમની ઉઘરાણી નહિ કરે. હવે રાજકીય દ્વેષથી તેમનું દિલ વિકૃત થયેલું હોવાથી કંઈ શાણી સલાહ સાંભળે તેમ નહોતું. હું તરત આશ્રમ તરફ ઊપડી ગયો અને બને ત્યાં સુધી રકમ આપવાનું ટાળવાનો મનસૂબો કર્યો.

પછી લોટવાળાએ પૈસા માટે કાગળ લખ્યા અને તેના મેં ઉડાઉ જવાબ આપ્યા. તેમણે મને રીતસર નોટિસ મોકલવાને જરૂરી વકીલની શોધ કરી. છેવટે મારી સામે દાવો માંડે એવા અમદાવાદમાં કોઈ નહિ મળતાં તેમણે વડોદરાનો એક સાધ્યો. હવે મારા પર રીતસર લોટવાળાની લહેણાની રકમ તરત ભરી દેવાની નોટિસ આવી. અગાઉ હું વિલાયત ગયો ત્યારે ફિલ્મના કામમાં કરેલું હજારોનું દેવું પાછળ મૂકી ગએલો અને પાછો આવ્યો ત્યારે હાઈકોર્ટ સુધી ખેંચાયા છતાં મેં એક પૈસો ભર્યો નહોતો. પણ આ વખતે તો દાદા સાહેબના પ્રમુખપણા નીચે એક સંઘ ચલાવતો અને તેની મારફત હજારોની મિલકતનો વહીવટ કરતો. લોટવાળાની રકમ મેં આશ્રમના કામકાજમાં જ ખરચી હતી તેથી કંઈ દાવો થાય તો દાદાસાહેબ આગળ હું શો ખુલાસો કરું ? આ બધો વિચાર કરીને મેં મુંબઈ જઈને લોટવાળાના વકીલ સાથે વાટાઘાટો શરૂ કરી. તેમની સાથે નક્કી થયું તે મુજબ મેં થોડા જ દિવસમાં બે-ચાર મિત્રો પાસેથી દાન ખાતે રૂા. ૫૦૦) લઈને તરત ભરી દીધા. બાકીની રૂા. ૨૫૦૦) ની રકમ પેટે જો હું રૂા. ૧૫૦૦) બે માસમાં ભરી દઉં તો બાકીના રૂા. ૧૦૦૦) માફ કરવાનું નક્કી થયું. સદ્ભાગ્યે તેવામાં જ ઉદવાડાના મારા જૂના કુમાર છાત્રાલયની જમીન-મકાનો વગેરે ખરીદીને ત્યાં ભરપૂર

સરકારી મદદથી વિશાળ આશ્રમ-શાળા ચલાવવા ભગિની સમાજે નિર્ણય કર્યો હતો. તેનાં વ્યવસ્થાપક કપિલાબહેન મહેતાની મારફત મને વાજબી રકમ મળી ગઈ. તેમાંથી મેં રૂા. ૧૫૦૦) લોટવાળાના મુનીમને ગણી આપ્યા, અને દેવા પેટે સોંપેલા બંને દસ્તાવેજ પાછા લઈને હું આ પંચાતમાંથી છૂટો થયો.

તેવામાં જ મેં આશ્રમમાં એક નવી પ્રવૃત્તિ શરૂ કરી. છેક શરૂઆતથી આશ્રમની વિશાળ જમીનમાં વિદ્યાર્થીઓ ખેતીકામ કરતા. પણ તેમાં અમે વરસો સુધી હજારો રૂપિયાનું નુકસાન વેઠ્યું. થોડા વખતથી આશ્રમની જમીન ગણુવતપટાથી પહેલાં અમારી સહકારી મંડળી મારફત અને પછી બીજા ભાઈઓ પાસે ખેડાવતા. છતાં આશ્રમમાં રહેતા ખેડૂતના દીકરાને કંઈ ધંધાની તાલીમ આપવાનું વરસોથી હું વિચારતો. તેથી થોડાં વરસ પર સુરતના મહિલા વિદ્યાલયમાં રાખેલું એક નાનું છાપખાનું તેના સંચાલક ને મારા મિત્ર સતુભાઈ હોરા પાસેથી રૂા. ૨૦૦)માં ખરીદી લાવ્યો હતો. પણ તેમાં ટાઈપ ઘણા જૂના હતા અને છાપખાનું યંત્ર નાના રમકડા જેવું હતું. તેથી આગલી સાલ મોસ્કો જઈ આવ્યો તે પછી રીતસર ટ્રેડલ મશીન અમદાવાદથી ખરીદીને અને સારા ટાઈપ લઈને વિદ્યાર્થીઓને નવી ઢબના છાપકામની તાલીમ આપવાનો મનસૂબો કર્યો.

તરત મુંબઈ જઈ વિલેપાર્લેના મિત્ર દા. જગન્નાથ વોરાને મારી યોજના મેં સમજાવી ત્યારે તેઓ સાથ આપવાને તૈયાર થયા. વળી મોસ્કોની પરિષદમાં ભાગ લેતાં મુંબઈના કેટલાક ઉદ્યોગપતિઓ સાથે સારો સંબંધ થયો હતો તેથી થોડા દિવસમાં હું ત્રણેક હજાર ભેગા કરીને આશ્રમમાં પહોંચ્યો. હવે અમદાવાદ જઈ હપ્તેથી છાપકામ માટે એક ટ્રેડલ યંત્ર અને નવા ટાઈપ લઈ આવ્યો. આશ્રમના એક વિશાળ ખંડમાં દીવાલ ચણીને

નાની ઓરડી બનાવીને તેમાં છાપખાનું ચલાવવાની વ્યવસ્થા કરી. પ્રભાત પ્રેસના મારા મિત્ર કકલભાઈ કોઠારીએ અનેક મિત્રોની હાજરીમાં સન '૫૩ના આરંભમાં 'વાત્રક મુદ્રણાલય'ના નામથી આ છાપખાનું ખુલ્લું મૂકયું. તરત વિદ્યાર્થીઓએ ખાસ રોકેલા કર્મચારીની દેખરેખ નીચે બીબાં ગોઠવવાનો અને છાપકામનો અનુભવ લેવા માંડયો. એપ્રિલમાં વાંકળ કિસાન પરિષદ પૂરી થઈ એટલે તેનો હેવાલ અમારા છાપખાનામાં જ વિદ્યાર્થીઓની મદદથી છપાયો. આશ્રમ માટે પરચૂરણ બિલબુકો, વાઉચરો વગેરે તો સ્વાભાવિક રીતે ત્યાં જ છપાતાં. વળી અમને બહારથી પણ થોડું કામ મળતું તે અમે કરતા. અમારે ત્યાં વીજળી નહિ હોવાથી છાપવાનું ટ્રેડલ પગથી જ વારાફરતી વિદ્યાર્થીઓ ફેરવતા.

થોડા વખતમાં છાપકામની નવીનતા ઓસરી ગઈ ત્યારે વિદ્યાર્થીઓનો રસ ઓછો થયો. વીજળીના અભાવે વાદળાં ચઢે અને વરસાદ પડે ત્યારે કામ લગભગ બંધ થાય. વળી ટ્રેડલ પગેથી ચલાવવામાં વધારે પડતી મહેનત પડતી. હવે મહેમદાવાદ ગામમાં વીજળી આવી ગઈ હતી અને ત્યાં અમારું પ્રેસ વીજળી વડે સારી રીતે ચલાવી શકાય એમ હતું. સદ્‌ભાગ્યે નડિયાદના જૂના દેશસેવક ચંદુલાલ શાહના પુત્ર અને મારા મિત્ર રસિકલાલ આ કામના પૂરા અનુભવી હતા. તેમણે અમારું પ્રેસ માસિક ભાડાથી મહેમદાવાદમાં ચલાવવાનું નક્કી કર્યું. ત્યારથી વાત્રક મુદ્રણાલય મહેમદાવાદમાં ગોઠવાયું. તેમાં "ભોળા શેઠનું ભૂદાન", "અક્કલના દુશ્મન", "કિસાન ગીત", "મહાગુજરાત રણગીત" વગેરે મારી પુસ્તિકાઓ છપાતી ગઈ. થોડા વખતમાં અમે છાપખાનાની વાજબી કિંમત નક્કી કરીને તે હપ્તેથી ચૂકવવાની શરતે રસિકલાલને વેચી દીધું. આવી રીતે આશ્રમની મારફત મહેમદાવાદમાં આ છાપખાનું સ્થપાયું છે અને હજી ચાલે છે.

કેરલમાં કેનેનોર શહેરમાં મારે અખિલ હિન્દ કિસાન પરિષદનું પ્રમુખપદ સંભાળવા એપ્રિલની ૨૨ મીએ પહોંચવાનું હતું. તે માટે હું મુંબઈથી આગબોટમાં ઊપડી ૧૭ મીએ રાતે મેંગલોર પહોંચ્યો. ત્યાં કેરલના કિસાની બિરાદરોની વ્યવસ્થા મુજબ બીજે દિવસે રેલગાડીમાં બેસીને કેનેનોર પહોંચ્યો. ત્યાં કિસાનસભાના મારા જૂના મિત્ર નાંબુદ્રીપાદની આગેવાની નીચે સેંકડો કિસાની મિત્રોએ "કિસાનસભા ઝિંદાબાદ"નાં સૂત્રો પોકારીને મારું સ્વાગત કર્યું. સ્ટેશનેથી શાનદાર સરઘસ કાઢીને મને એક શાળામાં રાખેલા મારે ઉતારે લઈ જવામાં આવ્યો.

થોડી વારમાં હું કિસાન પરિષદની ચાલતી તૈયારીઓ જોવા નીકળ્યો. પ્રથમ તો પરિષદ માટે મળેલા પોલીસના મેદાન પર અગાઉ પોલીસના જ ભયંકર અત્યાચારથી અવસાન પામેલા શહીદોની યાદમાં આ પરિષદ માટે રચેલું શાનદાર સ્મારક જોવા ગયો. તેના પર કય્યુરના અને બીજા શહીદોનાં નામ સરસ અક્ષરે લખેલાં હતાં. દરેકના પરાક્રમની ગાથા મેં સાંભળી ત્યારે મારાં રુવાંટાં ઊભાં થઈ ગયાં. કેરલમાં જો કિસાનસભા વિરાટ વૃક્ષની જેમ ફાલીફૂલી છે તો તેનું ઘણું શ્રેય આ શહીદોને ફાળે જાય છે. આ સ્મારકો જોઈને હું કિસાન પરિષદની વિશાળ કચેરીમાં ગયો, ત્યારે ત્યાં આખા પ્રાંતમાંથી આવેલા બિરાદરોની ભારે ગિરદી જોઈ. તેમને મળીને અમે આગળ ચાલતા હતા ત્યારે પરિષદના ખરચ પેટે ગામેગામથી આવેલા ફાળાના ભંડારમાં મને દોરવામાં આવ્યો. ત્યાં એક મોટા ખંડમાં નજર પહોંચે ત્યાં સુધી, નારિયેળ, કેળાં, ઋતુની શાકભાજી વગેરે અનેક આહારની સામગ્રીના મોટા ઢગલા કર્યા હતા. વળી ચોખા વગેરે જુદાં જુદાં અનાજના મોટા થેલા ભરેલા જોયા. હું તો કિસાનસભાની પ્રવૃત્તિના આરંભથી સાથીઓને

કહેતો કે ગામડાના કિસાનો ધારે તો તેમની નીપજનો થોડો થોડો હિસ્સો કિસાનસભાને આપે તો બહારના કોઈ શહેરીઓ પાસેથી કંઈ માગવાની જરૂર ન રહે. આ સલાહ ગુજરાતમાં તો બર ન આવી પણ અહીંના કાર્યકરોની કાબેલિયતને લીધે તે અદ્ભુત રીતે સફળ થયેલી જોઈને હું બહુ જ ખુશી થયો.

બીજા દિવસથી કિસાન કારોબારી શરૂ થઈ. તેની ચર્ચાઓ પરથી કિસાનોના ચાલુ સવાલોની મને જાણ થઈ. તે ઉપરથી હું મારું ભાષણ તૈયાર કરી શકયો. છેલ્લો સન ૧૯૪૩ની બખ્ના કલાનની પરિષદમાં ગયેલો તે પછી તો કિસાન અગ્રેસરોમાં થોડો ફેરફાર થએલો જોયો. તેમ હવે કિસાનસભાને પોતાના એક પક્ષનું જ તંત્ર બનાવવાને બદલે તેમાં અનેક પક્ષના અને મારા જેવા અપક્ષ ભાઈઓને સત્કારવાને સર્વ બહુ જ ઉત્સુક જણાયા. તેથી કિસાનસભાના સર્વગ્રાહ્ય અને વ્યાપક સ્વરૂપને રોશન કરવાને "કિસાનોના ઐકય" વિષે ઠરાવ ઘડવામાં કારોબારીએ ઘણા દિવસ ગાળ્યા : છેવટે ભાઈ સુંદરૈયા ત્યાં આવી મળ્યા ત્યારે અમે આ ઠરાવ ઘડવાની બધી જવાબદારી તેમને માથે નાખી દીધી. તેમણે બનતી મહેનત કરીને જે ઠરાવ ઘડયો તે અમે સર્વાનુમતિથી મંજૂર કર્યો.

તે વખતે કિસાનોની હાલત ઘણી દોહ્યલી હતી. સરકારે ગણોતિયાને કાયમના હક આપવાની, તેમના ભાગ કે ગણોતના બોજા હલકા કરવાની, અને છેવટે ખેડે તેને જમીન આપવાની નીતિ જાહેર કરી હતી. છતાં ચોપાસ જમીનદારોને જ સાચા ખેડૂત ગણીને, કે જાતખેડને નામે તેમને જમીન આપીને પેઢીઓથી પોતાનાં હળ–બળદથી જમીન ખેડનારા લાખો કિસાનોની હકાલપટ્ટી થતી. ઊપજના આધભાગને બદલે ચોથા પાંચમા ભાગનું ગણોત ઠરાવાતાં બન્ને પક્ષ વચ્ચે એના એ ઝઘડા ચાલુ રહેતા. સરકારી મહેસૂલબેત્રણલના કે ચાર પટ જેટલું ગણોત ભાગ્યે જ નક્કી થતું.

વળી જ્યાં જમીનદારી નાબૂદ થઈ ત્યાં જૂના ભારણ જેટલું જ મહેસૂલ ઠરાવીને કિસાનોને ભારે અન્યાય થયો. જમીનની ટોચમર્યાદા જ્યાં ઠરાવી ત્યાં એટલી ઊંચી હતી કે વધારાની કંઈ જમીન ખેત-મજૂરોમાં વહેંચવાને મળે જ નહિ. વળી ખેતમજૂરીના દર તરફ કિસાનોને નાખુશ કરવાની બીકે કિસાનસભાએ પહેલાં પૂરું ધ્યાન આપેલું નહિ. ઉપરાંત, તેલંગણ જેવા નિઝામના જૂના મુલકમાં રઝાકારોના સિતમનો પ્રતિકાર કરવાને કિસાનોએ ભારે બલિદાન આપેલાં ત્યાં તેમનું દમન ચાલુ હતું.

આવી પરિસ્થિતિમાં મહેસૂલ ઘટાડીને તેના બે પટ જેટલું જ ગણોત ઠરાવવાનો, બધા ગણોતિયાની હકાલપટ્ટી બંધ કરવાનો, જમીનની ટોચમર્યાદા ત્રીશેક એકર સુધી ઉતારીને વધારાની જમીન પછાત વર્ગના અને બીજા ખેતમજૂરોને સોંપવાની, દેવાનું ભારણ ઘટાડવાને અને નહેરના પાણીના દર ઓછા કરવાના ઠરાવો ઘડાયા. ઉપરાંત કિસાનો અને કિસાન સંગઠન પર સરકારે વરસોથી કેરલ, આંધ્ર વગેરે રાજ્યોમાં દમનનીતિ ચલાવી હતી તે બંધ કરવાના ઠરાવ થયા. તે વખતે આંધ્રનું રાજ થયું હતું પણ ત્રાવણકોર, કોચીન, મલબાર એ બધા મલયાલમ ભાષા બોલતા વિભાગ જુદાં જુદાં રાજ્યો વચ્ચે વહેંચાયેલા હતા. તેથી તેનું એક કેરલ રાજ સ્થાપવાનો ઠરાવ થયો. ત્યાં "ઐક્ય કેરલમ્"નું સુંદર ગીત મેં અનેકવાર સાંભળ્યું. તેમાં કેરલનું રાજ્ય સ્થાપવાની લાખો લોકોની તમન્ના પરખાતી. વળી મારી ખાસ સૂચનાથી સ્વદેશી વિષે પણ ઠરાવ તૈયાર કરવામાં આવ્યો.

મહાસમિતિની સભા શાળાના એક વિશાળ લંબચોરસ ખંડમાં મળી. તેમાં બધા ઠરાવોની ચકાસણી થયા પછી તે પસાર થયા. મેં પણ મારા ભાષણમાં બધા ઠરાવોનો સાર ટૂંકમાં સમ-જાવ્યો. ખાસ તો રૂસ–ચીનના પ્રવાસનો સાર મેં રજૂ કર્યો. સમી

સાંજે એક વિશાળ મેદાનમાં પરિષદની ખુલ્લી બેઠક કિસાનોનાં વિરાટ સભારૂપે મળી ત્યારે તેનું ખરું સ્વરૂપ ઝળકી ઊઠ્યું. સ્વામીજીના કાળમાં સન ૧૯૩૯માં ગયામાં કિસાનસભા આચાર્ય નરેન્દ્રદેવના પ્રમુખપણા નીચે મળેલી ત્યારે જામેલી લાખો કિસાનોની મેદની અહીંયાં મને યાદ આવી. મેં મારું ભાષણ અંગ્રેજીમાં વાંચ્યું, તેનું ભાષાંતર મલયાલમમાં થયું. મહારાષ્ટ્રથી નાના પાટીલે સિંહગર્જના કરીને જમીન મહેસૂલની અસલી પ્રથા પર સખ્ત પ્રહાર કર્યા. નાંબુદ્રીપાદે તેમની મીઠી પણ ક્વચિત કડક ભાષામાં કિસાનસભાની નીતિ સમજાવીને તેને પાર પાડવાને એલાન કર્યું. બધા ઠરાવ પસાર કરીને મોડી રાતે પરિષદ વિખરાઈ. બીજે જ દિવસે હું મેંગલોરથી વિમાનમાર્ગે મુંબઈ થઈ આશ્રમમાં પહોંચી ગયો.

વલ્લભ વિદ્યાનગરમાં મળેલી મહાગુજરાતની કમિટીના ઠરાવ મુજબ, મે માસની આખરે મહાગુજરાત દક્ષિણ વિભાગ પરિષદ નવસારીના વકીલ બાબુભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે વાંસદામાં મળવાની હતી. અમે વાંકળની કિસાન પરિષદમાં મહાગુજરાતની માગણીનો પ્રચાર કરવાને એક ઠરાવ કર્યો હતો. હવે તે વિષે બાબુભાઈએ એવું ભ્રમજનક નિવેદન કર્યું કે, "ગુજરાતના એક રાજકીય પક્ષના નેતાએ એવો ઠરાવ કર્યો છે કે ગુજરાતના આદિવાસી વિસ્તારો ગુજરાતમાં ન જાય તેમ બીજે ન જાય, પણ તેમનો જ એક આદિભાષા પ્રાંત કે ભીલવાડો રચાય." આ નિવેદનનો સ્પષ્ટ જવાબ આપતાં મેં લખ્યું કે આદિવાસીઓ વિષે અમારા ઠરાવમાં આદિવાસીઓનું જુદું રાજ તો શું પણ તેમનો જુદો જિલ્લો કે તાલુકો રચવાની વાત નથી! ઊલટું ઠરાવમાં તો એમ લખ્યું છે કે "આદિવાસી સમાજના હિતમાં ગુજરાતનું હિત સમાયેલું છે." અને "આ સમાજની ઉન્નતિ કરીને જ ગુજરાતની ખરેખરી એકતા ચિરંજીવ કરી શકાશે." વળી એ ઠરાવમાં ચોખ્ખું લખ્યું

છે કે, “મહાગુજરાતની રચના થતાં આદિવાસીઓની આ દશા મિટાવવા માટે તેમને રાજકીય, સામાજિક અને આર્થિક રીતે બીજી જનતાની સાથે સમાનતાના ધોરણ ઉપર સ્થાપવામાં આવશે.” મેં ઉમેર્યું કે, ખરેખર મહાગુજરાતમાંથી આદિવાસીઓને દૂર કરીને તેમનો ભીલવાડો બનાવનારની આ ભાષા હોય ખરી ?

સારે નસીબે આ નિવેદન પ્રકટ થયા પછી બધો વિવાદ પતી ગયો. ઠાકોરભાઈ સાથે હું વાંસદાની પરિષદમાં ગયો ત્યારે વાંસદા, ઉમરગાંવ, નંદબારના છ તાલુકા સમેત મહાગુજરાતની માગણી કરવામાં સર્વ એકમત થયા. તે વખતે મહારાષ્ટ્રના કેટલાક પ્રચારકો ડાંગ અને વાંસદા તો શું પણ તાપી સુધીના પ્રદેશને મહારાષ્ટ્રમાં સામેલ કરવાને ખટપટ કરતા. સદ્‌ભાગ્યે અમારી પરિષદમાં ચારે બાજુએથી સેંકડો અદિવાસીઓ અને ભદ્રજનો હાજર થયા. દક્ષિણની સરહદે ગુજરાતની ભાષા બોલતા સર્વ વિસ્તારને ગુજરાતના રાજ્યમાં સામેલ કરવાની માગણી સર્વાનુમતિથી મંજૂર થઈ.

તે વખતે કેટલાય મહિનાથી હું સ્વદેશી વિષે એક નાની પુસ્તિકા તૈયાર કરતો હતો. ગઈ સાલ રૂસ–ચીનથી પાછા આવીને બંને દેશ વિષે તેમ સ્વદેશીના સિદ્ધાંત વિષે મેં પ્રવચન કર્યાં હતાં. બન્ને દેશ વિષે પુસ્તિકાઓ પ્રકટ કર્યા પછી “સ્વદેશી શા માટે ?” એ વિષયનાં જુદાં જુદાં પાસાંને આવરી લઈને મેં એક પુસ્તિકા પ્રકટ કરી. તે પહેલાં મુંબઈના શાહસોદાગર પ્રાણલાલ દેવકરણ નાનજીએ આગલી સાલની આખરે કેટલાક વેપારી અને ઉદ્યોગપતિઓનો સાથ મેળવીને “સ્વદેશી લીગ” નામની સંસ્થા મુંબઈમાં સ્થાપી હતી. પછી દેશના વેપાર–ઉદ્યોગના મહામંડળે સ્વદેશીનાં આંદોલનને ટેકો આપવાનો ઠરાવ કર્યો હતો. વળી આગ્રામાં કોંગ્રેસની મહાસમિતિની તાજી જ મળેલી સભામાં સ્વદેશીને

ઉત્તેજન અપનાવવાનો ઠરાવ પસાર થયો હતો. તેમ ઑગસ્ટ માસના સ્વાતંત્ર્ય દિને પ્રા. કુમારપ્પાએ તેમજ શેઠ પ્રાણલાલે સ્વદેશી વિષે ખાસ લેખ વર્તમાનપત્રમાં પ્રકટ કરેલા. તેથી મારી પુસ્તિકા બરાબર વખતસરની જ નીવડી.

આ પુસ્તિકાના લેખનમાં મારો મુખ્ય મુદ્દો એ હતો કે અંગ્રેજોએ દેશમાં આર્થિક સામ્રાજ્ય સ્થાપવા માટે જ અહીં રાજસત્તા સ્થાપી હતી; હવે સત્તા છોડીને તેઓ અહીંથી ચાલ્યા ગયા છે છતાં તેમનું આર્થિક સામ્રાજ્ય હજી અમર તપે છે; સન '૪૭ની આસપાસનો થોડો વખત થોડી અંગ્રેજ પેઢીઓનું વિસર્જન થયું કે કેટલીક દેશીઓને વેચાઈ; પણ આપણી સરકારની નબળી નીતિ પારખીને જૂના પેંધેલા અંગ્રેજોએ અને હવે તો અમેરિકાના, જર્મનીના, જાપાનના અને બીજા દેશના સોદાગરોએ તેમનો માલ, મૂડી અને માણસો દેશમાં સીંચવા માંડયાં છે; પરિણામે આર્થિક, સામાજિક અને નૈતિક ગુલામી જેવી ને તેવી કાયમ રહી છે. આ પુરવાર કરવાને પરદેશીઓના વધતા પગપેસારાના આંકડા મેં રજૂ કર્યા. દેશના મોટામાં મોટા મૂડીપતિઓ જ્યારે પરદેશી માલ અને મૂડીના આક્રમણ સામે પોકાર કરે ત્યારે કંઈ પુરવાર કરવાની શી જરૂર હોય ?

ગાંધીજીએ જીવનભર શુદ્ધ સ્વદેશીનો પ્રચાર કરેલો તેથી તેમણે પ્રબોધેલા જ મુદ્દા સાંપ્રત પરિસ્થિતિના સંદર્ભમાં મેં રજૂ કર્યા. પરદેશી માલનો બહિષ્કાર, ૧૯૩૦–૩૫ દરમ્યાન પ્રભાવશાળી થયા પછી લોકોના મોજશોખને સંતોષે એવું વિવિધ પ્રકારનું કાપડ અને બીજા રંગબેરંગી માલ આવે છે તે આપણા ઉદ્યોગોને કેટલું નુકસાન કરે છે ? વધારે આશ્ચર્યની વાત તો એ છે કે આઝાદી પહેલાં કિલિક નિકસન અને લીવર બ્રધર્સ નામની પરદેશી પેઢીઓએ દેશમાં થાણાં નાખ્યાં હતાં; હવે દેશ દેશની પેઢીઓ ભારે મૂડી દેશમાં

આયાત કરીને અહીંયાં ગંજાવર ઉદ્યોગધંધા સ્થાપે છે તેથી પૂરા દેશી માલ ને વેપારઉદ્યોગને ભારે નુકસાન થાય છે! કમનસીબે આપણી સ્વરાજની સરકાર અને જનતા ગાંધીજીનું સ્વદેશીનું સોનેરી સૂત્ર ભૂલી ગઈ કે દેશની ધરતી પર દેશની મૂડીથી અને દેશના સંચાલકો મારફત જે માલ બને તે જ સાચો સ્વદેશી કહેવાય. કમનસીબે પરદેશથી આવતા તેમ દેશમાં પરદેશી મૂડીથી બનતા માલને પરદેશી ગણીને તેની સામે દેશના વેપારી મંડળે અને કૉંગ્રેસે કરેલા ઠરાવ અભરાઈએ ચઢી ગયા. મુંબઈની સ્વદેશી લીગ પણ અસ્ત પામી. સાચા અર્થમાં પરદેશી ગણાય એવા માલનું ધૂમ સામ્રાજ્ય દેશમાં વધી રહ્યું છે.

પ્રો. કુમારપ્પાએ તેમજ "ભારતમાં અંગ્રેજી રાજ"ના લેખક પંડિત સુંદરલાલે અનેકવાર લખ્યું કે ગાંધીજીએ સ્વદેશી નીતિના જે સંદેશ આપ્યા તેનું ખરેખરું પાલન તો તેમણે ચીનમાં થતું જોયું; પણ તેમનાં એવાં લખાણ અરણ્યરુદન સમાન જ નીવડયાં!

સ્વદેશી વિષે મારી પુસ્તિકાના પ્રકાશન પછી બીજે જ મહિને ગુજરાત કિસાન કમિટી ભરૂચમાં મળી ત્યારે વાંકળની પરિષદે સ્વદેશી વિષે પસાર કરેલા ઠરાવનો અમલ કરવાની વિચારણા થઈ. તેમાં સરકારને એવી ભલામણ કરવામાં આવી કે, (૧) વીજળી જેવા મહત્ત્વના ક્ષેત્રમાં કિલિક–નિકસન જેવી પરદેશી કંપનીએ અમદાવાદ–સુરતમાં જમાવેલું સમગ્ર તંત્ર જપ્ત કરીને સરકારે તે હાથ કરવું. (૨) દેશમાં પરદેશી મૂડીનો થતો સંચાર અટકાવવા અને દેશી કારખાના સામે હરીફાઈ કરતાં હોય એવાં લિવર બ્રધર્સનાં સાબુના જેવાં કારખાનાનું સત્વર રાષ્ટ્રીયકરણ કરવું. (૩) દેશી માલના વેચાણને નુકસાન પહોંચાડે એવા કાપડ, પ્લાસ્ટીક વગેરેના કાચા અને તૈયાર માલની આયાત બંધ કરવી. બીજી પાસ આવા માલનો બહિષ્કાર

કરવા અને તે માટે જલદ પ્રજામત જાગૃત કરવાને કમિટીએ સર્વ કાર્યકર્તાઓને ભલામણ કરી.

સપ્ટેમ્બર માસમાં અશોક મહેતાની આગેવાની નીચે ઈશ્વરલાલ દેસાઈ વગેરે સમાજવાદી પક્ષના સેંકડો ભાઈ ઓએ પારડી તાલુકામાં આદિવાસીઓની ઝુંટવાયેલી જમીન પાછી મેળવવાને સત્યાગ્રહ કર્યો. તરત કિસાનસભાના પ્રમુખ તરીકે મેં તેમની સાથે પૂરી સહાનુભૂતિનો સંદેશો મોકલ્યો. તેમાં મેં જણાવ્યું કે સન ૧૯૩૦ના અરસામાં પારડીના ખેડૂતોની સ્થિતિની તપાસ કરવાને જૂના સહકારી પ્રવૃત્તિના આગેવાન અંબાશંકર મલજી અને નડિયાદના દાદુભાઈ દેસાઈની એક કમિટી નિમાઈ હતી; તેણે તપાસ કરીને લખ્યું હતું કે વ્યાજખોરી કરીને ૫૦–૬૦ ટકા જમીનમાંથી હજારો આદિવાસી ખેડૂતોને હાંકી કાઢીને મુઠ્ઠીભર શાહુકારોએ તે હાથ કરી છે; તેમાંથી ડાંગરની ખેતી બંધ કરીને તેને ઘાસીયા બનાવી છે. હવે આઝાદીના કાળમાં સરકારે "ખેડે તેની જમીન"નું સૂત્ર અપનાવ્યું છે તો તેણે આ જૂના સિતમમાંથી ખેડૂતોને બચાવવાને તેમને એ જમીન પાછી સોંપવી જોઈએ અને સત્યાગ્રહીઓની માગણીઓને સત્વર ન્યાય આપવો જોઈએ.

આ સત્યાગ્રહ ચાલતો હતો ત્યારે કોઈ કોંગ્રેસી નેતાઓએ બેજવાબદાર નિવેદન કરીને સન ૧૯૩૯–૪૦ની મારી જૂની કિસાન પ્રવૃત્તિ પર વાહિયાત આક્ષેપ કર્યો. તે પરથી મારી લડત વિષે નિવેદન કરતાં મેં જણાવ્યું કે, તે વખતે કિસાનસભા તરફથી માંડવી–માંગરોળ અને પારડી તાલુકાના મૂળ માલિક મટી ગણોતિયા બનેલા આદિવાસીઓની, તેમના કબજાની જમીનમાંથી થતી હકાલપટ્ટી અટકાવવાને લડત ચલાવવામાં આવેલી; તે વખતે ઊભા મોલ કાપી જવાના કે લૂંટના કોઈ બનાવ બન્યા નહોતા; માત્ર ચરિયા ગામમાં જમીનદારના માણસોએ ગરીબ ખેડૂતો પર હિંસક

હુમલો કર્યો હતો ત્યારે વાજબી પ્રતિકાર કરનાર થોડા ખેડૂતો પર ફોજદારી ખટલા ચલાવવામાં આવેલા. પણ તે વખતે કોંગ્રેસ સરકાર તરફથી અમારી ચળવળ પર કોઈ પ્રતિબંધ મૂકવામાં આવ્યો નહોતો.

થોડા જ દિવસમાં લોકસભાના સભ્ય અને જાણીતા અર્થ-શાસ્ત્રી દા. લંકાસુંદરમે તેમના ભાષાકીય રાજ્ય સંઘ તરફથી એક સંમેલન વલ્લભ વિદ્યાનગરમાં બોલાવ્યું. આ વિદ્વાન રાજપુરુષે સન ૧૯૪૮માં અલગ આંધ્ર રાજ્યની રચના માટે શ્રી ધારના પ્રમુખપણા નીચે નિમાયેલા કમિશનને એક નિવેદન મોકલ્યું હતું. પછી તેમણે નાગપુરના માજી પંતપ્રધાન દા. એન. બી. ખરે, સંયુક્ત મહારાષ્ટ્ર પરિષદના મંત્રી શ્રી જોધ વગેરેની સાથે મળીને અખિલ ભારતીય ભાષાવાર રાજરચના પરિષદનું પહેલું સંમેલન અમરાવતીમાં સન ૧૯૫૨ના ઑગસ્ટમાં બોલાવ્યું હતું. આ સંમેલનમાં ભાષાવાર પ્રાંતરચનાનો પ્રચાર કરવાને અખિલ ભારતીય સમિતિ રચવાનું ઠરાવ્યું હતું. આ પરિષદની એક સભા સન '૫૩ના એપ્રિલ માસમાં ન્યુ દિલ્હીમાં મળી હતી તેમાં મહાગુજરાત પરિષદ તરફથી શ્રી અમૃત પંડયાએ ભાગ લીધેલો. આ સભાએ ભાષાવાર પ્રાંતોની રચના પર થતી વાહિયાત ટીકાઓને વખોડી કાઢી હતી અને આવા પ્રાંતોની રચના માટે પ્રખર આંદોલન ચલાવવાની જરૂર જણાવી હતી. નવા ભાષાવાર પ્રાંતો રચાય તેની સરહદ નક્કી કરવાને સીમાપંચ નિમવા તેણે સરકારને આગ્રહ કર્યો હતો. આ સભાએ મહાગુજરાત પરિષદ, સીમા સમિતિ, ગુજરાતી સાહિત્ય પરિષદ વગેરે અનેક સંસ્થાઓએ કરેલા ઠરાવ ધ્યાનમાં લઈને મહાગુજરાતનું જુદું રાજ્ય રચવાની માગણી કરી હતી.

હવે મહાગુજરાતના રાજની રચનાને પુષ્ટિ આપવાને આ સંસ્થા તરફથી વલ્લભ વિદ્યાનગરમાં સંમેલન ભરાયું. તેમાં મહા-

ગુજરાત પરિષદના અને સીમા સમિતિના ઘણા ભાઈઓએ ભાગ લીધો. તે વખતે દા. લંકા સુન્દરમને હું મળ્યો અને મહાગુજરાતની ત્વરિત રચના માટે કિસાનસભાના ઠરાવની માગણીનો અને જનતાની લાગણીનો ખ્યાલ આપ્યો. તે વખતે પણ ભાષાવાર પ્રાંતરચનાના સિદ્ધાંતને ટેકો આપવામાં આવ્યો; પણ સીમા સમિતિના વિરોધને લીધે મહાગુજરાતના રાજની માગણીનું પ્રોત્સાહક સમર્થન કરવામાં આવ્યું નહિ.

સન '૫૩ની આખરમાં મને એક નવા પ્રકારની પરિષદમાં હાજર રહેવાનું આમંત્રણ મળ્યું. સારા જગતના ખેતી અને જંગલના શ્રમજીવીઓના મહામંડળ તરફથી એક પરિષદ ઑક્ટોબરની આખરે વિયેનામાં મળવાની હતી. જગતના સર્વ શ્રમજીવીઓના મહામંડળની એક કમિટી તરફથી હિન્દની કિસાનસભાને એક પ્રતિનિધિ મંડળ મોકલવાનો કાગળ મળ્યો હતો. કિસાનસભાના પ્રમુખ તરીકે મેં આ આમંત્રણ ઘણા ઉત્સાહથી સ્વીકાર્યું. અમારી સભા સાથે જોડાયેલા મહારાષ્ટ્રના કામદાર–કિસાન પક્ષ તરફથી રઘુનાથરાવ ખાડીલકર અને ભાઈ રાઉત મારી સાથે વિયેના જવા તૈયાર થયા. પાસપોર્ટ અને વીસાની બધી વિધિ પતાવીને અમે ઑક્ટોબરની વીસમીએ મુંબઈથી વિમાનમાં નીકળીને બીજે દિવસે સ્વીટ્ઝર્લૅન્ડમાં ઝુરીચ પહોંચ્યા. ત્યાંથી જે વિમાનમાં અમે વિયેના જવા નીકળ્યા તે ખરાબ હવામાનને લીધે ઑસ્ટ્રીઆમાં એક લશ્કરી વિમાનઘર પર ઊતર્યું. ત્યાંથી અમને ખાસ બસમાં લઈ જઈને મધરાતે વિયેનાની એક ઘણી શાનદાર હૉટલમાં ઉતાર્યા. બીજે દિવસે સવારે અમે અમારે માટે નક્કી કરેલી હૉટલ સેન્ટ્રલમાં ગયા ત્યારે ત્યાં થોડા દિવસથી જગત કામદાર પરિષદના કામે આવેલા બિરાદર ડાંગે મળ્યા. તેમનું સંમેલન ૨૧મીએ પૂરું થતાં અમારી પરિષદ વિષે બનતી માહિતી આપીને તે રવાના થયા.

પહેલા બે દિવસમાં અમારી પરિષદના ઈટાલીના આગેવાનો બોસી અને વાડીમારીને અમે મળ્યા અને જગતના સંમેલનના કાર્યક્રમ વિષે હકીકત અને પત્રિકાઓ મેળવી. ચોવીસમીએ આંતર-રાષ્ટ્રીય પરિષદ શરૂ થઈ. તેમાં ચારે ખંડના મળીને ૫૦ દેશના ૩૭૫ પ્રતિનિધિઓથી સભાગૃહ ભરાઈ ગયું. હિન્દની કિસાનસભાના પ્રમુખ તરીકે મને પ્રમુખ મંડળમાં સામેલ કરીને વ્યાસપીઠ પર બેસાડવામાં આવ્યો. પહેલા દિવસે મહામંત્રીના અને બીજા આગેવાન પ્રતિનિધિઓનાં ભાષણ પૂરાં થયાં. મહામંત્રી બોસીએ ખેતીમાં તેમજ ચા–કૉફીના બગીચામાં કામ કરતા કામદારોનું લડાયક સંગઠન કરવાનું અને તેમાં શહેરનાં કામદાર મંડળોનો પૂરો સાથ મેળવવાનું એલાન કર્યું. છેવટે જુદા જુદા વિષય પર ઠરાવ ઘડી કાઢવાને કમિશન નિમવામાં આવ્યાં; તેમાં કિસાન વિભાગનું પ્રમુખપદ મને સોંપવામાં આવ્યું.

ભારતના પ્રતિનિધિ તરીકે મારે ભાષણ કરવાનું હતું તેથી બીજે દિવસે મારા ખંડમાં ટાઈપરાઈટર લઈને ભાષણ તૈયાર કરવાને બેસી ગયો. ભારતના કિસાનોની પરિસ્થિતિ વિષે જરૂરી આંકડા લાવ્યો હતો તેથી તેને બરાબર ગોઠવીને દેશના કિસાનોની હાલતનું વાસ્તવિક ચિત્ર મેં દોર્યું. દેશની કુલ વસ્તીમાં ખેતી પર નભતી વસ્તીનું ભારણ સન ૧૮૬૧માં ૬૧ ટકા હતું, તે વધીને હવે ૭૦ ટકા થયું છે; મુદ્દાની વાત એ છે કે દેશમાં નર્યા ખેતમજૂરોની સંખ્યા સન ૧૮૯૧માં અઢી કરોડ હતી, તે વધીને હવે સાડાચાર કરોડ પર પહોંચી છે; વળી ઉત્તર અને પૂર્વના વિસ્તારમાં બ્રિટિશ સરકારે મોટા જમીનદારોને લાખો એકર જમીન સોંપીને તેના કરોડો ખેડૂતોને તેમના ગુલામ બનાવ્યા છે; પશ્ચિમ અને દક્ષિણમાં રાયતદારી પ્રથાને નામે મુઠ્ઠીભર શાહુકારોએ કરોડો ખેડૂતોને દેવાદાર બનાવીને તેમની જમીન પડાવી લીધી હતી; આવી બંને જાતની શોષણનીતિને

પરિણામે દેશની ખેડાણ જમીનનું ક્ષેત્રફળ દોઢું થયું છે ત્યારે એકર દીઠ ઉત્પાદન ૫૭૭ રતલથી ૪૮૦ સુધી ઘટયું છે; વળી માણસ દીઠ અનાજનો પુરવઠો ૧૬ અધોળથી ૧૩ અધોળ સુધી ઘટયો છે. શ્રીમંતો વધારે અનાજ વાપરે એ ધ્યાનમાં લઈએ તો ગરીબ લોકોને ભાગે કેટલું ઓછું અનાજ આવે તે સમજી શકાય.

આ પરિસ્થિતિમાં દેશમાં માણસનું સરાસરી આયુષ્ય સન '૨૧માં ૨૪.૭૫ વરસ હતું તે ૧૯૩૧માં ૨૩.૫ જેટલું ઘટયું છે ત્યારે ઇંગ્લન્ડમાં તે ૫૬.૬ છે. તે જ પ્રમાણે બાળકોનું સરાસરી મરણપ્રમાણ હજારે ૧૬૩નું છે ( તે ઇંગ્લંડમાં ૪૬ છે ), ત્યારે કલકત્તામાં ૨૩૯ અને મુંબઈમાં ૨૪૮ સુધી પહોંચેલું છે. કમનસીબે દેશ આઝાદ થયો તેથી ગામડાંની હાલતમાં કંઈ ફરક પડયો નથી. ઊલટું હવે શાસક વર્ગમાં નાના મોટા જમીનદારો સામેલ થયેલા હોવાથી નવા ખેતસુધારાને નામે હજારો ખેડૂતોને તેમની ખેડવાણ જમીનમાંથી હાંકી કાઢવામાં આવે છે. વળી હવે નવો મૂડીદાર વર્ગ જમીનો તફડાવવામાં જૂના શાહુકારો સાથે ભળી જઈને નાના ખેડૂતો, ગણોતિયા અને ખેતમજૂરો સામે જેહાદ પોકારે છે. હાલમાં ઔદ્યોગિક કટોકટીને નામે બધી જરૂરી ચીજોના ભાવ વધારીને કરોડો માટે નવી મૂંઝવણ સરજાઈ છે. વળી, દેશના ચા, કૉફી, શણ વગેરેના વેચાણનો ઈજારો મોટી પરદેશી કંપનીઓ ધરાવે છે અને તેઓ આ માલના ભાવ સાથે ચેડાં કરીને શ્રમજીવીઓની ભયંકર લૂંટ કરે છે. ચાહ–કૉફીના બગીચામાં અને જંગલ વિસ્તારમાં આદિવાસી શ્રમજીવીઓ પર જે સિતમ થાય છે તેની કલ્પના કરતાં કમકમાં આવે છે.

આવા બધા શોષણ અને જુલમની સામે કિસાનસભા જે લડતો ચલાવે છે તેનો ખ્યાલ આપીને મેં છેવટે કહ્યું : અંગ્રેજોએ

રાજસત્તા છોડી દીધી છે છતાં, બેંકો, વિમા કંપનીઓ, વહાણુનો ઉદ્યોગ, ચા, કૉફી, રબ્બર અને અનેક મોટા ઉદ્યોગો પર પરદેશીઓની અને તેમના દેશી દલાલોની નાગચૂડ કાયમ છે; તેઓ દેશની સંપત્તિ અને માણસોનું શોષણ કરે છે; પણ હવે અમે સજાગ થયા છીએ; હવે અમે તેમનાં કાવતરાંને ખુલ્લાં કરીએ છીએ; હવે અમે ખેતરમાં અને કારખાનાંમાં, બજારોમાં અને મોટાં ગોદામોમાં આ દુશ્મનોનો સામનો કરીશું અને તેમનો પીછો પકડીશું; તાજેતરમાં આઝાદ ચીનમાંથી ભાગેલા અમેરિકી શાહીવાદીઓએ અહીં લોકોનું શોષણ કરવાને ધામા નાખ્યા છે તેમને સર્વને ભારતની શું પણ એશિયાની ધરતી પરથી અમે ભગાડીશું; અમે અમારા કાચા માલની ખરીદી સામે અને તેમના માલના વેચાણુની સામે જેહાદ ચલાવીશું; તેમનાં મોટાં વેપારી મથકો અને તેમના દેશી દલાલોની કાર્યવાહી સામે સખ્ત ઝુંબેશ જગાવીશું; આ માટે અમે શહેરના કામદારો અને રાષ્ટ્રવાદી મધ્યમવર્ગીઓ સાથે સંયુક્ત મોરચો રચીશું; આવી રીતે અમે પરદેશીઓની બધી લૂંટારુ પ્રવૃત્તિને ખતમ કરીશું અને દુનિયાના તખ્તા પર સમાજવાદી કૂચમાં આગળ ધપી રહેલા વિયેટનામ અને મલાયા, કોરિયા અને સિલોન સાથે હાથ મિલાવીને નવી દુનિયાનું સર્જન કરવામાં સહકાર આપીશું.

આ ભાષણુનો ઉપસંહાર હું કરતો હતો ત્યારે શ્રોતાગણુ તરફથી ઉપરાઉપરી તાળીઓ પડવા માંડી. જ્યારે મેં ભાષણુ પૂરું કર્યું ત્યારે સર્વેએ ઊભા રહીને થોડી મિનિટ સુધી મને તાળીઓથી વધાવી લીધો.

તે જ દિવસે સાંજે મને સારાયે સંમેલનનું પ્રમુખસ્થાન આપવામાં આવ્યું. રીતસરનું કામ પત્યા પછી જુદા જુદા દેશના પ્રતિનિધિઓએ જગતના કિસાનોના મહામંડળમાં જોડાવાની

જાહેરાત કરવા માંડી. છેવટે મારો વારો આવ્યો ત્યારે મેં અમારી હિન્દની કિસાનસભા પણ આ જગતના મહામંડળમાં જોડાયાની જાહેરાત કરી. તરત દુનિયામાં ચીનથી બીજે નંબરે વધારેમાં વધારે વસ્તી ધરાવતો ભારત દેશ હોવાથી ફરીવાર સર્વ પ્રતિનિધિઓએ ઊભા થઈને "કિસાનું જગત મહામંડળ ઝિંદાબાદ"ના હર્ષનાદથી મને નવાજ્યો. આનંદોત્સાહથી તાનમાં આવેલી એ આધેડ સ્ત્રીઓએ મારા ખભા પર હાથ મૂકીને મારા બે ગાલ પર બોકીઓ કરી!

એ સંમેલનમાં કિસાન વિભાગનો હું પ્રમુખ નિમાયો હતો તેથી તેના ઠરાવો વિષે મારો હેવાલ મેં રીતસર રજૂ કર્યો. તેમાં હાલના જમાનામાં ખેતીને યાંત્રિક અને શાસ્ત્રીય રીતે ખીલવવાને પૂરતાં નાણાં મોટા જમીનદારો અને ઈજારદારો પાસે હોય છે; અને નાના સાધન વિનાના ખેડૂતોને તો મોંઘાભાવે જરૂરી સાધન લઈને તેમનું અનાજ સસ્તા ભાવે વેચવું પડે છે તેથી તેમની હાલત બગડતી જ ગઈ છે. વળી જગતભરમાં જામેલા શાહીવાદીઓ અને મૂડીપતિઓ દેશ દેશના શ્રીમંતોની પડખે રહીને ગરીબ કિસાનોનું શોષણ કરવામાં મદદ કરે છે. આ પ્રક્રિયાથી મૂડીવાદી દેશના કિસાનો પણ ચૂસાય અને લૂંટાય છે. આવી લંબાણ પ્રસ્તાવના કરીને મારા હેવાલમાં બધી જમીનદારી અને લૂંટણખોર પ્રથાઓ નાબૂદ કરવાની, ગણોતનો ભાર હલકો કરવાની, તેમને લાંબાગાળાના ખેડહક આપવાની, દુકાળ વગેરે પ્રસંગે ખેડૂતના ઉપયોગની ટ્રેક્ટર વગેરે યંત્રસામગ્રી પર કરમાં સખ્ત કાપ મૂકવાની ખેડૂતોને જોઈતાં નાણાં કિફાયત વ્યાજે મળે તેવી વ્યવસ્થા કરવાની વગેરે ભલામણો કરી હતી. તે મુજબ પરિષદમાં ઠરાવ મંજૂર થયા.

એકાદ દિવસ પછી આ સંમેલને નીમેલી કારોબારી વિયેનામાં

મળી. હિન્દ તરફથી હું તેનો સભ્ય નિમાયો હતો, તેથી તેમાં હાજર રહ્યો. આ કમિટીએ રાષ્ટ્રસંઘ તરફ સંમેલનના ઠરાવો મોકલવાનું ઠરાવ્યું હતું. તેથી હવે દરેક દેશની સભાને તેની નક્કર પરિસ્થિતિનો હેવાલ મોકલવાની સૂચના અપાઈ. વળી પોતપોતાના દેશમાં આ ઠરાવોનો પ્રચાર કરવાના અને તેની પ્રવૃત્તિના હેવાલ મહામંડળની રોમની કચેરીએ મોકલવાની સૂચના અપાઈ.

અમારું સંમેલન ઑક્ટોબરની આખરે પૂરું થયું. એ જ વિયેના શહેરમાં જગતની શાંતિ કમિટીની બેઠકમાં અમારે નવેમ્બરની આખરે હાજરી આપવાની હતી. તેથી અમે શિરસ્તા મુજબ શાંતિ કમિટીની કચેરીમાં તેના મંત્રીમંડળને મળવા ગયા. બધી ઔપચારિક વાતો પતાવીને અમે ત્યાં હાજર રહેલા સોવિયેટ પ્રતિનિધિને અનુલક્ષીને કહ્યું કે, જો અમને આવતા નવેમ્બરની સાતમી તારીખે રશિયન ક્રાંતિ દિને મોસ્કોમાં હાજર રહેવા આમંત્રણ મળે તો ત્યાંથી પાછા આવીને અમે શાંતિ કમિટીમાં અહીં હાજરી આપી શકીએ. સોવિયેટના બિરાદરે અમારી વિનંતિ તરત સ્વીકારી. થોડા દિવસમાં ખાસ રેલગાડી વિયેનાથી મોસ્કો જવાની હતી તેમાં સફર કરવાને અમને તૈયાર થવાની સૂચના મળી.

કિસાન મહામંડળના અગ્રણીઓ બોસી અને વાડીમારીને છેલ્લા સલામ કરીને અમે સ્ટેશનથી જરા દૂર ઊભી રહેલી રેલગાડીમાં, સેંકડો સોવિયેટ નાગરિકો સાથે ભરબપોરે ચઢી ગયા. આ ખાસ ગાડી અમુક જ સ્ટેશને ઊભી રહે તેથી પાછલા પહોરે ચા ન મળવાથી મુસીબત થઈ. સદ્‌ભાગ્યે મને એક સોવિયેટ સન્નારીએ ખાંડ વિનાની ચા પીવાને આપી. થોડે વખતે બુડાપેસ્ટનું સ્ટેશન આવ્યું; પણ અમારી પાસે કંઈ સ્થાનિક નાણું નહિ, તેથી કંઈ લઈ ન શકયા. રાતે પણ શિયાળાના કડકડતી ઠંડીમાં જે કંઈ કોઈની પાસેથી મળ્યું તે આરોગીને રાત કાઢી. બીજે

દિવસે સવારે રૂસની સરહદમાં દાખલ થઈને સોવિયેટની ગાડીમાં અમે બેઠા ત્યારે નાસ્તા-જમણની પૂરી વ્યવસ્થા થઈ. હવે અમે રશિયામાં બરફથી છવાયેલાં ખેતરો, પાન વિનાનાં ઝાડ અને વચ્ચે વચ્ચે દેખાતાં કારખાનાં અને ગામડાં જોતાં જોતાં મોસ્કો પહોંચી ગયા. ત્યાં મારી પરિચિત મોસ્કોવા હોટલમાં જ દશમે માળે રહેવાનું થયું ત્યારે જીવ હેઠો બેઠો.

આ વખતે ભરશિયાળામાં મોસ્કો આવ્યો એટલે ઉછીનાં લીધેલાં મારાં સાદાં ગરમ કપડાં છેક નકામા પડયાં. તરત સોવિયેટ મિત્રો અમને કપડાંની મોટી દુકાનમાં લઈ ગયા, ને ત્યાંથી ગરમ પાયજામો, ગરમ ગંજીફ્રાક, છેક ઢીંચણ સુધી પહોંચે એવો ભારે ગરમ કોટ અને કાન ઢંકાય એવી ગરમ ટોપી વગેરે કપડાં અપાવ્યાં. તે વખતે બરફ પડતાં પારો શૂન્યથી ઘણો જ નીચે ઊતર્યો હતો, તેથી આવાં કપડાં પહેરીને જ અમે હરીફરી શકતા.

મોસ્કો પહોંચ્યા પછી અમે પહેલાં સ્ટાલિનના નામવાળું મોટરનું કારખાનું અને તેમાં ખાસ કરીને તેનો સાંસ્કૃતિક મહેલ જોવા ગયા. મોટર બનાવવાનું આ મોટામાં મોટું કારખાનું સપાટાબંધ જોઈને અમે ઘણા જ વધારે આકર્ષક મહેલ તરફ વળ્યા. આ મહેલમાં વિશાળ વાંચનાલય, પુસ્તકાલય, ભોજનાલય વગેરેની સગવડ હતી. તેમ તેમાં અનેક વિદ્યાકલાની તાલીમ લેવાની વ્યવસ્થા હતી. આ બધું જોઈને અમે જૂની પરિચિત બોલ્શોઈ નાટકશાળામાં આવતી કાલની રશિયન ક્રાંતિની ઉજવણી નિમિત્તે મળેલી એક વિરાટ સભામાં સામેલ થયા. ત્યાં થોડાં શ્રમજીવીઓનાં અને રાષ્ટ્ર-ગીત ગવાયા બાદ મંત્રીમંડળ તરફથી જૂના સેનાપતિ વોરોશીલોવે હાલના સંયોગોમાં આ ઉજવણીના મહત્ત્વ વિષે એક વિચારપૂર્ણ પ્રવચન કર્યું.

સાતમીના ક્રાંતિ દિનની સવાર પડી ત્યારે સપાટાબંધ તૈયાર

થઈ ને અમે નાસ્તો કરી આવ્યા. બહાર તો વિવિધ વાજિંત્રો વગાડતાં લોકો રાજમાર્ગ પર ઘૂમતાં હતાં. બરાબર દશને ટાંકણે અમારા ભોમિયાની સાથે અમે ક્રેમ્લિનના રાજમહેલની દીવાલને સરસી મહેમાનો માટે ગોઠવેલી બેઠક પર બેસી ગયા. સામે વિસ્તરતા વિશાળ લાલ ચોગાનમાં સશસ્ત્ર સૈનિકો કવાયત કરતા દેખાયા. તરત સોવિયેટના વડા સેનાપતિએ મોસ્કો વિભાગના સેનાપતિ સાથે મોટરમાં ફરીને સૈનિકોની સલામી ઝીલી. આ વિધિ થયા પછી મોસ્કોના નગરપતિએ ક્રાંતિ દિનનું મંગળ પ્રવચન કર્યું. આ બધું હું જોતો અને સાંભળતો હતો. ત્યારે ખુલ્લામાં કાતિલ પવનના સપાટા મને ડંખતા. ઘણાં ભારે કપડાંમાં સજ્જ થયેલો હોવા છતાં હું કાંપતો હતો. થોડી વાર તો મેં ધીરજ રાખી; પણ જ્યારે વધારે વાર ખુલ્લામાં બેસવાનું અશક્ય લાગ્યું ત્યારે એક બિરાદરને મારી પરિસ્થિતિ જણાવીને મારી હોટલમાં લઈ જવાની વિનંતિ કરી. ત્યાં સુધીમાં તો મોટાં તોતિંગ ખાસ ટ્રક પર ચઢાવેલાં છેલ્લી ઢબનાં રોકેટ અને બીજાં શસ્ત્રાસ્ત્રની અને સૈનિકોની કૂચ ચાલતી હતી. તેની આગળ પાછળ જુદા જુદા ધંધા–રોજગાર કરતા ખેડૂતો, કામદારો, કારીગરો, કર્મચારીઓ પોતપોતાના પડદા અને પ્રતિક લઈ ને કૂચ કરવાને તૈયાર ઊભા હતા. આ બધાંની વચ્ચેથી "હિન્દના પ્રતિનિધિ" તરીકે મને ઓળખાવીને મારો ભોમિયો માર્ગ કાઢતો ગયો. છેવટે મારી હોટલના દરવાજા ખોલીને વરાળથી ગરમ થયેલા વિશાળ ખંડમાં પહોંચ્યો ત્યારે મારા જીવમાં જીવ આવ્યો.

બીજે દિવસે સાંજે સોવિયેટ સંઘના કામદાર મહામંડળ તરફથી તેના ઊંચા થાંભલાને લીધે મશહૂર થયેલા મકાનમાં[1] પરદેશના સર્વ પ્રતિનિધિઓનું સ્વાગત કરવામાં આવ્યું. આનંદોત્સવ

---

૧. આ મકાનને અંગ્રેજીમાં Hall of Columns કહે છે. તેમાં ઝારના વખતમાં મિજબાનીઓ અપાતી અને નાચરંગ થતાં.

અને ખાનપાન પતી ગયા બાદ મહામંડળના મહામંત્રીએ અમારું સ્વાગત કરતાં ભાષણ કર્યું. પછી પરદેશના દરેક પ્રતિનિધિને બે બોલ કહેવાના હતા. મારો વારો આવ્યો ત્યારે મેં કહ્યું : પહેલી સમાજવાદી ક્રાંતિ આ દુનિયામાં થઈ તેની છત્રીશમી ઉજવણીનું દર્શન કરવાની તક, આઝાદ ભારતના મારા જેવા એક માનવીને મળી તે મારું ધન્ય ભાગ્ય હું સમજું છું.

પછીને દિવસે મોસ્કોમાં સ્થપાયેલા જુવાન લેખકોના મંડળનો તેમજ કલામંડળનો પરિચય કરવાની તક મળી. ત્યાં ચા પીતે પીતે ઘણા લેખકો અને કલાકારો સાથે વાતો થઈ. અમે બધાએ પોતપોતાના ધંધા અને કાર્યનો ખ્યાલ આપ્યો. છેવટે બંને ઠેકાણે ભરાયેલી સભામાં સોવિયેટના આગેવાનોએ અમારું સ્વાગત કર્યું અને અમારામાંથી કોઈ કોઈએ વળતા જવાબ આપ્યા. લેખક મંડળની સભામાં પંજાબનાં એક જુવાન લેખક અમૃતા પ્રીતમ થોડા મહિનાથી રૂસમાં રહ્યાં હતાં તેમણે પોતાની વાગ્ધારાથી સારી છાપ પાડી.

આગલી વખત રશિયાનો પ્રવાસ ટુંકાવીને હું ચીન ગયો હતો. આ વખતે વધારે અવકાશ મળવાથી એક મંડળ સાથે હું રાતે વિમાનમાં તાશ્કંદની સફરે ઊપડ્યો. બીજે દિવસે કઝકસ્તાન પ્રજા-સત્તાકનું વિમાનઘર આવ્યું ત્યાં તેના અધિકારીઓએ અમારું સ્વાગત કર્યું. તે જ સાંજે અમે તાશ્કંદ પહોંચ્યા અને એક મધ્યમ કદની મજાની હોટલમાં ઊતર્યા. અહીંયાં ઠંડી કંઈક ઓછી હતી અને લોકોનો વર્ણ ઊજળો છતાં કંઈક ઘઉંવર્ણો હતો. આંખો ને વાળ ઘણુંખરું કાળાં હતાં અને ચોપાસ ધરતી પર ફરતાં ખરેખર એશિયાની ભૂમિની પ્રતીતિ થતી. ઉઝબેકીસ્તાનના આ પ્રજાસત્તાકમાં જ સમરકંદમાં તૈમુર લેનની ભવ્ય કબર છે. તેના જ ફરગાનાથી બાબરે ભારતમાં આવીને મોગલ રાજની સ્થાપના

કરેલી. અહીં લોકો ઉઝબેક અને રશિયન ભાષા બોલે છતાં ઘણા ભણેલા લોકો ફારસી પણ સમજે. ચોપાસ કુદરતને અને માનવીને જુઓ તો ભારતનું સામ્ય સહેજે વરતાતું.

અમે સાંજે ૫૦૦ વરસ પર થઈ ગયેલા કવિ અને લેખક અલીશેર નવોઈના સ્મારક તરીકે બાંધેલી ભવ્ય નાટકશાળામાં એક નાટક જોવા ગયા. એના દરવાજા આગળ મોટા ચોગાનમાં બાંધેલો મોટો હોજ અને કવિનું પૂતળું જોઈને અમે અંદર દાખલ થયા. ત્યાં તાશ્કંદ, સમરકંદ, બુખારા અને ફરગાના એ દરેક શહેરના લાક્ષણિક શિલ્પથી સજાવેલા ચાર મોટા ખંડ છે. દરેકનું શિલ્પ જુદું છતાં અદ્‌ભુત અને આકર્ષક લાગ્યું. તે જોયાં ત્યારે અહીંના તાજમહેલનાં અને કોઈ મોટી મસીદોનાં સુંદર કોતરકામ યાદ આવ્યાં. અહીં નાટક જોવાનું ન હોય તો કલાકો સુધી આ ચાર ખંડનું અનુપમ શિલ્પકામ જોયા જ કરો !

અમે નાટકશાળામાં ગયા ત્યારે મોસ્કોના બોલ્શોઈ થિયેટરની સરખામણીમાં તે નાનું લાગ્યું. નાટક શરૂ થતા પહેલાં જ કોડીબંધ કલાકારોએ વાદ્યસંગીત વગાડવા માંડ્યું ત્યારે સ્પષ્ટ રીતે તેમાં એશિયાના સંસ્કાર માલમ પડ્યા. જ્યારે પડદો ઊઘડ્યો અને નટ-નટીઓએ રંગભૂમિ પર આવીને "ઈસ્મીરાલ્ડા" નામની એક જિપ્સી યુવતી વિષે નાટક ભજવવા માંડ્યું ત્યારે તેમની કાળી આંખનું અને તેમના પૌર્વાત્ય સંગીતનું કામણ દિલનાં ઉપરનાં પડળ કોરીને અંદર ઊતરતું ગયું. આ નાટક કરુણ–રસિક હતું. તેમાં સ્ત્રીજીવનના દુઃખદર્દની કથા હતી. જેમ જેમ નાટક વિકસતું ગયું તેમ પુરુષ-પાત્રોના સિતમની અને સ્ત્રીપાત્રોની કરુણતાની અવધિ આવતી ગઈ. એ નાટક જોયાને કેટલાંય વરસ થયાં, છતાં આજ સુધી તેની નાયિકાના બોલ અને સંગીતમાં સમાયેલો કરુણ રસ મારા દિલને દમે છે.

બીજે દિવસે આખા દેશના ઇતિહાસ વિષે એક બોધદાયક ભાષણ અમે સાંભળ્યું. જૂના વખતથી બોતાન, બુખારા અને ખીવના ખાન ખેડૂતો પર નિષ્કંટક સત્તા ભોગવતા અને તેમની વચ્ચે વખતોવખત સંગ્રામ થતા. સન ૧૮૬૫માં ઝારનું રાજ થયું ત્યારે સ્થિતિ થોડી જ સુધરી. છેક ૧૯૧૭ માં સોવિયેટ ક્રાંતિ થઈ તેના સંસ્કાર અહીં પડ્યા અને નવી સરકારના પીઠબળથી જનતાએ લડીને બધા ખાનને ભગાડીને ક્રાંતિ કરી. ફરી સન ૧૯૨૦ માં આંતરવિગ્રહ થયો ત્યારે જૂના ખાને પરદેશી સેનાઓ સાથે મળીને નવી સરકાર પર હુમલા કર્યા. છેવટે સોવિયેટ સત્તાનો વિજય થયો, તે પછી જૂના વિસ્તારના ભાગલા પડતાં ઉઝબેકીસ્તાન, તર્કોમન, તાજીકસ્તાન, કઝકસ્તાન વગેરે જુદાં રાજ સ્થપાયાં. આર્થિક દૃષ્ટિથી જોઈએ તો પહેલાં આ રાજમાં વીસ નાના ઉદ્યોગો અને તેલની મિલ હતી. ત્યાં આજે ૯૦૦થી વધારે મોટા ઉદ્યોગો છે. અહીં કાપડની મિલનો અને તેનાં યંત્ર બનાવવાનો ભારે ઉદ્યોગ છે. રેશમનો ઉદ્યોગ સમરકંદમાં ખીલેલો છે. વીજળીનાં ૮૦૦ મથક છે. ખેતીમાં સુધારા થયા છે, તેથી ૪૦,૦૦૦ ટ્રેક્ટર કામે લાગ્યાં છે.

શિક્ષણ અને સંસ્કારી પ્રવૃત્તિની પ્રગતિને વિષે, એ ખાતાના વડાએ કહ્યું કે, પહેલાંના ૧૭,૦૦૦ વિદ્યાર્થીને મુકાબલે આજે તેર લાખથી વધારે ભણે છે. બીજા ધોરણથી બધા રશિયન ભાષા શીખે છે. પહેલાં બે ટકા લોક ભણેલા હતા; આજે કોઈ અભણ નથી. અડધો લાખ પદવીધારી છે, તેટલા જ શિક્ષકો છે, ૧૮૫૦ પુસ્તકાલયો છે, ૯૯૬ સિનેમા છે અને ૧૧૦૦ કીલોમીટર લાંબી નહેરો છે. કેળવણી પ્રધાને કહ્યું કે પહેલાં સરકારી કુલ ખર્ચના ૨·૪ ટકા કેળવણીમાં ખરચાતા, આજે ૩૪ ટકા ખરચાય છે. હાલના પાંચ વરસની તાલીમ લઈને નીકળેલા દશ હજાર દાક્તરોમાં સ્ત્રીઓનું પ્રમાણ મોટું છે. વસ્તીના ૫૦૦–૭૦૦ માણસ દીઠ એક દાક્તર છે અને દાક્તરી તાલીમ આપવાની ૩૬ સંસ્થાઓ છે.

આ બધી હકીકત મેળવીને અમે શહેરમાં ફરવા નીકળ્યા. તેમાં પહેલાં તો જૂના વખતથી રશિયન સત્તાવાળાએ બાંધેલો નવો ભાગ જોયો. તે તો બિલકુલ મોસ્કોની ઢબનો પણ જરા ઊતરતી કક્ષાનો લાગ્યો. તેમાં ખાસ તો એક વિશાળ મેદાનમાં લેનિનનું પૂરા કદનું ભવ્ય પૂતળું જોઈને અમે પ્રભાવિત થયા. રસ્તામાં ફરતા સ્ત્રી-પુરુષોની અને ખાસ કરીને છોકરા-છોકરીઓની કાળી આંખો અને તેમનાં હલનચલનની એશીઆઈ છટા ખાસ ધ્યાન ખેંચતી. આ નવો ભાગ છોડીને અમે જૂના શહેરમાં ગયા ત્યારે તો જાણે બસરા, બગદાદ કે જૂની દિલ્હી કે મુંબઈમાં ફરતા હોઈએ એમ લાગ્યું. ત્યાં મોટા રાજમાર્ગની પાછળના રસ્તા ઘણા સાંકડા અને ઘર પણ એઠા જૂના ઘાટનાં દેખાયાં. ફરતે ફરતે અમે એક જૂની મસીદ પર પહોંચ્યા, ત્યારે શુક્રવાર હોવાથી તેમાં હજારો મુસ્લિમોને ખુદાની બંદગી કરતા જોયા—ઘડીભર દિલ્હી કે અમદાવાદની જુમ્મા મસ્જિદમાં ગયો હોઉં એમ લાગ્યું. તે જોવાને થોડું ઊભા રહ્યા પછી અમે પાસે રહેતા મુફતીના મહેમાન થયા. ત્યાં તેમણે ગરમ ચા આપ્યા પછી ભોજનની એક પછી એક વાનગી પીરસવા માંડી. બીજી પાસ અમારા કેટલાક સાથીઓએ રશિયન અને ઉઝબેક દુભાષિયાને બાજુએ મૂકીને ફારસીમાં મુફતી અને તેમના શાગીર્દો સાથે સીધી વાતો કરી, સોવિયેટ રાજમાં મુસ્લિમ ધર્મની સંસ્થાઓની સ્થિતિ વિષે તેમણે ઘણી હકીકત મેળવી. તે પરથી માલમ પડયું કે રાજમાં કુલ ૨૩ મસીદ છે. હમણાં જ ધાર્મિક શાળા માટે સરકારે એક મકાન બાંધ્યું છે. ક્રાંતિ પછી પણ કેટલીક નવી મસીદો બંધાઈ છે. રાજના બંધારણ ને નીતિ સાથે સુસંગત હોય એવા ધાર્મિક પ્રચાર કરવાની મુફતીઓને પૂરી છૂટ છે.

બીજે દિવસે ઉત્કૃષ્ટ વૈજ્ઞાનિક સંસ્થામાં અમે ગયા ત્યારે જાણ્યું કે સન ૧૯૨૦માં લેનિનના એક હુકમથી અહીં યુનિવર્સિટી

સ્થાપવામાં આવી હતી અને તેને માટે મોરકોથી વિદ્વાનોને મોકલ્યા હતા. આજે ઊંચી ડિગ્રી ધરાવનાર ૬૦૦૦ વિદ્વાને રાજમાં છે. અહીંયાં વૈજ્ઞાનિકોની એક સંસ્થા સ્થપાઈ છે. તેમાં ઇતિહાસ, કલા, પૂર્વની ભાષાએ, રસાયનશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર વગેરે શાસ્ત્રમાં અને ખાસ તો કપાસની ખેતીના વિષયમાં સંશોધન ચાલે છે. અહીં લીલા, ઘઉંવર્ણા અને આછા લાલ રંગનો કુદરતી કપાસ ખીલવવામાં આવ્યો છે. વળી ફારસી અને અરબી ભાષાના અભ્યાસ માટે ખાસ સંસ્થા સ્થપાઈ છે.

એક દિવસ અમે એક માધ્યમિક શાળા જોવા ગયા. તેમાં અમને ઘણો રસ પડચો. ઊંચા અને નીચલા ધોરણના વિદ્યાર્થીએ વારાફરતી સવારે ને સાંજે રીતસરનું શિક્ષણ અને હુન્નર, કલા-ઉદ્યોગની તાલીમ[1] અડધા અડધા વખતમાં મેળવતા. બીજી તાલીમમાં ખેતી, સંગીત, કવિતા, ચિત્રકામ, શિવણ, સાહિત્ય, કસરત વગેરે વિષયો વિદ્યાર્થીએ શોખ પ્રમાણે પસંદ કરતા. આવી રીતે પુસ્તકિયા શિક્ષણ સાથે જાતમહેનત ને કલાની તાલીમ લેવાની વિદ્યાર્થીઓને ઘણી મજા પડતી.

શિક્ષકોના માસિક પગાર વિષે જાણવા મળ્યું કે ઊંચામાં ઊંચો ૧૮૦૦ અને નીચેમાં નીચો ૧૦૦૦ રૂબલનો અને વચલા શિક્ષકોને ૪૦૦-૮૦૦ સુધીનો પગાર મળે છે. દરેક ગામડામાં નિશાળ છે અને બધાં વિદ્યાર્થીગૃહમાં રહેવા-જમવા માટે કંઈ ફી લેવાતી નથી.

બીજે દિવસે અમે એક સહકારી ખેતરમાં ગયા. તે વખતે બરફ પડતો અને ઓગળતો તેથી રસ્તા કાદવકીચડથી ખરાબ

---

૧. આવા ધોરણસર કેળવણી આપવાને ગાંધીજીએ નવી તાલીમ કે બુનિયાદી તાલીમ આપવાની યોજના ઘડી હતી. આજે તો રૂસ અને ચીનમાં જુદી જુદી રીત અપનાવવામાં આવી છે.

થયા હતા. અમે મોટી બસમાં બેસીને ખેતીની સહકારી સંસ્થાના પ્રમુખને ઘેર ગયા ત્યારે વરાળથી ગરમ થયેલા ખંડમાં બેસીને અમે બધી હકીકત મેળવી. તેમણે કહ્યું કે આ સહકારી ખેતરની સ્થાપના સન ૧૯૩૦માં થઈ હતી અને તેના ક્ષેત્રફળમાં વખતો-વખત વધારો થયો છે. અહીંયાં કપાસની ખેતી ૨૨૦ હેક્ટરથી ૧૩૧૩ સુધી વધારી છે અને ત્યાં કુલ ૫૨૦૦ ટન કપાસ પાકે છે. અહીં ખેડવાણ જમીનમાં આશરે બે ભાગમાં નહેરનું પાણી મળે છે અને ઢોરને ચરવાને જે બહોળી જમીન અનામત રાખી છે તેમાં ૫૦૦ ગાય સુદ્ધાંત ૧૧૦૦૦ મરઘાં–ઘેટાં વગેરે પશુ રાખ્યાં છે. અનાજ અને દૂધના ઉત્પાદનના આંકડા તેમના માપમાં આપ્યા પછી તેમણે કહ્યું કે અહીં કામ કરનાર દરેક કુટુંબને રોકડમાં ૪૦,૦૦૦ રૂબલ વરસે મળે છે અને તે ઉપરાંત ઘઉં, ચોખા, શાક-ભાજી સારા પ્રમાણમાં મળે છે. આવા ખેતરમાં જે નફો થાય છે તેમાંથી આવકવેરાના ૭ ટકા અને વૃદ્ધ સ્ત્રીઓ અને સિપાઈઓ માટે ૨ ટકા બાદ કર્યા પછી ૭૦ ટકા ખેડૂત સભાસદોમાં વહેંચ-વામાં, ૧૫ ટકા નવા બાંધકામ માટે અને ૩ ટકા સાંસ્કારિક કાર્ય માટે ખરચાય છે.

ખેતીના સહકારી મંડળનો પ્રમુખ અસલ તો ભરવાડ હતો તેથી મોટા ખેડૂતનાં ઢોર ચારતો. ક્રાંતિ થયા પછી ૧૯૧૮માં તે ૨૭ વરસની વયે આંતરવિગ્રહ દરમ્યાન દુશ્મનો સામે ગેરીલા લડાઈમાં જોડાયો અને પછી ગરીબ ખેડૂતોની કમિટીમાં જોડાયો. હવે તે ૧૮ વરસથી સહકારી મંડળનો પ્રમુખ છે. તે દરમ્યાન તેને સરકાર તરફથી ભારે ચાંદ મળ્યા છે અને હવે દેશની સર્વોપરી સોવિયેટનો સભ્ય ચૂંટાયો છે.

૧૫મી તારીખે અમે શહેરના સ્ત્રી નગરપતિએ અમારા માનમાં યોજેલા સ્વાગત સમારંભમાં ગયા. અમે ચાપાણી પીતા હતા ત્યારે

નગરપતિએ તેમના પ્રવચનમાં જણાવ્યું કે, ક્રાંતિ પહેલાં આ શહેરમાં ૫ શાળાઓ, ૧ નાટકશાળા અને ૩ સિનેમા હતા; પાણી-ગટર કે વીજળીની કંઈ વ્યવસ્થા નહોતી તે હવે છે; અને ચોપાસ ગંદા વસવાટો ઉભરાતા હતા તે હવે સાફ કર્યા છે. આજે આ શહેર નવા જમાનાનું દશ લાખની વસ્તીનું ઔદ્યોગિક નગર બન્યું છે. હવે અહીં ૧૫૧ શાળાઓ છે, તેમાં એક લાખ વિદ્યાર્થીઓ ભણે છે; અહીં ૩૭ યુનિવર્સિટી કે ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ છે, તેમાં ઘણાં પુસ્તકાલય અને સંગ્રહસ્થાનો છે. અહીં ૨૦૦ મોટાં કારખાનાં છે, તેમાં ભારે સાંચા બનાવનાર કારખાનાનો સમાવેશ થાય છે. અહીં મ્યુનિસિપાલિટીમાં ૫૦ સભ્યો છે તેમાં અડધી સ્ત્રીઓ છે; આ સંસ્થામાં ૬૦૦-૭૦૦ કર્મચારીઓ છે. તેમને મહિને ૬૦૦ થી ૫૦૦૦ રૂબલ સુધીનો પગાર મળે છે. આવકના ૨-૩ ટકા જેટલી રકમ તેમના ભાડા પેટે કાપી લેવામાં આવે છે.

કાપડની મિલો અને સાંચા બનાવવાનાં કારખાનાનું એક વિરાટ તંત્ર અહીં સન ૧૯૩૨થી સ્થાપવામાં આવ્યું છે. તેમાં કાંતણ, વણાટ અને રંગાટી કામ માટે યાંત્રિક, લાકડાંના, લોખંડના અને વીજળીનાં યંત્રો મોટા પાયા પર ચાલે છે. આ સારાયે તંત્રમાં આશરે ૬૦,૦૦૦ માણસો કામ કરે છે. તે દરેક, પોતાનું કામ ચાલુ રાખીને આગળ ભણી કે તાલીમ લઈ શકે છે. તે સારુ સામાન્ય, ઔદ્યોગિક યાંત્રિક શાળાઓ અને વિદ્યાલયો ચાલુ છે. અહીંયાં હૉસ્પિતાલ, ઘોડિયાંઘર વગેરેમાં સેવા કરવાને ૨૦૦ ડૉક્ટરો અને જરૂરી નર્સો રોકેલી છે. વળી આ સંસ્થાઓને અંગે કામદારો અને તેમનાં બાળકો માટે સાંસ્કૃતિક મહાલય અને આરામ-ભવન ચાલે છે; અહીંયાં ૭૫ ટકા કામદાર સ્ત્રીઓ છે તેમને ૮૦૦ થી ૧૦૦૦ રૂબલ સુધીનો માસિક પગાર મળે છે. તેમાં જરૂરી સુધારા કરવાને વ્યવસ્થાપક અને કામદારોનાં મંડળો ભેગાં મળીને કરાર

કરે છે. એકંદર બધાં કારખાનાં બહુ જ સ્વચ્છ હોય છે, તેની હવા સાફ હોય છે અને અકસ્માતના નિવારણ માટે ખાસ વ્યવસ્થા હોય છે.

આવું બધું જોઈજાણીને અમે તાસ્કંદથી પાછા મોસ્કો ગયા. અમે તાસ્કંદમાં પાંચ જ દિવસ રહ્યા. અમે માધ્યમિક શાળામાં બાળકોને જોયાં અને કાપડની મિલના કામદારોને મળ્યા, મુસ્લિમોની મસ્જિદમાં ગયા કે મુફ્તીને મળ્યા, અલીશેર નવોઈની ભવ્ય મૂર્તિ જોઈ કે તેની પાસેની રંગભૂમિ પર બેસીને કરુણરસથી છલકાતું નાટક જોયું—આ બધાયમાં એશિયા ખંડના મીઠા મધુરા—જાણે ઘરઆંગણાના સંસ્કાર દિલને સ્પર્શી ગયા અને તે અંતરમાં કાયમનો વાસ કરી ગયા.

૧૬મીએ મોસ્કો પાછા આવીને અમે એક માધ્યમિક શાળાની અને મોટર બનાવવાના કારખાનાની મુલાકાત લીધી. અમે હિન્દી એલચીખાતામાં જઈને હિન્દી અખબારોમાં દેશની છેલ્લી ખબર જોઈ લીધી. બેએક દિવસમાં મારા થોડા સાથીઓ લેનિનગ્રાડ જોવા ગયા ત્યારે હું રશિયન મિત્રો સાથે ટૉલ્સ્ટૉયે લખેલી આના કારેનીના નવલકથા પરથી બનાવેલી ફિલ્મ જોઈ આવ્યો. એક શ્રીમંત કુટુંબમાં પરણેલી અને ભરજવાનીમાં મદોન્મત્ત બનેલી સ્ત્રી કેવી રીતે પરપુરુષના પ્રેમમાં પડે છે અને પછી તે બીજી સ્ત્રીને પરણવા જાય છે ત્યારે આ પ્રેમઘેલી સ્ત્રી નિરાશ થઈને કેમ આપઘાત કરે છે એ આબાદ રીતે આમાં બતાવ્યું છે.

મોસ્કો છોડતાં પહેલાં ફરીવાર ક્રાંતિના પયગંબર લેનિનની સમાધિને અંજલિ આપવા ગયો ત્યારે તેની બાજુ પર સ્ટાલિનની શાંત મૂર્તિ દેખાઈ. તે વખતે એમ થયું કે લેનિનના અવસાન પછી તેણે શરૂ કરેલી ક્રાંતિ સંપૂર્ણ કરવાના સોગન સ્ટાલિને લાખો લોકોને લેવડાવ્યા હતા. પછી હિટલરની રાક્ષસી સેના સામે

સોવિયેટ ભૂમિનું રક્ષણ કરીને અને બીજા પાડોશી દેશમાં ક્રાંતિ સર્જીને તેણે પોતાની પ્રતિજ્ઞા પાળી હતી.

એક બે દિવસમાં અંગ્રેજી પુસ્તકોની દુકાનમાં ચોપાસ ઘૂમીને એકાદ નવલકથા ખરીદી લાવ્યો. પછી એક દિવસ મોસ્કો રેડિયો પર કરવાનું ભાષણ લખીને ત્યાં વાંચી આવ્યો. વળી ગયે વખતે મળેલાં જયાબેન, વિનય રાય અને તેમના બાળકની મુલાકાત લઈ આવ્યો. પછી થોડા દિવસમાં મળવાની શાંતિ કમિટીમાં જતા સોવિયેટ પ્રતિનિધિઓ સાથે વિમાનમાં નીકળીને હું વિયેના પહોંચી ગયો.

હું મોસ્કોમાં હતો ત્યારે અમેરિકાની સરકારે પાકિસ્તાનને ભારે શસ્ત્રસરંજામ આપવાને કરેલા કરાર વિષે વાંચેલું. તે વિષે વિચાર કરતાં મારું દિલ ઘણું જ તપી ગયેલું. સદ્ભાગ્યે હું વિયેનાની કમિટીમાં ગયો ત્યારે તરત ત્યાં એક ભાષણ તૈયાર કરીને વાંચવાનું મને કહેવામાં આવ્યું. તેની સાથે મને ભારતનો મુખ્ય પ્રતિનિધિ ગણીને કમિટીના પ્રમુખમંડળમાં વ્યાસપીઠ પર સ્થાન આપવામાં આવ્યું. પછી જે ભાષણો થયાં તેમાં મહિનાઓ સુધી ઉત્તર કોરિયા અને અમેરિકાના પ્રતિનિધિઓ વચ્ચે વાટાઘાટો ચાલ્યા પછી છેવટે શાંતિના કરાર થયા હતા, તેને સર્વેએ વધાવી લીધા. તેની સાથે અમેરિકાએ કોરિયાના સૈનિકો અને ચીનના સ્વયંસેવકો સામે જે રાસાયણિક અને ઝેરી ગૅસનો ઉપયોગ કર્યો હતો તેની પૂરી શાસ્ત્રીય તપાસ કરવાને ખાસ કમિશન નીમવાની જોરદાર માગણી ઘણા વક્તાઓએ રજૂ કરી.

મેં બીજા દિવસથી મારું લક્ષ મારા ભાષણ પર જ એકાગ્ર કર્યું. સભાખંડ પાસે કૉફી–નાસ્તાનો ખંડ હતો તેમાં બેસીને મેં જે ભાષણ લખ્યું તેમાં જણાવ્યું કે અમેરિકાની સરકાર સામે ભારત તેમજ પાકિસ્તાનની બંને સરકાર સારા સંબંધ રાખે છે; છતાં તે

પૈકી માત્ર પાકિસ્તાનને જ દેખીતી રીતે ભારત સામે વાપરવાને ભારે શસ્ત્રસરંજામ આપીને સારા ઉપખંડની શાંતિને જોખમમાં મૂકી છે અને હિન્દીઓ માટે ભારે સંકટ ઊભું કર્યું છે; તેની સાથે તે વખતે ભારતમાં દક્ષિણે ફ્રેંચ સંસ્થાન હતાં અને પૂર્વના કિનારે ફિરંગી રાજ હતાં; આ બધાં પર અમેરિકી શાહીવાદીઓની ભારે ભીંસ હતી; વળી જાપાન, થાઈલેન્ડ, ફિલિપાઈન્સ, સિલોન વગેરે પાસેના દેશ પર પણ અમેરિકાનું વર્ચસ્ વધી રહ્યું છે; આવી રીતે ચોપાસથી રાજકીય અને લશ્કરી તાકાતથી ભારતને ઘેરી લઈને તાબેદાર બનાવવાની અમેરિકાની ચાલની મેં સખ્ત ઝાટકણી કાઢી. આ મુદ્દાનું ભાષણ તૈયાર કરીને મેં જ્યારે પૂરા જુસ્સાથી કમિટીની સભામાં વાંચ્યું, ત્યારે મને તાળીઓથી સર્વેએ વધાવી લીધો.

આ વખતે વિયેનામાં બહાર ફરતાં, બે વરસ પર અમેરિકાના "કોલિયર્સ" માસિકમાં વાંચેલો સોવિયેટ ભૂમિ પર અમેરિકી હુમલાનો તાદૃશ ચિતાર આપતો કંઈ લેખ જોયો નહિ. માત્ર શાંતિ પરિષદ તરફથી અણુબોંબ પર પ્રતિબંધ મૂકવાને થતા પ્રચારથી આવાં લખાણ બંધ થયાં હોય એમ માની શકાતું નથી. ચોખ્ખું કારણ એક જ જણાય છે કે આ બે વરસના ગાળામાં સોવિયેટ સરકારે પણ અણુશસ્ત્રો બનાવવાનો તેમજ તેને ધારેલા લક્ષસ્થાન પર ઝીંકવાને જરૂરી યંત્ર[1] તૈયાર કરવાનો કસબ હાથ કર્યો હતો અને અમેરિકાના આ શસ્ત્રનો ઇજારો તૂટી ગયો હતો. આમ કોરિયામાં શાંતિ થઈ અને અમેરિકાનો ઝેરી પ્રચાર બંધ થયો તેથી કંઈક સંતોષ પામીને વિમાન વાટે નવેમ્બરની આખરે હું દેશમાં પાછો ફર્યો.

---

૧. આ યંત્રને અંગ્રેજીમાં Intercontinental ballistic mistile કહે છે.

પરદેશથી પાછો ફરીને તરત હું "અક્કલના દુશ્મન" નામનું નાટક લખવા બેસી ગયો; તે સન '૫૪ના જાન્યુઆરીમાં પ્રકટ કર્યું. તેનો નાયક દા. મોહન અમેરિકામાં ઉચ્ચ યાંત્રિક ખેતીનું શિક્ષણ લઈ દેશમાં પાછો ફર્યો છે. તે એક ગામને પાદરે ખેતી માટે વિશાળ જમીન લે છે. તેના ચાલાક મિત્રો—ચપળ અને તેની દૂરની ભોળી બહેન વીજળી મારફતે એક નિષ્ઠુર વેપારી અમેરિકાથી ટ્રૅકટર, બુલડોઝર[1], એન્જિનપંપ વગેરે અનેક યંત્ર દા. મોહનને વેચે છે. આ માલ પૈસા ભરાયા પછી તે ભરપટ્ટે આવ્યો ત્યારે તેમાંથી ચપળ અને વીજળીને સારું કમિશન મળે છે. પછી આમાંનાં ઘણાં યંત્ર ચાલતાં ન હોવાથી દા. મોહન ખૂબ મૂંઝાય છે. તેવામાં ગામના એક ગૃહસ્થના વિદ્વાન મિત્ર ચંદ્રરાય અને ચીનનો અનુભવ લઈ આવેલી તેની હુંશિયાર દીકરી અલકનંદા ત્યાં આવે છે અને ખેતીની મુસીબત વિષે ચર્ચા જામે છે. તેવામાં બધા સાંચાનો વેપારી ભાનુ ખેતર પર આવીને તેના યંત્રના સમારકામની બધી જવાબદારીમાંથી છૂટી જાય છે. દા. મોહનના પિતા પણ તેના સમારકામ માટે એક પાઈ આપવાની હવે ના પાડે છે. આ અણીના પ્રસંગે અલકનંદા મોહનને ચીનનો અનુભવ ટાંકીને સલાહ આપે છે કે તમારા બુલડોઝરને બાજુએ મૂકીને જમીન સરખી કરવાને ગામના સેંકડો મજૂરોને કામે લગાડશો તો ગામનો વિરોધ ટળી જશે અને સાંચાની અને ભાનુની ગુલામી દૂર થશે. આ નવો રાહ મોહન પૂરા ઉત્સાહથી અપનાવે છે; તેવામાં ચપળના કમિશ-નની અફવા ગામમાં ચારેબાજુએ ફેલાય છે તેથી આ ખલનાયક થોડા મજૂરોને સાધીને પાણી ખેંચવાના એન્જિનમાં ભડાકો કરાવે છે; તેથી સુધાકર નામનો મોહનનો શુદ્ધ સેવાભાવી ઈજનેર ઘાયલ થાય છે પણ સહેજમાં બચી જાય છે; પરિણામે મોહન અમેરિકી મોહમાયામાંથી છુટકારો મેળવીને અલકનંદાના સ્વાશ્રય અને સ્વદેશીના માર્ગે આગળ વધે છે અને તેની ખેતીમાં સફળતા મેળવે

છે. આ નાટકમાં ખેતીમાં અમેરિકા અને ચીનના રાહની વચ્ચે આપણા દેશના સંયોગોને અનુલક્ષીને સરખામણી કરી છે અને સ્વદેશી માર્ગનું વર્ચસ્ સ્થાપ્યું છે.

સન ૧૯૫૪ના વરસના આરંભમાં ગુજરાતના ઔદ્યોગિક કામદારોની પરિષદ અમદાવાદમાં બિરાદર ખાનના પ્રમુખપદે મળી ત્યારે સહાનુભૂતિનો સંદેશ આપવાને કિસાનસભાના પ્રમુખ તરીકે હું હાજર રહ્યો. વિયેનાની પરિષદમાં બધાય કામદારોના લડાયક ઐક્યના જે પાઠ ભણ્યો હતો તે મેં રજૂ કર્યા. તે વખતે ઠાકોરભાઈ શાહ તરફથી શરૂ થયેલા "કિસાન" પત્રમાં વિયેનાની પરિષદ વિષે મેં એક લેખ પ્રકટ કર્યો. તેમાં મેં જણાવ્યું કે જમીન વિહોણા મજૂરોને તેમજ ચા, કૉફી, શેરડી વગેરેના કામદારોને જ આ પરિષદમાં મહત્ત્વનું સ્થાન આપ્યું હતું. કિસાનસભાથી તેમનાં જુદાં મંડળો જમાવીને બંનેની વચ્ચે સંયુક્ત મોરચો રચવાની સલાહ પણ આપી. બીજો એક મહત્ત્વનો એવો પૈગામ મેં તારવ્યો કે કેટલાક પછાત દેશમાંના કચડાતા કિસાનોની મુક્તિની લડતમાં કારખાનાના કામદારોએ ઘણી સહાય આપી છે; દાખલા તરીકે પશ્ચિમ આફ્રિકાના ફ્રેંચ વિભાગમાં છેક જ ગુલામીની હાલતમાં પીસાતા હબસી ખેતમજૂરોને ફ્રાંસના મહામંડળે સંગઠન સાધવામાં સંગીન સહાય આપીને તેમની લડતને આગળ ધપાવી છે; તેની રોમાંચક કથા હબસી બિરાદર બિલાએ વિયેનામાં પૂરા આવેશથી રજૂ કરીને સર્વેને હેરત પમાડચા હતા. પરિષદના મહામંત્રી બોસીએ આ વિધાનને પુષ્ટિ આપતાં કહેલું કે કંઈ જમીન કે મિલકત વિનાનો ખેતમજૂર જ કારખાનાના મજૂર સાથે સહેલાઈથી એકતાર થઈ શકશે—તેઓ જ શહેર અને ગામડાના કરોડો શ્રમજીવીઓની વચ્ચે ઐક્ય સાધવામાં સહાય કરી શકશે.

ફેબ્રુઆરીની પહેલી તારીખે ગુજરાત કિસાનસભાની કારો-

બારી મારા પ્રમુખપણા નીચે કોસંબામાં મળી તે વખતે પારડીમાં પ્રજાસમાજવાદીઓ ખેડ સત્યાગ્રહ કરતા હતા, વડોદરા જિલ્લામાં ડબકાના શિકારખાનાની જમીન ખેતમજૂરો વચ્ચે વહેંચવામાં ઠીક ફત્તેહ મળી હતી અને એકંદર ખેડાથી સુરત સુધીના પ્રદેશમાં કિસાનપ્રવૃત્તિ ખીલી રહી હતી. આ બધી લડત વિષે મંત્રી ઠાકોરભાઈએ તેમ મેં વિયેનાની પરિષદ વિષે હેવાલ રજૂ કર્યા. પછી ગણોત કાયદામાંથી ઘરખેડની કલમ રદ કરવાના સાચા ગણોતિયાની કબજાની જમીનો તેમને પાછી સોંપાવવાના, જમીનની ટોચ મર્યાદા નીચી ઠરાવી વધારાની જમીન ખેતમજૂરોમાં વહેંચવાના, કારખાનાના તેમ ખેતી–જંગલ વગેરેના કામદારોના યુનિયન વિષે કાયદો ઘડવાના અને અમેરિકા–પાકિસ્તાન લશ્કરી કરારનો વિરોધ કરવાના ઠરાવ પસાર કર્યા. ઉપરાંત ખેત-મજૂરો અને જંગલના કામદારોના સંગઠન તરફ ખાસ ધ્યાન આપવા અને નસવાડીમાં મળનારી પરિષદને સફળ બનાવવા સર્વ કાર્યકરોને આદેશ અપાયો.

બીજે જ દિવસે સવારે કોસંબાથી ઝંખવાવ જઈ દેવગઢ આગળ યોજેલા કિસાનોના જંગી સંમેલનમાં મારે હાજર રહેવાનું હતું. દેવગઢના ૬૦ ગણોતિયાનો કેસ પારસી જમીનદાર સાથે અઢી વરસથી કોરટમાં ચાલતો હતો. આ ઝઘડામાં કિસાનોને સારાયે વિસ્તારના ખેડૂતોનું પીઠબળ મળે તે માટે આ કાર્યક્રમ યોજ્યો હતો. બીજા કાર્યકરો સાથે સવારે હું ઝંખવાવ પહોંચ્યો ત્યારે ત્યાં લગભગ ચાર હજાર કિસાન સ્ત્રી–પુરુષોનો મેળો જામેલો જોયો. સ્ટેશન પર 'કિસાનસભા ઝિંદાબાદ'ની બુલંદ ઘોષણા થયા પછી અમે કિસાનોની બે હાર વચ્ચે થઈ, ચાલવા માંડયું ત્યારે અમારી ઉપર પુષ્પવૃષ્ટિ થઈ. ત્યાં હાજર રાખેલા ૬૧ બળદ જોડેલા રથમાં બેસીને અમે ધીમી ગતિથી ચાલ્યા ત્યારે હજારો કિસાનો અમારી સાથે ચાલતા ગયા. છેવટે અમે પાંચ માઇલ કાપી દેવગઢ

પહોંચ્યા ત્યારે ઊંચી વ્યાસપીઠ પર અમે બેઠા અને ચોપાસ આઠેક હજાર ખેડૂતોની મેદની જામી ગઈ.

સુરત જિલ્લાના કિસાન મંત્રીએ અમારું સર્વનું સ્વાગત કરીને લડતનો મુદ્દો સમજાવ્યો. પછી મેં અમારા સ્વાગત માટે આભાર માન્યો. ભાઈ જયંતી અને મોદીએ કિસાન પ્રવૃત્તિની પ્રગતિમાં આપેલા ફાળાને મેં અંજલિ આપી. આગલાં સોળ વરસની લડત પર આછી નજર નાખીને જમીનના સવાલનો ઉકેલ, પાંચ પટના કાયદાનો અમલ, જંગલખાતાના સિતમ વગેરે વિષે મેં આપણી માગણીઓ રજૂ કરી. ખાસ તો જે ૬૧ ગણોતિયા એક મધ્યમ વર્ગના મિત્રની સહાયથી લડી રહ્યા છે તેમને મેં હાર્દિક ધન્યવાદ આપ્યા, અને કહ્યું કે, તમે જમીનદારો અને સરકારના હુમલાની સામે જમીનના કબજા આજ સુધી સાચવી રાખ્યા છે તેથી કોર્ટમાં પણ તમારો વિજય નિશ્ચિત છે; પછી જમીનદારના કોઈ માણસો ત્યાં હાજર હતા તેમને અનુલક્ષીને મેં ચીમકી આપી કે આટલી વિરાટ જનતાના દિલને દુઃખવીને તમે એ જમીન મેળવી શકશો નહિ અને મળશે તો તમે ભોગવી શકશો નહિ. કિસાનોની તાકીદની માગણી રજૂ થયા પછી કેટલાક ભાઈઓએ ટૂંક પ્રવચન કરીને સભાને પૂરી કરી.

૧૫ મી ફેબ્રુઆરીનો દિવસ સુરત જિલ્લાની કિસાન જનતા માટે યાદગાર નીવડ્યો. તે દિવસે મહારાષ્ટ્રના કિસાનકેસરી નાના પાટીલ અને દહાણુંના જંગલની રાણી તરીકે પંકાયેલાં ગોદુબાઈ મરૂલેકર સુરત પધારવાનાં હતાં. આ જિલ્લાના ઘણાખરા ભાગના કિસાનો આગલી રાતથી સુરતમાં ને પાડોશનાં ગામોમાં ભેગાં થતાં હતાં. બપોરે અમદાવાદથી દિનકર મહેતા અને બીજા ભાઈઓ સાથે હું ગાડીમાંથી ઊતર્યો ત્યારે અમારું ભાવિક સ્વાગત થયું. તે વખતે બધાની મીટ મુંબઈની ગાડી પર હતી. એ ગાડીમાં

નાના પાટીલ કંઈ કારણસર ન આવી શક્યા પણ કિસાનોની જગદંબા ગોદુબાઈ આવ્યાં, તેથી બધાને શેર શેર લોહી ચઢ્યું. સ્ટેશનેથી હજારો કિસાનો પોતાના ડૅાબરૂ, તુર વગેરે વાજિંત્રો વગાડતા અને કિસાનસૂત્રો પોકારતા ચાલ્યા. પહેલી હરોળમાં સુરતના મરાઠી કિસાનો પોતાના બેંડ અને ઢોલક વગાડતા હતા. બધા આગેવાનો એક મોટી ઘોડાગાડીમાં બેસી સરઘસને મોખરે રહ્યા. શહેરના રાજમાર્ગો પર ફરીને સરઘસ કિલ્લાના મેદાનમાં સભામાં ફેરવાઈ ગયું, ત્યારે તેમાં આશરે ૫,૦૦૦ માણસો હાજર હતા.

ગોદાવરીબહેને મરાઠીમાં ભાષણ કર્યું. તેનો તરજૂમો સભામાં મેં કર્યો. તેમણે દહાણું જિલ્લાના વીરલાઓની લડતનો ખ્યાલ આપતાં કહ્યું કે, લાઠીમાર, ધરપકડ, ગોળીબાર વગેરે અત્યાચારોનો મુકાબલો કરીને તેઓ આજે નિડર અને આઝાદ બન્યા છે; ગણોતના કાયદાથી જે હક મળ્યા છે તે લડીને જ લઈ શકશો— જરૂર પડે તો દંડ કે જેલજાત્રા ભોગવવા તૈયાર રહેજો. પછી પંચવર્ષીય યોજનાનું નિઃસત્વ સ્વરૂપ સમજાવીને તેમણે કહ્યું કે, રાવણે કોઈની સાચી સલાહ ન માની તેથી રામને હાથ મરાયો તેમ આ સરકાર આપણી સાચી માગણીઓ નહિ માને તો કિસાન-મજદૂરને હાથે મરવાને સરજાયેલી છે.

દિનકર મહેતાએ વધારે કરવેરા નાખવાની સરકારી નીતિની ઝાટકણી કાઢી. પછી મેં મારા જૂના પરિચિત પારડી તાલુકાની લડત વિષે વિવેચન કરતાં કહ્યું: સરકારી અધિકારીઓએ જેમનાં નામ દફતરમાં નથી તેમને જમીનના હકદાર ગણવામાં ભયંકર ગુનો કર્યો છે; જે કહેવાતા ચાકરોના કબજા જમીન પર છે તેમનાં નામ પાણીપત્રકમાં નીકળતાં હવે અધિકારીઓને નવી અક્કલ આવે છે; હવે એ ચાકરોએ જ સરકારમાં સંખ્યાબંધ અરજીઓ

કરીને અને જરૂરી લાગે તે લડત કરીને પોતાના હક્ક હાંસલ કરવા જોઈએ. પછી સ્થાનિક મંત્રીએ કિસાનસભાના ઠરાવ ને નિવેદન વાંચી સંભળાવ્યાં. અનેક પ્રાસંગિક ભાષણ થયા બાદ "કિસાનસભા ઝિંદાબાદ"ની બુલંદ ઘોષણા વચ્ચે સભા પૂરી થઈ.

ફેબ્રુઆરીની ૧૯ મીએ રાજપીપળાનો કિસાન દિન વાલીયા તાલુકામાં જબુગામમાં સભા ભરી ઊજવાયો. તેમાં હાજરી આપવાને હું સવારે અંકલેશ્વર સ્ટેશને થઈને જબુગામ ગયો ત્યારે કિસાનસૂત્રો પોકારતા હજારો ખેડૂતોના સરઘસ સાથે હું ભળી ગયો. જબુગામને પાદરે કમાનવાળા દરવાજામાં ઊભા રહેલા કિસાનોએ અમારું સ્વાગત કર્યું. તળાવની પાળ નજીક કબીર વડનો ખ્યાલ આપતા વડની ઘટામાં કેસૂડાનાં ફૂલ, આસોપાલવનાં તોરણ, ધજાપતાકા વગેરેથી મંડપ શણગાર્યો હતો. તેમાં પાંચ હજાર કિસાન ભેગા થયા.

બપોરે કિસાનમંત્રી મહિમન દેસાઈએ જમીનદારી પ્રથાની નાબૂદીની આગાહી કરી. પછી મેં સાચા ખેડૂતોની જમીન લૂંટનાર સર્વને ચીમકી આપતાં કહ્યું: અમલદારોને ચેતવણી આપું છું કે નેત્રંગમાં ખેડૂતોને ફાંસી દેનાર પાપી અમલદાર હજી કોઈ જગ્યાએ જીવે છે; મેં સર્વેને યાદ આપી કે જ્યાં જનતાનાં રાજ થયાં છે ત્યાં આવા માણસોની કેવી બૂરી દશા થઈ છે; હજી સવેળા તેઓ અને તેમની સરકાર નહિ ચેતે તો તે સર્વને એવો જ સખ્ત ઇન્સાફ મળશે. પછી રાજપીપળા વિષે મેં કહ્યું: આ ધરતીમાં કિસાનસભા અને લાલ વાવટાનાં મૂળ ઊંડાં ઊતર્યાં છે; દમન ચલાવીને આપણી લડતને રોકવાના બધા પ્રયાસ નિષ્ફળ થયા છે; પારડીમાં તેમ ભરૂચ અને વડોદરામાં પણ ગણોતિયાની હજારો એકર જમીન ઝૂંટવાઈ છે; તે જમીનો પાછી મેળવવાને, ખેડૂતોનું સાચું સ્વરાજ સ્થાપવાને તેમજ સંપ અને સંગઠન સાધવાને ભારે મહેનત

કરવી પડશે. આ સભામાં રજૂ થયેલા સુયોગ્ય ઠરાવો વિશે બોલતાં ઠાકોરભાઈએ કહ્યું કે, હવે ગુજરાતની કિસાન જનતા શિસ્તબદ્ધ લડત આપશે ત્યારે જો સરકાર દમનનીતિ ચાલવશે તો જનતાની વિરાટ તાકાતથી કૉંગ્રેસી રાજ ખતમ થશે અને સાચું કિસાન–મઝદૂર રાજ સ્થપાશે.

આ માસની આખરે નસવાડી તાલુકામાં સાવલી, વ્યાધર અને નવાગામમાં મળેલી સભાઓમાં મેં વિયેનાના કિસાનોના સંમેલનનો સંદેશો સંભળાવ્યો. પછી તણખલામાં સેંકડો કાર્યકરોની સભા મળી તેમાં ઝૂંટવાયેલી જમીનોની માલિકી મેળવવાને અને જમીન મહેસૂલમાં સંગીન ઘટાડો કરાવવાને હાકલ કરી. મેવાસના વિસ્તારમાં ફરતાં મેં નસવાડીના કાર્યાલયની મુલાકાત લીધી ત્યારે કાર્યકરોને મેં કહ્યું : તમે ગામડાના વિસ્તારમાં થાણું નાખીને બેઠો છો એ સારું છે; સાથે આખા વરસના ખરચને પહોંચી વળાય તે માટે પૈસા અને અનાજ ખેડૂતો પાસેથી મોસમમાં ઉઘરાવો; તો જ કિસાનોની મમતા તેમની સભા પર જાગે અને સાચી ને સ્વાશ્રયી કિસાનસભા રચી શકાય.

પાદરા તાલુકાની પહેલી કિસાન પરિષદ એપ્રિલની ૧૦–૧૧ તારીખે રાખી હતી. તેના વરાયેલા પ્રમુખ તરીકે તે દિવસે સવારે હું કરખડી ગામે પહોંચ્યો. મારી તબિયત થોડા દિવસથી બગડી હતી. છતાં ઠરાવોની ચર્ચાઓમાં સાંજ સુધી હું હાજર રહ્યો. તેમાં વાંકળની કિસાન પરિષદના ઠરાવોના ધોરણસર નાના ખાતેદારો અને ગણોતિયાની વચ્ચે કરાર કરવાની છૂટ મળે, કોઈ માલિક ગણોતિયાને જમીન પરથી જાતખેડના કે બીજા બહાના નીચે દૂર ન કરી શકે, અને જે ભાગિયા ચાકરો જમીનમાંથી ભાગ મેળવતા હોય તેમનાં નામ પાણીપત્રકમાં મૂકવાં જોઈએ—વગેરે મુદ્દા ઠરાવોમાં સમાવવામાં આવ્યા. ઉપરાંત બીજા વીસ જેટલા ઠરાવો કિસાન-

સભાના ચાલુ ધોરણે અને સ્થાનિક જરૂરિયાતો અંગે કરવામાં આવ્યા. કરખડી ગામમાં ઘણા વખતથી માથાભારે ખાતેદારો અને તેમના મજૂરો વચ્ચે ઝઘડા ચાલતા હતા તેને અંગે એ મજૂરોની માગણીઓને ઠરાવ કરીને પરિષદે ટેકો આપ્યો. બીજે દિવસે સવારે સરદાર પૃથ્વીસિંગ પધાર્યા ત્યારે સરસ સજાવેલા ઊંટને આગળ રાખીને તેમનું શાનદાર સરઘસ કાઢવામાં આવ્યું.

બપોરે પરિષદ શરૂ થઈ ત્યારે સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે દા. બદ્રીનારાયણ પંડ્યાએ પ્રવચન કર્યું. તેમણે પ્રમુખ, સરદારજી અને કિસાનસભાના આગેવાનોના સહકાર માટે આભાર માન્યો. ખરું જોતાં, દા. પંડ્યા પોતે જ આખા તાલુકામાં એક ઉગ્ર લડત ચલાવીને પંકાયા હતા. ઘણાં વરસથી ગામને પાદરે આવેલી સરકારી પડતર જમીન પોતાની ખળવાડ તરીકે મોટા ખાતેદારો વાપરતા હતા છતાં સરકારી દફતરે તો તે જમીન પડતર હતી; તેના પર કોઈ ખાતેદારનો રતિભાર કંઈ કાયદેસર હક્ક નહોતો. આ ખળવાડની કુલ જમીન ગામના ખેતમજૂરોને વહેંચી આપવાને દા. પંડ્યાએ કલેકટરને લખ્યું ત્યારથી આ ગામમાં કિસાન લડતનાં મૂળ નંખાયાં. કિસાનસભા તરફથી થયેલી અનેક સભાઓમાં દા. પંડ્યાની માગણીને પૂરેપૂરો ટેકો આપ્યો હતો છતાં ખાતેદારો તો ખળવાડ પર વંશપરંપરાના હક્ક હોય એમ કિસાનસભા અને ખેત-મજૂરો સામે ઝઘડતા. ગામે સરકારી તપાસ કરવાને જે અમલદારો આવે તેમને ઊંધું ભરાવીને વિદાય કરતા. હું અહીંયાં પહેલાં આવી ગયેલો તેથી દા. પંડ્યાને સારાયે તાલુકાના વીર કિસાન તરીકે પિછાનતો.

સ્વાભાવિક રીતે હું પ્રમુખ તરીકે ભાષણ કરવા ઊભો થયો ત્યારે કરખડીને દા. પંડ્યાએ યાત્રાનું ધામ બનાવ્યું છે તેથી તેમને મેં ધન્યવાદ આપીને કહ્યું : એક બાજુ ગામના થોડા માણસો વધુ

પૈસાદાર થતા જાય છે ત્યારે અહીંના સર્વ શ્રમજીવીઓ અનાજને માટે વલખાં મારે છે; આવી પરિસ્થિતિમાં સહકારી ખાતા તરફથી સુવર્ણ મહોત્સવ ઉજવાય છે, તેમાંથી જો સોનું ટપકતું હોય તો લઈએ; આ તો મુઠ્ઠીભર લોકોના મગજનું તૂત છે. યુરોપના દેશમાં પણ મોટી સહકારી મંડળીઓ હોય છે; પણ તેમાં આગેવાની પ્રતિષ્ઠિત નાગરિકોની હોય છે; ત્યારે અહીંયાં તો કોઈ કલેક્ટરો ચોપાસ ઘૂમે છે તેથી આપણને શરમ આવે છે. થોડા વખત પર રવિશંકર મહારાજ વાલીયા તાલુકામાં ગયેલા ત્યારે ત્યાં તેમની આગળ કિસાનોએ ભેગા થઈને કહ્યું કે, અહીં ખાતેદારો તમને ૫૪૦૦ વીઘાં આપવા નીકળ્યા છે પણ તેમણે ખેડૂતોની હજારો વીઘાં જમીન છીનવી લીધી છે એનું શું? ત્યારે મહારાજને ગળે ડૂમો ભરાયો અને તેમણે કબૂલ કર્યું કે આ ખેડૂતોની વાત સાંભળવા જેવી છે. આ તો એરણની ચોરી કરીને સોયનું દાન કરવા જેવું ચાલે છે. વળી ડબકાના શિકારખાનાની જમીનનો ફેંસલો હજી થયો નથી. તે વિષે મહારાજ કેમ બોલતા નથી? ખરું જોતાં આવા વિસ્તારમાં તો અનુભવી કિસાન કાર્યકરોનો સહકાર મેળવીને જ મહારાજે પ્રચાર કરવો જોઈએ.

આવી સામાન્ય ચર્ચા કરીને કરખડીની મોટી લડત પર મુસ્તાક થઈને મેં કહ્યું : અહીંનો એક વાઘરી આપણા સંગઠનમાં જોડાયો ત્યારે ચોરામાં બેસનારી ચંડાળ ચોકડીએ તેને દબાવવાની કોશિશ કરી પણ એ દબાયો નહિ; તો હવે એ ચોકડી-વાળા સમજી લે કે જ્યારે શ્રમજીવીઓ ભેગા થઈ તાંડવનૃત્ય કરશે ત્યારે તેમને ચોરામાંથી નાસવું ભારે થઈ પડશે; તેવી રીતે આ ગામના ભૂમિહીનોએ પડતર જમીનો મેળવવાને અરજી કરી, ત્યારે ચોરામાં હૂકો પીનાર ગુસ્સે થઈ ગયા; સરકારી અમલદારો તપાસ કરવા આવ્યા ત્યારે તેમની મહેમાનગતિ સ્વીકારીને અરજદારોને

મળ્યા વિના રવાના થયા; પણ યાદ રાખો કે આટલાથી પતવાનું નથી અને ખેતમજૂરો જમીન લીધા વિના રહેવાના નથી; કોઈ ખાતેદારની ચઢવણીથી મામલતદારે અહીંના એક વરતણિયાને ચોરામાં બોલાવીને ધમકીઓ આપી તો તરત તેણે રાજીનામું આપી દીધું; એવી રીતે ડબકા ગામના માલદારોએ અફવા ઉડાવીને ખેડૂતોને અહીં આવતા રોકવાની કોશિશ કરી તોયે અહીં બધા આવ્યા છે. આ ઉપરથી હવે બધા સમજી લે કે સાડાચાર ખાતેદારો પોતાના નિર્ણય જનતા પર ઠોકી બેસાડી નહિ શકે. પહેલાં ડબકાના શિકારખાનાની અને ગામેગામની પડતરની જમીન ખેતમજૂરોમાં વહેંચી આપો; જો તેમ નહિ થાય તો ખાતેદારોની માલિકીની જમીનનો કબજો ખેડૂતો કરશે.

ઉપસંહાર કરતાં ફરીવાર મેં દા. પંડ્યાની તારીફ કરી: તેમના દિલમાં કિસાનો અને મજૂરોનું સત ઊતર્યું છે; અહીંના પ્રત્યાઘાતી આગેવાનોએ તેમની સામે હાથ ઉપાડ્યો ત્યારે મુસલમાન બહેનોએ તેમની આસપાસ કિલ્લેબંધી કરી તેમનું જતન કર્યું; ફરીથી આ લોકોએ દાક્તરના ઘર પર પથરા નાખીને હુમલો કર્યો ત્યારે કાળબળને ઓળખીને પથરા ફેંકનારા પાછા ફર્યા; દાક્તરના સતનો આ પુરાવો છે અને તે ચોપાસ પંકાતું જશે. આ ગામમાં જે યશગાથા સરજાઈ છે તેને લક્ષમાં રાખીને સારાયે દેશની વધારાની જમીનો ખેતમજૂરોમાં વહેંચવાનું કામ ઉપાડી લો. તે પછી ચંદુભાઈ પટેલે બધા ઠરાવોનો સાર ટૂંકમાં રજૂ કર્યો. અનેક ઠરાવો વિષે ભાષણ થયા પછી સભા પૂરી થઈ.

આ પરિષદ પહેલાં આઠમી તારીખે ઓરપાડ તાલુકાની કિસાન પરિષદને અંગે હું સાંધીએર ગામે ગયો. ત્યાં થયેલા સ્વાગતનો જવાબ આપીને હું બપોરે પગપાળા કૂચ કરી ઓરપાડ પહોંચ્યો. શરૂઆતમાં જિલ્લાના કિસાનમંત્રી નટુભાઈ શાહે

તાલુકાના હાળી મજૂરો, કાંઠાવિસ્તારના ગણોતિયા ને ગરીબ કિસાનો વગેરેની પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો. મારા ભાષણમાં બધીયે હાલત પર નજર નાખીને મેં ગામડાંની ગરીબ પ્રજાને કિસાનસભાના લાલ ઝંડા નીચે એકત્ર થવાની હાકલ કરી. છેવટે અનેક વક્તાઓને સાંભળ્યા પછી સભા વિખરાઈ.

પરિષદ પૂરી થયા પછી હું કોક ઠેકાણે ચા પીવા બેઠો ને તરત મારા ફેફસામાં દર્દ ઊપડ્યું. જરાયે વિલંબ કર્યા વિના બસમાં બેસીને હું સુરત ગયો અને ત્યાં સાથીઓની મદદથી બસ-સ્ટેન્ડ પાસે જ આવેલા એક દવાખાનામાં ગયો. હોશિયાર દાક્તરે મને બરાબર તપાસીને કહ્યું કે, તમારા ફેફસા પર સોજો ચઢ્યો છે તેથી દવા ને ઇંજેકશન લેવાની અને આરામ લેવાની જરૂર છે. તેમની પાસેથી દવાઓ લઈને મિત્રને ઘેર જતાં જ મેં નિર્ણય કર્યો કે પાદરાની પરિષદમાંથી પરવારીને હું દિલ્હી જઈશ અને ત્યાં મારા મિત્ર લક્ષ્મીદાસ શ્રીકાંતનો મહેમાન થઈશ. ત્યાં દવા અને આરામ બંને મળશે એમ નક્કી કરીને મેં પાદરાની પરિષદમાં ભાગ લીધો. ત્યાંથી દિલ્હી જઈ શ્રીકાંતભાઈને ઘેર આરામ લેવા માંડ્યો.

દિલ્હીમાં મારે દાદાસાહેબનું થોડું કામ હતું. ઠક્કરબાપાના સ્મારક ફંડમાં મુંબઈમાં મારા જૂના મિત્ર જેઠાભાઈ પટેલે રૂા. ૫૦,૦૦૦ ભેગા કરી આપ્યા હતા. તેમાંથી તેઓ કોઈ સંસ્થાને રૂા. ૫૦૦૦ આપવાની ભલામણ કરી શકે એમ હોવાથી તેમણે વાત્રક વિદ્યાલયને તેટલી રકમ આપવા લખ્યું હતું. હવે દાદાસાહેબ આ ફંડના ટ્રસ્ટી હોવાથી તેમની મંજૂરીની જરૂર રહી. શ્રીકાંત-ભાઈની પાડોશમાં જ દાદાસાહેબનો બંગલો હોવાથી તેમની અનુકૂળતાએ મળ્યો ત્યારે તેઓ અમારા ગ્રામવિકાસ સંઘના પણ પ્રમુખ હોવાથી તેમણે સહેજમાં મંજૂરી આપી. એ રકમ હપતે હપતે

અમને મળવા માંડી ત્યારે તેમાંથી અમારા ટ્રસ્ટીઓની સગવડ માટે એક મેડો બાંધવાનું કામ અને દશેક વરસ પર બાંધેલા આશ્રમના મકાનમાં થોડું સમારકામ અમે હાથમાં લીધું.

હું દિલ્હીમાં ત્રણેક અઠવાડિયાં રહ્યો તે દરમ્યાન કિસાન-સભાના મંત્રી પ્રસાદ રાવને તેમજ શાંતિ સમિતિના મંત્રી રમેશચંદ્રને મળતો. પણ મોટે ભાગે આરામ લઈને તબિયત સુધારતો અને ગુજરાતમાં જઈને ફરીથી મારી રોજિંદી પ્રવૃત્તિને હાથ ધરવા તડપતો.

રોજની ઘટમાળથી દૂર—દિલ્હી જઈને થોડાં અઠવાડિયાં સુધી આરામ લેતાં, વિચાર કરવાની—કંઈક અંતર્મુખ થવાની તક મળી. આશ્રમમાં મેં છાપખાનું કાઢ્યું તે પછી "સ્વદેશી શા માટે?" એ પુસ્તિકા અને "અક્કલના દુશ્મન" નામે નાટક મેં પ્રકટ કર્યાં હતાં. સન ૧૯૫૨માં મારી ષષ્ટિપૂર્તિ ઉજવાઈ ત્યારે કંઈક રકમ મળી તેથી આશ્રમનું દેવું ચૂકવવાનોયે સંતોષ માન્યો. પણ તે અંગે અભિનંદન સમિતિ તરફથી "આપણા ઇન્દુભાઈ" એ નામે એક પુસ્તક ધનવંત ઓઝાએ સન ૧૯૫૩માં પ્રકટ કર્યું. તેના સંપાદકો તેમજ અનેક લેખકોએ ભોગીલાલ ગાંધીના શબ્દોમાં એવું સૂચન કરેલું: "સમગ્ર ગુજરાતનો છેલ્લા દાયકાનો ઇતિહાસ તમારેરૂપે આજે અમારી સમક્ષ જીવંત ખડો છે...તમે જ આ અરધા યુગના છડીદાર સમા ઊભા છો. આજે નવા ઘડતરના આરજુમંદો તમને આગ્રહ કરતા ઊભા છે કે જીવનનો તમારો નીચોડ અક્ષરદેહે ય અમર કરી જાઓ. તમારી લેખિનીમાં ઓજસ, ગુજરાતની એક આખી સદીને આત્મકથારૂપે, આત્મકથાત્મક નવલકથારૂપે...ચમકાવવા આતુર છે ને સમર્થ છે, ત્યારે એને

ગુંગળાવો મા; તમે કરેલું, જોયેલું, વિચારેલું, આજે નવું કરવા, નવું વિચારવા મથનારાઓ માટે ઐતિહાસિક રાહબરરૂપે અમર દેહે મૂકતા જાઓ." આવું બધું આગળ વાંચેલું અને તે વિષે અમદાવાદમાં કેટલાક મિત્રો સાથે ચર્ચા કરેલી, ત્યારે તો તે મનના એક ખૂણામાં જ પડી રહેલું. હવે મારી માંદગીને લીધે મારી કિસાન પ્રવૃત્તિ સ્થગિત થઈ ત્યારે તે વિષે મેં નવેસર વિચાર કરવા માંડયો.

આશ્રમની અને વાત્રક સહકારી વિકાસ મંડળની પ્રવૃત્તિ મારી શક્તિ મુજબ ખીલવીને મેં તેને સ્વાશ્રયી બનાવી હતી--તેને હવે આગળ ધપાવવાને ઝાઝો અવકાશ મને દેખાતો નહોતો. તેમ દેશી રજવાડાં ને ઠકરાતોના જુલમ ટાળવાને મેં કિસાનસભામાં ફરીથી ઝુકાવ્યું હતું. હવે બધાં રાજ્યો ભારત અને મુંબઈ રાજમાં ભળ્યાં હતાં, તેના કાયદા તેને લાગુ પડયા હતા, અને હવે તો તેમની પ્રગતિ સારા પ્રાંત કે દેશના કિસાનોની સાથે સંકળાઈ હતી; હવે તેમને માટે કોઈ ત્વરિત પ્રગતિનો અવકાશ રહ્યો નહોતો. વળી આ કામમાં દેશભરમાં ચુનંદા કાર્યકરોની એક સેના લાગી ગઈ હતી તેથી મારે કાંઈ નવો ચીલો કાપવાનો રહ્યો નહોતો.

સાઠ વરસ પૂરાં કર્યા પછી જરા અંતર્મુખ થઈને મારા જીવનનો નિષ્કર્ષ કાઢવા માટે મને પૂરેપૂરી સગવડ મોજૂદ હતી. સારામાં સારું સાહિત્ય શહેરમાં નહિ, ગામડાંની હવામાં જ લખાય એવી મારી માન્યતા વરસોથી બંધાઈ હતી. હવે મારે સાંસારિક કે રાજકીય કોઈ મહત્ત્વાકાંક્ષા રહી નહોતી. તેથી મારા સહૃદય મિત્રોની સલાહ માનીને બાંસઠ વરસે નવું સર્જન કરવાને હું તૈયાર થયો.

સન ૧૯૨૪માં યરોડા જેલમાં મારી બાહ્ય પ્રવૃત્તિ રોકાઈ ગઈ હતી ત્યારે મહિનાઓ સુધી ચિંતન કરીને મેં અનેક સ્ત્રીઓના અનુભવનો નીચોડ કાઢીને છ વાર્તાઓ લખીને "કુમારનાં સ્ત્રીરત્નો"

નામે પ્રકટ કરી હતી. ફરી ૧૯૪૧ માં હું એ જ જેલમાં ગયો ત્યારે ફરી અંતર્મુખ થઈને ગુજરાતના સદીઓના ઘડતર વિષે વાંચન અને ચિંતન કરીને તેના ઇતિહાસ વિષે એક વિસ્તૃત પણ અધૂરું પુસ્તક લખ્યું હતું. વળી રૂસ–ચીનના પ્રવાસથી મારી સર્જનશક્તિ પાછી જાગૃત થઈ હતી અને તરત થોડી પુસ્તિકાઓ મેં પ્રકટ કરી હતી. હવે આશ્રમમાં રહીને મારા સારાયે જીવનના–માનસના–વિચારોના–ભાવનાના ક્રમિક વિકાસ વિષે ચિંતન કરી, જરૂરી સાહિત્ય મેળવીને નિરાંતે લખી શકું તે માટે સંયોગો અનુકૂળ હતા.

આ કાર્યનો વિચાર કરતો હતો ત્યારે કોઈ મિત્રો સાથે ચર્ચા પણ કરતો હતો. છેવટે આત્મરસિક નવલકથાને બદલે શુદ્ધ આત્મકથા જ લખવાનો નિશ્ચય સન ૧૯૫૪ના આરંભમાં કર્યો. તરત તે માટે જોઈતી સામગ્રી ચોપાસથી મેળવવાને હું પ્રવૃત્ત થયો.

## ૧૭. અંતર્મુખની આત્મકથા

**સન** ૧૯૫૪ના એપ્રિલની આખરે દિલ્હીમાં તબિયત સુધારીને અને આશ્રમ માટે ઠક્કર બાપાના ફંડમાંથી રૂા. ૫૦૦૦નું દાન મંજૂર કરાવીને હું પાછો ફર્યો. તે વખતે મારા અંતરમાં આત્મ-કથા લખવાની વૃત્તિ જામતી હતી, પણ તે વિષે કંઈ પ્રગતિ થઈ શકે તે પહેલાં મેં એક નાટક લખ્યું તે વિષે કંઈક લખવું જોઈએ.

સન ૧૯૫૪ના આરંભમાં કિસાનોની લડત મારા મગજમાં ધસમસતી હતી ત્યારે વિનોબાજીની ભૂદાન પ્રવૃત્તિ વિષે અમે કંઈ છાપામાં વાંચતા અને કિસાનમંડળોમાં તેની ચર્ચા કરતા. પરિણામે ભૂદાન વિષે શાહુકારી શોષણથી રીબાતા કિસાનોના પ્રત્યાઘાતને વાચા આપવાને "ભોળા શેઠનું ભૂદાન" એ નામનું ટૂંકું નાટક લખ્યું અને અમારા વાત્રક મુદ્રણાલયમાં છાપીને પ્રકટ કર્યું. આ નાટકનો નાયક ભોળા શેઠ પોતાના સાથીઓ સાથે મળીને તેના એક આદિવાસી ખેડૂતની જમીન આંચકી લઈને ભૂદાનમાં આપવાની પેરવી કરે છે. પણ તેના ગણોતિયાની એક દીકરી દેવી બહાર ગામ-થી તાજા આવેલા આઝાદ હિન્દ ફોજના એક માજી સૈનિક સાથે મળીને તેમના ગામમાં કિસાનસભાનું આંદોલન જમાવે છે. પહેલાં તો ભૂદાનવાળાના કોઈ સ્થાનિક સાગરીતો સાથે મળીને ભોળા શેઠ કિસાનો સામે દાવો કરીને જે જમીન મેળવે તે ભૂદાનમાં આપવાનું તરકટ કરે છે. પણ ગામનો જ એક કિસાની ખાતેદાર, સર્વોદયવાદી પ્રચારકોની સખ્ત ઊલટ તપાસ કરે છે અને ચોખ્ખું પૂછે છે કે જે

શાહુકારો ગણોતિયાની જમીન ઝૂંટવી લઈને ભૂદાનમાં અર્પણ કરે તે તમે લો ખરા ? અર્થાત્ કિસાનો પાસેથી અસલ લૂંટેલી જમીન ફરી ગણોતિયા પાસેથી ખૂંચવીને તમને આપે તે ગાંધીવાદીથી લેવાય ખરી ? આવી બધી ચર્ચામાં ભૂદાનના પ્રચારકો જરા ગુંચ-વાયા. પછી તેમના ઉચ્ચ નેતાનું વ્યાખ્યાન એક ધર્મશાળામાં ચાલે છે ત્યારે તેના દરવાજા આગળ દેવી, સોનિયો ને તેમના સાથીઓ કિસાનોનું મોટું સરઘસ લાલ ઝંડો ફરકાવતું આવે છે. અંદરની સભામાં સ્વતંત્ર અગ્રેસર બાવાભાઈ પણ પોતાનો પ્રભાવ દાખવે છે. તેથી માત્ર નજીવી ખરાબ જમીન જ ભૂદાનમાં મળે છે. પછી બાવાભાઈ બહાર આવીને કિસાનોને તેમની જમીન કોઈ સંયોગોમાં ન છોડવાની હાકલ કરે છે.

છેલ્લા અંકમાં દેવીના સંસ્કારથી શેઠનો સંસ્કારી પુત્ર પૂરો કિસાની બનીને તેની જમીન દેવીને જ લખી આપે છે; દેવી સોનિયા સાથે લગ્ન કરીને કિસાની ગીત ગાતે ગાતે ગામડી નૃત્ય કરે છે, ત્યારે શેઠ દીકરાને છેક બેવફા થતો જોઈને બધી બાજી હારી જાય છે.

આ નાટકમાં વિનોબાની ભૂદાન નીતિની તો બહુ હળવી ટીકા કરી છે; પણ ગામડાના શાહુકારો ખેડૂતો સાથે દગાફટકા રમીને પછી તકરારી જમીનનું દાન કરે છે અને મોટા ધર્માત્માનો સ્વાંગ સજે છે તેમની જ સખ્ત ટીકા કરી છે. વળી મારી પ્રસ્તાવનામાં મેં લખ્યું છે તે પ્રમાણે “દાનથી અપાયેલી જમીનની વહેંચણીમાં સ્થાનિક સ્વાર્થસાધુઓ અને સત્તાધીશો મળીને પોતાની મેલી મુરાદો પાર પાડે–તે તરફ લાલ બત્તી ધરી છે.”

મે માસમાં વીસનગરમાં કલાગુરુ રવિશંકરભાઈ રાવળના પ્રમુખપણા નીચે એક શાંતિ સંમેલન યોજવામાં આવ્યું. દોઢેક સાલ પર તેઓ પેકિંગની શાંતિ પરિષદમાં હિન્દના પ્રતિનિધિ તરીકે ગયા હતા. મેં વિયેનામાં મળેલી શાંતિ કમિટીમાં હાજરી આપેલી.

એટલે તે બંનેના ધોરણસર ઠરાવો સહેલાઈથી પસાર થયા. ખાસ તો અમે સર્વને સમજાવ્યું કે હવે શાંતિનો સવાલ લડાયક યુરોપમાં જ મર્યાદિત રહ્યો નથી; હવે કોરિયા, વિયેટનામ, મલાયા વગેરે દેશમાં શાહીવાદીઓના આક્રમણ સામે આઝાદીની નાની લડાઈઓ ચાલી રહી છે; પાકિસ્તાનને ભરચક શસ્ત્રભંડાર આપવાના કરાર અમેરિકાએ કર્યા છે; તેથી આપણા દેશની શાંતિ પણ જોખમમાં મુકાઈ છે.

મે માસની આખરે નસવાડીમાં તાલુકાની પરિષદનું પ્રમુખ-પદ મારે સંભાળવાનું હતું તેથી મેં તે વિષે છેલ્લી પરિસ્થિતિની માહિતી મેળવી. બધી ઠકરાતો મુંબઈ રાજમાં ભળી ગઈ હતી અને ગણોતમાં જમીનમહેસૂલથી પાંચ પટની જ રકમ આપવાના હુકમ સરકારે કર્યા હતા. પણ તેની સામે ઠાકોરો અને શાહુકારોએ ભેગા થઈને મોરચા માંડયા હતા. આવી નાની રકમ તેમને પોસાતી નહિ તેથી તેઓ ખેડૂતોની જમીન કાં તો બળજબરીથી કબજે કરતા અથવા તો સરકારી દફતરમાં પોતાને નામે કરાવી લેતા. હવે જમીનની જૂની લડત નવેસર યોજવાને બીજા સાથીઓ સાથે હું નસવાડી ગયો.

આ પરિષદ માટે કેટલાક મહિનાથી પ્રચાર થયેલો હોવાથી અને કિસાનોના દિલમાં આગ લાગેલી હોવાથી તેઓ હજારોની સંખ્યામાં નદીના તટ પર વિશાળ મેદાનમાં ભેગા થયા. ગણોતના કાયદાનો સવાલ હવે પતી ગયેલો હોવાથી ભાષણમાં મેં જમીનના સવાલ પર જ તીરંબાજી ચલાવી. પહેલાં ઠાકોર રાજા હતા તેથી તેમના ખેડૂતો પાસેથી માત્ર જમીનમહેસૂલ જ લેવાનો હક હતો; જ્યારે રાજની ફેરબદલી થઈ ત્યારે ખેડૂતોની હજારો વીઘાં જમીન ઠાકોરોએ અને શાહુકારોએ ઘરખેડને નામે અને ડંડાના જોરે પોતાને નામે કરી લીધી; તેથી ખેડૂતો ગણોતિયા જ નહિ પણ નર્યા મજૂર જ બની ગયા છે; તેમની પાસેથી વેઠ અને ચાંલ્લા વેરો, સુનતા વેરો, વાડાનો વેરો વગેરે જુદા જુદા કર-લાગા લીધા છે.

પછી કોંગ્રેસીઓના ઠરાવોની યાદ આપીને મેં કહ્યું : હમણાં છોટા ઉદેપુરમાં મળેલા કોંગ્રેસીઓના સંમેલને પણ બધી જમીનના હકની તપાસ કરવાને એક પંચ નીમવાની માગણી કરી છે. વળી, સન '૩૮માં મેવાસ સેવા સંઘે ઠરાવ કરીને ઠાકોરોને સલાહ આપેલી કે તેમણે જે જમીન મફતમાં કે જીવાઈ નામે ખેડૂતો પાસેથી છીનવી આપી હોય તે તેમને પાછી સોંપવી જોઈએ; સન '૪૩માં કોંગ્રેસી આગેવાન ચુનીભાઈ શાહના પ્રમુખપણા નીચે સાવલીમાં રેવાકાંઠા ખેડૂત પરિષદ મળી ત્યારે પસાર થયેલા ઠરાવોમાં ખેડૂતોને માટે દયાની માગણી કરવામાં આવી હતી: રેવાકાંઠા ખેડૂત પરિષદનું પ્રમુખપદ કોંગ્રેસી અગ્રેસર ચંદ્રશંકર ભટ્ટે શોભાવ્યું ત્યારે તેમણે સાફ કહેલું કે સરકાર ઠાકોરો સાથે ગમે તે ઠરાવ કરે પણ તેથી ખેડૂતોના ખાતેદાર તરીકેના હકમાં કશો ફેર પડતો નથી; પછી જ્યારે સરકાર સાથે જોડાણની રૂએ ખેડૂતો ગણોતિયા બન્યા ત્યારે ચંદ્રશંકરે ફરીથી સન '૫૦ની ઉતાવવીની પરિષદમાં જોરદાર નિવેદન કર્યું કે પ્રજાએ હવે પોતાના બળ ઉપર જ મુસ્તાક રહેવું પડશે; પરિષદનો ઉપસંહાર કરતાં તેમણે કહ્યું કે ગમે તેમ થાય પણ જમી-નના કબજા છોડશો નહિ. વળી સન '૪૮માં ગુજરાત રાજસ્થાન પ્રજા પરિષદના મંત્રી તરીકે મગનભાઈ શંકરભાઈ પટેલે નિવેદન કરેલું કે "ખાલસા જમીનોના વિકટ પ્રશ્ન એક સાથે બધી જ ઠકરાતો ઉકેલી શકે તે માટે તટસ્થ કમિશનની યોજના નક્કી કરી છે." કોંગ્રેસી નેતાઓની આવી માગણીને અનુસરીને એકવાર મુંબઈ સરકારે ઠકરાતી જમીનોનો નિકાલ કરવાને તપાસ પંચ નીમવાની જાહેરાત કરી હતી, અને ઉચાદ સ્ટેટ માટે તો તપાસ પંચની નિમ-ણૂકનો હુકમ ગેઝેટમાં પણ પ્રકટ થયો હતો; પણ છેવટે સરકારે ઠાકોરો આગળ નમી જઈને કંઈ તપાસ નહિ કરવાની તેમને ખાતરી આપી છે, તેથી હવે જ્યારે કોંગ્રેસીઓ પોતાના ઠરાવ ભૂલી ગયા છે ત્યારે કિસાનસભાએ કિસાનોના ખરા હિતનું રક્ષણ

કરવાને તપાસ પંચ નીમવાની વાજબી માગ રજૂ કરવી જોઈએ; તેનો અમલ ન થાય તો ઠાકોરો અને શાહુકારો સામે અહિંસક લડત ઉપાડવાને તૈયાર થવું જ પડે.

પછી પરિષદમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે જમીનો અંગેનો ઝઘડો સીધી વાટાઘાટોથી પતાવવાનું દબાણ ઠાકોરો પર લાવવા સારુ અસહકાર આંદોલન શરૂ કરવું. વળી, આ વિસ્તારની મોટા ભાગની જમીનો કિસાનોની અસલ માલિકીની છે એ દાવા વિષે તપાસ કરવાને તરત કમિશન નીમવાનો આગ્રહ સરકારને પરિષદે કર્યો; તે માટે જરૂર પડે તો સામુદાયિક સત્યાગ્રહ પણ કરવાનો ઠરાવ પરિષદે કર્યો. આ બધાયે ઠરાવો વિષે પરિષદના મુખ્ય કાર્યકરો ચંદુભાઈ પટેલ, જમનાદાસ કૉન્ટ્રાક્ટર વગેરેએ સમજૂતી આપી.

આ ઠરાવો થયા પછી આખા નસવાડી તાલુકામાં જૂન માસ દરમ્યાન પ્રચારની સાથે લડત પણ શરૂ થઈ. માત્ર જીતપરામાંથી ૯ અને ઝારીમાંથી ૫ મળીને ૧૪ કિસાનોને પકડવામાં આવ્યા. મહિનાની આખરે આ લડત વિષે એક નિવેદન પ્રકટ કરીને સત્યાગ્રહ કરીને પકડાયેલા આશરે ૫૦ કિસાનોને અને ૪ બહેનોને મેં ધન્યવાદ આપ્યા. વળી જમીનો વિષે તપાસ કરવાને કમિશન નીમવાની જે માગણી કરી છે તેને રંગપુર આશ્રમના સર્વોદય કાર્યકર હરિવલ્લભભાઈએ પણ ટેકો આપ્યો છે તેથી સંતોષ દર્શાવ્યો અને કિસાનોની લડતમાં અંતિમ ફતેહ વિષે મેં પૂરી શ્રદ્ધા વ્યક્ત કરી.

આ રીતે આ લડત દોઢેક માસ ચાલ્યા પછી જુલાઈના આરંભમાં ગુજરાત કિસાન કમિટીએ પરિસ્થિતિનો પૂરો વિચાર કરીને જે ખેડૂતો શાંતિમય અને શિસ્તબદ્ધ લડત ચલાવીને પોલીસનો ડર રાખ્યા વિના હસતે મોંએ જેલમાં ગયા છે તેમને ધન્યવાદ આપ્યા; ચોપાસ નિષ્પક્ષ તપાસ પંચની માગણીને

પક્ષના અને સર્વોદય કાર્યકરોએ પીડબળ આપ્યું છે તેને વધાવી લીધું; અને હવે ચોમાસું શરૂ થયાને સવા મહિનો થઈ ગયો હોવાથી ચોપાસ વાવેતર થઈ ગયાં છે અને નવી જમીનો કબજે કરી વાવેતર કરવાનું અશક્ય હોવાથી કમિટીએ આ લડત મોકૂફ રાખવાનો આદેશ આપ્યો. તેની સાથે કિસાનોને એવી સલાહ પણ આપી કે ભવિષ્યમાં મદોન્મત્ત સરકારને નમાવવા માટે કિસાનોએ ભવિષ્યમાં વધારે મજબૂત સંગઠન કરીને વધારે વ્યાપક લડત આદરવાને તૈયાર રહેવું પડશે.

આવી કિસાન પ્રવૃત્તિ કરતો હતો ત્યારે આત્મકથાના અંકુર દિલમાં ફૂટતા ગયા. ફરીથી આ કામ હાથમાં લીધું ત્યારે એક મિત્રના શબ્દો તરફ મારું ખાસ ધ્યાન દોરાયું : " છેલ્લા પચીસ વરસના ગુજરાતના ઘડતરના તમે સાક્ષી છો...પાંચ સાત વરસે તમે સમગ્ર વિચારસરણી, જીવનસરણી અને જીવનસ્થાન પણ બદલ્યાં છે—દેશવિદેશમાં તમે લાંબો નિવાસ કર્યો છે અને વિસ્તૃત સફર કરી છે. તેથી તમારે છેલ્લી અડધી સદીના ગુજરાતના સર્વાંગી વિકાસનો કડીબદ્ધ ઇતિહાસ આપવો જોઈએ; નહિ તો પછીની પેઢીના માણસોને તે બધી સામગ્રી છૂટાછવાયા અસંખ્ય ગ્રંથોમાંથી એકઠી કરતાં બહુ મુસીબત પડશે–ને તોય કદાચ તે પૂરા સફળ ન પણ થાય." આમ સારા ગુજરાતના સર્વાંગી ઇતિહાસની રેખા દોરીને તેના સંદર્ભમાં મારું જીવન આલેખવાની વાત મારા દિલમાં ઊતરી. આવાં સાર્વજનિક ઐતિહાસિક કામ કરવાના વિચારથી મને નવું પ્રોત્સાહન મળ્યું. તેની સાથે આવા કામનો ભાર ઉપાડવા-ની મારી યોગ્યતા વિષે જરા ચિંતાતુર થયો. હવે તો આ પુસ્તક લખવાનો નિર્ણય કરી ચૂકયો હતો તેથી તેને માટે જરૂરી સાહિત્યસામગ્રી એકત્ર કરવાને હું તૈયાર થયો.

મારો જન્મ નડિયાદમાં સન ૧૮૯૨ માં થયો—એ વાકય

લખવાનો વિચાર કર્યો કે તરત જ મારા વતનના ઇતિહાસ અને ભૂગોળ વિષે, તેમ જ ગઈ સદીની આખરના મારા શહેર અને જ્ઞાતિના સમાજજીવન વિષે પૂરી માહિતી એકત્ર કરવાની જરૂર લાગી. થોડા જ દિવસમાં માલૂમ પડ્યું : નડિયાદના ઇતિહાસ વિષે માહિતીપૂર્ણ પુસ્તક નડિયાદના વતની અને પીઢ શિક્ષક શાંતિલાલ ઠાકરે લખ્યું છે. તેમાંથી મારી નગરની સળંગ કથા મળી. તેમાં સરકારી ગેઝેટિયર વગેરે પુસ્તકમાંથી ઉમેરો કરી લીધો. વળી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના (હાલની ગુજરાત વિદ્યા સભાના) મંત્રી અને મારા જૂના મિત્ર હીરાલાલ પરીખે લખેલા " અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન " વાંચતાં ગઈ સદીમાં સારાયે પ્રદેશમાં વર્તેલી અંધાધૂંધી અને બરબાદીનો ઠીક ખ્યાલ આવ્યો. નડિયાદના જુદા જુદા મહોલ્લામાં, બજારોમાં અને મંદિરોમાં ફરીને જૂની અને નવી પરિસ્થિતિનો કયાસ કાઢ્યો. મારા નાના કાકા પોપટલાલ તે વખતે નડિયાદમાં રહેતા. તેમની પાસેથી અમારા પૂર્વજ ઘેલા જાતિના કાળથી અમારા કુટુંબનો ઇતિહાસ જાણી લીધો. નડિયાદના શ્રીમંત સાક્ષર મનસુખરામનાં માતુશ્રી છેક ગરીબ અવસ્થામાં હતાં ત્યારે તેમણે અમારા જૂના મકાનમાં એક ઓરડો ભાડે રાખેલો તેની ભાડાચિઠ્ઠી પણ મને બતાવીને તાજુબ કરેલો.

છતાં નડિયાદનો એક મોટો કોયડો મારી સામે ઊભો રહ્યો. અમારા નાગરો અને દેસાઈવગાના દેસાઈઓની વચ્ચે કેવી રીતે સામાજિક સંબંધની અતૂટ ગાંઠ બંધાઈ અને કયા કસબ કરીને તે બંને જ્ઞાતિના નબીરાઓએ ગઈ સદીનાં છેલ્લાં આશરે પચીસ વરસ દરમ્યાન લગભગ સારાયે કચ્છ અને કાઠિયાવાડનાં દેશી રાજ્યોમાં એકચક્રે રાજસત્તા ચલાવીને બાળપણથી જ અમારા કોઈ શ્રીમંતોને ત્યાં લગ્નપ્રસંગે કોઈ રાજકુમારોની પધરામણી અને નવા કિટ્સન લાઈટની શોભા જોયેલી. વળી મારા વડીલ મિત્રો સાથે હું

વિદ્યાર્થીકાળમાં મોટા દેસાઈઓને ઘેર ઘણીવાર જતો અને નાગરવાડામાં શ્રીમંતોને ઘેર લગ્નપ્રસંગે મોટા દેસાઈઓને આવતા જોતો. દેસાઈવિગાના માનસાહેબ, નાનાસાહેબ અને તાત્યાસાહેબ તેમજ અમારા મનસુખરામ ત્રિપાઠી, દોલતરામ, કૃપારામ, છગનલાલ પંડ્યા વગેરેએ અનેક રાજ્યોમાં ઘણી સત્તા ભોગવેલી. પણ તેમની વચ્ચે નિકટ સંબંધો કેવી રીતે ક્યારથી બંધાયા અને તેમણે દેશી રાજ્યોમાં સાથે મળીને કેવી રીતે સત્તા હાથ કરી—એ સવાલ ઉકેલવાની મને જરૂર લાગી. હું દેસાઈવિગામાં મ્યુનિસિપાલિટીમાં વરસો સુધી પ્રમુખસ્થાને રહેલા વિઠ્ઠલભાઈને[1] મળવા જતો. તેમણે દેસાઈઓ અને નાગરોની જૂની મહોબતની અને સૌરાષ્ટ્રમાં તેમની સહિયારી સત્તાની ઘણી હકીકત આપી. પણ શહેરને પૂર્વ અને પશ્ચિમ છેડે રહેતા દેસાઈઓ અને નાગરોની સહિયારી સત્તાનાં મૂળ તેઓ મને સમજાવી શક્યા નહિ.

છેવટે હું તેમના મોટાભાઈ અને દેસાઈ કુટુંબના વયોવૃદ્ધ આગેવાન દાદુભાઈ દેસાઈને મળ્યો ત્યારે તેમણે પણ મનસુખરામ વગેરે સાક્ષરોનાં કુટુંબ સાથે ઘરવટનું વર્ણન કર્યું. પછી તેમના પૂર્વજ અજુભાઈની[2] દેસાઈગીરી સન ૧૮૧૫–૨૦માં અંગ્રેજ

૧. મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે તેમણે શહેરના પાણી અને ગટરની વ્યવસ્થા કરવાને રૂ. ૫૬ લાખનું કામ હાથમાં લીધેલું. તે પૈકી રૂ. ૧૬ લાખ એમણે પ્રતાપસિંહ ગાયકવાડ પાસેથી મેળવેલા. એ મહારાજાને વિઠ્ઠલભાઈના એક કુટુંબી સાથે મિત્રાચારી હતી તેથી આ વ્યવસ્થા થયેલી.

૨. અજુભાઈએ સરકારના હુકમ સામે બંડ પોકાર્યું તેથી તેમને સરકારે થોડો વખત કેદમાં પૂરેલા. પણ તેમના પુત્ર વિહારીદાસ સાથે સમાધાન થયું ત્યારે સરકારે તેમની બધી જાગીરો પાછી આપી તેમજ ડાસરા તાલુકામાં એક ગામ બક્ષિસમાં આપ્યું; તેનું નામ અજુપુરા પાડવામાં આવ્યું.

સરકારે રદ કરેલી અને ગામડાના તલાટીઓની પાસેથી મહેસૂલ સીધું જ વસૂલ કરવા માંડેલું. ત્યારથી તે આજ સુધીના દેસાઈ કુટુંબના વારાફેરાનું તેમણે તાદૃશ વર્ણન કર્યું. આ હકીકત પહેલી-વાર જાણીને હું રાજી થયો; પણ જ્યારે આત્મકથાનો પહેલો ભાગ લખતાં નાગરો અને દેસાઈઓ વચ્ચેના ગાઢ સંબંધની કહાણી પર પહોંચ્યો ત્યારે દાદુભાઈ મુંબઈ તેમના પુત્ર ધર્મસિંહને ઘેર રહેતા હતા. છતાં ભરચોમાસામાં હું મુંબઈમાં તેમને મળવા નીકળ્યો. ધોધમાર વરસાદથી પલળીને છેવટે દાદુભાઈને હું મળ્યો ત્યારે તેમણે સમજાવ્યું કે, મનસુખરામના પિતા સૂર્યરામ, દેસાઈ કુટુંબના પુરોહિત હતા; તેમના ગરીબ પુત્ર મનસુખરામ કોઈ દેસાઈ કુટુંબમાં રસોઈ કરીને નિર્વાહ કરતા; સન ૧૮૫૬ના ગાળામાં જુવાન દેસાઈ હરિદાસને અંગ્રેજી ભણાવવાને એક શિક્ષક નિમાયા ત્યારે મનસુખરામ તેમજ મણિભાઈ જશભાઈ અને રણછોડભાઈ ઉદયરામ પણ સાથે ભણવા બેસતા; આવી રીતે તેમની વચ્ચે ગાઢ બિરાદરી થઈ. બધાયે વેપારધંધા કરીને કે સારી નોકરી કરીને સારું કમાયા; અને જ્યારે મનસુખરામને કોઈ દેશી રાજમાં કંઈક સત્તા મળી ત્યારે તેમના બધા મિત્રોને અને તેમનાં સગાંસંબંધીઓને પણ અનેક રાજમાં લાભ મળતો ગયો. આ બધી હકીકત વખત-સર મળતાં પહેલા ભાગમાં તે સમાવી શકયો.

નગર નડિયાદની આવી બધી વિસ્તૃત હકીકત મેળવીને હું ગઈ સદીના વિવિધ પ્રકારના સંસ્કારજીવન તરફ વળ્યો ત્યારે વળી મારું જ્ઞાન છેક જ અસ્તવ્યસ્ત અને અપૂર્ણ લાગ્યું. મુંબઈ, સુરત અને અમદાવાદમાં દુર્ગારામ માસ્તર અને ભોળાનાથ સારાભાઈથી માંડીને તે રમણભાઈ નીલકંઠ અને ગોવર્ધનરામ સુધીના કાળની ધર્મ અને સમાજજીવન, સાહિત્ય અને શિક્ષણ વગેરે અનેક ક્ષેત્રમાં જે વિવિધ પ્રવૃત્તિ થઈ હતી તેની હકીકત મારે ભેગી કરવી હતી. તેમ તેના કેવા પ્રત્યાઘાત નડિયાદના પ્રસિદ્ધ સાક્ષરોના માનસ,

સર્જન અને જીવન પર પડ્યા તે મારે જાણવું હતું. મારા મુંબઈના વિદ્યાર્થીકાળથી ઘણી તૂટક માહિતી મારા મગજમાં સંઘરેલી હતી; પણ તે આધારભૂત ગ્રંથ લખવાને માટે પૂરતી નહોતી. તેથી એક દિવસ હું અમદાવાદ જઈને જયંતિ દલાલને અને બીજા મિત્રોને મળ્યો. તેમણે પ્રમાણભૂત ગ્રંથોની મોટી યાદી ઉતરાવી અને તે મેળવવામાં મદદ કરવાનું પણ કહ્યું. થોડા વખતમાં ઇતિહાસ, જીવનચરિત્ર, નિબંધ વગેરે વિષે ઘણાં પુસ્તકો મેં આશ્રમમાં ભેગાં કર્યાં, અને તે ઘણી જ જિજ્ઞાસાથી સપાટાબંધ વાંચવા માંડ્યાં. પરિણામે પહેલા ભાગમાં સંસ્કારજીવનનાં વહેણ વિષે કંઈક કડીબદ્ધ માહિતી હું આપી શક્યો.

મારા હાઈસ્કૂલના કાળમાં હું ધર્મમાં પૂરો શ્રદ્ધાળુ હતો તેથી સંતરામના, કુંભનાથના ને બીજાં મંદિરોના પ્રસંગોનું વર્ણન ઘણી જ ભાવનાશીલ વૃત્તિથી મેં કર્યું. કૉલેજકાળમાં દેશભક્તિની ભાવના દિલમાં ખીલી તેથી એની બેસંટ અને ગાંધીજી જેવા આધ્યાત્મિક દેશભક્તો તરફ પરમ પૂજ્ય ભાવથી મારા હૃદયના થયેલા પલટા વિષે મેં લખ્યું.

મારે કબૂલ કરવું જોઈએ કે જમાનાથી મારા અંતરમાં સમાયેલાં થોડાં સ્ત્રીરત્નોનું નિરૂપણ કરતાં મને ઘણો જ આનંદ થયો. નજીવા અપવાદ સિવાય મેં જીવનભર ગૃહસ્થ જીવન ગાળ્યું જ નથી. નાની કુમારિકાઓથી માંડીને આધેડ સ્ત્રીઓને હંમેશાં દૂરથી જ જોતાં તેમના રૂપગુણને મેં હંમેશાં ભાવનાના રંગે રંગ્યાં છે. કૉલેજકાળમાં રમણબેન, ઉમંગબેન અને તારાબેન મળ્યાં. પછી લીલાવતીબેન, શારદાબેન ને તેમના વિશાળ કુટુંબની કુમારિકાઓ મળી. ઘણા સંયમથી તેમનાં વર્ણન કરતાં પણ મારી કલ્પનાશીલ રસવૃત્તિ છૂપી રહી શકી નથી. તેમને વિષે લખાણ કર્યાં પછી કોઈ મિત્રોને બતાવ્યાં છે ત્યારે કોઈએ તેમના વર્ણનના રંગ આછા-

પાતળા કરવાની સલાહ આપેલી તે મેં માની છે. મારાં બધાં વર્ણનોની ભૂમિકા હંમેશ ઉદાત્ત અને ભાવનામય રહી છે.

આ બધું સાહિત્ય ભેગું કરીને અને જૂના અનુભવ દિલમાં જાગૃત કરીને હું ચોમાસામાં પહેલો ભાગ લખવા બેઠો. આ ઋતુમાં વાદળાં ઘેરાય અને પવન રૂંધાય. પતરાના છાપરા નીચે લખતાં ઘણો તાપ લાગતો. મેઘગર્જના થાય અને ધોધમાર વરસાદ થાય ત્યારે દિવસે પણ અંધારું થાય. વીજળીને અભાવે રાતે લખવાને ગ્યાસતેલનું ફાનસ જ સળગાવવું પડે; છતાં વિદ્યાર્થીકાળની અને તાજી જુવાનીની કહાણીઓ લખવામાં મને મજા પડતી. મારા દસ્કત ખરાબ હોવાથી કોઈ કર્મચારીની મદદથી તેની નકલ કરાવતો અને પછી તે ફરી ફરીને તપાસી જોતો. આમ કરતાં લગભગ અડધે સુધી પહોંચ્યો હોઈશ તેવામાં અખિલ કિસાન પરિષદ મોગા-(પંજાબ)માં સપ્ટેમ્બરમાં મળવાની હતી તેનું પ્રમુખપદ સંભાળવા હું ઊપડી ગયો. દિલ્હીમાં નાંબુદ્રીપાદ, રાજેશ્વર રાવ વગેરે મિત્રો મળી ગયા એટલે તેમની સાથે મોગા પહોંચી ગયો. જગજિતસિંગ, લાયલપુરી, હરિકિશનસિંગ, સુરજિત વગેરે સ્થાનિક કાર્યકરોએ અમારું ઘણા ભાવથી સ્વાગત કર્યું. પહેલો અમે તંબુ નીચે મુકામ કર્યો. તે રાતે જ સખ્ત વરસાદ પડ્યો તેથી પાસેના એક મકાનમાં અમારી વ્યવસ્થા કરવામાં આવી.

આગલી સાલ વિયેનાની જગતના ખેતી કામદારોની પરિષદમાં મેં કિસાનસભાના પ્રતિનિધિ તરીકે ભાગ લીધેલો તેથી આ વખતે મને પ્રમુખ નીમ્યો હતો. મોગામાં બધા મિત્રો સાથે દેશની સમગ્ર પરિસ્થિતિના સંદર્ભમાં વિયેનાના ઠરાવોની ચર્ચાવિચારણા કર્યા પછી મેં મારું ભાષણ લખવા માંડ્યું. તે વખતે કિસાન કારોબારી અને મહાસમિતિ પણ મળતી ગઈ. સ્વાભાવિક રીતે અમે જે ઠરાવો કર્યા તેનો સાર હું મારા ભાષણમાં ઉતારતો ગયો. જ્યારે

પરિષદનું ખુલ્લું અધિવેશન શરૂ થયું ત્યારે મારું ભાષણ છપાઈને પ્રતિનિધિઓમાં વહેંચાઈ ગયું.

પરિષદના સંમેલન માટે શણગારેલો વિશાળ મંડપ જુદા જુદા રાજ્યના પ્રતિનિધિઓ અને હજારો સ્થાનિક કિસાનોથી ભરચક ભરાયો. તેલંગણના લડાયક કિસાનનેતા રાજેશ્વર રાવે છટાદાર હિન્દીમાં ભાષણ કર્યું તે સાંભળીને હું મુગ્ધ થયો. તેમણે તેલંગણની જમીનક્રાંતિનો જાતઅનુભવ કરેલો તેથી તેમણે જમીનદારીના જુલમ પર સખ્ત તીરંદાજી ચલાવી અને જમીનની વાજબી વહેંચણીની હિમાયત કરી.

પ્રમુખ તરીકે ભાષણ કરતાં સ્વાભાવિક રીતે કોકોનાડાના સંમેલનથી દેશભરમાં સાચા ગણોતિયા અને ખાતેદારોની અનેક બહાનાં નીચે હકાલપટ્ટી થતી હતી તે બંધ કરવાને મેં આગ્રહ કર્યો; અનેક રાજ્યોમાં નહેરના દરમાં, વેચાણવેરામાં અને બીજા આડકતરા વેરામાં ભારે વધારા થયા હતા તેનો સખ્ત વિરોધ કર્યો; જમીનની ટોચમર્યાદા ઘણી ઊંચી રાખ્યા પછી તેના કાયદાનો સત્વર અમલ થતો નથી; તેથી જમીનદારો પોતાની જમીનના ભાગલા પાડીને કાયદામાંથી છટકી જાય છે તે વિષે સરકારને ચીમકી આપી; વિયેનાની પરિષદમાં ખેતીના અને જંગલના કામદારોના વેતન, હક્ક અને સંગઠન પર ખાસ ભાર મૂકવામાં આવ્યો હતો તેથી તે લક્ષમાં રાખીને દેશભરમાં ખેતમજૂરોને રોજીરોટી અને બને ત્યાં જમીન પૂરી પાડવાની લડતને મેં આગળ ધરી; છેવટે પાકિસ્તાનને શસ્ત્રસરંજામ પૂરો પાડવાના અમેરિકાના કરાર પર તેમજ ગોવા અને પોંડેચરી વગેરે પ્રદેશમાં હજી કાયમ રહેલાં ફ્રેંચ અને ફિરંગી થાણાં પર મેં સખ્ત પ્રહાર કર્યા. આ બધાયે સવાલ પર યોગ્ય ઠરાવો પસાર થયા ત્યારે તેના પર દેશભરના કિસાનનેતાઓએ યોગ્ય પ્રવચન કર્યાં.

આ પરિષદને ટાંકણે પંડિત સુંદરલાલે શાંતિ આંદોલન વિષે અત્યંત અસરકારક પ્રવચન કર્યું. થોડાં જ વરસ પર તેઓ હિન્દના પહેલા પ્રતિનિધિ મંડળના સભ્ય તરીકે ચીનનો પ્રવાસ કરી આવ્યા હતા અને બીજા પ્રદેશમાં શાંતિ સંમેલનમાં જઈ આવ્યા હતા. દેશના ભાગલા પડયા, ત્યારે પંજાબમાં જે ભયંકર ઘટનાઓ બની હતી તેના તેઓ સાક્ષી હતા. તેમણે ઘણી જ દર્દભરી ભાષામાં રાષ્ટ્રીય ઐક્ય અને કોમી એખલાસનો સંદેશો સર્વને પહોંચાડયો. ખાસ કરીને નિર્દોષનાં લોહીથી ખરડાયેલી પંજાબની આ ધરતી પર હવે કોઈ કોમ, જાતિ કે દેશ સામે વેરઝેર ફેલાવશો નહિ એ તેમના ઉપદેશનો સાર હતો. વળી તેમણે કહ્યું કે, કિસાનોની સેવા કરતાં કે પંજાબના ભાગલા પાડવાનો પ્રચાર કરતાં જરાયે અશાંતિ થાય કે ચકમક ઝરે એવું કંઈ બોલવુ નહિ.

નવેમ્બરના ત્રીજા અઠવાડિયામાં મોગાથી પાછો આશ્રમમાં આવી ગયો ત્યારે "સ્વદેશીની લડત" વિષે મારી અંગ્રેજી પુસ્તિકા નાંબુદ્રીપાદે પ્રકટ કરી. તેની પ્રસ્તાવનામાં તેમણે લખ્યું કે, હમણાં જ મોગામાં મળેલી કિસાન પરિષદે સ્વદેશી વિષે જે ઠરાવ પસાર કર્યો છે, તેમાં દેશના હાથકારીગરીના ધંધાને નુકસાન કરે એવા પરદેશી માલની અને બીજી પરદેશી મોજશોખની વસ્તુઓની આયાત પર પૂરી બંધી મૂકવાની માગ કરવામાં આવી હતી; વળી તે ઠરાવથી પરદેશી માલિકીની ખાણો, બગીચાઓ અને બીજા ઉદ્યોગો જપ્ત કરવાની અને કાપડ, શણ, તેલ, રાસાયણિક પદાર્થ, સિગારેટ, વીજળી વગેરે ઉત્પન્ન કરતાં બધાં પરદેશી કારખાનાંનું રાષ્ટ્રીયકરણ કરવાની માગ કરી હતી. આ માગણીઓનો પ્રચાર કરવાને મારી ગુજરાતની પુસ્તિકાના ધોરણે લખેલી અંગ્રેજી પુસ્તિકા વાંચવાની તેમણે ભલામણ કરી. સ્વદેશી વિષે અનેક વિગતવાર વિધાનો મેં કર્યાં હતાં, તે વિષે મતભેદ ભલે હોય; પણ સાચી આર્થિક આઝાદીની સિદ્ધિ માટે સર્વ પક્ષોના સંયુક્ત પ્રચારની જરૂરિયાત વિષે તે

પૂરેપૂરા સંમત થયા. મુંબઈમાં સ્વદેશી સભાની રચના થઈ છે અને મોટા વેપાર-ઉદ્યોગોના પ્રતિનિધિઓએ પણ પરદેશી હરીફાઈ સામે રક્ષણની માગણી કરી છે—એની નોંધ લઈને દેશના સર્વ પ્રકારનાં દેશાભિમાની મંડળોને મળીને સ્વદેશીના આંદોલનને બહલાવવાની ભલામણ કરી.

હવે આત્મકથાના પહેલા ભાગનો ઉત્તરાર્ધ લખવા બેઠો ત્યારે ૧૯૧૫ના જુલાઈથી મેં "નવજીવન" માસિક શરૂ કર્યું હતું, તેમાંથી તપસીલવાર બધી હકીકત મળતી ગઈ. તેથી નવેમ્બર સુધીમાં પહેલા ભાગનું લખાણ મેં પૂરું કર્યું. આ પુસ્તક જેમ તૈયાર થતું ગયું તેમ ઘણીવાર આશ્રમમાં જ રહીને ધનવંત ઓઝા તે વાંચતા ગયા. પહેલો ભાગ પૂરો થયો ત્યારે "ગ્રામવિકાસ"-ના પ્રકાશનના કાળથી નિકટ સંબંધમાં આવેલા જયંતિભાઈ દલાલને પૂરું લખાણ વાંચવા માટે સોંપીને શાંતિ સંમેલનમાં હાજરી આપવાને હું મદ્રાસ ઊપડી ગયો.

આગલી સાલની આખરે હું વિયેનામાં મળેલી જગતની શાંતિ સમિતિમાં હાજર રહેલો તેથી તેના નિર્ણયોની સમજૂતી મારે આપવાની હતી. ખાસ કરીને અગ્નિએશિયામાં કોરિયા, વિયેટનામ, મલાયા વગેરેમાં ખુલ્લી અને છૂપી લડતો ચાલતી હતી. દેશમાં શસ્ત્રસજ્જ પાકિસ્તાનથી અને ગોવા-પોંડેચેરીમાં પરદેશી શાહીવાદીઓના પગદંડાથી દેશની શાંતિ માટે ખતરો ખડો થયો હતો. આ બધા વિષય પર ઠરાવો ઘડાયા અને તેના સમર્થનમાં મેં જુગતો ભાગ લીધો.

મદ્રાસથી હું પાછો આવ્યો ત્યાં સુધીમાં જયંતિભાઈએ મારું લખાણ વાંચીને પસંદ કર્યું હતું. હવે તે છાપવાની ચિંતામાં હું પડ્યો. એક દિવસ આખું લખાણ બગલથેલીમાં મૂકીને હું વી. એસ. હૉસ્પિટલે રસ્તા પર ધનવંત ઓઝાનો વાસ શોધવા નીકળ્યો.

તેમનું ઘર જડયું નહિ, પણ પાસેના એક બંગલા પર 'નીલધારા'નું પાટિયું વાંચીને તેના માલિક કાંતિભાઈને મળવા ગયો. ત્યાંથી તેમના ભાઈ રતિલાલ ખુશાલદાસને ફોન કરતાં માલૂમ પડયું કે તેમની સાથે જયંતિભાઈ બેઠા છે. તરત તેમને મળીને પહેલો ભાગ છાપવાની વાત મેં કરી. જયંતિભાઈએ કહ્યું કે લખાણ મેં વાંચ્યું છે તેથી કાગળની વ્યવસ્થા થાય તો હું છાપવાની જવાબદારી લઉં. તરત રતિભાઈએ કાગળની રકમ આપવાનું કબૂલ કર્યું; તેથી પહેલો ભાગ જયંતિભાઈને સોંપીને હું નિશ્ચિંત થયો.

જેવું લખાણ છપાવા માંડયું કે તેનાં પ્રૂફ વાંચવાનો સવાલ ઊભો થયો. હું તે વખતે આશ્રમમાં રહેતો અને પ્રૂફ જોવામાં કાચો હતો. તેથી મારી વિનંતિથી જૂના મિત્ર માધવસિંગ સોલંકીએ[1] આ કામ ઉપાડી લીધું. તે વખતે માધવસિંગ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રકાશનખાતામાં કામ કરતા. છાપકામ પૂરું થયું ત્યારે સૂચિ તૈયાર કરવાની પણ મેં તેમને વિનંતિ કરી તે તેમણે ખેલદિલીથી માન્ય કરી. સુચિ તૈયાર થઈ ત્યાં સુધીમાં પરિશિષ્ટનું લખાણ, છબીઓ અને મુખપૃષ્ઠની યોજના પણ સોંપી દીધાં. છેવટે મેં પ્રસ્તાવના સન '૫૫ના એપ્રિલમાં પૂરી કરીને છાપવા આપી. તેમાં મેં લખ્યું: "સન ૧૯૧૫માં દેશસેવાનું જીવનવ્રત લઈને હિન્દ સેવક સમાજમાં હું જોડાયો ત્યારથી મારા ખાનગી ઘરની દીવાલો અને છાપરું ઊડી ગયાં." સારા ગુજરાતની પૃષ્ઠભૂમિ ને તેના ઇતિહાસ રજૂ કરવાનો મારો ઉદ્દેશ રજૂ કરીને મેં લખ્યું : "સામાન્ય રીતે આત્મકથાનો લેખક તેનો નાયક હોય છે. પણ આ પુસ્તકના વાચક જોઈ શકશે કે આદિથી અંત સુધી

---

૧. માધવસિંગ મેટ્રિકમાં ભણતા હતા ત્યારથી હું તેમને ઓળખતો. બી. એ. થયા પછીથી તેમણે "ગ્રામવિકાસ"માં કામ કરેલું. પછી અમદાવાદમાં પત્રકારનું કામ કરતા.

તેમાં ઝળકતાં અનેક સુગંધીદાર પુષ્પોની નીચે હું તો એક સૂત્રરૂપે ઢંકાઈ જાઉં છું."

પહેલો ભાગ પ્રકટ થયો, ત્યારે ગુજરાતની પ્રજાએ તેને ઘણા ભાવથી સત્કાર્યો. પણ તે પહેલાં '૫૪ની આખરથી મેં બીજા ભાગની તૈયારી કરવા માંડી હતી. '૫૫ના આરંભમાં આંધ્રમાં કિસાન કારોબારીની સભામાં હાજરી આપીને પછી આત્મકથાના કાર્ય પર જ એકાગ્ર થયો. આ ભાગમાં મારા ગાંધીયુગનો ચાર વરસનો ઉષઃકાળ જ સમાવવાનો હતો. પણ તેનો વિગતવાર વિચાર કરતાં માલૂમ પડ્યું કે મારે ખેડાની સત્યાગ્રહની (૧૯૧૮) લડતના સંસ્કાર તાજા કરવા જોઈએ. જે ગુજરાત પ્રાંતિક સમિતિનો પહેલો મંત્રી હું ચુંટાયો હતો તેના છાપેલા હેવાલ તરત મારે જોવા જ જોઈએ. વળી તે કાળમાં મેં મારું નવજીવન માસિક બંધ કરીને ગાંધીજીને સાપ્તાહિક તરીકે ચલાવવા સોંપ્યું હતું. તેમાં પ્રકટ થયેલા મારા લેખ જોવાને તે અંકોની પૂરી ફાઈલ જોઈએ. પ્રથમ તો ખેડાની લડતના મૂળ પ્રયોજક ને મારા જૂના મિત્ર શંકરલાલ પરીખનો મેં સંપર્ક સાધ્યો. સદ્‌ભાગ્યે તેમની પાસે પ્રાંતિક સમિતિના સળંગ છાપેલા હેવાલ મોજૂદ હતા. તેથી કઠલાલમાં હું તેમનો મહેમાન થયો. ખેડાની લડતની વાતો તેમની સાથે કરીને યાદ કરી, અને પ્રાંતિક સમિતિના હેવાલ પણ મેળવી લીધા. પછી અમારા જૂના સાથી મોહનલાલ પંડ્યાના સ્મારક તરીકે જે હાઇસ્કૂલ શંકરલાલભાઈ કઠલાલમાં ચલાવતા તેની મુલાકાત લઈને એ સન્મિત્રની યાદ તાજી કરી.

પ્રાંતિક સમિતિના સન ૧૯૨૧ના ઠરાવો અને કાર્યવાહીના હેવાલ મારા પુસ્તક માટે જરૂરી હતા. પણ ખાસ તો ૧૯૨૧ નું ચોમાસું જરા મોડું થવાથી પ્રાંતિક સમિતિએ ગાંધીજીની સલાહ માનીને મારા આગ્રહથી મને જ રાહત માટે ખરચવાને રૂ. ૮૮,૦૦૦

ની મોટી રકમ આપી હતી, તેનો મેં હિસાબ આપેલો અને પ્રાંતિક સમિતિએ મંજૂર કરેલો તેની તારીખ અને વિગતો હેવાલમાંથી તારવવાની હતી. સદ્‌ભાગ્યે હેવાલ મુજબ મેં મારા મિત્ર ભાઈ નંદલાલના સહકારથી બેઠકમાં સન '૨૨માં ૨૨ જાનેવારીની પ્રાંતિક સમિતિની બેઠકમાં હિસાબ રજૂ કરેલો અને તે સર્વાનુમતે મંજૂર થયો હતો. આ બધું તપાસીને હું પૂરા આનંદોત્સાહથી સરદાર સાથે મારા મતભેદની કહાણી લખવા બેઠો.

બીજો ભાગ લખવાનું કામ અડધે સુધી પહોંચ્યું હશે તેવામાં પહેલો ભાગ પ્રકટ થયો. આ પ્રકાશન મારા આશ્રમના વ્યવસ્થાપક મંડળરૂપ ગ્રામવિકાસ સંઘ તરફથી કરવામાં આવેલું હોવાથી તેમની વહેંચણી અને વેચાણની વ્યવસ્થા કરવાને હું અમદાવાદમાં થોડા દિવસ રોકાયો.

દરમ્યાન એપ્રિલના પહેલા અઠવાડિયામાં અગાઉથી નક્કી કરેલા કાર્યક્રમ મુજબ હું સંખેડા અને નસવાડી તાલુકાના પગ–પાળા પ્રવાસે ઊપડ્યો. ઘણા વરસથી આ બંને વિસ્તારમાં મેં ભારોભાર સભાઓ અને સંમેલનો ભરેલાં. તેથી પાંચ પટના ગણોતના નિયમની બનતી સમજૂત અપાયા પછી ગામડાંની વાસ્તવિક સ્થિતિ જોવાની મને ઉત્કટ ઇચ્છા થઈ. તેથી મારી સૂચનાથી ચંદુભાઈ પટેલે જાહેર કરેલા કાર્યક્રમ મુજબ પહેલો હું એપ્રિલની ત્રીજીએ સંખેડા તાલુકાના જેજવા ગામે પહોંચ્યો. ત્યાં એક સાથીએ ખબર આપી કે ખેડૂતોને જમીન આપવાની લાલચે તેમની પાસેથી આશરે રૂા. ૨૦૦૦ કોઈ ચૌદશિયા ખાઈ ગયા છે. તેથી ખેડૂતોને આવી કંઈ મોહજાળમાં ન ફસાતાં બધા કામ માટે કિસાન-સભાની કચેરીએ જ જવાની સલાહ આપી. વળી જંગલમાંથી જમીન જોઈતી હશે તો તે માટે સંગઠન સાધીને જોરદાર આંદો–લન કરવું પડશે. ત્યાંથી રાતે તોરણિયા રહીને ચોથીએ હું આદિ-વાસીઓની મોટી વસ્તીવાળા કાછોટા ગામે પહોંચ્યો. આ ગામમાં

રહેતા કોળી, નાયક અને તડવી વગેરે આદિવાસીઓની મોટા ભાગની જમીન બે મોટા જમીનદારોએ દેવા પેટે અને પછી ઘરખેડના નામે હાથ કરેલી અને તેઓ ગામલોકોને ચાકર–મજૂર તરીકે રોકીને ખેતી કરાવતા. આમ અસલ આદિવાસીઓને છેક જ નિરાધાર મજૂર બનતા જોઈને આદિવાસી ખાતાના દિલ્હી સરકારના અધિકારી લક્ષ્મીદાસ શ્રીકાંતને મેં લખ્યું: "બધાં રાજ્યો તરફથી કરોડો રૂપિયા આદિવાસીઓ ઉપર ખરચાય છે, ત્યારે બીજી બાજુ આદિવાસી ખેડૂતોની રહીસહી જમીનો પણ ઝપાટાબંધ ખૂંચવાતી જાય છે." પછી કાછોટા ગામની માત્ર ૧૫૦ વીઘાં જમીન મૂળ આદિવાસીઓ પાસે રહેવા દઈને સંખેડાના જમીનદારોએ બાકીની બધી જમીન તફડાવી લીધી છે એ જણાવીને મેં શ્રીકાંતભાઈને પૂછ્યું: "આદિવાસી-ઓને દેશભરમાં લાખો વીઘાં જમીનમાંથી હકાલપટ્ટી થયા છતાં તેમને વધુ જમીનમાંથી હાંકી ન શકાય એવો કાયદો કે હુકમ કેમ થતો નથી?....અને (૨) પ્રાંત ઑફિસર અને રેવન્યુ ટ્રાઈબ્યુનલ આગળ કેસ લડવાને વકીલ રોકવાની અને બીજા રોકડ ખરચની મદદ કેમ અપાતી નથી?"

પાંચમીએ સાંજે સંખેડા તાલુકાની હદ ઓળંગીને અમે નસવાડી તાલુકાની હદમાં આવ્યા ત્યારે કિસાનસભાનો એક નવો કાર્યકર દિનુભાઈ જોશી આવી મળ્યો. તે ઊંચો, પાતળો અને ગૌરવર્ણો યુવાન થોડા જ વખત પર ચંદુભાઈની દેખરેખ નીચે કામ કરતો. દિનુ-ભાઈ મને સજનપુરા ગામની શાળાના મકાનમાં દોરી ગયા. ત્યાં થોડો વખત આરામ લેતાં માલૂમ પડ્યું કે વજીરિયા ઠાકોરના ભયંકર જુલમને લીધે આ ગામના ખેડૂતોની હાલત પહેલાં બહુ ખરાબ હતી; પણ લડત દરમ્યાન તેમને ઠાકોરના માણસો સાથે અથડામણ થઈ ત્યારે તેમણે આજુબાજુના ગામલોકો સાથે સંપ કરીને સિતમગારોને અધમૂઆ કરેલા, ત્યારથી તેમણે ગયેલી જમીનો પાછી મેળવી છે અને ખાધેપીધે સુખી થયા છે. સાંજે એ ગામમાં

હું ફરવા નીકળ્યો ત્યારે કેટલાકે મને તેમના ઘરમાં બોલાવીને પોતાના પરાક્રમથી જ મેળવેલી નવી આઝાદીની વાત કરી. તેમણે તો પોતાની અને ઠાકોરની જમીનો પણ સર કરીને કિસાનરાજ સ્થાપન કર્યું હતું.

ત્યાંથી બીજે દિવસે અમે વોરા અને પછીને દિવસે જેતપુર ગયા. પણ ત્યાં કોઈ વ્યવસ્થા ન હોવાથી અમે જેમ તેમ જે મળ્યા તેની સાથે વાતો કરીને પછી બાકીનો કાર્યક્રમ રદ કર્યો. ત્યાંથી મોડી સાંજે નસવાડીના કાર્યાલયમાં ગયો. ત્યાં પણ અવ્યવસ્થા જોઈને મેં કાર્યકરોને કડક સૂચનાઓ આપી. સવારે હું આશ્રમ જવા ઊપડી ગયો.

એપ્રિલ માસની આખરે મારી સભાઓ ડભોઈ અને વાઘોડિયામાં રાખી હતી. આ બધાયે વિસ્તારમાં જમીનદારોના છળકપટથી હજારો ખેડૂતો ખેતમજૂર બન્યા હતા. તેમને જમીન આપવાની લડત ચાલતી પણ તરત સફળ થતી નહિ. વિયેનાની પરિષદમાંથી હું પાછો આવ્યો ત્યારથી દેશભરમાં તેમ ગુજરાતમાં જમીનદારોને બરાબર પાઠ ભણાવવાને અમે ખેતમજૂરોનું સંગઠન કરવાનું અને તેમની હડતાલો પાડવાનું પણ શરૂ કર્યું હતું. આ બંને સભાઓમાં અમારો મુખ્ય પ્રચાર એ હતો : થોડા વખતમાં હડતાલો પાડવાથી અને તેનો પ્રચાર કરવાથી રોજીનો વધારો થયો છે; તેમ કહેવાતા મુખી પટેલો અને પોલીસનો ત્રાસ પણ ઓછો થયો છે; પણ હજી રહેવાને જમીન અને વાજબી રોજીની માંગ પૂરી થઈ નથી; આપણા સંગઠનથી જમીનદારો ભડકયા છે અને ખોટા ગપગોળા ચલાવે છે; પોલીસના માણસો પણ કોઈ કોઈ વખત સતાવે છે; તેથી હવે બધી માગણીઓ પૂરી હાંસલ કરવાને ખેતમજૂરોએ લોખંડી સંગઠન કરીને પોતાની માગણીઓ હાંસલ કરવી જોઈએ.

આવી બીજી ઘણી પ્રચારસભાઓ ભરાયા પછી ગુજરાત કિસાન પરિષદનું સાતમું અધિવેશન નસવાડી તાલુકાના આમરોલી

ગામે મે માસની ૧૪–૧૫ તારીખે મળ્યું. છુંછાપુરા લાઈન પર નસવાડી પછી છેલ્લું ગામ આમરોલી છે. આ દૂરના ગામની પસંદગી કરવાને ખાસ કારણ હતાં. અહીં જમીનદારો અને પોલીસની ગુંડાગીરીએ માઝા મૂકી હતી. આગલા માર્ચ માસમાં થોડા ગણોતિયા ખેડૂતને પોલીસની મદદથી ઢસડી જવામાં આવ્યા હતા અને મામલતદારની હાજરીમાં તેમને કિસાનસભા છોડી દેવાની ધમકી આપવામાં આવી હતી. આ વરસમાં જ કાયદાથી આધભાગ બંધ થયો અને પાંચ પટનો નિયમ થયો તેથી ખેડૂતોને સલાહ આપવાને નામે જમીનદારોએ એક કમિટી બનાવી હતી; પછી આસપાસનાં ગામમાં પોલીસ અને મુખ્પા પટેલો વગેરેની મદદથી ખેડૂતોને કિસાનસભાથી દૂર રહેવાને ધમકી અપાતી. ખેડૂતો પાંચ પટની રકમ આપતા તે જમીનદારો સ્વીકારતા નહિ અને ખેડૂતો માગણીદારને પૂછવા જાય તો કિસાનસભાનો સાથ લેવા બદલ ધમકાવતા. ગયા મહિને મારો પ્રવાસ ગોઠવાયો ત્યારે મને સાથ આપનાર પટેલોની પટલાઈમાં મળતી જમીન ખાલસા કરવાની ધમકીઓ અપાઈ. કિસાનસભાને મદદ કે ફંડફાળો આપનારને જામીન કેસ કરવાની દમદાટી અપાતી. આ ગામના ૩૬ ખેડૂતો પર આઠ મહિનાથી જામીન કેસ ચાલ્યા કરતા તેથી તેમને માથે તલવાર લટકતી. છેવટે આમરોલીના એક નામચીન જમીનદારે કિસાનસભાના કાર્યકર મહીજીભાઈને બિભત્સ ગાળો દઈને આમરોલીમાં પગ મૂકે તો ઠાર મારવાની ધમકી આપી ત્યારે અવધિ આવી.

આવી નગ્ન ગુંડાગીરી આમરોલીમાં ઉઘાડે છોગ ચાલતી હતી તેથી ત્યાં પરિષદ ભરવાની તાકીદની જરૂર લાગી. તેની સાથે અમારા ઊંચી કક્ષાના કાર્યકરોને જાનની ધમકી આપનાર ગુંડાઓનો પણ મુકાબલો કરવાનો હતો. તે માટે બોરસદથી અમારા એક કિસાન કાર્યકર ડાહ્યાભાઈ ચૌહાણ વખતસર પરિષદના થોડા

દિવસ પહેલાં આવી પહોંચ્યા. તેમણે જમીનદારોની જ ભાષામાં સામી એવી કડક ધમકીઓ આપવા માંડી કે જેથી છેવટે તે મહાત થયા અને પરિષદની બધી કાર્યવાહી પૂરી શાંતિથી પતી ગઈ.

આ વખતે સરકારે એવી જાહેરાત કરેલી કે ગણોતધારો અને ઋણરાહત ધારો વગેરે કાયદા કર્યા પછી હવે જમીનદારી પ્રથા નાબૂદ કરવાની અને સમાજવાદી ધોરણે દેશનો વિકાસ કરવાની નીતિ અપનાવી છે. પણ આવી સરકારી જાહેરાત પર આધાર રાખીને બેસી ન રહેતાં આ પરિષદે નીચેની માગણીઓ રજૂ કરી : જમીનદારોની નીચી ટોચમર્યાદા નક્કી કરીને વધારાની જમીન ખેડૂતો અને મજૂરોમાં વહેંચવી, જમીન મહેસૂલની પદ્ધતિ બંધ કરીને તેને બદલે ખેતીની ઊપજ પર આવકવેરો નાખવો, ખેતીના પાકના વાજબી ભાવ બાંધવા, ખેતમજૂરો માટે રહેઠાણો, દવા, કેળવણી અને વાજબી રોજી ને પગારની ગોઠવણ કરવી ને તે માટે જરૂરી કાયદો કરવો.

ખેતમજૂરો સંબંધી માગણીઓ સિવાયની ઘણીખરી જૂની હતી. ખરું જોતાં ગુજરાતના એક ખૂણાના વિસ્તારમાં ભરાયેલી આ પરિષદ આગલાં સંમેલનને મુકાબલે ઝાંખી લાગી. માત્ર નસવાડી તાલુકાના અને સંખેડા અને છોટાઉદેપુર વિસ્તારને માટે ઉપયોગી નીવડી.

કિસાનસભાની આવી સળંગ પ્રવૃત્તિ ચાલી તે દરમ્યાન મે દિનની ઉજવણીમાં ભાગ લેવાને મને બિયાવરના સ્વામી કુમારાનંદ તરફથી આમંત્રણ મળેલું. તેનો સ્વીકાર કરીને હું બિયાવર પહોંચ્યો ત્યારે મને માલૂમ પડયું કે સ્થાનિક મિલ કામદાર યુનિયને ઘણા દાયકાઓથી ઘણી સરસ પ્રગતિ કરી હતી અને તેણે પોતાના કાર્યાલય માટે પાકું મકાન બંધાવ્યું હતું. દેશભરમાં આવાં મંડળો

ઘણુંખરું ભાડાનાં મકાનોમાં બેસીને કામ કરે છે. તેથી આ શહેરના યુનિયનના કાર્યકરોની આવી વહેવારિક કામગીરી પર હું આફરીન થયો. આગેવાન કાર્યકરો સાથે વિચારવિનિમય કરવાની મને ઘણી મજા પડી.

સ્વામી કુમારાનંદે મારી સગવડ સાચવવાને એક દિલસોજ ગુજરાતી ગૃહસ્થને ઘેર મારો મુકામ રાખ્યો. સાંજે સ્વામીજી મને સભાના સ્થાને લઈ ગયા. ગમે તે કારણસર મે દિનની સભા ગામના મધ્યસ્થ બજારમાં જ રાખી હતી. તેમાં કામદારોની સાથે ઘણાં ગામલોકો ભળી ગયા, તેથી જનસંખ્યા પ્રમાણમાં સારી થઈ. પણ બજારના કોલાહલની વચ્ચે આ સભા ભરાઈ તેમાં મને મજા ન પડી. માત્ર સ્વામીજીના ભાવિક સત્કારને લીધે અને કામદાર યુનિયનના લોખંડી સંગઠનથી આ સફર યાદગાર બની.

મે માસની અધવચમાં કચ્છ પ્રદેશની એક ખેડૂત પરિષદ ભચાઉ ગામમાં મળવાની હતી; તેનું આમંત્રણ મેં સ્વીકાર્યું હતું. જે શ્યામજી કૃષ્ણ વર્માનું જીવનચરિત્ર મેં લખેલું તેઓ કચ્છમાં માંડવીના વતની હતા તેથી માંડવીના વયોવૃદ્ધ વિદ્વાન અને હરિજન-સેવક ગોકુળદાસ બાંભડાઈવાળાએ મને માંડવીની મુલાકાત લેવાનું આમંત્રણ આપેલું તે પણ સ્વીકારેલું. તેથી ભચાઉની પરિષદને ટાંકણે એક તેજસ્વી કચ્છી કાર્યકર નારસિંગ અયાચી મને લેવાને છેક વડોદરા આવીને મળ્યા. તેમની સાથે પાલનપુર ગાડી બદલીને હું ભચાઉ સ્ટેશને ઊતર્યો ત્યારે નારસિંગના મોટા ભાઈ વેરીસાલ તેમજ ભૂજના જાણીતા વકીલ કૃષ્ણલાલ માંકડ પણ મળ્યા. અમે એક નાના સરખા ઉતારામાં બેસીને ઠરાવો ઘડવા માંડયા ત્યારે યાદ આવ્યું કે સન ૧૯૪૮માં કચ્છનું વિલીનીકરણ થયા પછી સન '૫૦માં તેને "સી" વર્ગના રાજની પદવી આપીને દિલ્હી સરકાર તેનો વહીવટ કરતી હતી. આ પ્રદેશ પર સન '૫૪માં

મધ્યસ્થ વેચાણ વેરો નંખાયો ત્યારે તેની સામે સત્યાગ્રહની લડત ચાલી તેમાં કૃષ્ણલાલ માંકડ અને કચ્છના લડાયક કાર્યકર પ્રાણલાલ શાહ જેલમાં પુરાયા. સન '૫૫માં માંકડ વહેલા છૂટીને પરિષદમાં આવ્યા ત્યારે પ્રાણલાલ પરિષદના બીજે દિવસે આવી પહોંચ્યા.

કચ્છના ખેડૂતોની હાલત તો મહારાવના વખતથી ઘણી ખરાબ હતી. રાજ તરફથી દરેક ખેડૂતના વર્ગ પ્રમાણે ઊપજનો નિશ્ચિત ભાગ લેવાતો. કચ્છમાં જૂના વખતથી રસ્તાનાં ને નહેરનાં કોઈ ઠેકાણાં જ નહોતાં. દિલ્હી સરકારે મહારાવના ઠરાવેલા ભાગની રોકડ કિંમત ગણીને મહેસૂલ નક્કી કર્યું હતું તે ઘણું ભારે હતું. હવે નવા આબકારી કર અને વેચાણવેરા પડતાં બધી ચીજવસ્તુઓની મોંઘવારી વધી ગઈ હતી. દિલ્હીથી જે કચ્છના ઉપરી નિમાતા તે પરભાષી હતા અને સાચો જનસંપર્ક સાધી શકતા નહોતા. ચોપાસ લાગવગશાહી અને લાંચરુશ્વતનું સામ્રાજ્ય જામ્યું હતું. આ બધા અનર્થ સુધારવાને અને કચ્છની જમીન મહેસૂલની પ્રથા મુંબઈના ધોરણે ઘડવાની મુખ્ય માગણી થઈ. બાકી બધા કરવેરા ઘટાડવાની અને ખેડૂતો માટે રસ્તા, નહેરો વગેરે સગવડ પૂરી પાડવાની માગણી કરવામાં આવી.

બીજે દિવસે પ્રાણલાલ શાહ પરિષદમાં આવ્યા ત્યારે તેમને પહેલીવાર મળતાં મને ઘણો આનંદ થયો. તેમના ભાષણ પરથી તેમનો જુસ્સો સહેલાઈથી પરખાયો. પરિષદ પૂરી થતાં હું માંકડ વકીલ સાથે ભૂજ ગયો. ત્યાં બાંભડાઈવાળા તરફથી આવેલા લીલુભાઈ શાહ સાથે હું માંડવી ગયો અને ગોકુળભાઈનો મહેમાન થયો. તેમના પર મારા જૂના મિત્ર અને અસલ કચ્છના વતની અધ્યાપક ખુશાલ તલકશી શાહની ઘણી અસર હતી. પ્રો. શાહે કચ્છમાંથી લોકસભાની ઉમેદવારી કરેલી તેમાં ગોકુળભાઈએ તેમને પૂરો ટેકો આપેલો. મેં પણ પ્રો. શાહના મુંબઈનાં અને ખાસ

કરીને ચીનનાં સંસ્મરણો કહી સંભળાવ્યાં. તેમણે માંડવીના આગેવાનો સાથે મારું ઓળખાણ કરાવ્યું અને એક સારી જાહેર સભા પણ યોજી. સ્વાભાવિક રીતે આ સભામાં મેં પંડિત શ્યામજીની આઝાદીની લડતની પણ કહાણીઓ સંભળાવી. માંડવીના જૂના બંદરની હાલત પર મેં આંસુ સાર્યાં અને તેના વિકાસથી અને રેલની લાઈન બંધાવાથી સારા કચ્છની કેવી પ્રગતિ થાય તેનું ચિત્ર મેં દોર્યું. છેવટે માંડવીમાં અને સારા કચ્છમાં જે ખેડૂતની જ જંગી વધુમતી છે તેના ઉદ્ધાર માટે ભચાઉમાં પસાર કરેલા ઠરાવોનો સાર આપ્યો. માંડવીથી પાછા વળતાં પ્રાણલાલ શાહનો મહેમાન થઈને અને ભવિષ્યમાં કિસાન પ્રવૃત્તિ ખીલવવા વિષે વાતો કરીને હું પાછો વળ્યો.

આમરેલી અને કચ્છના કામમાંથી પરવારીને હું દેશની કિસાન પરિષદ આ વરસે ઘણા જિલ્લાના દહાણું ગામમાં મળવાની હતી ત્યાં ગયો. આ સંમેલનમાં પણ લાગલગાટ ત્રીજીવાર પ્રમુખપદ સંભાળવાનું મને લખવામાં આવેલું, પણ મેં આગ્રહપૂર્વક ના પાડેલી. હવે તો આત્મકથાના લેખનમાં પૂરો રોકાયેલો હોવાથી દેશમાં પણ ફરી શકું એમ ન હોવાથી મેં બીજા કોઈ અધિકૃત બિરાદરને પ્રમુખપદ સોંપવાની વિનંતી કરી, તેથી મહારાષ્ટ્રના કિસાનકેસરી નાના પાટીલ દહાણુના સંમેલનના પ્રમુખ ચૂંટાયા હતા તેથી તેમને રીતસર પ્રમુખપદનો હવાલો સોંપવા હું દહાણું ગયો. ત્યાં હું પહોંચ્યો ત્યારે તો શામરાવ અને ગોદાવરી મરુલેકરની જંગલની કિસાનસેના આવી રહી હતી. તેથી દહાણુંમાં બધા જૂના મિત્રોને મળીને કારોબારીની સભામાં મેં ભાગ લીધો, જ્યારે પ્રતિનિધિઓની સભા મળી ત્યારે નાના પાટીલને પ્રમુખપદ સોંપવાની દરખાસ્ત રજૂ થયા પછી મેં પૂરા દિલથી તેનું સમર્થન કરીને પ્રમુખપદનો બિલ્લો નાનાસાહેબના પહેરણ પર લગાવી દીધો. બીજે જ દિવસે સવારમાં હું મુંબઈની ગાડીમાં રવાના થયો.

હંમેશ મુજબ હું મુંબઈમાં મારા મશીઆઈભાઈ સન્મુખભાઈને ઘેર ઊતર્યો. મારા કુટુંબ સાથે વાતોમાંથી પરવારતો ત્યારે પહેલાં ઘરની મોટી દીકરી મંજરી સાથે વાતો કરતો. તે દાક્તરી કૉલેજમાં ભણતી હતી તેથી તેની સાથે તંદુરસ્તી અને શરીરની કાંઈ તકલીફ વિશે વાતો, તેની કંઈક સલાહસૂચના અને સેવા લેતો. તે પરણી ગઈ ને વચલી બેન થોડા વખતમાં પરણવાની તજવીજમાં હતી તેથી મારે વધારે વાતો નાની દીકરી એના સાથે થતી. પછી સન ૧૯૫૧માં સન્મુખભાઈ અને તેમનાં પત્ની મંજુબહેન પરદેશના પ્રવાસે ગયાં ત્યારે હું કોપનહેગન અને વિયેના જવાની તૈયારી કરવાને જલવિહારમાં રહેલો. ત્યારે આ યુવતી સાથે તેનો કૉલેજનો અભ્યાસ, સંગીતનો શોખ, ધર્મની સાધના અને કંઈક પુસ્તકોની પસંદગી વિષે થોડી ચર્ચા થતી. આ વખતે તો તેણે સમાજશાસ્ત્રનો વિષય લઈને એમ. એ. ની પરીક્ષા આપી હતી અને ભવિષ્યના કાર્યનો વિચાર કરતી હતી. તે વિષે તેણે મારી સલાહ માગી ત્યારે હું વિચારમાં પડ્યો. તેના ભાઈ અને બહેનનાં બાળકો સાથે ખૂબ ભાવથી રમતી અને દોડાદોડ કરીને તેમને રમાડતી. તેથી કોઈ આશ્રમનાં બાળકો સાથે ભળવાની તેની શક્તિ અને વૃત્તિ મેં પિછાની. તેનાં સ્નિગ્ધ નયન અને આધ્યાત્મિક વૃત્તિ પરથી ગરીબ જનતાની સેવા કરવાની તેની વૃત્તિ મેં પારખી. આ ઉપરથી મેં તેને દાહોદના ભીલ સેવામંડળના એક સંચાલક લક્ષ્મીદાસ શ્રીકાંતને કાગળ લખી મુંબઈમાં મળવાની સલાહ આપી. તેની સાથે તેમની સામે બંદોબસ્ત કરી દોહદ–ઝાલોદની ભીલ પ્રજાની અને તેમની સેવા માટે સ્થાપેલી સંસ્થાઓની મુલાકાત લેવાની સૂચના આપીને હું થોડા દિવસમાં વિદાય થયો.

---

૧. સન્મુખભાઈએ પોતાના બંગલાનું નામ જલવિહાર પાડ્યું હતું; કારણ કે છેક દરિયાકિનારે બાંધેલો હતો. પાછલે દરવાજેથી સીધું દરિયા પર જ જવાતું.

આશ્રમમાં ગયા પછી મેં જૂન માસમાં શ્રીકાંતભાઈની મુંબઈ આવવાની તારીખો એનાને જણાવી. તરત પત્રવહેવાર ચાલુ કરીને વરસાદની ઋતુમાં જ ભીલ મુલકના પ્રવાસનો કાર્યક્રમ ઘડી મોકલવા એનાએ મને લખ્યું. હવે બીજા ભાગના લખાણમાં હું ગળાબૂડ રોકાયેલો હતો તેથી તેની સાથે જઈ શકું એમ નહોતું; છતાં ગોધરા અને દાહોદના મિત્રોના મારા નિકટના સંબંધને લીધે તરત તારીખવાર કાર્યક્રમ મેં એનાને લખી મોકલ્યો. તે મંજૂર રાખીને તે જુલાઈની ર૩મીએ સવારે અમદાવાદ પહોંચીને અમારા એક સંબંધીને ત્યાં ઊતરી.

હું બપોરે એ ઘેર તપાસ કરવા ગયો ત્યારે શુદ્ધ ગુજરાતી સાડીમાં સજ્જ થઈને માળ પરથી ઊતરીને તે મળી ત્યારે એ ઊંચી સંસ્કારી યુવતીનાં નયનમાં કંઈક આધ્યાત્મિક નિશ્ચયબળનો પ્રકાશ મેં જોયો. સાત્ત્વિક સેવિકાનું સાદું છતાં મહેનતુ જીવન ગાળવાનો આનંદોત્સાહ તેની મુખમુદ્રામાં મને દેખાયો. મારી અંગત અગવડને લીધે તેના એકલવાયા પ્રવાસની વાતો કરીને હું નેનપુર ગયો. ત્યાં બીજે દિવસે તેનો સામાન લઈને તે હસતી રમતી લાંબાં પગલાં ભરતી આશ્રમમાં આવી પહોંચી.

મારા ખંડના આગલા ઓરડામાં ઉપર પતરાં હોવાથી બપોરે ઘણો તાપ લાગતો. બાજુના ઓરડા પર નળિયાનું શીળું છાપરું હતું. તેમાં એનાની રહેવાની સગવડ કરી. અહીંયાં દશેક વરસ પર તેની બંને બહેનો સાથે તે એક દિવસ રહી ગઈ હતી તેથી તેને એકંદર આશ્રમ પરિચિત હતો. જમીપરવારી પહેલાં એણે આશ્રમમાં રહેતા ખેડૂતોના સ્ત્રીપરિવારનો સંપર્ક કર્યો. પછી સાંજે તે અમારા વિદ્યાર્થીઓ સાથે પહાડ ગામના ખેડૂતો અને મજૂરોના સ્ત્રીવર્ગને મળવા ગઈ અને તેમની સાથે ઘણી વાતો કરીને પાછી આવી. જમણ પત્યા પછી એનાએ આશ્રમના વિદ્યાર્થીઓની

પ્રાર્થના અને ભજન સાંભળ્યાં. પછી પોતે પણ એકબે ગીત સંભળાવ્યાં. છેવટે મેં તેના વિગતવાર પ્રવાસનો ખ્યાલ આપ્યો. બીજે દિવસે સવારે વહેલી ગાડીમાં ગોધરે જવાને તે રવાના થઈ.

મારી ભત્રીજીને લાડકી ચેલકી ગણીને હું તેને સેવાને માર્ગે દોરવા પ્રયાસ કરતો હતો. છતાં તેના ગયા પછી તેની ઝીણી આંખો મારી સામે કેમ તરતી દેખાઈ? તે શો સંદેશો કે પ્રેરણા આપતી હતી? આ બધું બીજે દિવસે સવારે એના ગોધરા તરફ વિદાય થઈ ત્યાં સુધી સમજાયું નહિ; પણ બપોરે આત્મકથામાં મારી પત્ની કુમુદના લગ્નજીવન વિષે લખવા બેઠો ત્યારે કેટલાક વખતથી શુષ્ક રહેલા મારા દિલમાં કંઈ નવો ઊભરો આવ્યો. આત્મકથામાં રાજ–પ્રકરણના ઘણા હેવાલ લખતાં મારું દિલ સખ્ત થયું હતું, તે ઓચિંતું ઓગળવા લાગ્યું. હવે સમજાયું કે એનાની સાત્વિક આંખોમાં તેની માશી કુમુદનાં કરુણામય નયનનું મને દર્શન થયું. તરત મારું પથ્થર જેવું દિલ વિંધાયું ને તેમાંથી પશ્ચાત્તાપનું વિપુલ ઝરણું વહેવા માંડયું. મારી આંખોમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં. બસ! મારા પર કુમુદનું ભાવભીનું તહોમત-નામું રજૂ કરવાનું સહેલ બન્યું. સાથે લગ્નજીવનની મારી વેદનાનું આબેહૂબ વર્ણન કરી શક્યો તે માટે મેં એનાનો પાડ માન્યો.

એના મારા લેખનની પ્રવૃત્તિનું મહત્ત્વ સમજીને હિંમતભેર એકલી પ્રવાસ પર ઊપડી ગઈ. મારી ગોઠવણ મુજબ મારા મિત્રો તેને ગોધરા અને દાહોદમાં મળ્યા. ત્યાં ભીલ સેવક મંડળના મિત્રોની મદદથી તે ભીલ વિસ્તારમાં ફરી આવી. થોડા ભીલ આશ્રમ જોયા અને ભીલોનાં ગામ પણ જોયાં. તેણે કાયમના કામ વિષે ચર્ચા કરી તો તેને દૂરના ગ્રામવિસ્તારમાં કામ સોંપવાની તૈયારી બતાવી તે તેને માફક ન આવી. પાછા ફરતાં તેણે વડોદરેથી

અને મુંબઈથી લખેલા તેના પ્રવાસ વિષેના વિગતવાર કાગળ મળ્યા તેમાં તેના દિલનો સંતોષ પારખીને હું ખુશી થયો.

જુલાઈ માસમાં જ લગ્નજીવનનું પ્રકરણ લખીને મેં બીજો ભાગ પૂરો કર્યો. તે નવેમ્બરમાં છપાઈને પ્રકટ થયો તે પહેલાં મેં ત્રીજા ભાગની તૈયારી કરવા માંડી. આ ભાગમાં તો સન ૧૯૨૧–૧૯૨૪નાં ત્રણ જ વરસનો હેવાલ મારે આપવાનો હતો. તે દરમ્યાન ગાંધીજી સાથે હું યરવડા જેલમાં હતો—તે કાળની ગાંધીજીની લડતોને અને ચર્ચાઓને મારે આ ભાગમાં આવરી લેવાની હતી. આ કામ દરમ્યાન રોજની ઘણી જ વિગતવાર નોંધ મેં રાખી હતી. આ નોંધનું મોટું બંડલ હું લંડનમાં એક મિત્રને ઘેર મૂકીને સન ૧૯૩૫માં દેશ આવ્યો હતો. પછીથી ટપાલથી કે આગબોટ વાટે તે અત્રે મેળવવાના મારા બધા પ્રયાસ નિષ્ફળ ગયા હતા. પણ છેવટે સત્તર વરસે મને પૂરેપૂરી નોંધપોથી મળી ગઈ.[1]

છતાં આ નોંધપોથીઓ વાંચીને તેનો સાર ખેંચવાનું કામ કપરું નિવડ્યું. ઘણુંખરું લખાણ પેન્સિલથી લખેલું તેથી તે

[1] સન '૫૧માં સિંધિયાના વ્યવસ્થાપક તરીકે સન્મુખભાઈ યૂરોપ-અમેરિકાના લાંબા પ્રવાસે ગયા ત્યારે મારા કંઈ કામ વિષે મને પૂછ્યું. તરત મેં કહ્યું કે મારી જેલની નોંધપોથીઓ અને એવું કંઈક સાહિત્ય ઇંગ્લાન્ડમાં એક મિત્રને ઘેર પડ્યું છે તે તમે લાવો તો ઘણું સારું. તેમણે કહ્યું કે નોંધપોથીઓનું એક પોટલું બાંધીને મને લંડનની સિંધિયા કંપનીની ઑફિસમાં મોકલાય તો હું ત્યાંથી લઈ આવીશ. સદ્‌ભાગ્યે સિંધિયા કંપનીમાં જ કામ કરતો કાન્તિ પટેલ મારા મિત્રને ઓળખતો. તેથી તેની મારફત બધી વ્યવસ્થા થઈ ગઈ. પછી સન '૫૨માં સન્મુખભાઈ પાછા આવ્યા; તે પછી એક દિવસ બહાર ટેબલ પર મારી કોઈ ચોપડી જોઈ અને તેની નીચે જેલની નોંધપોથીનું પોટલું જોયું ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. તરત બધું સાહિત્ય હું આશ્રમમાં લઈ ગયો. તે હવે ત્રીજો ભાગ લખવાને અણમોલ નીવડ્યું.

ઉકેલવામાં ઘણી મુસીબત પડતી. મોટી મુસીબત એ હતી કે મેં ગાંધીજી સાથેના સંવાદની નોંધ લીધેલી. તેમાં મારા અને તેમના વિચારો કોઈક ઠેકાણે ભેળસેળ થયેલા. ગાંધીજીને નામે મારો એક શબ્દ કે વિચાર રજૂ ન થાય એ માટે મારે ઘણી ચીવટ રાખવાની હતી. આ કામમાં મારી ભારે જવાબદારીનો ખ્યાલ રાખીને દિવસે અને રાતે ફરી ફરીને આ નોંધપોથી વાંચી ગયો—તેમાં ગાંધીજીને નામે તારવેલું જે લખાણ જરાય શંકાસ્પદ લાગ્યું તે રદ કર્યું. ગાંધીજીના કંઈ બોલ લખવાના રહી જાય તો ચાલે પણ મારો કે ત્રાહિત વિચાર તેમને નામે પ્રકટ ન જ થાય તેની મેં ભારે કાળજી રાખી. જ્યાં સુધી મારા મનમાં ગાંધીજીના કોઈ વિધાન વિષે શંકા રહી ત્યાં સુધી નોંધના ઝાંખા અક્ષર ફરી ફરીને ઉકેલ્યા. છેવટે બધા વિચારો વિષે પૂરેપૂરી ખાતરી થઈ ત્યાં સુધી બધા લખાણનું શુદ્ધિકરણ કર્યું.

દિવાળીએ બીજો ભાગ પ્રકટ થયો ત્યારે તેની થોડી નકલ લઈને રમણભાઈને મળવા હું મુંબઇ ગયો. ગાંધીજી વિશે આવી અણમોલ નોંધ હમણાં જ ઉપયોગમાં લેવા માંડેલી તેથી તે પર-દેશથી લાવવા માટે ફરીથી સન્મુખભાઈનો મેં ઉપકાર માન્યો. બીજો ભાગ જોઈને બધા ભાઈઓ ખુશ થયા અને ત્રીજો ભાગ લખાય છે તે જાણીને પણ રાજી થયા.

હવે ગુજરાતના પ્રવાસથી અને ચાલુ પત્રવહેવારથી એના મારી મિત્ર બની હતી. તેની સાથે ફરીથી ગુજરાતના આદિવાસી વિસ્તાર વિષે વાતો થઈ. ત્યારે મેં સૂચવ્યું કે જે નવું રચનાત્મક કાર્ય ઉદવાડામાં અને રાજપીપળામાં થાય છે તે નિહાળવાને તેણે બીજો પ્રવાસ કરવો જોઈએ. એનાએ એ વાત મંજૂર કરી અને આ વખતે તેને માટે જે કાર્યક્રમ ઘડું તેમાં મેં પણ સામેલ થવાની તૈયારી બતાવી. આ બધું નક્કી કરીને હું પાછો ફર્યો ત્યારથી

'૫૬ના આરંભમાં મારા કંઈ ખેડૂતોની સભાઓની સાથે તેના પ્રવાસને ભેળવવાનું મનમાં ગોઠવવા માંડ્યું.

નેનપુર પાછો આવીને પાછો હું ત્રીજો ભાગ લખવામાં ગુંથાયો. '૫૬ની સાલના આરંભમાં દાદાસાહેબ માવલંકરની સૂચનાથી મને રામાનંદ વિદ્યાલયના[1] પ્રથમ વાર્ષિક સંમેલનમાં પ્રમુખ થવાનું આમંત્રણ મળ્યું તે મેં આનંદથી સ્વીકારી લીધું. તેથી કૉલેજના કાર્યક્રમ અંગે અને બીજા કામે દાદાસાહેબને મળવાને હું અમદાવાદમાં સુરેન્દ્ર દેસાઈને ઘેર રહેતો. સાંજે માતા-પિતાની વચ્ચે તેમનાં બે બાળકો સાથે વાતોના તડાકા મારવાની ને હળવી મસ્તી કરવાની મને મજા પડતી. દેસાઈની છત્રછાયા નીચે કૉલેજમાં અભ્યાસ કરતા રામુ પંડિત ત્યાં ઘણીવાર મને જોતા. તે પરથી જ તેમણે લખ્યું છે:[2] "સુંદર રીતે સજાવેલું ઘર, સુંદર રસોઈ, તંદુરસ્ત અને તગડાં બાળકો અને પ્રેમાળ અતિથિની વચ્ચે તે એવા તો ખીલે છે કે બંડખોર જેવા દેખાતા આ માનવીમાં લાગણીથી છલોછલ ભરેલું હૃદય હશે એવો ખ્યાલ પણ ન આવે." તે વખતે પંદરેક વરસની ચિત્રા અને તેનો મોટો ભાઈ પ્રદીપ હવે ઘણાં સમજણાં થઈ હાઇસ્કૂલના ઊંચા વર્ગમાં ભણતાં. તેમને ગામડાની સાદાઈની વાતો કહીને જરા હસાવતો ને તેમની વચ્ચે કંઈ ઝઘડો થતો ત્યારે નાની ચિત્રાને પક્ષે રહેતો. પણ એકવાર બધાની વચ્ચે મારા આઝાદ મિજાસથી હું ગાંધીજીનું કંઈક ઘસાતું બોલ્યો એટલે આ બંને બાળક ભેગાં થઈને મારી સામે થઈ ગયાં. ત્યારે મને ખબર પડી કે નાના વિદ્યાર્થીઓનાં

૧. હાલમાં તે જ સંસ્થા એચ. કે. કૉલેજના નામથી ઓળખાય છે. પહેલાં તે લાલ દરવાજા પાસે હતી. હવે તે નેહરુપુલને પેલે પાર પોતાના મકાનમાં બેસે છે.

૨. 'આપણા ઇન્દુભાઈ', સંપાદક : ધનવંત ઓઝા, પાન–૨૦૨.

દિલ પર ગાંધીજીની કેવી ઊંડી છાપ પડી છે. ત્યારથી મેં મનમાં સોગન લીધા કે આ ઘરમાં નેહરુની કે બીજા ગમે તેની ટીકા કરો તો ચાલે પણ ગાંધીજીની તો નહિ જ !

રામાનંદ કૉલેજના કાર્યક્રમમાં હાજર રહેવાને હું જાનેવારીની ૧૧ મીએ આશ્રમથી નીકળીને અમદાવાદ સ્ટેશને પહોંચ્યો ત્યારે તે કૉલેજની વિદ્યાર્થી કમિટીએ મારું સ્વાગત કર્યું. બીજે દિવસે સવારે મારા પ્રમુખપદે કૉલેજના પહેલા વાર્ષિકોત્સવને અંગે શિઘ્ર વકતૃત્વ અને સામાન્ય વકતૃત્વની હરીફાઈ થઈ. બપોરે જમીને સારોયે દિવસ દેસાઈને ઘેર આરામ કરીને મારા ભાષણની તૈયારી કરવામાં રોકાયો. સાંજે ૪-૩૦ વાગે વાર્ષિક સમારંભ શરૂ થયો ત્યારે દાદાસાહેબે મહાવિદ્યાલયની સ્થાપનાના હેતુઓ ઉપર પ્રકાશ પાડ્યો તે વખતે મારું ઓળખાણ આપતાં તેમણે અમારા જૂના મૈત્રીભર્યા સહકારનો ઉલ્લેખ કરીને કહ્યું : "તેના દિલમાં સેવા-સેવા...એ સિવાય બીજો ભાવ નથી, અંગત હુંપદ કે પ્રલોભન નથી....સામાન્ય જનતામાં ને ગરીબ પછાત વર્ગમાં જઈ રચનાત્મક કાર્યોને હાથ પર લેનારાઓમાં શ્રી ઇન્દુભાઈ મોખરે છે...તેમની ભાષા, શૈલી અને વિચારોથી એક વિશિષ્ટ વ્યક્તિ બની રહ્યા છે. આજે ૬૪ વર્ષે પણ એમની કામની ધગશ યુવાનોને પ્રેરણા આપે એવી છે... આવા નિઃસ્વાર્થ સેવાભાવી કાર્યકરના જીવનમાંથી પ્રેરણા મેળવીને વિદ્યાર્થીઓ પોતાનું જીવન ઘડે તો ખરેખર યોગ્ય જ થાય." પછી કૉલેજના આચાર્ય શ્રી યશવંત શુકલે સંસ્થાની પ્રવૃત્તિઓ વિષે નિવેદન કર્યું અને મને એક કેળવણીકાર તરીકે ઓળખાવ્યો.

પ્રમુખસ્થાનેથી બોલતાં મેં એ મુખ્ય સવાલ રજૂ કર્યો કે, "આજે વિદ્યાર્થીઓના ગેરશિસ્ત, સ્વાર્થવૃત્તિ, અભ્યાસની શિથિલતા વગેરેની ઘણી ટીકા થાય છે. "પણ આમાં વિદ્યાર્થીઓનો જ વાંક છે? કાળબળથી સમગ્ર સમાજનું જીવન બદલાયું છે. તેની સાથે

વિદ્યાર્થીઓનું જીવન પણ બદલાય તેમાં શી નવાઈ?...(શહેરમાં જ) શ્રીમંતાઈની સાથે ગરીબાઈ અને બેકારી વધ્યાં છે. તરુણ વિદ્યાર્થીઓ...મહેલાતોમાં સુખચેનમાં મહાલતા શ્રીમંતોને જુએ છે તેથી સત્વર તેમના જેવા જ તાલેવાન થવાની લગની લાગે છે તેમાં શી નવાઈ? બીજી બાજુએ બેકારીનો હાઉ વિદ્યાર્થીઓ સામે ઘૂરકી રહ્યો છે...વળી ચોપાસ મધ્યમ વર્ગના અગ્રણી ગણાતા સજ્જનોની નીતિ જોઈને વિદ્યાર્થીઓનું માનસ નબળું પડે છે...આવા સંયોગોમાં વિદ્યાર્થીઓને ત્યાગ અને સેવાનો ઉપદેશ આપવાનો શો અર્થ? શું તેમણે જ સેવાનો ઇજારો લીધો છે?"

આવી વાસ્તવિક ચર્ચા કર્યા પછી મેં વિદ્યાર્થીઓને કેટલીક શિખામણ આપી: "આબરૂભેર કમાણી કરવાનો નક્કર આદર્શ દરેક વિદ્યાર્થીએ સેવવો જોઈએ; ગરીબ ખેડૂત–મજૂરો કે પ્રજાજનોને દબાવી ચૂસીને તાલેવંત થવાનો વિચાર કાઢી નાખજો; ઓછા પૈસા લઈને વધારે કામ કરવાની મુરાદ રાખજો; (વિદ્યાર્થીઓને કહ્યું–) પૂરા નહિ તો થોડા સમયનું કામ મેળવીને, છેવટે ઘરને ખૂણે બેસીને પણ કંઈ જાતમહેનતના બે પૈસા રળજો તો... ઘર વંવારે સુખી અને સાધનસંપન્ન બની શકશે; ગામડાંની નવરચનાનો પણ વિચાર કરજો ને જરૂરી અભ્યાસ કરજો... સહકારી મંડળો યોજીને ગામડાંનું નવસર્જન કરવાને જરૂરી ચર્ચાવિચારણા કરજો; લગ્નમરણની માનવતાહીન પ્રણાલિકાઓની સામે તમારે બંડ પોકારવું જ જોઈએ; પુસ્તકાલયના ખંડને સંસ્કાર કેન્દ્ર તરીકે—આનંદપ્રમોદની એક કલબ તરીકે સજાવવા જોઈએ." છેવટે વિદ્યાર્થિનીઓ ગરબાનૃત્ય કરે તેમ તેમની સાથે મળીને વિદ્યાર્થીઓને ગામડાંના રાસનું નવસર્જન કરવાની સલાહ આપી.

શ્રમયજ્ઞ અને ગામડાંને અપનાવવા વિષે મેં કહ્યું: "જાતમહેનતની તાલીમ આપવાને શહેર અને ગામડાંમાં વિવિધ શ્રમયજ્ઞ

યોજાય છે...આ કૉલેજના વિદ્યાર્થીઓને કોદાળી અને પાવડાનું ઐચ્છિક કામ ચીંધવામાં આવ્યું ત્યારે ત્રણસો ઉપરાંત વિદ્યાર્થીઓ પૂરા ઉત્સાહથી મચી પડેલા...ભવિષ્યમાં પણ કંઈ લોકોપયોગી કામ યોજવામાં આવશે ત્યારે ત્યારે તમારી જુવાનીને શોભાવશો... છેવટે આ કૉલેજના વિદ્યાર્થીઓ (આસપાસનું) એક ગામ અપનાવે તો કેવું સારું?...તેમની જરૂરિયાતની તપસીલ બનાવે અને...કોઈ શાળા માટે તો કોઈ દવાખાનાના માટે (શહેરમાં) મનોરંજક કાર્યક્રમ ભજવે કે શહેરમાંથી ફાળો ભેગો કરે...તો જોતજોતામાં એ ગામને નવો પ્રકાશ ને રાહત મળે." છેવટે વિદ્યાર્થીઓને તેમના અભ્યાસમાં ને જીવનમાં સફળતા ઇચ્છી અને સર્વનો આભાર માનીને હું બેસી ગયો. તે જ રાતે પ્રેમાભાઈ હૉલમાં "સુમંગલા" વગેરે નાટક ભજવ્યાં તેમાં થોડા વખત હાજરી આપીને હું દેસાઈને ઘેર ચાલ્યો ગયો.

તે વખતે દાદાસાહેબની રજા લીધી ત્યારે મને સ્વપ્ને ખ્યાલ નહોતો કે તેમને જિંદગીમાં ફરી મળવાનું નહિ થાય. થોડા વખત પછી તેઓ દક્ષિણ ભારતના પ્રવાસે ઊપડી ગયા. ત્યાંથી હૃદય-રોગથી પટકાઈને તે અમદાવાદ આવ્યા. થોડાં અઠવાડિયાં માંદગીને બિછાને રહીને ફેબ્રુઆરીની ૨૭મીએ તેઓ અવસાન પામ્યા. ત્યાં સુધીમાં દાક્તરના સખત આદેશને લીધે તેમનાં દર્શન થઈ શક્યાં નહિ. ફેબ્રુઆરીની આખરે હું મારા સ્વજન સમાન અતિથિઓના સ્વાગતમાં રોકાયો હતો ત્યારે દાદાસાહેબના અવસાનના ખબર ઓચિંતા મળ્યા. તરત સ્વયંભૂ પ્રેરણાથી તેમને મેં હાર્દિક શોકાંજલિ અર્પણ કરી ને મેં તેમનાં કુટુંબીઓને આશ્વાસન પાઠવ્યાં.

અમદાવાદની કૉલેજનું કામ પતાવીને હું આશ્રમમાં બેસીને આત્મકથાનો ત્રીજો ભાગ લખતો ગયો, તેમ ફેબ્રુઆરીની આખરે

એનાનો પ્રવાસ મેળવીને કિસાનસભાનો કાર્યક્રમ નક્કી કર્યો. તે મુજબ ૧૨મી તારીખે ભરૂચમાં શાંતિ સમિતિની સભામાં હાજરી આપીને હું રાતે સુરત પહોંચ્યો. સવારે બારડોલી જઈ સ્વરાજ આશ્રમમાં નરહરિભાઈને ઘણે વખતે મળ્યો. મારું ખાસ કામ તો તેમની પાસે 'નવજીવન'ના સન ૧૯૨૨–૨૩ અંક હતા તે જોવાનું હતું. જરૂરી અંક જોઈને તેમાંથી મારા લેખના ઉતારા ને બીજી નોંધ મેં કરી લીધાં. ઘણે વરસે મળતાં નરહરિભાઈએ પણ ચાલુ રાજનીતિ સામે ઘણો અસંતોષ દર્શાવ્યો. તેમનાં દીકરી વનલીલાની અને મહાદેવભાઈના પુત્ર નારાયણ દેસાઈની મેં ખબર પૂછી. તેમના પુત્ર મોહને તો આખો વખત મારી ઘણી સેવા કરી.

બીજે દિવસે કોસંબા થઈને હું ઘણે વખતે વાંકળ ગયો. કિસાનસભાનાં બીજ આ તાલુકામાં રોપાયાને ૧૭ વરસ થયાં તેથી તે દિવસે કિસાન દિન ઉજવવામાં આવ્યો. મને ૧૭ બળદના રથમાં બેસાડીને કિસાનોનું સરઘસ આખા ગામમાં ફેરવવામાં આવ્યું. તે વખતે ખેડે તેની જમીનનો કાયદો થયો હતો, પણ તેમાં ઘણી ગૂંચ હોવાથી સાચા ખેડનારને બાજુએ મૂકીને શાહુકારો ખાતેદાર ન થાય અને કાયમના ગણોતિયાને મહેસૂલના થોડા પટમાં જમીનની માલિકી મળે તે માટે ખેડૂતોને મેં સાબદા કર્યા. વળી વિયેનાની અને દેશની કિસાન પરિષદોનો સંદેશો મેં સંભળાવ્યો. ત્યાંથી એક દિવસ વલસાડમાં અતુલ કંપનીમાં શ્રી બી. કે. મઝમુદારને ઘેર રહીને ૧૭મીએ બપોરે ઉદવાડા સ્ટેશને એનાને નક્કી કર્યા પ્રમાણે મળ્યો. ઉદવાડામાં સ્ટેશનની બંને બાજુએ કુમારો અને કન્યાઓના આશ્રમો માટે વાંસનાં જ સાદાં ઝૂંપડાં બાંધેલાં, ત્યાં મુંબઈની ભગિની સમાજ તરફથી નવાં સિમેન્ટનાં પાકાં વિશાળ મકાન બંધાયાં છે. સ્ટેશનથી ગામ તરફના રસ્તા પર સેંકડો કન્યાઓ આશ્રમમાં રહીને આધ્યાત્મિક તેમજ ઊંચું શિક્ષણ મેળવે છે; વળી

સ્ટેશનથી પૂર્વમાં ડુંગરીની પાર હવે નવી આશ્રમશાળામાં ડઝનબંધ કુમારો અને કુમારિકાઓ ભણે છે. આ બધી સંસ્થાઓમાં ફરીને એનાએ વિદ્યાર્થીઓ, શિક્ષકો અને સંચાલકો સાથે રસથી વાતો કરી. બીજે દિવસે સાંજે એના સાથે હું અંકલેશ્વર પહોંચ્યો અને વખારીઆના જીનનો મહેમાન થયો. ત્યાં મારા જૂના મિત્ર મહમદ કાંતિએ મજેદાર સ્વાદિષ્ટ ભોજન પીરસીને અમારું સ્વાગત કર્યું. બીજે દિવસે–૧૯મીએ હંમેશ મુજબ કિસાન દિન ઉજવવાને વાલીયામાં સભા રાખી હતી. ત્યાં સેંકડો કિસાનોની વચ્ચે એનાએ નિરાંતે બેસીને અમારાં ભાષણ સાંભળ્યાં. દેખીતું હતું કે અમારો મધ્યાહ્નકાળ વીતી ગયો હતો અને જૂના વિસ્તારમાં અમે નવી લડતનું કંઈ એલાન કરી શક્યા નહિ. છતાં આવા ઠંડીના વખતમાં પણ કિસાનસભાની જૂની જ્યોત અમે જલતી રાખી. તે રાતે એનાના કોંગ્રેસી સંબંધી રત્નસિંગ મહીડાની વ્યવસ્થા મુજબ અમે ડહેલી ગામમાં રાત રહ્યાં. સવારે અમે ગાલ્લીમાં બેસીને ચાસવડ ગયા. ત્યાં કલ્યાણભાઈએ એક મોટી આશ્રમશાળા ખોલી છે તે જોવા ગયાં. ઉદવાડામાં તેમ અહીંની શાળામાં કુમારો અને કુમારિકાઓ પાસે પાસે જુદા મકાનમાં રહેતાં અને તાલીમ લેતાં. માત્ર ઘણાં વરસથી આ સંસ્થા સ્થપાઈ હતી તેથી તેનાં મકાનો વધારે મોટાં અને પૂરી સગવડવાળાં હતાં. ચોપાસ જામેલા નર્યા જંગલના વિસ્તારની વચ્ચે સેંકડો આદિવાસી બાળકોને તેમના શિક્ષકો સાથે કલ્લોલ કરતાં જોઈને અમને ઘણો આનંદ થયો.

ચાસવડથી બીજી ગાલ્લીમાં છેક જ જંગલ અને ઝાડીને રસ્તે સીધા દેડીયાપાડા તાલુકાના ભાટપુર ગામમાં જૂના કાર્યકર[1]

૧. ડુંગરજી દેવના રાજપીપળાના રાજાની સામે આદિવાસીઓના આગેવાન તરીકે આઝાદીની લડતમાં સામેલ થયા હતા અને જેલમાં ગયા હતા. પછી તેઓ કિસાનોની લડતમાં અંત સુધી સામેલ હતા.

ડુંગરજીની ઝૂંપડીએ ગયાં ત્યારે તેઓ તેનાં ખેતરમાં ગયા હતા. ખબર પડતાં તે આવ્યા ત્યારે એનાએ ડુંગરજીનાં કુટુંબીઓ સાથે મળીને ખીચડી ને શાકનું ભોજન બનાવવામાં મદદ કરી. મોડેથી રસોઈ તૈયાર થઈ ત્યારે અમે જમ્યાં. પછી ડુંગરજીએ થોડા કિસાનોને બોલાવીને તેમની બધાની દર્દભરી કહાણીઓ સંભળાવી. બીજે દિવસે સવારે ડુંગરજી તેમની ગાલ્લીમાં અમને દેડિયાપાડા મૂકી ગયા. ત્યાં એક મિત્રના ઢોરની કહોડમાં સ્નાન કરીને અમે જમ્યાં અને ચોપાસ લોકોને મળીને અમે મોજ કરી. સાંજે એક વાહન મળતાં અમે રાજપીપળા પહોંચ્યાં અને ચંપકભાઈ[1] સુખડિયાનાં મહેમાન થયાં.

બીજે દિવસ—બાવીસમી ફેબ્રુઆરી—મારો જન્મદિવસ હતો. સદ્‌ભાગ્યે એનાના કુટુંબના કોઈ પારસી મિત્રો રાજપીપળામાં રહેતા. તેમના તરફથી સવારે એક મોટર મળી. તેમાં ચંપકભાઈની સાથે અમે જૂના રાજપીપળાના દરબારગઢ—લાલ કિલ્લો જોવા ગયા. કિલ્લો ઊંચી ભેખડે બાંધેલો છે અને ત્યાંથી બહુ ઊંડે નદી ખળખળ વહે છે. અમે થોડીવાર આ રમણીય દૃશ્યની મજા માણીને ઘેર ગયાં. બપોરે ચંપકભાઈની મહેમાનગતિ ચાખીને અમે ગામના મિત્રોને મળ્યા. રાતે પારસી મિત્રોએ જમવાનું આમંત્રણ આપેલું તેથી સમી સાંજે નદીના તટ આગળ પથરાયેલા વિશાળ મેદાનમાં જરા ફરીને અમે અમારા યજમાનને ઘેર જમવા ગયાં.

બીજે દિવસે સવારે વહેલી ગાડીમાં નીકળીને અમે આખો દિવસ મુસાફરી કરી. હું તો સીધો આશ્રમમાં જઈને અમદાવાદથી સંબંધીઓ આવવાનાં હતાં તેમની વ્યવસ્થા કરવામાં રોકાયો. પહેલાં અમદાવાદથી એના સાથે મારાં મશીઆઈ બહેન જયેન્દ્ર અને બનેવી

૧. ચંપકભાઈ મારા જૂના મિત્ર છે. તેમણે કિસાનોની લડતમાં હમેશ સાથ આપ્યો છે. તેઓ નાની દુકાન ચલાવે છે.

વિનુભાઈ આશ્રમમાં આવ્યાં. બહેને તો અમારા રસોડાની બધી કામગીરી સંભાળી લીધી ને સાંજે બધાંએ વિદ્યાર્થીઓની પ્રાર્થનામાં ભાગ લીધો. બીજે દિવસે સવારે જયેન્દ્રબહેન ને તેમના પતિ અમદાવાદ ગયા અને તરત બપોરે દા. સુમંત અને શારદાબેન બેએક બહેનો સાથે આશ્રમમાં આવ્યાં. આ બે મિત્રો તો ઘણાં વરસથી આશ્રમની મુલાકાત લેવાની વાત કરતાં. છેવટે તેમણે મને ગંભીર ચેતવણી આપી કે અમે બંને હવે ઘરડાં થયાં છીએ તેથી જો આ ભવમાં અમને આશ્રમ દેખાડવો હોય તો તરત જ બંદોબસ્ત કરો! તેથી એના હતી ત્યારે જ તેઓ આવી પહોંચ્યાં. તેમની સાથે પ્રભુદાસ પટવારીની સુશિક્ષિત પુત્રી રત્ના અને જૂનાં સ્ત્રીકાર્યકર ગંગાબહેન ઝવેરી આવ્યાં. બધાંએ પહેલે દિવસે સાદું ભોજન લીધું. દાક્તર આખા ખેતરમાં મોજથી ફર્યા. બધાંએ આશ્રમના વિદ્યાર્થીઓ સાથે ઘણી વાતો કરી. કોઈ જુવાનિયાં તેમની રમતમાં ભળ્યાં. રાતે પ્રાર્થના પછી વિદ્યાર્થીઓએ ગામઠી ગીતની રમઝટ ચલાવી. બીજે દિવસે સ્ત્રીમંડળની મદદથી લાપસીનું જમણ તૈયાર થયું તે બધાંએ આનંદથી આરોગ્યું. બપોરે થોડો આરામ કરીને ડૉકટર સુમંતની મંડળી વિદાય થઈ. તે જ રાતે ૩૭ ભીલ જુવાનિયાંની ટુકડી આશ્રમમાં આવી પહોંચી. તેમણે જમીને મોડેથી પોતાનાં ગામઠી નૃત્ય અને ગીતની રમઝટ બોલાવી.

પછી એક દિવસ આશ્રમમાં એના રહી. ને નેનપુર ગામમાં જઈને, ખાસ કરીને અમારા બારોટ મિત્રોના સ્ત્રીવર્ગને મળી આવી. સાંજે તેનો પખવાડિયાનો પ્રવાસ પૂરો થયો ત્યારે તેણે કહ્યું કે આવા સ્થાનકમાં કાયમ માટે નહિ પણ મહિનો માસ રહેવાનું ગમે ખરું. ગામડાનાં લોકો સાથે તેને થોડા દિવસમાં ઠીક ગોઠી ગયું. બીજે દિવસે તે અમદાવાદ થઈ ને મુંબઈ ગઈ.

માર્ચ માસમાં ત્રીજા ભાગનો જેલનિવાસનો ખંડ પૂરો

કરીને હું જયંતિભાઈને બતાવવા ગયો. ગાંધીજીનું જેલનું જીવન અને તપ એ મારા આલેખન માટે ઘણા કઠિન વિષય હતા. તેનો હેવાલ તારીખવાર કે વિષયવાર આપવો એ પણ એક કોયડો હતો. બધું લખ્યા પછી સમગ્ર વસ્તુની સંકલના વિષે મારા મનમાં જ શંકા હતી. થોડા દિવસમાં મારું લખાણ જોઈને જયંતિભાઈએ પણ હળવો અસંતોષ વ્યક્ત કર્યો. સારાયે વિષયને ન્યાય મળે અને લખાણ વાચકને રુચિકર લાગે એ દૃષ્ટિથી તેમણે અનેક સૂચન કર્યાં. મારા અભિપ્રાય અને લાગણીને પૂરેપૂરું માન આપીને જુદા જુદા ફકરાની યુક્ત ગોઠવણી કરવાની તેમણે સલાહ આપી.

આ બધી વાત ધ્યાનમાં લઈને હું મારા લખાણની નવી રચના કરું તે પહેલાં હું માર્ચ માસમાં માંડવી તાલુકા કિસાન પરિષદનું પ્રમુખસ્થાન સંભાળવા આંબાપારડી ગામે ગયો. આ ગામમાં વારંવાર નાની મોટી સભાઓ ભરીને અને સ્વામીજીને પણ અહીં બોલાવીને તેને અમારી લડતનું મોટું ધામ બનાવ્યું હતું. વળી મહિના પહેલાં વાંકલમાં તેમ હવે અહીં "ખેડે તેની જમીન"ના નવા કાયદાની આંટીઘૂંટીઓ સમજાવીને સંઘબળથી વધારે જમીન પોતાને ખાતે કરાવવાને ખેડૂતોને મેં તાકીદ કરી.

એપ્રિલના આરંભમાં સ્વામીજીના બિહારના અઠંગ કાર્યકર કાર્યાનંદ શર્માના આમંત્રણને માન આપીને મારે બિહાર જવાનું હતું. તેમના સૂચનને માન આપીને મારી પાસે સ્વામીજીની એક છબી હતી તે મારે આશ્રમમાંથી ઉતારીને બિહાર લઈ જવાની હતી. મારા કિસાન ગુરુની છબી મારા ખંડમાંથી ઉતારતાં મને ઘણું દુઃખ થયું; પણ બિહારમાં તેની વધારે જરૂર છે એમ માનીને આશ્વાસન મેળવ્યું. વળી તેવામાં જ સન્મુખભાઈએ મને ગાંધીજીનું એક સરસ ચિત્ર મઢાવીને આપ્યું હતું તે મારા ખંડમાં ગોઠવી દીધું.

બિહાર જતાં મુંબઈમાં ઘણે વરસે હું કપિલાને મળ્યો. તેણે

મને ચીની ઉપાહારગૃહમાં ભાવતું ભોજન આપીને રેલગાડીમાં બેસાડયો. મોગલસરાઈ થઈને એપ્રિલની પાંચમીએ હું કયુલ સ્ટેશને ઊતર્યો ત્યારે કિસાનસભાના સ્વયંસેવકોએ "ઇન્દુલાલ યાજ્ઞિક ઝિન્દાબાદ"નાં સૂત્રો પોકારીને મારું સ્વાગત કર્યું. અમારું નાનું સરઘસ એક પુલ પર થઈને ગામ તરફ ચાલ્યું, ત્યારે અમારા દળમાં ૧૦-૧૫ કન્યાઓ સામેલ હતી તે બહુ જોશ ને ઉત્સાહ દાખવતી. પાંચેક આદિવાસી કન્યાઓ રાંચીથી આવી હતી તે તો ઢોલકના ને ગીતના તાલ સાથે નાચતી નાચતી જ આગળ ધપતી. બીજે દિવસે બપોરે હું મારા ખંડમાં કંઈક નોંધ કરતો હતો ત્યારે પુખ્ત વયનાં એક બહેન શાંતિદેવી જૈન, આવતી કાલની મહિલા પરિષદના ઠરાવોનો ખરડો લઈને મારી પાસે આવ્યાં. આ બાહોશ ને પ્રભાવશાળી સ્ત્રીએ મને મોગાની પરિષદમાં પ્રમુખ-સ્થાને જોયેલો. તેથી જરાયે સંકોચ રાખ્યા વિના મારી સાથે તેમણે બધી ચર્ચા કરી. આ બાઈ ભોપાલ રાજની સામે હડતાલમાં સામેલ થયેલાં અને હાલ જિલ્લા કિસાનસભાનાં મંત્રી છે તેથી તેમના ઠરાવમાં ઝાઝું કહેવા જેવું નહોતું.

બીજે દિવસે હું કિસાનસભાના અડધા બાંધેલા કાર્યાલયનું ઉદ્ઘાટન કરવા ગયો. હું થોડું બોલ્યો તેવામાં હાઝરા બેગમ લાલ ઝંડાવાળા સરઘસ સાથે આવી પહોંચ્યાં. તેમણે ઘણું અસરકારક ભાષણ કર્યું. પછી મહિલા પરિષદ મળી ત્યારે આખો ખંડ શ્રોતાઓથી ચિકાર ભરાઈ ગયો. થોડો વખત ગીતની રમઝટ ચાલી. પણ ઘણી સ્ત્રીઓ છોકરાં લઈને આવેલી તેથી એટલો કોલાહલ થયો કે હાઝરા બેગમનું ભાષણ પણ બરાબર સંભળાયું નહિ. આ સભામાં પણ ચમકતી આંખોવાળી થોડી કન્યાઓ પાસે આવીને બેઠી, ત્યારે તેમનો પરિચય થતાં મને આનંદ થયો. ખરેખર, પહેલેથી જ લેખીસરાઈની આ મુલાકાતમાં વિવિધ ક્ષેત્રે સ્ત્રીઓની શક્તિથી હું પ્રભાવિત થયો.

ત્યાંથી અમે શાંતિ પરિષદમાં ગયાં. ત્યાં મને પટણાના લોક-નાટ્ય જૂથનાં પુષ્પાબહેનનો પરિચય વરસો પછી થયો.[1] વળી ત્યાં જ શર્માજીની પુત્રવધૂને અને તેમની સંબંધી સ્ત્રીઓને ત્યાં જ મળવાનું થયું. નાની મોટી સર્વ કુમારિકાઓમાં ઉપરાઉપરી ગીત ગાવાનો કેવો ઉત્સાહ અને તનમનાટ હતો ? આ બધી તેમના સંચાલકને પોતાનાં વધારે ગીત રાખવા વિનવે, ધમકાવે, ફોસલાવે અને મીઠું હસીને પલાળી દે ! રાતે થોડાં ભાષણ થયાં પછી મનોરંજક કાર્યક્રમ શરૂ થયો. તેમાં સંતાલ નૃત્ય, પુષ્પાબહેનની ટુકડીનાં ગીત, જિલ્લાનું કિસાનવૃંદ, માછીના નાચ વગેરેથી ખુશ થઈ ને ૩૦–૪૦ હજાર માણસો રાતના સાડાદશ વાગ્યા સુધી હાજર રહ્યાં.

આઠમીએ રાતે કિસાન સંમેલન મળ્યું ત્યારે કાર્યાનંદ શર્માએ ખરું જ કહ્યું કે સ્ત્રીશક્તિનો પહેલો પ્રભાવ અને સહકાર આ સંમેલનને સાંપડયાં છે. પછી કિસાનનેતા ભવાની સેને બંગાળના કિસાનોની જાગૃતિનો ખ્યાલ આપ્યો. પ્રમુખસ્થાનેથી બોલતાં મેં હિન્દની કિસાનસભા તરફથી આ સંમેલનના કાર્યકરોને ધન્યવાદ આપ્યા અને કહ્યું : અહીં પ્રધાનો, જમીનદારો અને તેમના હાથારૂપ અમલદારો છેક જ ફાટી ગયા છે. ચીનના જેવી લોક અદાલતો અહીં રચાશે ત્યારે જ તેમને સીધા કરશે. દરમ્યાન ખેડૂતોએ સમજવું કે બધી જમીન જશે ત્યારે જલદી બધીયે પાછી આવશે. તે સારુ અસરકારક પ્રતિકાર કરવાને વિરાટ શક્તિ કેળવવી પડશે; આ પ્રક્રિયા આગળ ધપશે અને કોઈ મૂળભૂત સિદ્ધાંતને અનુસરીને

૧. હું ચીનથી પાછો આવીને સન ૧૯૫૨માં પટણા ગયેલો ત્યારે રૂસ–ચીન વિષે મેં ભાષણ આપેલું. તે સભામાં અમર શેખની મંડળીએ તેમનાં ગીત રજૂ કરેલાં. આ વખતે અમર શેખને મળવા હું પુષ્પા-બહેનને ઘેર ગયેલો.

તે વેગીલી ને અંતગામી બનશે ત્યારે જ રૂસ–ચીન જેવી ક્રાંતિ થશે. સંમેલન પૂરું થયા પછી ફરી મનોરંજક કાર્યક્રમ ભજવાયો, પણ તે દરમ્યાન શિસ્તને અભાવે હજારો માણસોમાં વખતોવખત ગડબડ થતી અને ભંગાણ પડતું.

છેલ્લે દિવસે શર્માજીના સહુર ગામે ચાર માઈલ ચાલીને અમે ગયા. ત્યાં એક નાનું પુસ્તકાલય ખુલ્લું મૂકવાની ક્રિયા કરી. ખરું જોતાં તે દિવસે શર્માજીના સારા કુટુંબપરિવારને મળવાનો અને નિર્દોષ આનંદ મેળવવાનો લહાવો મને મળ્યો. રાતે કયુલ સ્ટેશનેથી ગાડી પકડીને હું મુંબઈ થઈ આશ્રમમાં પહોંચ્યો. ત્યાં પાછો ત્રીજો ભાગ મઠારવામાં, સુધારવામાં અને છાપવા માટે તૈયાર કરવામાં પૂરો રોકાઈ ગયો.

આ કામ ધાર્યા કરતાં ઘણું કડણ નીવડયું. મારી નોંધપોથી ફરી ફરીને જોતો. ગાંધીજીના અને મારા વિચારો જુદા પાડતો, તેનું નવેસર સંકલન કરીને લખતો, પાછો તે વાંચી જોતો અને તે બધી રીતે માફક ન લાગે તો ફરી નવી રચના કરવાનું વિચારતો. વળી જેલમાંથી છૂટયા પછી અને "યરોડાનો આશ્રમ"ના નામે ગાંધીજીના તપસ્વી જીવન વિષે લેખમાળા પ્રકટ કર્યા પછી થોડા જ વખતમાં તેમનાં નવાં મંતવ્યોની સામે બહારવટું લઈને મેં ગુજરાતનો ત્યાગ કર્યો, એ વિષે લખવાને મારા અંતરના ઊંડાણમાં ઊતરવાની મને ફરજ પડી. તેમાં ગાંધીજીના ચરખા–સંપ્રદાયના વિરોધની નીચે દબાયેલા અંગત મોહ અને વાસનાનાં તત્ત્વોને પણ આલેખવાં પડયાં. મારે મારા જ હાથે મારા અભિમાનનું ખંડન કરવું પડયું. મારી જાતને એક સાહસિક છતાં પ્રાકૃત જુવાન તરીકે ચિતરવી પડી. ત્રીજા ભાગના આરંભે પ્રાંતિક સમિતિના મંત્રી-પદના રાજીનામાનું દુઃખદાયક પ્રકરણ લખ્યું અને છેલ્લામાં

ગુજરાતની વિદાય વિષે લખવાનું આવ્યું. તેમાં મારી નબળાઈ અને નિરાશાનો અનુભવ થયો.

ત્રીજો ભાગ છાપવા માટે હું તૈયાર કરતો હતો ત્યારે એક જુવાન કાર્યકર મારી મદદે આવી પહોંચ્યો. નસવાડીના ગામડામાં પગપાળા પ્રવાસ દરમ્યાન દિનુભાઈ જોશી મને મળેલા. ત્યારથી જ એ તેજસ્વી સેવાભાવી જુવાન પર મારી નજર ઠરેલી. મારી સૂચનાથી ચંદુભાઈની પરવાનગી લઈ ને દિનુભાઈ આશ્રમમાં આવી પહોંચ્યા. એટલે વિદ્યાર્થીઓની રોજિંદી ભોજનની અને બીજી વ્યવસ્થાના કામમાંથી મેં છુટકારો મેળવ્યો. અનુભવ થતાં માલૂમ પડયું કે આ યુવાને મૅટ્રિકની પરીક્ષા પાસ કરી હતી, અને તેનો મોટો ભાઈ અમદાવાદમાં સારી નોકરી પર હતો. છતાં તેને તો આશ્રમ પાસેથી ઓટલો અને રોટલો સિવાય કંઈ જોઈતું જ નહોતું. તેનો નક્કી કરેલો આખો પગાર તે પાછો દાનમાં આપી દેતો. વળી આશ્રમમાં સવારની પ્રાર્થનાથી માંડીને રાતના રસોડાની સફાઈનાં બધાં કામ પર તે દેખરેખ રાખતો તેની સાથે મારું જે લખાણ તૈયાર થાય તેની નકલ તે મોતીના દાણા જેવા અક્ષરે કરતો. મારા કોઈ પ્રકરણ લાંબાં કે ટૂંકાં હોય; પણ નકલ કરવાને એક પ્રકરણ લે તો તેની નકલ પૂરી કરે ત્યારે જ તે જંપે. ત્રીજા ભાગના છેલ્લા પ્રકરણની નકલ કરવામાં ને તે સુધારવામાં દિનુભાઇની સહાય મને અણમોલ નીવડી.

છેલ્લા ફેબ્રુઆરી માસમાં હું અતુલ કંપનીના મકાનમાં બલ્લુભાઈ મઝમુદારનો મહેમાન થયો ત્યારે તેમની પાસેથી ફ્રેંચ લેખક આન્દ્રે જીદની નોંધપોથીનાં પુસ્તક લઈ ને વાંચવા માંડયાં હતાં એક પ્રભાવશાળી પણ એકલવાયા લેખકની મનોકામનાઓ તેમાં આબાદ વર્ણવી છે. તે વાંચતાં હું વધારે અંતર્મુખ થઈ મારી લાગણીઓ અને વિચારોનું પૃથક્કરણ કરતો. તેથી મારા રોજિંદા જીવન વિષે કંઈક નિરાશાવાદી બન્યો. પછી કોઈની સલાહથી ફ્રેંચ લેખક

ફ્લોબર્ટનું મેડમ બોવારી[1], આલ્ડસ હક્સ્લીનું "પ્રતિભા અને દેવી"[2] અને એવાં કંઈ પુસ્તક મળ્યાં તે વાંચ્યાં તેથી પણ મારા દિલમાં નિરાશાનું વાદળ ઘેરું બનતું ગયું.

એવામાં આશ્રમની જમીનની સાંથ ઉઘરાવવાને અને મારા ખંડ પર મેડો ચણાવવા કારીગર મેળવવાને હું નેનપુર જતો. ત્યાં મને બધા વાયદા જ કરતા; બધા પોતપોતાના કામમાં એટલા રોકાયેલા દેખાતા કે મને દાદ આપવાની કોઈને ફુરસદ નહોતી. રૂા. ૫૦૦૦ની રકમ આશ્રમને કટકે કટકે ભીલ સેવા મંડળ મારફત મળતી; તેના હપતા મળતાં ઘણીવાર અસહ્ય વિલંબ થતો.

આ બધા અંગત અનુભવથી મારા દિલમાં ઘોર નિરાશા જામતી હતી. તેમાં મે માસની આખરે બુદ્ધના ૨૫૦૦ મા નિર્વાણ દિનની ઉજવણી થઈ તેના હેવાલથી વધારો થયો. અહિંસા અને ત્યાગના અવતારરૂપ બુદ્ધના સાહિત્ય અને આદેશનું સેવન કરીને મેં અગાઉ તાજગી મેળવેલી. પણ આ જયંતિનો સાચો બોધપાઠ દેશભરમાં મોટી સભાઓ, સમારંભો અને નાટકોમાં ગુમ થઈ ગયો. બુદ્ધ જેવા મહાપુરુષની આવી ઉજવણીથી તેની વિડંબના થયેલી લાગી. તેથી મારા દિલ ઉપર ઘેરી અસર થઈ.

મારું પુસ્તક લખવામાં હું રોકાયો હતો ત્યારે વળી જર્મનીના

---

૧. એ પુસ્તકમાં એક અત્યંત સુંદર સન્નારી ધંધામાં ઘણા મશગૂલ દાક્તરને પરણેલી. તેને સજ્જન પતિના પ્રેમથી અસંતોષ થતાં તે એક જવાંમર્દનો સંગ કરે છે. પણ તેના પર વર્ચસ જમાવવા આ સ્ત્રી પ્રયાસ કરે છે ત્યારે તેને તજીને તે બીજી સ્ત્રીની સોબત કરે છે. છેવટે જિંદગીથી છેક જ નિરાશ થઈ ને આ સ્ત્રી આપઘાત કરે છે.

૨. અંગ્રેજીમાં તેનું નામ The Genius and the Goddess—છે. આમાં પણ પ્રેમમાં ત્રિકોણ જામવાથી છેવટે આપઘાતથી ઉપસંહાર થાય છે.

જગવિખ્યાત લેખક મારીઆ રીમાર્કનું[૧] "વેળા–જીવવાની અને મરવાની" એ નામની એક ટૂંકી નવલકથા વાંચી. તેમાં એક જર્મન સૈનિક લડાઈમાંથી રજા લઈને ઘેર આવે છે અને થોડા દિવસ તેની પત્નીના પ્રેમસંબંધમાં વીતાવે છે. પણ તે પૂરું તાદાત્મ્ય અનુભવે છે તે પછી તેની ગર્ભવતી સ્ત્રીને છોડીને પાછો જાણે મોતને ભેટવાને લડાઈમાં જાય છે. ગજબની કરુણારસિક નવલિકા !

. એવામાં વળી ચીનના મશહૂર લેખક લ્યુ સુનની વાતોનું પુસ્તક વાંચ્યું. તે તો ચીઆંગ–કાઈ–શેકના વખતના ચીનની હાલતનું અને સમાજનું ઘણું જ નિરાશાજનક વર્ણન કરે છે. તેનાં બધાં પાત્રો ઘણું દુઃખી અને દયાજનક જીવન ગાળે છે. આ બધું જેમ વાંચતો ગયો તેમ મારા દિલમાં નિરાશાનાં વાદળ ઘેરાં બનતાં ગયાં.

એ કાળમાં ત્રિરાજ્યની યોજના આગળ વધી રહી હતી ત્યારે અમદાવાદના કેટલાક શ્રીમંતોએ મુંબઈના ધનાઢ્યોના ટેકામાં એક નિવેદન પર સહીઓ લેવા માંડી. મુંબઈનું રાજ ગુજરાતથી અલગ થવાનું હતું ત્યારે મુંબઈરાજના તંત્ર વિષે મોટાં નિવેદન કરવાં એ હસવા જેવું લાગ્યું. પૈસાવાળા અને તેમના પક્ષવાળાના આવા વૃથા પ્રલાપ ક્યાં સુધી ગુજરાત નિભાવી લેશે ?—આ સવાલ મારા મનમાં રમી રહ્યો અને પૈસાના જોરે મુંબઈ જેવા મોટા શહેરના ભાવિ સાથે અડપલાં થતાં જોઈને હું ઘણો દુઃખી થયો.

તેવામાં વળી ટૉલ્સ્ટોયનું "આના કૅરેનીના" પુસ્તક દાદાસાહેબને ઘેરથી લાવીને વાંચતો હતો. તેમાં કેવી મદોન્મત્ત સુંદરીને પારકો પ્રેમ શોધતાં નિરાશા સાંપડે છે અને છેવટે તે આપઘાત કરે છે !

૧. આ લેખકે પહેલા વિશ્વયુદ્ધમાં "પશ્ચિમ રણક્ષેત્ર પર શાંતિ"–All quiet on the Western Front—એ નામની નવલકથા લખેલી તેથી દુનિયામાં તે પંકાયો હતો.

મે માસમાં પાલનપુરમાં જ્ઞાનોત્સવમાં હું ભાગ લઈ આવ્યો. પછી ધોરાજીમાં સૌરાષ્ટ્ર ખેડૂત પરિષદનું પ્રમુખપદ સંભાળી આવ્યો, ત્યાં મને ૫૧ બળદના સરઘસમાં ફેરવવામાં આવ્યો અને પરિષદ રાતે નવ વાગ્યાથી તે સવારે ત્રણ વાગ્યા સુધી ચાલી. ત્યાં સુધી ૨૦-૨૫ હજાર ખેડૂતો શાંતિથી બેસી રહ્યા. આ સંમેલનમાં સૌરાષ્ટ્રની કિસાનસભા સ્થાપવાનો ગંભીર નિર્ણય લેવાયો. દેખીતી રીતે ઉપલેટામાં "સેટલમેન્ટ લેવી"—જમીનસુધારણા અંગે સરકારે નાખેલા નવા કરની સામે જે લડત ચાલી હતી તેનાથી ચોપાસ નવી જાગૃતિ આવેલી દેખાઈ. આ સંમેલનથી મારા જુસ્સાનો પારો થોડા વખત માટે હટ્યો પણ લાંબો વખત ઊંચે ટક્યો નહિ.

જૂન માસમાં ત્રીજા ભાગનું લખાણ છાપખાનાને હોંસથી સોંપ્યું; પણ જ્યારે જાણ્યું કે મહિનાની આખરે કદાચ તે છાપવાને હાથમાં લેવાશે, ત્યારે વળી પાછો હું નિરાશ થયો. છાતીએ પથ્થર મૂકીને ચોથા ભાગની સામગ્રી મેળવવાને હું મુંબઈ ગયો. ત્યાં ખાસ કરીને રૉયલ એશિયાટિક સોસાયટીના પુસ્તકાલયમાં બેસીને સન ૧૯૨૬-૨૭ના "બૉમ્બે ક્રૉનિકલ"ના અંકમાં મારાં લખાણ જોઈ ગયો અને જરૂરી નોંધ લીધી. પણ થોડા દિવસમાં હું આશ્રમમાં પાછો ફર્યો ત્યારે વિદ્યાર્થીઓની સંખ્યા ૫૬ સુધી વધેલી જોઈ હું ચોંકી ગયો. પૈસાની મુસીબતનો તો પાર નહોતો ત્યારે દુકાળમાં અધિક માસ આવ્યો!

જૂનની ૧૫મી તારીખે સહકારી પરિષદમાં કૉંગ્રેસી આગેવાનોને મળ્યો ત્યારે તેમણે ઉપર ઉપરથી તો સાકર પીરસી; પણ પછીથી ૨૧મીએ મારે નેનપુર સ્ટેશન પાસે બાંધેલી અમારી શાળાનું મકાન ભાડે રાખનાર ખેડા જિલ્લાના શાળા મંડળના કૉંગ્રેસી આગેવાનો સાથે ઝઘડો થયો તેથી મારું દિલ ખાટું થયું.

જુલાઈની ૨૩મીએ લોકમાન્ય ટિળકની જન્મશતાબ્દી દેશ-

ભારમાં ઊજવાઈ. અમદાવાદના રેડિયોઘર તરફથી ટિળક વિષે ટૂંકું પ્રવચન કરવાનું મને આમંત્રણ મળ્યું. તેથી તે તૈયાર કરીને તેના કાર્યાલયમાં વાંચી આવ્યો. તેમાં મેં કહેલું કે, ટિળક સન ૧૯૨૦ માં ૬૪ વરસની વયે અમર કીર્તિ મેળવીને અવસાન પામ્યા હતા. પછી આશ્રમમાં બેસીને વિચાર કરતાં યાદ આવ્યું કે, મને પણ ૬૪ વરસ થયાં છે! પછી મારા જીવનકાર્ય પર નજર નાખતાં કંઈક સરખામણી કરીને મારી અંગત નોંધમાં મેં લખ્યું:

"મારી જાત પર બહુ નફરત આવી. બધીય નિષ્ફળ લડતનો હામી થવાનું જ મેં પસંદ કર્યું! હવે ભડે બેઠો છું! પાટેથી ઊતર્યો છું! બેવકૂફ અને બેવફા ગણાયો! પરિણામ શૂન્ય! ચોસઠ વરસ પર નજર નાખું છું તો મોટો ભમરડો દેખાય છે!

"હું અનેક મિત્રોને મળવા જાઉં છું, પણ અહીં તો ભાગ્યે જ કોઈ મળવા આવે છે. જાણે મારી કોઈને પરવા જ ન હોય એમ લાગે છે. તેથી જિંદગી પર કવચિત કંટાળો આવે છે. નકામા શહેરમાં ભટકીને લોકોનાં બારણાં વારંવાર ખખડાવવામાં કંઈક માનહાનિ પણ થાય છે. કોઈને મારી કિંમત નથી તો શા માટે અબોળ કાટલા જેવો અથડાઉં છું? હવે જીવનમાં જે થોડાં વરસ રહ્યાં છે તેનો ઉત્તમ ઉપયોગ કરવાનું મને કેમ સૂઝતું નથી?"

જુલાઈ માસમાં દિલ્હી સરકારે મહારાષ્ટ્ર, ગુજરાત અને મુંબઈ—એવાં ત્રણ રાજ્યની યોજના મંજૂર કરી હતી. તે મુજબ કાયદો લોકસભામાં રજૂ થયો હતો અને તે પર પાર્લામેન્ટની બંને સભાઓની કમિટીએ સંમતિની મહોર મારી હતી. તે વખતે ગુજરાતનું રાજ હાથવેંતમાં દેખાતું. તેના પાટનગરનાં મકાનો માટે કેટલાંક સ્થાનકની મુલાકાત લેવાઈ હતી અને કંઈક પસંદ પણ થયાં હતાં. આ પરિસ્થિતિને અનુલક્ષીને વળી મેં નોંધપોથીમાં

લખ્યું :[1] "મહાગુજરાત તો આવી રહ્યું છે. પણ તેને માટે ઉત્સાહ કેમ નથી?...(આજે) બુદ્ધિશાળીઓ ખરીદાય છે; છાપાં પર પૈસાદારોનું-સત્તાનું વર્ચસ્ છે. કોઈ વિચારવંત લેખ માટે અવકાશ નથી. સત્તાધીશો જ સર્વજ્ઞ અને ધર્માત્મા ગણાય છે. મને માનસિક ને આધ્યાત્મિક ગૂંગળામણ થાય છે. હવે તો કોઈ રુદન કરે તો એકલો અરણ્યમાં જઈને જ કરે......ન કોઈ જાણે કે સાંભળે. જો કોઈ જુએ કે સાંભળે તો આંખ અને કાન પર હાથ મૂકે...પહેલાંના કરતાં કેવો અધઃપાત અને તે પણ સ્વરાજના યુગમાં!"

આવી નિરાશાની ભૂતાવળ મારા દિલમાં જામેલી હતી તેમાંથી છુટકારો મેળવવાને અને કોઈ સ્વતંત્ર અધ્યાપકોને મળવાને અમદાવાદમાં સુરેન્દ્ર દેસાઈને ઘેર જતો. ત્યાં સાંજે ગુજરાત યુનિવર્સિટીના પંડિતોનો અખાડો જામતો ત્યારે તેમની વાતો સાંભળતો. તેમને પણ ભાવિ માટે કંઈ શ્રદ્ધા નહોતી. ઑગસ્ટના આરંભમાં એવા સમાચાર મળ્યા કે રાજરચના વિષે કંઈ નવી વિચારણા ચાલે છે અને મોટા મુંબઈરાજની યોજના પર લોક-સભાના કોઈ ગુજરાતી આગેવાનો, સભ્યોની સહીઓ લઈ રહ્યા છે. તેથી વિદ્યાર્થીઓમાં કંઈક સળવળાટ થયો છે. કૉંગ્રેસ ભવનમાં કંઈ ચર્ચા ચાલે છે અને કંઈ ભાવિ હજી નિશ્ચિત નથી. તેથી કૉંગ્રેસના આગેવાનોને મળવા કૉલેજના કોઈ વિદ્યાર્થીઓ ગયેલા તેમને પૂરી હકીકત જાણવાને એક-બે દિવસ પછી મળવા કહ્યું હતું.

ઑગસ્ટ મહિનાના આરંભમાં આવી રીતે કંઈક આશ્વાસન

૧. તે વખતે મહાદ્વિભાષી રાજ સ્થપાય એવી તો કોઈની કલ્પના જ નહોતી; કારણ કે મહેમદાવાદમાં મળેલી પ્રાંતિક સમિતિની બેઠકમાં મોરારજીભાઈએ સાફ કહેલું કે, મરાઠાવાડ અને વિદર્ભ સહિત મુંબઈરાજને મંજૂર કરીએ એવા આપણે મૂર્ખ નથી!

મળતાં; પણ તેથી મારા અંતરમાં ઊંડી ઊતરેલી ઘોર નિરાશાની કાળી કોર જરાયે ઊજળી થતી નહિ. સાતમી ઑગસ્ટે મારે ત્યાં કિસાન કાર્યકર નટુભાઈ શાહ તાજા પરણીને સજોડે આશ્રમમાં પધાર્યા. આઠમીનો દિવસ પણ મેં તેમની સાથે જ ગાળ્યો. નવમીએ સવારે હું જાગ્યો ત્યારે રેડિયોના અભાવે કંઈ ખબર પડી નહિ. તે દિવસે ત્રીજા ભાગના છાપકામને અંગે અમદાવાદ જવા હું સ્ટેશન પર ગયો ત્યારે આગલા દિવસના અમદાવાદના ગોળીબારના સમાચાર છાપામાં વાંચીને હું સફાળો ચમક્યો. ત્યારથી મહા-ગુજરાતની લડત અંગે મારી કામગીરી શરૂ થઈ. મારા આંતર અને બાહ્ય જીવનમાં ભારે પલટો થઈ ગયો.

## પરિશિષ્ટ-૧

# રાષ્ટ્રીય ભાષા–સંસ્કૃતિની લડત

"શહીદનો સંદેશ" પુસ્તકના આરંભમાં તેની પૂર્વ-ભૂમિકાની સમજૂતી આપવાને "આયરીશ ભાષાની લડત" વિષે એક ટૂંકો લેખ મેં પ્રકટ કર્યો હતો. તેમાંથી કેટલોક ભાગ આ પુસ્તકના સારરૂપ ગણીને નીચે ઉતાર્યો છે :

પિયર્સના જીવનચરિત્રના લેખક–બ્રિટની (ફ્રાંસ)ના રહીશ લ રૂએ દરેક પ્રજાનાં રાષ્ટ્રઘડતરના ચાર મુખ્ય સ્તંભ ગણાવ્યા છે : (૧) રાષ્ટ્રીય ભાષા–કવિતા, સાહિત્ય, શિક્ષણ; (૨) રાષ્ટ્રીય કલા–સ્થાપત્ય, સંગીત ને સમગ્ર સંસ્કૃતિ; (૩) દેશની જમીન અને સર્વે હુન્નરઉદ્યોગની માલિકી અને (૪) પ્રજાના આનંદ તેમજ સંરક્ષણ સારુ રાષ્ટ્રીય વ્યાયામ, રમતગમત, કવાયત, સિપાહીગીરી વગેરે. આમાંનો પહેલો રાષ્ટ્રીય માનસ, બીજો રાષ્ટ્રીય લલિત કલા, ત્રીજો રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર અને ચોથો રાષ્ટ્રીય શરીરસંપત્તિ સૂચવે છે.

જે પરાધીન પ્રજા આ ચારે અંગોને યથાર્થ રીતે ખીલવે છે, તેને મોડી કે વહેલી રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે જ. અને જે 'સ્વતંત્ર' પ્રજાએ આ ચારમાંથી થોડાં પણ તત્ત્વો ગુમાવ્યાં હોય છે તે મોડી કે વહેલી પરતંત્રતાની જંજીરમાં જરૂર જકડાય છે. આથી ઊલટી રીતે જોઈએ તો એ પણ સહેજે માલૂમ પડશે કે

દરેક પ્રજાને બળથી કે છળકપટથી જીત્યા પછી તેના પર ગુલામીની બેડી કાયમ જડવાને માટે તેનાં આ રાષ્ટ્રીય તત્ત્વોને થોડે કે ઘણે અંશે હણવાની તેને જીતનાર પ્રજાને ફરજ પડે છે.

જેમ ૧૭૯૮ના બળવાના આગેવાન વુલ્ફ ટોને આયર્લૅન્ડને સ્વતંત્ર પ્રજાસત્તાક રાજતંત્ર ઘડવાનો આદેશ આપ્યો ને ૧૮૪૭–૪૮માં ફીન્ટન લેલરે જમીન પર પ્રજાના અવિચળ હકનો પેગામ આપ્યો તેમ ડેવીસે આયર્લૅન્ડની પ્રજાને રાષ્ટ્રીય અસ્મિતાનું ભાન કરાવ્યું. ને પછીના વારામાં રાષ્ટ્રીય ભાષા-સાહિત્યનો પ્રચાર કરનાર પિયર્સ સુધ્ધાંત સર્વે આગેવાનોએ અને સંસ્થાઓએ ડેવીસનાં કેટલાંક વિચારરત્નોને અસંખ્ય વાર ટાંક્યાં છે અને અત્યાર સુધીની આયર્લૅન્ડની અનેકવિધ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનું રહસ્ય તેમાં સમાયેલું છે, તેથી તે નીચે અત્રે ઉતારવાં જ જોઈએ.

પ્રથમ તો આયર્લૅન્ડની રાષ્ટ્રીય સંસ્કૃતિ વિશે :

“ આ દેશ કંઈ કુદરતના અકસ્માતથી હમણાં જ ઊછળી આવેલો કોઈ રેતીનો ઢગલો નથી. આપણો દેશ પુરાણપ્રસિદ્ધ છે, સંસ્કૃતિના ઇતિહાસમાં પંકાયેલો છે. તેની પવિત્રતા, શૌર્ય અને સહનશક્તિ માટે તે મશહૂર છે. આયર્લૅન્ડના માનવ–સરોવરમાં યુરોપની દરેક પ્રજાનાં કંઈ કંઈ ઝરણાં ભળ્યાં છે. પ્રચંડ વિગ્રહ અને વિશાળ વ્યૂહરચના, પવિત્ર પુણ્યકર્મ અને ભયંકર પાપ, બારીક કાયદાકાનૂન અને વિરાટ સ્વરૂપવાળા માનવીઓ—આ બધું આપણે ત્યાં હતું. જો આપણે પવન, સૂરજ અને વૃક્ષની જ છાયામાં વસીએ પણ ભૂતકાળના આવેશ અને પરાક્રમથી ન રંગાઈએ તો આપણા જેવા અક્કલ વગરના કમનસીબ માણસો બીજા કોણ હોય ?”

રાષ્ટ્રીય ભાષા વિશે નીચેના શબ્દો દુનિયાના સર્વ રાષ્ટ્ર-વાદીઓને માટે સદાને માટે બોધદાયક છે :

"દરેક પ્રજામાં જે ભાષા ખીલે છે તે તેની શક્તિઓને અનુકૂળ હોય છે, તેમના દેશની હવા, બંધારણ ને રીતરિવાજને આબેહૂબ વર્ણવે છે, તેમના ઇતિહાસ અને ભૂમિ સાથે અચૂક રીતે વણાઈ જાય છે ને તેમના વિચારો વધારેમાં વધારે કુદરતી અને અસરકારક રીતે મૂર્તિમંત કરી શકે છે.

"આવી પ્રજાના ઉપર પારકી ભાષા ઠસાવવામાં આવે છે ત્યારે તેનો ઇતિહાસ ભાષાંતરોની આંધીમાં આખડી જાય છે; પુરાણાં સ્થાનકો પરથી તેમના માહાત્મ્યના રંગ ઊપટી જાય છે; તેનાં તાદશ અને ધાર્મિક નામોને બદલે અપ્તરંગી શબ્દો નિર્માણ થાય છે; પ્રજા ને તેના પૂર્વજોની વચ્ચે મોટા મહાસાગર જેવડું અંતર પડી જાય છે, તેમની શક્તિઓ બરબાદ થાય છે અને તેની વાણીનો પ્રભાવ ક્ષીણ થાય છે.

"પ્રજા બાળપણમાં જે ભાષા શીખે તે જ તેની મર્દાનગી ને ઘડપણને કુદરતી રીતે પૂરેપૂરી શોભે છે. જ્યારે માણસના બાળપણાની ભાષા નષ્ટ થાય છે ત્યારે તે પોતે પણ દફનને લાયક બને છે...

સ્વભાષા વિનાની પ્રજા અપંગ જ ગણાય. દરેક પ્રજાએ પોતાની સરહદ કરતાં વધારે કાળજીથી પોતાની ભાષાની રખેવાળી કરવી જોઈએ. કોટ કે નદીના કરતાં પણ ભાષામાં જ પ્રજાનું વધારે પાકું રક્ષણ રહેલું છે...દરેક પ્રજાની ભાષા સાથે તેની સ્વતંત્રતા સદાયે અચૂક સંકળાયેલી છે."*

* તેમાં પછી આ મહા-સૂત્ર ઉમેરાયું :

"જ્યારે કોઈ પરાધીન પ્રજા તેના હાકેમની ભાષા બોલે ત્યારે ગુલામીના સૂર જ સંભળાય."

## પરિશિષ્ટ-૨

# કોનોલીના કાવ્યની કંડિકાઓ

કોનોલીના એક કાવ્યની થોડી કંડિકાઓ નીચે ઉતારી છે:

ઓ પુત્ર, ગોખી રાખજે કે,

તારો પિતા એક કંગાલ આદમી છે:

અને સદા સ્મરજે કે,

અમીર બાળકો રંગબેરંગી કપડાંમાં રૂમઝુમ રમતાં હતાં, ત્યારે, એના જેવડા જ તુજ બાળપિતાએ કારમી મજૂરી આદરી હતી.

પુત્ર, અમ સરખાને ગરીબીમાં સેરવી, અમ પીઠ ઉપર ચડી, ઉન્નત-શ્રીમંત બનનારાને કદી ન ભૂલજે; તુજ હૃદયમાં આ મંત્ર સંઘરી રાખજે.

કેમ વીસરું ?-અમારી આ હાસ્ય પાથરતી હરિયાળી ભૂમિને અમ માટે કેદખાનું બનાવી મૂકનારા એ ધન અને ધરતીના સ્વામીઓને કેમ વીસરું ?

......પણ વિરાટ ઇન્સાફનો અવાજ મુલકમાં ઘૂમી રહ્યો છે. અમે નહિ જંપીએ-મુલકની તસુ તસુ જમીનને અને માનવી માત્રને મુક્ત કર્યા વિના અમે નહિ જંપીએ, નહિ જંપીએ !

લશ્કરી અદાલતે કોનોલીને દેહાંત દંડની સજા કરી તે પહેલાં તેણે કરેલા નિવેદનના થોડા ભાગ નીચે આપ્યા છે:

"અમારો ઇરાદો, અમારી માતૃભૂમિ અને અંગ્રેજ સલ્તનત વચ્ચેનો સંબંધ તોડી નાખી સ્વાધીન આયર્લેન્ડની સ્થાપના કરવાનો હતો. અમારી દૃઢ માન્યતા છે કે અમારી માતૃભૂમિ અને ઇશ્વરના નામે અમે જે હાકલ અમારા દેશબંધુઓને કરી હતી તે, અત્યારે ચાલતા યુદ્ધમાં કરવામાં આવેલી કોઈ પણ હાકલ કરતાં વધુ પવિત્ર હતી. અમે એ સાબિત કરવામાં સફળ નિવડયા છીએ કે પરાયા બેલ્જિયમ માટે જે વસ્તુ મેળવવા આયર્લેન્ડવાસીઓને જાનફેસાની કરવાનો ઇંગ્લેન્ડ આદેશ આપે છે, તે જ વસ્તુ, તે જ સ્વાધીનતા, પોતાની જ માતૃભૂમિ આયર્લેન્ડ માટે મેળવવા આયરીશ પ્રજા પ્રાણની આહુતિ દેવા પણ તૈયાર છે. અને જ્યાં લગી એ લાગણી અમર છે, અટલ છે, ત્યાં લગી આયરીશ સ્વાધીનતાની લડત સમૃદ્ધ છે, સલામત છે.

"અમે માનીએ છીએ કે બ્રિટિશ સલ્તનતને આયર્લેન્ડ ઉપર કોઈ હક્ક છે નહિ, કોઈ હક્ક હતો નહિ અને કોઈ હક્ક હોઈ નહિ શકે. ગમે તે જમાનામાં આયર્લેન્ડનાં બહાદુર પુત્ર–પુત્રીઓએ એ હક્ક ખાતર, એ સત્ય ખાતર, પ્રાણ ત્યાગ કરવાની તૈયારી બતાવી છે; હાથમાં માથાં રાખીને ગુલામીની બેડીઓ તોડવાનો પ્રયત્ન કર્યો છે. એમની આહુતિ અને એમનાં બલિદાન જ આ જુલ્મી સત્તાને સદા માટે તિરસ્કારપાત્ર બનાવે છે.

"અંગત રીતે તો હું પ્રભુનો પાડ માનું છું. એની અસીમ દયાથી મને એ દિવસ જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું કે જ્યારે આયર્લેન્ડના હજારો નવજુવાનો અને મોટેરાંએ, સેંકડો આયરીશ છોકરીઓ અને માતાઓએ એ હક્ક સાબિત કરવા, એ સત્યને ડાઘ ન લગાડવા ખાતર પોતાના લોહીનું બલિદાન દેવાની તૈયારી બતાવી છે."

**જેમ્સ કોનોલી,**
**સેનાપતિ, આયરીશ રિપબ્લિકન આર્મી,**
**ડબ્લીન વિભાગ.**

## પરિશિષ્ટ-૩

# "બર્લિનની બલિહારી"નો સાર

સન ૧૯૩૦-૩૧ દરમ્યાન હું દશ મહિના બર્લિનમાં રહેલો; કારણ કે હિન્દમાં ચાલતી ગાંધીજીની લડતનો પ્રચાર કરવાની ત્યાં ઉત્તમ તક હતી. તે પહેલાં સૌમેન્દ્રનાથ ટાગોરે ગાંધીજીની "દાંડીકૂચ" વિષે રેડિયો પર પ્રવચન કરેલું. વળી ત્યાં અંગ્રેજ શાહીવાદી પ્રચારકો અને હિન્દી વિદ્યાર્થીઓ વચ્ચે સાઠમારી ચાલતી. ભારતના કલાકારો અને વિદ્વાનો પણ ત્યાં આવતા. આ બધાના સંગમને પરિણામે જે હિન્દી, જર્મન અને બીજા જુવાનો અને જુવતીઓના જે રંગરાગ જામતા તે વિષે આ નાટક મેં સન ૧૯૩૬માં લખ્યું હતું, તેનો સાર નીચે આપ્યો છે:

પહેલા અંકમાં ગાંધીજીની લડતોનો એક પ્રચારક મોહન તાજો બર્લિનમાં આવે છે. તેનું પ્રવચન સાંભળવાને હિન્દી અધ્યાપક, ત્યાં વરસોથી રહેતો ક્રાંતિકારી શરદ, એક જર્મન સન્નારી, ગામડાની એક સુંદર યુવતી હીલ્ડા અને તેની સાહેલીઓ સ્થાનિક ભારતી ભુવનમાં ભેગાં થાય છે, ત્યારે મોહન સાથે બધાંની ઓળખાણ કરાવવામાં આવે છે. પ્રવચનને બધાં સ્ત્રી-પુરુષો વધાવી લે છે અને મોહન સાથે ઘણા રસથી વાતો કરે છે. પછી મોહન સુંદર હીલ્ડા સાથે વાત કરતાં તેના પ્રેમમાં પડે છે અને સાથે સાથે લીના અને બીજી જુવતીઓ પર પણ નજર ઠેરવે છે.

બર્લિનના મુક્ત સંસારમાં મોહન હિન્દની પોતાની જમીનદારીની ગુલબાંગો લગાવી અને થોડા લેખ છાપામાં છપાવીને હીલ્ડાને મોહિત કરે છે. તેની સાથે સંધ્યાકાળે બગીચામાં પ્રણયગોષ્ઠિ કરતે કરતે લગ્ન કરવાનું તે નક્કી કરે છે.

પછી થોડા જ દિવસમાં જર્મન અને હિન્દી મિત્રો તરફથી તેમને જે પાર્ટી આપવામાં આવે છે તેમાં જ હીલ્ડાના પ્રેમની તૃપ્તિ થવાથી મોહન વખતો વખત ચંચળ પ્રકૃતિની લીના તરફ આંખ મારે છે અને તેની સાથે છૂટ લેવા જાય છે. તરત ચેતી જઈને હીલ્ડા, મોહન પાસે પૂરી વફાદારીના સોગન લેવડાવે છે અને હીલ્ડા પણ તે લે છે.

એ સત્કાર–સમારંભની સાંજે લીના એક જર્મન યુવાન સાથે સ્પેનનું નૃત્ય કરે છે અને તારા નામની એક હિન્દી યુવતી બીજી હિન્દી યુવતી સાથે રાધાકૃષ્ણનો નાચ કરે છે. ત્યાં સુધી મોહન દારૂના નશામાં ચકચૂર થાય છે. લીનાનું વિષયવાસનાથી ભરપૂર નૃત્ય જોઈને છેક જ ભાન ભૂલે છે અને બધાંની વચ્ચે લીનાને આવેશથી ભેટી પડે છે અને તેના પર ચૂમીઓ વરસાવે છે. આ બધું જોઈને હીલ્ડાના દિલમાં આગ લાગે છે—ખાસ કરીને એટલા માટે કે તેણે તેનાં માતાપિતાની સલાહને ઠોકરે મારીને લગ્ન કર્યું હતું. છતાં ભવિષ્યમાં લીનાને કદી પણ ન મળવાની શરતે હીલ્ડા મોહનને છેલ્લીવાર માફી આપે છે.

પછી હીલ્ડા માતાપિતાને સમજાવવાને ગામડે થોડા દિવસ જઈ આવે છે. તે બર્લિનમાં પાછી આવે છે ત્યારે મોહન સ્ટેશન પર મળતો નથી. પોતાના ખંડમાં તે દાખલ થાય છે ત્યારે કંઈ નવી જાતના અત્તરની સુગંધ બિછાનામાં, કબાટ, કપડાં વગેરેમાં બધે તેને આવે છે. પછી મોહન ઘેર આવે છે ત્યારે લીના સાથે

ભ્રષ્ટાચારનો વહેમ જતાં ઘણી યુક્તિપ્રયુક્તિ કરીને મોહનના ખિસ્સા-માંથી તેની અને લીનાની ભારોભાર બેશરમ છબીઓની થપ્પી ઝૂંટવીને ચોપાસ ફેંકે છે.

આ છબીઓ કાઢતાં ઝપાઝપી થાય છે ત્યારે રણચંડી બનેલી હીલ્ડા મોહનને બેચાર તમાચા લગાવી દે છે અને તેના હાથ, ગળા અને મ્હોં પર લાંબા નખ વડે નહોર ભરીને લોહી કાઢે છે. પછી પોતાના નખ પર ચળકતા લોહી સામું જોઈને હીલ્ડા બોલી: "મેં તારે માટે શું નથી કર્યું? તારા પગ આગળ મારું યૌવન અર્પ્યું, તેને ચાખીને તેં ઠોકર મારી. મારી નાદાન દોસ્તનું તને ઓળખાણ કરાવ્યું. તેની પાછળ હડકાયા કૂતરાની માફક તું દોડયો. મેં તને (બર્લિનના) છાપાનું કામ અને રોજી અપાવી; તેમાંયે તેં શુકરવાર ન કર્યો. મારાં સગાં માબાપને તરછોડીને હું તને વરી ત્યારે તેં મારી જિંદગીની ધૂળધાણી કરી અને મને આખી મંડળી-માં ફજેત કરી. ધિક્કાર છે તને અને મને, કે હું તારી જાળમાં ફસાઈ."

પછી પોતાના બિછાનાના બેવડમાંથી એક લાંબો છરો મ્યાનમાંથી કાઢીને મોહનની સામે તાકીને અને તેને ઊભો થતો અટકાવીને હીલ્ડા બોલી: "બેસ અને સાંભળ! (મોહન ચૂપચાપ નીચે બેસી જાય છે.) કેટલાંય વરસથી આ છરો હું રાખું છું. (જરા કારમું હસીને) મારી માતાના દૂધની સાથે અમેરિકાના હિન્દીઓના પ્રેમનું પણ મેં પાન કર્યું છે, તેમની પાસેથી જ બાળપણમાં એ હિન્દીઓની અસંખ્ય વીરકથાઓ સાંભળેલી અને તેમની માફક જ......આવો જમૈયો રાખવાની ટેવ પણ પડેલી... ખરેખર મને એ હિન્દીઓનું ઘણું ઘેલું લાગ્યું હતું......

"જ્યારે ૧૮ વરસની ઉમ્મરે હું બર્લિનની સ્રી-ઉદ્યોગ

શાળામાં ભણવા આવી ત્યારે આવા સંસ્કારને લીધે તમારા દેશના હિન્દીઓને જોતાંવેંત જ હું ઘેલી થતી ગઈ. ફક્ત હિન્દીઓ જ મારા દોસ્તો થયા, અને તમારું ભારતી ભુવન મારું વહાલામાં વહાલું વતન થઈ ગયું....છતાં તેમની સાથે હોટેલમાં કે સિનેમામાં જવાની હું સાફ ના પાડતી.......

"છેવટે તું મળ્યો. હિન્દુસ્તાન અને હિન્દીઓ પર હું આટલી બધી દીવાની થઈ હતી તેથી જ તારા દેશાભિમાન પર, તારા મોહક હાસ્ય પર પહેલી જ પળે હું મોહિત થઈ. પણ તે વખતે મને ખબર નહિ કે હિન્દુસ્તાનમાં શરદ જેવા દેવ પાકે છે તો તારા જેવા રાક્ષસો પણ જન્મે છે. મારા શરીરને ભોગવીને તું ધરાયો એટલે તેં નવા શિકાર શોધવા માંડયા. તારે વિષે શંકા થઈ ત્યાર પછી મેં હદપાર ખામોશી રાખી, પણ મારી ખામોશીનો તું ઊલટો જ અર્થ કરતો ગયો......

"જે નાદાન વેવલી વિષયલંપટ લીનાની ઓળખાણ મેં ભલમનસાઈથી કરાવી તેને બહાર મળીને તને સંતોષ ન થયો. તારા જ લગ્નની લહાય હોલવવાને હું થોડા દિવસ માબાપને મળવા ગઈ એટલે તું એ કુલટાને મારા જ ઘરમાં લઈ આવ્યો અને મારા જ બિછાનાને તારી વિષયલીલાથી તેં ભ્રષ્ટ કર્યું.........

"તને નોકરી, રોજી, પૈસો, પ્રતિષ્ઠા ને એક ભોળી ભામાનો પ્રેમ મળ્યો તે બધું ધૂળમાં મીલાવીને તું કૂતરીની પાછળ દોડયો."

આટલું બોલીને હીલ્ડા થડકતા બુલંદ અવાજે મોહનને એકદમ જાકારો આપે છે એટલે તે પહેરેલ કપડે ચાલ્યો જાય છે.

હવે તે શરદ જેવા વિદ્વાન સંસ્કારી હિન્દી ગૃહસ્થને વરસોથી પૂજતી હતી તેને એક વડીલ મિત્ર તરીકે વખતોવખત

મળીને આશ્વાસન મેળવે છે. દુર્ભાગ્યે હવે શરદ પણ ઘણાં વરસ યુરોપમાં સફર કર્યા પછી ભારત જવાની તૈયારી કરે છે ત્યારે તેના વિયોગની વેળાએ હૉલ્ડા ખૂબ રોઈને પછી કોઈક દિવસ હિન્દ જવાનાં સ્વપ્ન રચીને શાંત થાય છે.

આ ઉપરાંત હિન્દી અને આ જર્મન જુવાનિયાનાં મિલન અને આનંદવિલાસના ઘણા પ્રસંગો આ નાટકમાં આલેખ્યા છે.

## પરિશિષ્ટ ૪

# નેતાજીની આખરી લડત

નેતાજી સુભાષચંદ્ર બોસ સન ૧૯૪૦માં રામગઢમાં સમાધાનવિરોધી પરિષદ ભરીને કલકત્તામાં લડાઈવિરોધી પ્રચાર કરતાં અંગ્રેજ સરકારના કેદી બન્યા. ત્યાં સુધીની હકીકત આ પુસ્તકમાં આપી છે. પછી સન ૧૯૪૧ના આરંભમાં તેમના કલકત્તાના ઘરમાંથી અદૃશ્ય થઈને તેઓ વેશપલટો કરીને કાબુલ પહોંચ્યા. ત્યાંથી બર્લિનમાં, જાપાનમાં અને અગ્નિ એશિયામાં રહીને તેમણે ભારતની આઝાદી માટે જે જે આખરી લડત ચલાવી તેનો ટૂંક સાર નીચે આપ્યો છે:

**રામગઢમાં** રાષ્ટ્રીય મહાસભાની સાથે જ નેતાજીની સમાધાન-વિરોધી પરિષદ મળી. તે વખતે તેમના દિલમાં એવો વસવસો હતો કે, ગાંધીજી અને કૉંગ્રેસ ભારતની સંપૂર્ણ આઝાદીના હક વિષે અંગ્રેજ સરકાર સાથે કંઈક બાંધછોડ કરશે. ત્યારે કલકત્તા આવીને અંગ્રેજ સરકારના શાસન વિરુદ્ધ પ્રચંડ જેહાદ આદરી. તે વખતે હિટલરની સેનાઓ પશ્ચિમ યુરોપ પર લોખંડી શાસન જમાવતી હતી. તેથી અંગ્રેજ સરકાર પણ વધારે આકળી બની. વળી રાષ્ટ્રીય કૉંગ્રેસે તે વખતે વ્યક્તિગત સત્યાગ્રહની ઠંડી લડત શરૂ કરી હતી તેથી સરકારે નેતાજીની ધરપકડ કરી અને કલકત્તાની જેલમાં જુલાઈ માસમાં પૂરી દીધા.

થોડા માસમાં નેતાજીને કારાવાસ પણ અસહ્ય લાગ્યો. અંગ્રેજ રાજ કટોકટીની લડાઈમાં સપડાયું હતું ત્યારે તેના પર ઘણ મારવાની સોનેરી તક એળે જતી હતી ! ડિસેમ્બર માસમાં નેતાજી પોતાની તબિયત અંગે જરૂરી સગવડ ન મળતાં જેલમાં ભૂખ હડતાલ પર ઊતરી ગયા. તેનું કંઈ સમાધાન ન થયું અને નેતાજીના જીવનનું જોખમ જણાયું ત્યારે સરકારે તેમને થોડા દિવસમાં બિન-શરતે છોડી મૂક્યા.

પછી સન '૪૧ના જાનેવારી માસમાં નેતાજીએ તેમના ઘરના અંગત ખંડમાં એકાંતવાસ કરવા માંડ્યો–સર્વ કુટુંબીઓ અને સંબંધીઓનો સંબંધ તજીને એકાકી જીવન ગાળવા માંડ્યું. તે જ વખતે ભેદી રીતે તેમણે વેશપલટો કરી કલકત્તાથી પેશાવરના રસ્તે કાબુલ જવાની યોજના કરી. અપાર સાહસ કરીને તેઓ છૂપા વેશે રેલગાડીની સફર કરીને પેશાવર પહોંચ્યા અને ત્યાંથી કોઈ મિત્રોના સહકારથી કાબુલ જઈ ત્યાં દોઢ માસ ગાળ્યો. ત્યાં તેમણે પરદેશના એલચીઓ મારફત સોવિયેટની અને જર્મનીની સરકારનો સંપર્ક સાધ્યો. થોડા જ દિવસમાં મોસ્કો થઈને નેતાજી માર્ચ માસમાં બર્લિન પહોંચ્યા. ત્યાં ભારતની આઝાદીની લડતમાં હિટલરની સરકારની સહાનુભૂતિ મેળવીને નેતાજીએ બર્લિનના રેડિયો પરથી તમતમતાં ભાષણ કરવા માંડ્યાં ! ત્યારે તેમની બર્લિન પહોંચ્યાની ખબર ભારતમાં અને દુનિયામાં રોશન થઈ.

એ જ સાલના (૧૯૪૧) ડિસેમ્બર માસમાં જાપાન પર્લ હાર્બર આગળ અમેરિકાની એક આગબોટને ડુબાડીને લડાઈમાં જોડાયું. પછી છ માસમાં જાપાનનાં લશ્કર જાવા, મલાયા, બ્રહ્મદેશ વગેરે દેશ પર ફરી વળ્યાં. તેથી અગ્નિએશિયાના આ બધાયે પ્રદેશમાં સન ૧૯૧૪ના ક્રાંતિવીર રાસબિહારી બોસે[1] હિન્દી સ્વાતંત્ર્ય સંઘની સ્થાપના કરી. પછી બેંગકોકમાં આ સમગ્ર પ્રદેશના હિન્દીઓની

પરિષદ મળી તેમાં ભારતની આઝાદી માટે લડવાને આઝાદ હિન્દ ફોજ રચવાનું ઠરાવવામાં આવ્યું. વળી તેની આગેવાની લેવાને બર્લિનથી ત્યાં પધારવા નેતાજીને વિનંતિ કરવાનું નક્કી થયું.

પણ તે વખતે વિશ્વયુદ્ધ પૂરબહારમાં આગળ ધપી રહ્યું હતું. હિટલરની સેનાઓ સોવિયેટની વિશાળ ભૂમિ પર મરણિયા હુમલા કરી રહી હતી. તેથી સન ૧૯૪૨ માં નેતાજી જર્મની-વિયેનાના જેવા હિટલરના તાબાના જ વિસ્તારમાં રહીને પ્રચાર કરતા રહ્યા. તે અરસામાં તેમણે વિયેનાની એક યુવતી સાથે લગ્ન કર્યું. વળી સ્વામી સહજાનંદ સરસ્વતી અને ગાંધીજીને અનુલક્ષીને અંગ્રેજ સામ્રાજ્ય સામે આખરી જંગ ખેલવાને નેતાજી રેડિયો પર એલાન કરતા.

છેવટે સન ૧૯૪૩માં નેતાજીએ ડૂબક કિસ્તી (સબમરીન) મારફત જાપાન જવાનું સાહસ ખેડ્યું. એ વાહનમાં સાડાત્રણ મહિના સુધી અત્યંત કઠિન સફર કરીને નેતાજી સન ૧૯૪૩ ના માર્ચ માસમાં સુમાત્રા પહોંચ્યા. ત્યાંથી જૂન માસમાં તેઓ જાપાન ગયા અને તેના વડા પ્રધાન ટોજો સાથે ભારતની આઝાદીની લડાઈ વિષે મંત્રણાઓ કરી. ત્યાં રહીને તેમણે જાપાનના રેડિયો ઉપરથી ભાષણ કર્યાં, ત્યારે તેમના જાપાન પહોંચ્યાની ખબર સાંભળીને ભારતની પ્રજા તાજુબ થઈ.

ટોકિયોમાં સરકાર સાથે પાકો બંદોબસ્ત કર્યા પછી નેતાજી જુલાઈ માસમાં સિંગાપુર પહોંચ્યા. ત્યાં થોડા જ દિવસમાં પાંચેક હજાર હિન્દીઓની સભા મળી તેમાં નેતાજીને ભારતના સ્વાતંત્ર્ય

---

૧. સન ૧૯૧૧ માં રાસબિહારી બોસની આગેવાની નીચે કેટલાક ક્રાંતિકારીઓએ ભેગા થઈને લોર્ડ હાર્ડિન્જ પર બૉંબ ફેંક્યો હતો. પછી તેમણે સન ૧૯૧૪ માં લડાઈ ફાટી નીકળ્યા પછી લશ્કરના બંડની યોજના કરી હતી. તે નિષ્ફળ થતાં તેઓ છૂપા વેશે જાપાન પહોંચ્યા હતા.

સંઘના પ્રમુખ ચૂંટવામાં આવ્યા. તરત વડા પ્રધાન ટોજો સિંગાપુર આવ્યા ત્યારે તેમની સાથે નેતાજીએ લશ્કરની મુલાકાત લીધી. જુલાઈની આખરે સિંગાપુરમાં અડધો લાખ હિન્દીઓની સભા મળી ત્યારે નેતાજીએ સર્વને "ચલો હિન્દ"નો મંત્ર આપ્યો. તરત તેમણે સ્વાતંત્ર્ય સંઘમાં સમાજસેવા, સ્ત્રીઓ, શિક્ષણ, પુરવઠો વગેરે ખાતાંની રચના કરી.

આટલી તૈયારી કર્યા પછી નેતાજીએ ઓકટોબર માસમાં આઝાદ હિન્દ સરકારની સ્થાપનાની જાહેરાત કરી. બીજે જ દિવસે તેમણે ઝાંસીની રાણીના નામે સ્ત્રી સૈનિકોની ટુકડી સિંગાપુરમાં રચી અને તેમને લશ્કરી તાલીમ આપવાની વ્યવસ્થા કરી. વળી થોડા દિવસમાં આ નવી સરકારે ઇંગ્લેન્ડ અને અમેરિકા સામે લડાઈ જાહેર કરી. તેમ જાપાન, જર્મની, બ્રહ્મદેશ વગેરે નવ દેશોએ આ સરકારને રીતસર મંજૂરી આપી.

વરસની આખરે નેતાજી ટોકિયો ગયા, ત્યાં સુધીમાં જાપાનની સરકારે આંદામાન અને નિકોબાર ટાપુ અંગ્રેજો પાસેથી આંચકી લીધા હતા. હવે એ ટાપુઓની હકૂમત જાપાનની સરકારે નેતાજીની આઝાદ હિન્દી સરકારને સુપરત કરી. તરત જ નેતાજીએ એ ટાપુઓની મુલાકાત લઈને આંદામાનને 'શહીદ' ટાપુનું અને નિકોબારને 'સ્વરાજ' ટાપુનું નામ આપ્યું.

સન ૧૯૪૪ના આરંભમાં નેતાજીએ બ્રહ્મદેશની સરહદ વટાવીને ભારતમાં આઝાદ ફોજ મોકલવાનો નિર્ણય કર્યો. તે માટે હવે તેમણે પોતાનું થાણું સિંગાપુરથી ઉઠાવીને રંગુનમાં સ્થાપ્યું. એક મહિનામાં તો આઝાદ હિન્દ ફોજે પહેલો ગોળીબાર આરાકાનની સરહદે કર્યો. પછી માર્ચ માસમાં તે સેના ભારતની ભૂમિમાં દાખલ થઈ.

એપ્રિલ સુધીમાં રંગુનમાં જ રાણી ઝાંસી ટુકડીનું મથક સ્થપાયું. વળી ત્યાં જ ભારતની રાષ્ટ્રીય બેંક સ્થપાઈ અને તેમાં હિન્દીઓએ લાખો રૂપિયાની અનામત મૂકી. તેવામાં જ આઝાદ હિન્દ ફોજે ઈમ્ફાલ આગળ અંગ્રેજ સરકારની સેના પર હુમલો કર્યો. પણ અંગ્રેજોએ પૂરી તાકાતથી આઝાદ ફોજનો સામનો કર્યો. તેથી તેને કેટલાયનાં શસ્ત્ર રણભૂમિ પર મૂકીને પાછા ફરવાની ફરજ પડી. ઘાયલ થયેલા સૈનિકોને માંડલે અને રંગુનની હૉસ્પિતાલમાં મોકલવામાં આવ્યા.

જુલાઈના પહેલા અઠવાડિયામાં આઝાદીની લડતની નેતાજીની આગેવાનીની પહેલી જયંતી ઉજવણી એક અઠવાડિયા સુધી શાનદાર રીતે ઉજવવામાં આવી ત્યારે મળેલી જંગી સભામાં ઈમ્ફાલને મોરચે થયેલી આઝાદ ફોજની પીછેહઠની પૂરી હકીકત રોશન કરીને તેમણે કહ્યું કે, આઝાદીનું આ કામ માત્ર લશ્કરનું નહિ પણ સમગ્ર જનતાનું છે; અને તેથી સર્વેએ વધારે નાણાં અને માલ આપવાને તૈયાર થવું જોઈએ. પરિણામે સારાયે અગ્નિ એશિયામાંથી નેતાજીને વધારે નાણાં મળ્યાં. તરત ઈમ્ફાલ પર ફરીથી હુમલો કરવાની તૈયારીઓ શરૂ કરવામાં આવી.

સન ૧૯૪૫ના જાનેવારીની ૨૩ મી તારીખે નેતાજીનો જન્મદિવસ ઉજવવાને રંગુનમાં લોકોએ મોટી તૈયારીઓ કરવા માંડી. નેતાજીએ પહેલાં આ ઉજવણીનો વિરોધ કર્યો. પણ પછી ઘેર ઘેર જઈને આઝાદ ફોજ માટે કપડાં ઉઘરાવવાનું ઠરાવ્યું ત્યારે તેમને સંતોષ થયો. છેવટે નેતાજીના પ્રમુખપણા નીચે રંગુનમાં તેમની જન્મજયંતી ઉજવાઈ ત્યારે સોનું, હીરામોતી અને ઝવેરાતથી ભરેલી રૂપાની થાળીઓ તેમને અર્પણ કરવામાં આવી. તેમ જ ગરીબ અને આમ પ્રજા તરફથી મળતી મદદ તેમણે ખેલદિલીથી સ્વીકારી.

આ ઉજવણી પછી નેતાજી ફરીથી લડાઈની હરોળ તરફ ઊપડયા. જનરલ શાહનવાઝ ખાન, સાઇગલ અને ધીલોનની આગેવાની નીચે ફરીથી આઝાદ ફોજની ટુકડીઓ ઈમ્ફાલ તરફ મોકલવામાં આવી. પણ આ વખતે તો અંગ્રેજ સેનાઓ પૂરેપૂરી તૈયાર થયેલી હતી. તેથી થોડા જ દિવસમાં આઝાદ ફોજ હારીને પાછી હઠતી ગઈ અને એપ્રિલની આખરે તો રંગુનમાં એવી ખબર પડી કે અંગ્રેજ સેનાઓ પૂરપાટ બ્રહ્મદેશમાં ધસી રહી છે. હવે ફોજને રંગુનમાં નેતાજીની સલામતી જોખમ ભરેલી લાગી. થોડો વખત આનાકાની કર્યા પછી નેતાજી, ઝાંસીની રાણીની ટુકડી સાથે બેંગકોક જવા ઊપડયા. રસ્તામાં વરસાદને લીધે આખા કાફલાને વાહનોની ઘણી મુસીબત પડી. તેથી નેતાજીએ ઘણો પ્રવાસ પગપાળા કરીને ૩૦૦ માઈલની સફર ૨૧ દિવસમાં પૂરી કરી.

જુલાઈમાં સિંગાપુર પહોંચતાં જાપાનને મિત્રરાજ્યોએ મોકલેલી શરણાગતિની શરતો નેતાજીના જાણવામાં આવી ત્યારે તેમણે રેડિયો પર તેનો સખત વિરોધ કર્યો.

ઑગસ્ટમાં રશિયાએ જાપાનની સામે યુદ્ધ જાહેર કર્યું. તરત અમેરિકાનાં વિમાનોમાંથી જાપાનનાં હિરોશિમા અને નાગાસાકી જેવાં મોટાં શહેરો પર ધગધગતા એટમબૉમ્બ પહેલીવાર ઝીંકવામાં આવ્યા. તરત દશમી તારીખે જાપાને શરણાગતિ સ્વીકારી.

થોડા દિવસમાં નેતાજીએ સિંગાપુરમાં આઝાદ હિન્દના બધા સેનાપતિઓ સાથે બધી પરિસ્થિતિની ચર્ચા કરી. હવે આઝાદીની લડતનો અંતકાળ આવેલો સમજીને નેતાજીએ બધી કામગીરી સમેટવા માંડી. તે જ વખતે તેમણે સિંગાપુરમાં આઝાદ હિન્દ ફોજનું એક ભવ્ય સ્મારક રચવાની યોજના કરી અને તેમના આગ્રહથી તે સપાટાબંધ પાર પાડવામાં આવી.

૧૫મી ઑગસ્ટને દિવસે નેતાજીની શરણાગતિની જાહેરાત ટોકિયો રેડિયો ઉપરથી થઈ.

૧૬મીએ સવારે નેતાજી કર્નલ હબીબ સાથે વિમાનમાં બેંગકોક પહોંચ્યા.

૧૭મી તારીખે નેતાજી ત્યાંથી એ જ સાથી સાથે દક્ષિણ વિયેટનામમાં સેઈગાંવ પહોંચ્યા. ત્યાંથી આયર વગેરે કેટલાક સાથીઓ એક વિમાનમાં ટોકિયો જવા ઊપડયા. ત્યારે બીજા એક વિમાનમાં હબીબુર રહેમાન સાથે તેઓ ઊપડયા.

પછી હબીબના કહેવા પ્રમાણે તેમનું વિમાન હિન્દી ચીનમાં ઊતર્યું અને ત્યાં નેતાજી સાથે તેઓ રાત રહ્યા. બીજે દિવસે બપોરે તેમનું વિમાન ઊપડયું અને પાછું ટૈહોકુ બંદરે ઊતર્યું. ત્યાં ઊતરીને નેતાજીએ કપડાં બદલ્યાં.

ફરી અઢી વાગે વિમાન ઊપડયું ત્યારે થોડા જ વખતમાં અકસ્માતથી વિમાન સળગી ઊઠયું. તેમાં હબીબ જરા દાઝીને બચી ગયા પણ નેતાજીને આ આગ જીવલેણ નીવડી.

ટોકિયો પહોંચીને હબીબે આ હકીકત સર્વને કહી અને તે સમાચાર આખી દુનિયામાં ફેલાઈ ગયા.

સન '૪૫ના ઑગસ્ટ માસમાં નેતાજી હારીને વિદાય થયા; પણ તેમણે આઝાદીનું જે બીજ રોપ્યું તે થોડા જ વખતમાં ફળ્યું. બે વરસ પછી એ જ મહિનામાં અંગ્રેજો ભારત છોડીને ચાલ્યા ગયા અને લાલ કિલ્લા પર ભારતનો તિરંગો ઝંડો ફરકવા લાગ્યો.

## પરિશિષ્ટ ૫

# પ્રેમલીલાને સ્મરણાંજલિ

પ્રેમલીલાને સને ૧૯૧૫માં મુંબઈમાં કોંગ્રેસના ચોગાનમાં પહેલીવાર જોઈ ત્યારે તે કેવી નાજુક બાલિકા હતી! છતાં પહેલી નજરે જ એની આંખમાં આઝાદીની જે ખુમારી ને શક્તિ દેખાતી તેનો અનુભવ મને છેવટ સુધી થયો.

તે અમદાવાદમાં સન ૧૯૧૭માં ભણતી ત્યારે તેના ઘરમાં જ હું રહેતો. તે વખતે પણ તેના દિલમાં કામદારો અને તેમનાં બાળકો માટે ઘણી દિલસોજી હતી. એક દિવસ મારે મજૂર લત્તામાં ચાલતી અનસૂયાબહેનની શાળાના મેળાવડામાં જવાનું હતું. આ વાતનો ઈશારો થતાં જ તરત મારી સાથે એ મેળાવડામાં આવી. ત્યાં કામદાર બાળકોનાં ગીત અને કાલાઘેલા બોલ સાંભળીને તે ખુશ થઈ.

સન ૧૯૧૮માં ગાંધીજીએ ખેડા જિલ્લામાં લશ્કરમાં સ્વયંસેવકોની ભરતી કરવા માંડી ત્યારે તેની વાત મેં ઘરમાં કરી. દા. સુમંતે પહેલેથી કંઈ સૂચના આપી હશે તેથી

બાંકે મીરઝંહને ધૂમ મચાઇ,<br>
તલવારસે ખેલેંગે હોરી—

એ પ્રેરક ગીત તેણે કેવા મીઠા સૂરે અને કેવા આવેશથી ગાયું! પછી હું જ્યારે ભરતીની સભામાં જતો ત્યારે આ ગીત મારા કાનમાં ગુંજતું.

સન ૧૯૧૯માં લાલ દરવાજે અમે રહેતાં હતાં તે દરમ્યાન તેણે ઘરમાં પણ તેના મિજાસનું પારખું દેખાડયું. એક દિવસ તેને કંઈ નાનું ઘરકામ કરવા વડીલે કહ્યું ત્યારે તેનો નાનો ભાઈ રમેશ હાજર હતો. તેને નહિ અને મને મોટી બહેનને આવું કામ કરવાનું કેમ કહ્યું ? એ વિચારથી તે ગુસ્સે થઈ અને જરા આવેશથી તેણે પૂછ્યું : "રમેશને આ કામ કહેતાં નથી અને મને કેમ કહો છો ?" તેનો જવાબ તેને રોકડો મળ્યો : "તું છોકરી છે અને એ છોકરો છે." પણ તેથી તેને સંતોષ ન જ થયો; તે તો ધૂંધવાતી જ રહી.

એવામાં ગુજરાતમાં ચોમાસું નિષ્ફળ થયું તેથી અમે અમદાવાદ દુકાળ રાહત કમિટી સ્થાપીને જિલ્લામાં રાહત પહોંચાડતા. આ રાહતફાળામાં કંઈ મદદ થાય એ માટે શારદાબહેન–વિદ્યાબહેનનાં છોકરાં કંઈક મનોરંજક કાર્યક્રમ રજૂ કરે એ દરખાસ્ત મેં લખીને ઘરમાં મૂકી તે સર્વેએ વધાવી લીધી. તરત દુકાળનો કારમો ચિતાર આપે એવી નાટિકા મેં લખીને તૈયાર કરી. તેમાં શહેરનો એક જુવાન ગામડામાં એક બાઈને છેક હલકું અનાજ દળતી જુએ છે ત્યારે દુકાળનાં વીતકની વાત તેને સંભળાવે છે. આમાં સૌદામિની[1] ઘંટીએ બેઠી હતી અને સરલા[2] શહેરી જુવાન બની હતી. વળી કૃષ્ણ–સુદામાના બીજા પાઠમાં પ્રેમલીલાએ કૃષ્ણનો પાઠ ભજવવાને મુગટ પર મોરનાં પીંછાં લગાવ્યાં હતાં અને વિનોદિની[3] સુદામા બની હતી. બીજા રાસ, ગરબા વગેરે પણ કાર્યક્રમમાં હતાં. તેથી તે બહુ જ વખણાયો.

આ બાળકોના મિત્રમંડળમાં તે વખતે બેરોનેટ ચિનુભાઈના પુત્ર ગિરજાપ્રસાદ હતા. તેથી આ બાળમંડળે આ નાટિકા રંગભૂમિ

૧. સૌદામિની વિદ્યાબહેનની પુત્રી.
૨. સરલા પ્રેમલીલાની નાની બહેન.
૩. વિનોદિની વિદ્યાબહેનની નાની પુત્રી.

પર સારી રીતે રજૂ કરી અને સાથે તેની ટિકિટો વેચવાનું કામ પણ તેમણે જ પાર પાડ્યું. પરિણામે આખી નાટકશાળા પ્રેક્ષકોથી ભરાઈ અને રાહત કમિટીને આશરે રૂપિયા ૧૮૦૦ની રકમ મળી. આ સામુદાયિક પ્રયોગ સફળ બનાવવા માટે પ્રેમલીલાના વ્યક્તિત્વ અને રસવૃત્તિને સર્વેએ સારો જસ આપ્યો હતો.

પ્રેમલીલાની બુદ્ધિ પણ ઘણી તેજ હતી. એક વખત તેણે મને નિબંધલેખનનો વિષય શીખવવા કહ્યું. મેં નદીનો દાખલો લઈને તેના પર્વતમાં આવેલા મુખથી લાંબા પ્રવાહ અને સમુદ્રના સંગમ સુધીની વાત ટૂંકમાં કરી તે તેણે તરત ઝીલીને મગજમાં ગોઠવી દીધી. એવી રીતે જે વિષય હું સમજાવતો તે વિષે સરસ નિબંધ લખતી તે વાંચી હું બહુ જ ખુશ થતો.

સન ૧૯૧૯માં ગુજરાત સાહિત્ય પરિષદ અમદાવાદમાં મળી તે પ્રસંગે કવિવર રવીન્દ્રનાથ ટાગોર ગુજરાતમાં પધાર્યા. તેઓ વડોદરા પહોંચ્યા ત્યારે તેમના માનમાં તેમનું જ "ચિત્રા" નાટક દીવાન મનુભાઈના મજાના બાગમાં ભજવાયું. તેમાં પ્રેમલીલાએ ચિત્રા તરીકે અને પન્નાએ[1] કામદેવ તરીકે સુંદર અભિનય કર્યો. તે પ્રસંગે અમદાવાદમાં પણ આનંદ ભુવન થિયેટરમાં[2] પ્રેમલીલાની આગેવાની નીચે કન્યાઓએ કવિ ન્હાનાલાલે રચેલું ગુજરાતનું ગીત સુરીલા અવાજે કવિવરને સંભળાવ્યું :

"ધન્ય હો ! ધન્ય જ પુણ્ય પ્રદેશ
અમારો ગુણિયલ ગૂર્જર દેશ !
કૃષ્ણચન્દ્રની કૌમુદી ઊજળો
કીધ પ્રભુએય સ્વદેશ
અમારો ગુણિયલ ગૂર્જર દેશ !

---

૧. દીવાન મનુભાઈની દીકરી.
૨. આજે ઘીકાંટા પર "નોવેલ્ટી ટોકીઝ" નામે તેનું રૂપાંતર થયું છે.

આ ગીતમાં પ્રેમલીલાના દેશાભિમાનનો રણકો ખાસ ઊપસી આવતો અને સૌને પ્રેરક લાગતો.

પ્રેમલીલાએ તેના કૉલેજકાળમાં કવિ ન્હાનાલાલનું એક ગીત સુરીલા છતાં બુલંદ અવાજે ગાઈને સર્વને મુગ્ધ કર્યાં હતાં. શારદાબહેને સ્થાપેલી મહિલા પાઠશાળાના હિતાર્થે ભોળાનાથ લેડિઝ ઇન્સ્ટીટયૂટના ટેનિસ કોર્ટ પર એક મનોરંજક કાર્યક્રમ રજૂ થયો ત્યારે પ્રેમલીલાએ એકલીએ જ ન્હાનાલાલનું ગીત:

મારા કેસરભીના કંથ હો,
સિધાવો જી રણવાટ !

કંઈ વાજિંત્રના સાથ વિના પૂરું સારી રીતે ગાયું. તે વિષે શારદાબહેનના દિલમાં ઘણી ચિંતા હતી. છતાં તેનો આહ્લાદક ને જોશીલો સૂર શ્રોતાગણ પર રેલાયો ત્યારે સૌ વીરરસથી તરબોળ થયાં. તેનાં "ઝીણા ઝરમર વરસે મેહ" અને "ચન્દ્રીએ અમૃત મોકલ્યાં રે બહેન" વગેરે ઘણાં મીઠાં કવિત્વમય ગીત પણ મેં ઘણી વાર સાંભળ્યાં હતાં. છતાં તેના લડાયક અને દેશાભિમાની ગીતથી જ હું હંમેશ વધારે પ્રભાવિત થતો.

સન ૧૯૧૯–૨૦માં હું દા. સુમંતને ઘેર રહેતો ત્યારે ગાંધીજીના 'નવજીવન' અઠવાડિકનું સંચાલન કરતો. વળી સત્યાગ્રહની તેમની લડતમાં સામેલ થયેલો તેથી તે વિષે ઘણી વાતો રોજ ઘરમાં કરતો. તે બહુ જ રસથી પ્રેમલીલા સાંભળતી અને લડતની વાતમાં હંમેશાં અમારા પક્ષમાં જ રહેતી. નવજીવન પત્રના ફર્મા વાળનારાઓએ એક દિવસ હડતાલ પાડી ત્યારે છપાયેલા કાગળના થોકડા હું ઘેર લઈ આવ્યો. શારદાબહેનની આગેવાની નીચે બધાં જ છોકરાં કામે વળગી પડયાં ને છાપું વખતસર અમે પ્રકટ કર્યું.

વળી બાળપણથી તેના ઘરના સંસ્કારને લીધે પ્રેમલીલાના દિલમાં સ્વદેશાભિમાનની ભાવના સારી પેઠે ખીલી હતી. ૧૯૧૯ના

વર્ષમાં એમની શાળાના એકાદ કાર્યક્રમમાં બ્રિટિશ વાવટાને સલામી આપવાનું એમને કહેવામાં આવ્યું. ભરી સભામાં તેમણે પ્રિન્સિપાલને ના સંભળાવી દીધી...બીજે દિવસે પ્રિન્સિપાલે સંભળાવી દીધું કે માફી માગશો તો જ શાળામાં રહેવાશે. સામો જવાબ આપ્યો કે "મારા સિદ્ધાંત અને મંતવ્યની વિરુદ્ધ વર્તન કરીશ નહિ."[1]

સ્વાભાવિક રીતે પ્રેમલીલાની આઝાદીની અને સ્ત્રીસ્વાતંત્ર્યની ભાવના તેના લેખમાં ઝળકતી. "ત્રણ પુરુષપાત્રો" એ મથાળા નીચે અસાધારણ લેખ પ્રકટ કરેલો. તેમાં આઝાદ સ્ત્રીની દૃષ્ટિથી તેણે નળ, રામ અને યુધિષ્ઠિર–એ ત્રણે પુરુષોનાં જીવનની કડક સમીક્ષા કરી હતી. નળ રાજા તેની પત્ની દમયંતીને કંઈ પણ કારણ વિના વનમાં વલવલતી મૂકીને નાસી ગયો; રામે કોઈ ધોબીના નિરાધાર આક્ષેપ સાંભળીને બાર વરસ સુધી લંકામાં કસાયેલી પત્ની સીતાનો ત્યાગ કર્યો; અને ધર્મરાજા કહેવાતા યુધિષ્ઠિર પોતાની પત્ની દ્રૌપદીનાં ચીર દુઃશાસન ખેંચતો હતો ત્યારે બાહુક જેવા જોઈ રહ્યા. તેથી લીલાએ આ ત્રણે પર ભારે પુણ્યપ્રકોપ ઠાલવ્યો. લેખનો ઉપસંહાર કરતાં તેણે લખ્યું: "આટલી બધી......ખામીઓ આ ત્રણે નાયકોનાં ચરિત્રોમાં છે તે છતાં લોકો તેમને શા માટે પૂજ્ય માનતા હશે તે જ સમજાતું નથી. રાજા તરીકે વખતે તે ઘણા જ ઉત્તમ હશે પણ પુરુષ તરીકે તે જરા પણ માનનીય નથી. જે દેશમાં એ પુરુષો દૈવી ગણાય કે ઈશ્વરના અવતાર તરીકે પૂજાય તે દેશના લોકોના આદર્શોની કેટલી બધી અધમતા?"

આવી વિલક્ષણ યુવતી ગુજરાતમાં સ્ત્રીઓની આઝાદીનો ઝંડો ફરકાવશે એવી આશા મારા દિલમાં રહેલી; પણ તેના જેવી સોજીલી, સ્વરૂપવાન અને કલારસિક કન્યા કુંવારી તો ન રહી શકે.

1. પ્રેમસૌરભ (પ્રાસ્તાવિક): પ્રેમલીલા મહેતાનો લેખસંગ્રહ, પાન ૧૦

છતાં પરણવાનું નક્કી કર્યા પછી પણ તેણે કુટુંબનો એક આદેશ પાળ્યો. તેના પિતાએ ભેખ લીધો હતો; પણ સંતાનોને ઊંચી કેળવણી મળી હતી, તો તેમણે પણ બે વરસ દેશસેવામાં અર્પણ કરવાં જોઈએ એમ નક્કી કરેલું. તે મુજબ પ્રેમલીલાએ બી. એસસી.ની પરીક્ષા પાસ કર્યા પછી "નાની વયમાં રાજકોટ ફિમેલ ટ્રેઈનિંગ કૉલેજની અધિષ્ઠાત્રી તરીકેનું જવાબદારી ભરેલું કામ ઉપાડી લીધું અને બે વરસ સુધી સાંગોપાંગ પાર પાડ્યું."[૨]

તેની પહેલી પુત્રીનો જન્મ થયા પછી પ્રેમલીલા મુંબઈ આવી ત્યારે હું ફિલ્મના ધંધામાં હતો. પછી વરસેકમાં મીઠાની લડત ચાલી અને હું ધંધામાંથી પરવારીને વિલાયત જવાની તૈયારી કરતો હતો ત્યારે તે હંસાબેનને ઘેર અને જાહેર સભામાં મળતી. હંમેશાં સ્વાભિમાની સ્ત્રીની પૂરી શ્રદ્ધાથી તેની વાતોમાં મીઠાની લડતને વધાવી લેતી અને તેમાં ખૂબ હસી–હસાવીને મજાકમશ્કરી પણ ભેળવતી.

હું પાંચ વરસે વિલાયતથી પાછો આવ્યો તે પછી મારી કિસાન–પ્રવૃત્તિની ખરી પિછાન તેને સન ૧૯૩૯ની ગુસરની પરિષદમાં થઈ. પરિષદ પૂરી થયા પછી થોડા જ દિવસમાં તે વડોદરામાં મળી ત્યારે તેણે તેની અનોખી રીતે મારાં ઓવારણાં લીધાં. તે પરથી પરિષદથી તેનો ઊંડો સંતોષ પરખાયો. પણ ત્યાં કિસાન સ્ત્રીઓનું જે અણમોલ દર્શન તેને થયું તે તેણે એક લેખમાં પોતાની અદ્‌ભુત શૈલીમાં રજૂ કર્યું છે: "બીજા દિવસની બેઠકમાં તો તેમના જ જીવનને લગતા સવાલો ચર્ચવાના હતા......સ્ત્રીઓની

૧. પ્રેમસૌરભ : સ્વ. શ્રી પ્રેમલીલા મહેતાનો લેખસંગ્રહ, પાન ૧૦. (પ્રાસ્તાવિક).

૨. પ્રેમસૌરભ : પાન ૧૨ (પ્રાસ્તાવિક)

સંખ્યા તે દિવસે ચાર હજાર ઉપરની હશે...સ્ત્રીઓ જે ચૂપકીદીથી પહેલેથી છેલ્લે સુધી બેસી રહીને એક ધ્યાનથી સાંભળ્યા કરતી હતી તે જોઈને ખરેખર આપણા મનમાં તેમને માટે માન ઊપજે. જ્યારે કરજનો ઠરાવ આવ્યો, જંગલનાં લાકડાંની વપરાશનો ઠરાવ આવ્યો, જમીનદારો અને શાહુકારોના જુલમનો સવાલ આવ્યો, ગણોતનિયમનનો સવાલ આવ્યો ત્યારે તે વખતે તેઓ બરાબર સમજી શકી હોય તે સ્પષ્ટ જણાઈ આવતું હતું. કેટલીક બહેનો તો માથું હલાવીને ભાષણકર્તાના શબ્દો સાથે પોતે સંમત છે કે નહિ તે પણ જણાવતી હતી......

"પરિષદ પહેલાં અમારે ઉતારે દોઢસો બહેનો મળવા આવી હતી. તેઓ સાથે વાત કરી ત્યારે ખબર પડી કે......એમને પણ અસંતોષના કીડા સતાવવા માંડયા છે. બિચારાં છેક જમાનાઓથી કચડાયેલાં છે, ગરીબ છે, જુલમને લીધે મૂંગાં થઈ ગયાં છે, છતાં પાનખરઋતુમાં ઝાડનાં પાંદડાં બધાં જ ખરી ગયાં હોય ને તે બુઠ્ઠાં ઝાડ પર વસંતઋતુના આગમન સાથે જ ઝીણી કૂંપળો ફૂટવા માંડે તેમ આમનામાં નવજીવનની કૂંપળો ફૂટવા માંડી છે."[૧]

તેના લેખસંગ્રહના પુસ્તકમાં સ્ત્રીજાતિની મુક્તિ વિષે જ ઘણા લેખ છે. સ્ત્રીઓની આઝાદીની ચાવી તેની આર્થિક સ્વતંત્રતામાં તેને દેખાતી. તેથી "નવા જમાનાના બુદ્ધ" વિષે કલ્પિત વાતમાં બુદ્ધ કહે છે: "જો દરેક માબાપ પોતાની કન્યાને કોઈ સારો ઉદ્યોગ શીખવે તો ઘણાં આંસુ ઓછાં થાય. સ્ત્રીઓમાં પોતાના પગ ઉપર ઊભા રહેવાની શક્તિ આવે તો વિધવા અવસ્થામાં કે ત્યક્તા તરીકે જે પરાધીન દશા ભોગવવી પડે છે તે

૧. પ્રેમસૌરભ : પ્રેમલીલાનો લેખસંગ્રહ, પાન ૨૯૫-૯૬.

ન ભોગવવી પડે...વળી, થોડેઘણે અંશે ઉમ્મરનાં કજોડાં થતાં પણ અટકે; કારણ કે કન્યા માબાપને ભારે ન પડે તો લોકો તેને ગમે તેની સાથે પરણાવવાની ઉતાવળ પણ ન કરે." [૧]

પણ માબાપ ભણાવીને કન્યાને આઝાદીની તાલીમ ન આપે ત્યાં સુધી પરણેલી સ્ત્રીઓએ શું કરવું? આ સવાલની ચર્ચા આ પુસ્તકમાં પ્રેમલીલા વખતો વખત કરે છે. તેણે વારંવાર લખ્યું છે કે સ્ત્રીઓ સ્વમાનની અને આઝાદીની ભાવના કેળવે તો જ તેમની મુક્તિનો માર્ગ જડી શકે.

"સ્વમાન"ના મથાળા નીચે લેખમાં પ્રેમલીલા લખે છે કે, અનેક રૂપાળી રાણીઓ એક રાજાના અંતઃપુરમાં સાથે પુરાઈ રહે છે ત્યારે "ગયે મહિને એક માળી બીજી બૈરી કરી લાવ્યો એટલે (તેની) સ્વમાની સ્ત્રી તરત જ મિલમાં કામ પર લાગી ગઈ. જુદી ઓલી લઈને રહી અને પોતાનું પૂરું કરે છે." જ્યારે એક સ્ત્રીને પરાધીન ઓશિયાળી જિંદગી ગાળવાની શરમ લાગતી નથી ત્યારે એક વિધવા બાઈએ, "કોઈને (કુટુંબીને) માથે ન પડવું એ વિચારથી તરત જ ફાઈનલની પરીક્ષા આપીને એ ટ્રેઈનિંગ કૉલેજમાં દાખલ થઈ ગઈ અને હમણાં જ આપણી કન્યાશાળામાં નિમાઈ છે. વીસ પચીસ રૂપિયામાં પોતાનો નાનકડો ઘરસંસાર ચલાવે છે." [૨]

પ્રેમલીલા સ્ત્રીઓની સ્વતંત્રતાની તેમ તેની સમાનતાની કટ્ટર હિમાયતી હતી. ઘરમાં દાદીમા કહે: "છોકરીની જાતને વધારે દૂધ શાં માગવાં? જે આવ્યું તે પી જવાનું." વળી, "ડગલે ને પગલે છોકરા–છોકરીનો ભેદ થતો...ભાઈને મૂકીને ખવાય? એમ

---

૧. પ્રેમસૌરભ : પાન ૧૪૭.

૨. પ્રેમ સૌરભ : પ્રેમલીલાનો લેખસંગ્રહ, પાન ૧૫૦.

સાંભળવામાં હજારવાર આવે પણ 'બહેનને મૂકીને ખવાય કે?' એમ કોઈને મ્હોડે નહોતું સાંભળ્યું." વળી "છોકરીની જાતને જ સ્વાર્થત્યાગ કરતાં તો શીખવાનું."[1]

વળી સ્ત્રીઓની પ્રતિષ્ઠાની હિમાયત કરતા ભલભલા શાસ્ત્રકારો અને મહાપુરુષોની સખ્ત ટીકા કરતાં પ્રેમલીલા જરાયે અચકાતી નહિ. મનુસ્મૃતિએ વિધાન કર્યું કે, "न स्त्री स्वातंत्र्य मर्हति— સ્ત્રી નાની હોય ત્યારે તેણે પોતાના બાપના તાબામાં રહેવું, યુવાન હોય ત્યારે પતિના તાબામાં રહેવું અને વૃદ્ધ થાય ત્યારે પુત્રના તાબામાં રહેવું."એ વાક્યમાં સ્વાતંત્ર્યનો અર્થ આર્થિક સ્વાતંત્ર્ય કરવો જોઈએ, એમ સમજાવીને પ્રેમલીલાએ લખ્યું : "બીજી ગમે તે જાતની છૂટ હોય પણ જ્યાં સુધી સ્ત્રીના હાથમાં પોતાના ખરચનું સાધન ન હોય ત્યાં સુધી તેની છૂટ બાધિત રહે છે...... અસલના કાયદા કરનારા પુરુષો બ્રિટિશ સરકાર જેવા જ દુરંદેશી-વાળા હતા. મુખ્ય ચાવી—આર્થિક સાધન—પોતાની પાસે રાખી, સ્ત્રીઓને બધી રીતે આસમાને ચઢાવી; यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः વગેરે (લખીને) ખુશામત કરી...गृहिणी सचिवः કહીને તેને ઘરની પ્રધાન બનાવી—ગૃહલક્ષ્મી નામ આપ્યું....પણ સાથે સાથે તેને અબળા કહીને ઘરમાં બેસાડી. અબળાથી બહારનું કામ કંઈ થાય નહિ માટે તેણે પુરુષ રક્ષક બહાર જઈને કમાઈ લાવે તેનો ઉપભોગ કરવો એમ ઠરાવ્યું...સ્ત્રીને પણ મૂર્ખીને વિચાર ન આવ્યો કે લક્ષ્મી વગરની ગૃહલક્ષ્મી કેવી?...આમ અસલથી જ પટાવી ફોસલાવીને સ્ત્રીને પરતંત્રતાની બેડી પહેરાવી દીધી. એને જ પરિણામે આપણા સંસારમાં જાતજાતના સડા દાખલ થયા."[2]

૧. પ્રેમસૌરભ : પાન ૧૭૧.

૨. પ્રેમસૌરભ : પા. ૩૧૧.

વળી ગાંધીજીએ જ્યારે જાહેર કર્યું કે, સ્ત્રીએ પોતાનું ખરું કર્તવ્ય—રેંટિયો—છોડયું તેથી એ પોતે દુ:ખી થાય છે અને અન્યને દુ:ખી કરે છે. ત્યારે પ્રેમલીલાએ તેની સખત ટીકા કરીને લખ્યું: "ગાંધીજીના વ્યક્તિત્વ માટે બહુમાન હોવા છતાં અમારે જણાવવું જોઈએ કે આવા પ્રત્યાઘાતી વિચારો એમના મુખેથી નીકળતા સાંભળી અમને ઘણી દિલગીરી થાય છે...(આજની) સમાજરચના બદલીને એને સ્થાને એમણે વર્ણવેલી સાદી સમાજ-રચના મૂકી ન શકાય...કારણ કે એ ઐતિહાસિક ક્રમથી વિરુદ્ધ જવા જેવું...ભરેલાં ડગ પાછાં ફરીને ઊલટી જ દિશામાં ભરવા જેવું છે......

"આજની અમારી સ્ત્રીઓની પરતંત્રતાનાં કારણોના અભ્યાસીને ખબર હશે જ કે એ પરતંત્રતાનાં મૂળ કારણો આર્થિક છે. પુરુષોએ ઘર બહાર રહેવાનું સ્વીકારી ઘર અને છોકરાં જ્યારથી માત્ર એકલી સ્ત્રીને સોંપી દીધાં ત્યારથી એની ગુલામી શરૂ થઈ... એટલે સ્ત્રીઓને એના રેંટિયા અને છોકરાં સાથે ઘરમાં ગોંધી દેવાની હિમાયત કરવાના વિચારો ઘણા પ્રત્યાઘાતી છે."[૧]

પ્રેમલીલાએ સ્ત્રીઓની સમૂળી મુક્તિ માટે અહાલેક જગાવી તેમ તેણે સ્ત્રીઓના છૂટાછેડાના હક્ક અને ખાસ કરીને સંતતિ-નિયમનના હક્ક માટે કડક શબ્દોમાં ફરીફરીને હિમાયત કરી.

પ્રેમલીલાને બાલિકા તરીકે જોઈ ત્યારથી તેની આંખમાં કડક આત્મમાનનો અને નિશ્ચયબળનો મિજાસ નિહાળ્યો હતો. તે સાહિત્ય અને કલામાં ઘણી કુશળ હતી. તે ઘણું હસતી અને હસાવતી. ઘુવડ જેવાં મોં કરીને કોઈ બેઠાં હોય તેમને કલ્લોલ કરાવતી.

---

૧. પ્રેમસૌરભ : પાન ૩૧૩.

પણ તેના મીઠા મુલાયમ વ્યક્તિત્વમાં તેના કડક સિદ્ધાંતનું અને તેના પાલનના નિશ્ચયનું પોલાદી સત્ય હતું. જીવનના વારાફેરામાં એ સત્વ તેણે છેવટ સુધી સાચવી રાખ્યું અને તેના ઉપર છીણી મૂકનાર સ્મૃતિકાર કે મહાત્માની સામે બુલંદ ઘોષણા કરતી રહી.

પ્રેમલીલાની સ્ત્રીશક્તિ સારી રીતે ખીલી હતી અને તે નવી રિદ્ધિસિદ્ધિ મેળવાને આગેકદમ માંડવા ચાહતી હતી ત્યારે જ તે ઓચિંતી ચાલી ગઈ. એવી પ્રેમલ અને પરાક્રમી સ્ત્રીનું સ્થાન ગુજરાતમાં ખાલી જ છે!

ઇન્દુલાલ યાજ્ઞિક

## પરિશિષ્ટ ૬

# "દુકાળ" નાટકનો સાર

સન ૧૯૪૯માં અમદાવાદ જિલ્લામાં આદરેલી દુકાળરાહતની પ્રવૃત્તિના અનુભવને આધારે મેં "દુકાળ" એ મથાળા નીચે એક નાટક લખીને શ્રી જશવંત ઠાકર તરફથી પ્રકટ થતા "નાટક" નામના માસિકમાં તે જ સાલમાં પ્રકટ કર્યું હતું તે નાટકનો સારાંશ નીચે આપ્યો છે :

પડદો ઊપડે છે ત્યારે નળકાંઠાના વિસ્તારમાં આવેલા એક ગામડામાં પારાવાર ગરીબાઈમાં રહેતા ખેડૂતોનો એક વાસ રજૂ થાય છે. "દુકાળમાં અધિક માસ" એ કહેવત પ્રમાણે ત્યાંનો ખેડૂત તેના બે બળદ ચરાવવાને બીજા ગામે ગયેલો. પણ ત્યાં દવ લાગતાં એક બળદ મરી જાય છે અને બાકીનો એક, લોકોની સહાયથી જેમ તેમ સાચવીને ઘરભેગો થાય છે. વળી, અકસ્માતનો આંચકો લાગવાથી માંદો પડે છે. પાસેના નળ સરોવરમાંથી બધા ખેડૂતો આખો દિવસ મથીને મહામુસીબતે થોડાં બીડ વીણી લાવતા અને તેના કાંટા કાઢી નાખીને તે ખાંડી તેના લોટના રોટલા બનાવી ખાતા અને થોડાં બીડ ઢોરને પણ ખવડાવતા.

મહીજીના અકસ્માત અને મંદવાડની ખબર પડતાં એક સેવાભાવી સંન્યાસી એક શેઠ, એક ડૉકટર, એક આધેડ સ્ત્રી અને એક સેવાભાવી યુવતી સાથે ખેડૂતોના વાસમાં આવી પહોંચે છે. તેમને માલૂમ પડે છે કે સરકારી રાહતનું કામ અને ઢોરનું નીરણકેન્દ્ર

ગામથી ઘણાં દૂર હોવાથી માણસ ને ઢોર ભૂખે મરે છે; રેશનનું અનાજ વેચાતું મળે તે પણ ઓછું પડતાં ખેડૂતો સરોવરનાં બીડ પર નિભાવ કરે છે; બબ્બે વરસથી દુષ્કાળ પડેલો તેથી બીડ પણ ઓછાં નીકળે છે. આ બધી વાત સાંભળીને પહેલાં તો સ્વામીજીની સૂચનાથી ડૉક્ટર મહીજીને તપાસીને દવા આપે છે અને તેના બળદને માટે શેઠ થોડું ઘાસ આપે છે. પછી લોકોનાં દુઃખથી સંતપ્ત થઈને સ્વામીજી આ વિસ્તારમાં જ થાણું નાખે છે. તરત ગામ નજીક રાહતના કામ અને ઢોર માટે નીરણકેન્દ્ર ખોલવા સરકારમાં અને છાપાંમાં પણ લખે છે. પછી સરકારના ઓછા પડતા રેશન ઉપરાંત વધારે અનાજ આયાત કરવાની પરવાનગી માગે છે ત્યારે તેમને ભારોભાર નિરાશા સાંપડે છે.

થોડા વખતના કડવા અનુભવને પરિણામે સ્વામીજી તાડૂકીને બોલે છે: "હું મોટા અધિકારીને મળવા ગયો હતો...તે બધી બાબતમાં નન્નો જ ભણ્યો, શહેર–ગામડેથી (વધારે) અનાજ લાવવાની પણ ના[1]! અને (રેશનમાં) પોણો શેરમાં અધોળ વધારવાની પણ ના!...

"સરકારી ઘાસ ઓછું પડે છે તે બહારથી લાવવાની પરવાનગી પણ નહિ! એમનાથી થાય નહિ અને કોઈને કરવા દે પણ નહિ! અને આપણું રાજ એટલે ઊકળીને કંઈ બોલાય નહિ ને લખાય પણ નહિ."

છતાં સ્વામીજીએ થોડુંઘણું લખ્યુંયે ખરું અને તેથી સરકારે કંઈક કરવા માંડયું. તો યે તેમનું કાળજું કોરાતું રહ્યું. પરિણામે પ્રજારાજ કરતાં પ્રજાશક્તિ પર વધારે શ્રદ્ધા રાખીને તેમણે કહ્યું:

---

૧. રવિશંકર મહારાજે પણ એક વાર દુકાળરાહત માટે શહેરમાં અનાજ ભેગું કર્યું ત્યારે તે ગામડે લઈ જઈને તે વહેંચવાની પરવાનગી સરકારે નહોતી આપી!

"પાણી, ઘાસ અને અનાજની જરૂર હોય ત્યાં કૂવા ગળાવીએ કે સમરાવીએ...સરકારી ઘાસની પૂર્તિમાં આપણે ચુની, ખોળ, કપાસિયા વગેરે આપી શકીએ...જો સરકારી રોજી કે અનાજ ન વધારી આપે તો આપણે કઠોળ, ગોળતેલ, મરચું બને તેટલી ખોટ ખાઈને આપીએ."

પછી સ્વામીજીને કોઈ કોંગ્રેસી આગેવાનો મળ્યા અને તેમને આવું કંઈ ન કરવા સમજાવવા લાગ્યા ત્યારે તેમણે સરકારી કમિટીને નેવે મૂકીને સ્વતંત્ર રીતે કામ પાર પાડવાનો કડક નિશ્ચય જાહેર કર્યો.

વળી જ્યારે કોંગ્રેસી આગેવાન ગામ પાસે રસ્તાનાં કામ કાઢવાની યોજના સમજાવે છે ત્યારે ફરી સ્વામીજી તાડૂકી ઊઠે છે: "વધારે રસ્તા શા માટે?...ગામેગામ તળાવ હોય છે અને તળાવ વધારે ખોદવાથી ને મોટું કરવાથી જ ફાયદો થાય...એવાં કામ છોડી હજી સરકાર રસ્તાનાં કામનો મોહ શા માટે રાખે?...એ વારસો તો અંગ્રેજોએ આપ્યો છે, તે આજે પણ સચવાઈ રહ્યો છે."

સ્વામીજીના ઘણા પ્રયાસથી ગામ પાસે તળાવનું કામ નીકળે છે ને ચણા અને ગોળ પણ અપાય છે. નીરણકેન્દ્ર પણ પાસે નીકળે છે ત્યારે મહીજી ખેડૂત તેનો બળદ અને એક હરિજન તેની ગાય ત્યાં મૂકીને કામ પર જાય છે. ગામલોકોને સમજાવીને હરિજનો માટે પાણીની વ્યવસ્થા પણ થાય છે. એવામાં સ્વામીજીના સાથીઓના પ્રયાસથી રાહતકામના એક કારભારીના હિસાબનો ગોટાળો પકડાય છે ત્યારે દેવાદાર ખેડૂતોની જમીનના લોભીઆ શેઠ સાથે મળી જઈને એ કારભારી "સનાતન ધર્મની જય" પોકારતા થોડા જુવાનિયાનું સરઘસ કાઢીને કૂવા પર પાણી ભરતી હરિજન બાઈઓનાં માટલાં ફોડાવે છે. આ સરઘસની અફવા સાંભળતાં જ ડૉકટર પોલીસને ખબર આપે છે એટલે તોફાનીઓને પોલીસ

પકડી લે છે. પણ તે પહેલાં પેલો હરિજન ઘાયલ થઈ પટકાય છે. કારભારીને પોલીસ પકડી લે છે ત્યારે આ છમકલું પૂરું થાય છે. છેવટે હરિજન સાજો થાય છે ત્યારે છેલ્લા અંકમાં સ્વામીજીની હાજરીમાં ગામલોકો આનંદોત્સવ ઊજવે છે. તેમાં જુવાન ડૉક્ટર અને સેવિકા બનેલી યુવતી પણ ભળે છે. વળી આ બંને પરણીને ગામની જ સેવા કરવાની પ્રતિજ્ઞા લે છે ત્યારે સ્વામીજી ઉપસંહારમાં કહે છે: "દુનિયા આજે આર્થિક ને રાજકીય અંધાધૂંધી તરફ ધસડાય છે. આપણો દેશ પણ આંધીને આરે ઊભેલો છે. ચોમેર હિંસામય ક્રાંતિનાં વાદળ ઘેરાય છે; ને તેના નિવારણ માટે ભયંકર યાદવાસ્થળીઓની તૈયારીઓ ચાલી રહી છે. જો આપણે ગાંધીજીના નામ–કામ ને આદેશને સાચે જ હૈડે ધરતાં હોઈએ તો આપણે શિસ્તબદ્ધ સેનાની બનીને આ નવી દિશામાં કૂચકદમ કરવી જોઈશે. જાગૃત પ્રજા સ્વાશ્રયથી ને સ્વશક્તિથી આગળ ધપે તો સરકાર પાછળ દોરાશે...સમાજના અંત્ય–અર્થાત્ છેલ્લી કોટીના પ્રજાજનોની, દલિતની, હરિજનોની ઉન્નતિમાં સર્વની ઉન્નતિ સમાઈ જાય છે. તેથી તમને સર્વને દલિત, પીડિત જનતાની પડખે ખડા રહેવા, તેમનાં દુઃખનું નિવારણ કરવા, તેમને થતા અન્યાય સામે ઝઝૂમવા હું શાસન આપું છું.

"શોષણ, અન્યાય ને અધર્મની સામે લડતાં અવધૂત ને આદિવાસી, ભીલ ને વાઘરી, બારૈયા ને ઠાકરડા, સર્વને પારકાં બંધનમાંથી મુક્ત કરજો ને સ્વાશ્રયી સંસ્કારી જીવન ગાળતાં શીખવશો તો કાળી રાત તેમ ધોળા દિવસની ચોરી, લૂંટફાટ અદૃશ્ય થશે. મોટા માલેતુજારો પણ મિલકતનાં સોનેરી બંધનમાંથી છૂટીને આબરૂદાર માણસ બની, જાતમહેનતનો ધર્મ સ્વીકારશે ને સમાનતા, ભ્રાતૃભાવ ને સર્વાંગી આઝાદીનો નવો યુગ શરૂ થશે."

## પરિશિષ્ટ ૭

# લોકશાયર મેઘાણીનાં ગીત

### ૧. કાળ-સૈન્ય આવ્યાં

અમે ખેતરથી વાડીઓથી
જંગલ ને ઝાડીઓથી
સાગરથી ગિરિવરથી
સુણી સાદ આવ્યાં.

અમે કંટકનો પુનિત તાજ ૫
પહેરી શિર પરે આજ
પીડિતદલિતોનું રાજ
રચવાને આવ્યાં.

અમે જુગજુગ કેરાં કંગાલ
ભાંગી નરકોનાં દ્વાર ૧૦
દેતાં ડગ એકતાલ
ધરણી પર આવ્યાં.

અમે નૂતન શક્તિને ભાન
નૂતન શ્રદ્ધાનું ગાન
ગાતાં ખુલ્લી જબાન ૧૫
નવલા સૂર લાવ્યાં.

દેખ દેખ ઓ રે અંધ !
કાળ-સૈન્ય આવ્યાં. ૧૮

## ૨. કાલ જાગે!

જાગો જગના ક્ષુધાર્ત ! જાગો દુર્બલ અશક્ત !
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે,

ભેદો સહુ રૂઢિબંધ, આંખો ખોલો રે અંધ,
નૌતમ દુનિયાનો સ્વર્ણ–સૂર્યોદય લાગે;

પૃથ્વીના જીર્ણ પાય આંસુડે સાફ થાય,
રક્તે ધોવાય, જાલિમોનાં દળ ભાગે;

જાગો જુગના ગુલામ ! દેખાયે દિવ્ય ધામ,
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે.
દેવા દુષ્ટોને દંડ ઘોર કાલ જાગે.

પૃથ્વી પર રાજ કોનાં? સાચાં શ્રમજીવીઓનાં,
ખેડુનાં, ખાણિયાનાં, ઉદ્યમવંતોનાં;

રંકોનું રક્તપાન પી પીને પે'લવાન
બનતા ધનવાન જ્ઞાનવાન તેનું સ્થળ ના.

ગર્વોન્નત ગરુડ બાજ, ભક્ષક ઓ પંખીરાજ!
તમ વ્હોણો સૂર્ય કાલ તપવું નહિ ત્યાગે :

જાગો શ્રમજીવી લોકો, ત્યાગો તંદ્રા ને શોક.
પૃથ્વીના પટ પર કરાલ કાલ જાગે.

## ૩. વિરાટ દર્શને

### ચારણી છંદ ચરચરી

બાજે ડમરુ દિગન્ત, ગાજે કદમો અનંત,
આઘે દેખો રે અંધ ! ચડી ઘોર આંધી;

દેશદેશેથી લોક, નરનારી થોકથોક
ઉન્નત રાખીને ડોક આવે દળ બાંધી.

વિધવિધ વાણી ને વેશ : વિધવિધ રંગો ને કેશ !
તો યે નવ દ્વેષ લેશ દાખવતાં આવે;

દેતાં ડગ એકતાલ, નિર્ભયતાની મશાલ
લઈને કંગાલ કેરી સેના આવે.
દેખો ! રે કાલ કેરી સેના આવે.

ગરજે નવલાં નિશાન : નવલાં મુક્તિનાં ગાન :
ઊડત ધ્વજ આસમાન સિંદૂરભીંજ્યો;

ઊભા સબ રાષ્ટ્ર દેખ, થરથર પૂછે હરેક,
કંકુ બાળેલ એ કહો જી કોણ નેજો ?

ગગને દેતા હુંકાટ, ઝલમલ જ્યોતિ–લલાટ,
વદ હો બંધુ વિરાટ ! ક્યાં થકી તું આવે ?

માનવજાતિને કાજ આશાવંતા અવાજ,
શા શા સંદેશ આજ તુજ સંગે લાવે ?
રંકોનાં લાખલાખ દળ–વાદળ આવે.

## ૪. સંઘગાન

અમે ખેતરથી વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
સાગરથી ગિરિવરથી સુણી સાદ આવ્યાં;

અમે નૂતન શક્તિને ભાન, ગાતા શ્રદ્ધાનું ગાન,
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યા.

❦

અમે માનવમંદિર કેરી નવતર રચના અનેરી,
સોંપી તમને, નમેરી માલિક ધનવંતા !

તમ પર ઈતબાર ધરી, વેઠયાં દુઃખ મરી મરી
બોજા ચૂપ કરી રહ્યા પીઠ પર વહંતા.

આજ નિરખી એ આલિશાન જુગજૂનાં બાંધકામ,
ધ્રૂજે અમ હાડચામ, હૈયાં અમ ધડકે;

ધવલાં એ દિવ્યધામ, કીધાં શીદ તમે શ્યામ !
છાંટયા પ્રભુના મુકામ રંક તણે રક્તે.

અમે એ સહુ ધોવા કલંક, ધોવા તમ પાપપંક,
દિલના વિષડંખ સૌ વિસારી અહીં આવ્યાં;

સહુને વસવા સમાન ચણવા નવલાં મકાન,
ગાતા શ્રદ્ધાનું ગાન ગોકસંઘ આવ્યાં;
દેખ મહાકાલનાં કરાલ સૈન્ય આવ્યાં.

## સંઘગાન

અમે ખેતરથી વાડીએથી,......................

.........................સુણી સાદ આવ્યાં;

તમે રુંધી નભના ઉજાસ, પ્રભુજીના પવન–શ્વાસ

રચિયાં રૌરવી ખાસ યંત્ર કારખાનાં;

લેવા ધનના નિચોડ, છૂંદ્યા મનુબાગ છોડ

બાફ્યાં અમ કોડભર્યાં બાલપુષ્પ નાનાં.

તમે પૂરી અમ પુત્રીઓને, ભોળી સાવિત્રીઓને,

કોમળ કળીઓને છેક વેશ્યામંદિરીએ,

ટુકડા રોટીને કાજ, વેચે વનિતાઓ લાજ

એવા તમ રાજના પ્રતાપ શેં વીસરીએ.

હાય એ સહુ આશા અમારી, સૂતી હત્યાપથારી,

એને રુધિરે ભિંજાડી નયનો અમ લાવ્યાં;

નૂતન શક્તિનો તાજ પહેરી શિર પરે આજ,

માનવમુક્તિને કાજ રંક સૈન્ય આવ્યાં,

જો જો કંગાલ તણાં દળ–વાદળ આવ્યાં.

## સંઘગાન

અમે ખેતરથી વાડીએથી,......................

.........................સુણી સાદ આવ્યાં;

❦

## ૫. હવે કંપો રે ઓ કૃપાલ !
## કંપો અમ રક્ષપાલ !

હવે કંપો રે ઓ કૃપાલ! કંપો અમ રક્ષપાલ !
પરની રોટીના ભક્ષનાર તમે કંપો !

છલના કિલ્લા ને કોટ કરવા સહુ લોટપોટ
આવે લંગોટધારી સૈન્ય : હવે કંપો !

માનવ આત્માની માંહી જુગજુગથી જે છુપાઈ
ભાઈ ભાઈની સગાઈ, મુક્તિની પિપાસા :

એ છે અમ અસ્ત્રશસ્ત્ર, કોટિ કોટિ સહસ્ત્ર
અકલંકિત ને અહિંસ : એ અમારી આશા.

આખર એની જ જીત : સમજી લેજો ખચીત;
ભાગો ભયભીત જાલિમો ! વિરાટ આવે..

નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
એક તાલ, એક તાન, લોકસૈન્ય આવે.
દેખ ! દેખ ! કાલનાં અપાર કટક આવે.

## પરિશિષ્ટ ૮

# દયા કે ન્યાય ?[1]

જો હું એમ કહું કે મને આજે આ સન્માનથી આનંદ થતો નથી અથવા અભિમાન નથી થતું તો હું માણુસ ન કહેવાઉં. પણુ તે સાથે મારે એમ કહેવું જોઈએ કે આજે જે અનેકવિધ વિચારના ભાઈઓ તથા બહેનોએ મળીને આ સમારંભ યોજ્યો છે તે જોઈ મારું હૃદય સાચે જ છલકાય છે.

એક ભાઈએ સાચું કહ્યું છે કે મારો ષષ્ટિપૂર્તિ સમારંભ ખરેખર તો ગુજરાતમાં છેલ્લા પચાસ વર્ષના રાજકીય જીવનનું સરવૈયું કાઢવાનો પ્રસંગ છે. ૧૯૦૨ની સાલમાં હું દશ વર્ષનો હતો ત્યારે શ્રી સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપદે કોંગ્રેસ મળી ત્યારથી જ જાહેર જીવનના ભણુકારા નડિયાદના મારા વતનમાં મેં ઝીલ્યા હતા.

આજે જ્યારે હું છેલ્લાં ૫૦ વર્ષના જીવનકાળ પર દૃષ્ટિપાત કરું છું ત્યારે મારે પણુ ગુરુ દત્તાત્રેયની જેમ મારા ગુરુ ગણાવવા જોઈએ કે જેમના વડે હું આજે છું તે છું.

---

૧. તા. ૧૯-૨-’૫૨ના રોજ જાહેર સભામાં ષષ્ટિપૂર્તિ-અભિનંદન પ્રસંગે લેખકે જે જવાબ આપેલો તેનો હેવાલ શ્રી ઉમાશંકર જોશીએ તેમના “સંસ્કૃતિ” માસિકમાં પ્રકટ કરેલો. એ શબ્દોમાં એ જવાબ અહીં રજૂ કર્યો છે.

૧૯૦૫થી ૧૯૦૭નો સમય એટલે સ્વદેશી ચળવળનો જમાનો, બંગભંગની લડત શહેરે શહેરે, ગામેગામ, શેરીએ શેરીએ, ચોરે-ચૌટે, જ્યાં જુઓ ત્યાં સ્વદેશીની હાકલ–ફકીરી લેવાનો–જાન કુરબાનીનો સૌ પ્રથમ પેગામ તે વખતે અપાયો. અમારા નડિયાદના તે વખતના આગેવાન શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ. તેમની વક્તૃત્વ-શક્તિની તે વખતે મારા પર ઊંડી અસર પડેલી.

તે પછી મુંબઈમાં વસવાટનો સમય, ગાંધીજીના સંપર્કનો સમય. હું ગાંધીજીના ઘણા વિચારો તથા તેમની ઘણી ભાવનાનો ઉગ્ર ટીકાકાર રહ્યો હોવા છતાં મારે કબૂલ કરવું જોઈએ કે ગાંધીજીએ એવી ઘણી વસ્તુનો બોધ આપ્યો છે કે જે આજે પણ મારા અંતરમાં વણાયેલો છે.

તેમણે ત્રણ સૂત્રો આપ્યાં: ' બીક ન રાખો—ધર્મગુરુની, ન્યાતની અને પોલીસની. બીક રાખે તે બાયલો.' તેમણે નવી જ વ્યાખ્યા આપી-બીક કાઢીશું તો સહેજમાં સ્વરાજ. નવું જ માર્ગદર્શન !

તેમણે બીજું સૂત્ર કહ્યું : 'ટનબંધી વાત કરતાં એક ઔંસ જેટલું પણ કાર્ય અણમોલ છે.' ૧૯૧૭માં ગોધરામાં રાજકીય પરિષદ મળી. 'વેઠનો વિરોધ જ નહિ, સક્રિય પ્રતિકાર કરો !' ગાંધીજીએ આદેશ આપ્યો અને જાતે જ 'હેન્ડ બિલ' ઘડયું, બધાની સહી લઈ પ્રસિદ્ધ કર્યું. શરૂ શરૂમાં વેઠ કરાવનાર લોકોએ વિરોધ કર્યો. બારેજામાં તો કેટલાકને મરણતોલ માર પડયો.

તે દિવસથી ગાંધીજીએ તાલીમ આપી અને ત્રીજું સૂત્ર આપ્યું: ' ઠરાવોથી ગુલામીનાં બંધનો નહિ તૂટે, જુલ્મનો સક્રિય પ્રતિકાર કરો. જેલ નહિ–મૃત્યુને માટે, શહાદતને માટે તૈયાર રહો.' મરીને જીવવાનો એ મહામંત્ર હતો.

૧૯૧૮ માં એમણે અમને દરિદ્રનારાયણનું સાચું દર્શન કરાવ્યું. તેમણે બતાવ્યું : ' શાહીબાગના મહેલોમાં ભારતની જનતા

વસતી નથી. જનવિરાટ તો વસે છે ભારતનાં ગામડાંમાં.' ખેડાના સત્યાગ્રહ વખતે તેમણે અમને સહુને આદેશ આપ્યો : 'જાઓ, પંદર દિવસમાં ૫૦ ગામડાં ખૂંદી વળી શું જોયું તે મને કહો ! પગે ચાલતા જજો ! મીઠાઈ–મેવા ખાધા તો ખબરદાર ! ખજૂર–ચણા ખિસ્સામાં રાખીને જજો !'

અમે ગામડાંનાં દર્શને ઊપડ્યા. ગામડાં જોયાં અને આંખ ફાટી. દરિદ્રનારાયણનાં, ભારતના જનવિરાટનાં અમને સહુપ્રથમ દર્શન લાધ્યાં. અંતરમાં વાત વણાઈ ગઈ : ભારત ગામડાંમાં વસે છે, શહેરમાં નહિ.

પછી તો અછૂત, ઢેડ, ભંગી, વણકર, ભીલ વગેરેની સેવા જેમ સ્ફુરી તેમ કરી. ઠક્કરબાપા સાથેનો મારો સંબંધ તો તેમના અંતકાળ સુધી એક સરખો તાજો અને મીઠો રહ્યો છે. એમને તો હું કેવી રીતે ભૂલી શકું ? હું એમનો દીકરો ખરો, પણ બંડખોર ! 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી'માં જોડાયો ત્યારે એ વહાલથી ભેટ્યા. બે જ વર્ષમાં સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી છોડી નીકળ્યો ત્યારે આંસુ છલકતી આંખે તેમણે મને એક જ પ્રશ્ન પૂછ્યો :

"ઇન્દુલાલ, હવે ક્યાં જઈશ ?" મેં કહ્યું : "વનવગડે, ગમે ત્યાં જઈને પણ સેવાનું કાર્ય કરીશ."

૧૯૧૯ના દુકાળમાં પંચમહાલના ભીલોના પ્રદેશમાં દુકાળ પડ્યો. ભીલસેવાનું કાર્ય ઉપાડ્યું. તેમને રાહત મળવી જોઈએ તે દૃષ્ટિએ તેઓની કરુણ પરિસ્થિતિ વિશે અખબારોમાં લખી હૂબહૂ ચિતાર આપ્યો. તે વખતે શ્રી ઠક્કરબાપા સાંતાલની આદિવાસી પ્રજામાં કામ કરતા હતા. અખબારોમાં અહેવાલો વાંચ્યા અને લાગલા જ દોડી આવ્યા, દાહોદ અને ભીલસેવાનું કાર્ય ઉપાડી લીધું.

પછીનો સમય તે વિદેશવાસનો. તે વખતના મારા ગુરુઓમાં શ્રી સકલાતવાળા અને વિઠ્ઠલભાઈ પટેલ. સકલાતવાળાને સહુ સામ્યવાદી કહી વગોવે. તાતા કુટુંબનો એ નબીરો. તાતાની પેઢી તરફથી ત્યાં વેપારધંધા વધારવા મોકલાયેલો. એણે જોયું કે કરોડોની મિલકતો કોના પરસેવા પર રચાય છે! અને એણે જે કરુણ દૃશ્ય જોયું તેથી તેણે લાખોની દોલત છોડી સામ્યવાદી ફકીરી લીધી. એનો ઉત્સાહ પણ અપ્રતિમ. વરસતા વરસાદમાં કે ગાઢ ધુમ્મસમાં પણ એ ખાંસી ખાતો ગરમ ઓવરકોટ ઓઢી નીકળી પડે; કંઈ ને કંઈ પ્રવૃત્તિ કરતો જ હોય.

વિઠ્ઠલભાઈ તો બાહોશ મુત્સદ્દી. ગાંધીજી ગોળમેજી પરિષદમાં હાજરી આપવા આવેલા ત્યારે એમને ગંધ આવેલી કે અંગ્રેજોએ યોજેલી ગોળમેજી પરિષદ એ ગાંધીજીને ફસાવવાની રાજરમત છે. ગાંધીજીને ચેતાવવા એમણે ઘણા પ્રયત્નો કર્યા, પણ એ વખતે વિઠ્ઠલભાઈનું કોણ સાંભળે?

આ બધી થઈ મારા ગુરુઓની વાત. એમાં હું મોતીભાઈ અમીનને પણ વીસરી શકું એમ નથી. મને ગામડામાં કાર્ય કરતો કરવામાં એ પણ હતા. એ ખૂબ જ ઠરેલ અને વ્યવહારુ ગ્રામસેવક. ગ્રામોદ્ધારની યોજના એવી ઘડે કે પાઈનો પણ ખર્ચ ન થાય.

મારા વિષે કેટલાકને થાય છે કે જો હું સરખી રીતે ચાલ્યો હોત તો ઊંચો ગયો હોત. આજે હનુમાનની માફક હૂપાહૂપ કરું છું તેથી કંઈ મેળવી શકતો નથી. આજે હું દિલ તમારી સમક્ષ ખુલ્લું કરવા માગું છું. હું જે કાર્ય કરું છું તે રાજકીય દૃષ્ટિથી નહિ પણ માનવતાની દૃષ્ટિથી કરું છું. ગાંધીજી, ઠક્કરબાપા તથા મોતીભાઈ અમીને જ્યારથી મને ગામડાં દેખાડયાં ત્યારથી સળંગ રીતે મારા જીવનમાં ચાલતું આવતું એકમાત્ર તત્ત્વ તે

ગામડાંની પ્રજાની વફાદારી અને સેવાનું છે. મારો એ ધર્મ બજાવવામાં અંતરાયરૂપ લાગતાં મેં સંસ્થાઓ અને હોદ્દાઓનો ત્યાગ કર્યો છે; કારણ કે હું મૂર્તિપૂજક નથી. કૉંગ્રેસમાં રહીને ગામડાની વફાદારીપૂર્વક સેવા મને શક્ય ન લાગી ત્યારે મેં કપાતે જિગરે અને છલકતી આંખે કૉંગ્રેસની વિદાય લીધી છે. આમ છતાં પણ હું છાતી ઠોકીને એમ કહી શકું એમ છું કે મેં કદી રાજા–રજવાડાં, જમીનદાર કે શેઠ–શાહુકારની ગોદ કે ઓથ લીધી નથી.

કૉંગ્રેસને છોડી હું ચાલી નીકળ્યો ત્યારે વલ્લભભાઈએ પૂછેલું : “હવે શું કરશો ?” મેં કહ્યું : “હવે એકલે હાથે સેવા કરીશ.” અને એ ચમત્કાર પણ બન્યો. ૧૯૧૯માં પંચમહાલના ભીલો પર દુષ્કાળની આફત ઊતરી પડતાં મેં અને ઠક્કરબાપાએ રાહતકાર્ય માટે જનતાને અપીલ કરી. જોતજોતામાં રૂપિયા ૩૩,૦૦૦ની રકમનો ફાળો ભરાયો.

આ રીતે લોકોના દયાદાનથી સેવા ઠીક લાગી ત્યાં સુધી તો કરી...પણ પછી વિચારક્રાંતિ થઈ. મારા મનમાં પ્રશ્ન ઊઠ્યા—આમ જનસમુદાય, પીડિત, દલિત કે શોષિતની સેવા દયા કે સેવાના કામથી થાય કે તેઓના સંગઠનથી થઈ શકે ? તેઓને દયાની જરૂર છે કે ન્યાયની ? Charity or Justice ? મારા મનમાં મંથન શરૂ થયું.

મને ખાતરી થઈ કે દયાદાનથી આમજનતાનું શોષણ કદી પણ નિકાલ નહિ પામે. એમિલ ઝોલાએ આ આખો પ્રશ્ન ચર્ચતી નવલકથા લખી છે તેમાં તેણે ચર્ચા કરી છે : પીડિત–દલિત સમાજને શેની જરૂર છે ?

દયાની કે ન્યાયની ?<br>
દયાની !

તો દયાદાન કોની પાસે માગવાનાં ?

શ્રીમંતો પાસે !

શ્રીમંતો તેમનું ધન ક્યાંથી લાવ્યા ?

શોષણથી !

શોષણથી જે લોકો લક્ષ્મીનો સંચય કરે છે તેની પાસેથી ટુકડો માગવાનો અને તે ભીખનો ટુકડો ગરીબોને વહેંચવાનો ?

એ રીતે ગરીબી ટળશે ?

ગાંધીજીને પણ પ્રતીતિ થઈ હતી કે સત્તાધીશો કે શ્રીમંતો કે જમીનદારોનાં હૃદય–પરિવર્તન કરીને કોઈ દિવસ કિસાનોનું ભલું નહિ થઈ શકે; એ માટે તો કાયદા કરવા પડશે.

કાયદા કરવા પડશે ?

તો કાયદા થાય કેવી રીતે ?

પ્રજામત ખીલવીને, પ્રજામત જાગ્રત કરીને !

પણ પ્રજા કઈ ?

જે શોષાઈ છે, જે ચૂસાઈ છે તે પ્રજાને ?

મને ખાતરી થઈ કે વિરાટ જનતાની વિરાટ શક્તિ જાગ્રત કરીને જ તેમની સ્થિતિ પલટી શકાશે. શોષણરહિત, વર્ગવિહીન સમાજરચનાનું ધ્યેય તો ગાંધીજીએ પણ સ્વીકાર્યું હતું અને આજે દેશના બધા પક્ષો લગભગ એ સ્વીકારે છે. ગાંધીજીએ આ માટે લોકજાગૃતિ અને સંગઠનનો રાહ સૂચવ્યો હતો. આજે હું એ કાર્ય કરી રહ્યો છું. તેમની સેવામાં હું ખુમારી અનુભવું છું.

'મારી વાત કેમ કેટલાક મિત્રો સમજી શકતા નથી ?–મેં એ ઉપર વિચાર કર્યો છે. તેઓ દરિદ્રનારાયણની વાત કરે છે, પણ તેઓ મહેલમાંથી ઝૂંપડાં તરફ જુએ છે. ઝૂંપડાંમાંથી મહેલને જોવો અને મહેલમાંથી ઝૂંપડાંને જોવાં, એ બંનેમાં ભારે ફરક છે. હું તો ઝૂંપડીનો માનવી છું. પગથી પર જીવતો આદમી છું. ત્રીજા

વર્ગની જનતાનો માણસ છું. ગરીબ–કિસાનોની વચ્ચે બેસવું, એમની ઝૂંપડીઓમાં જવું અને એમની વિચારધારા ઝીલવી, એ મારું કાર્ય છે. એ શ્રમજીવીઓના શ્રમ અને આદર્શો તથા મારી સેવાનો સમન્વય સધાશે તો હું જે ક્રાંતિ કરવા ધારું છું એ કરી શકીશ. મારા ટીકાકારો યાદ રાખે કે ઘનઘોર અંધકાર હોય ત્યારે જ ઉષા પ્રકટ થાય છે અને કૂકડો નવપ્રભાતની આહલેક જગાવે છે. મારી એવી પ્રતીતિ છે કે આજે જો ઘનઘોર અંધકાર ફેલાયો છે તો શ્રમજીવીઓના ભવિષ્યનો મંગળ પ્રભાતનો દિવસ નજીક આવી રહ્યો છે. આમાં મારી સફળતા નહિ હોય, એ તો વિરાટ શ્રમજીવી સમાજની હશે. હું તો એ શ્રમજીવી વિરાટનો હાથ પકડી આગળ વધીશ, એની સાચી ઉન્નતિ અને શાંતિ માટે જીવીશ, અને મરીશ તો પણ એ કાર્ય કરતાં જ.

# સૂચિ

( પા–ટી. = પાદટીપ )

સમાપ્ત